# વટલાવવાના સવાલ માટેનો વાદવિવાદ

(બે ભાગ)

પહેલો ભાગ:

દએનની દ્રષ્ટિબિંદુ એ બાબે શું છે તેનો ચિતાર
અવસ્તાના, ગાથાઓના ફકરાઓમાંથી
ક્રમીક હકીકત પ્રમાણે.

---

બીજો ભાગ:

વટલાવવાની બુરહાન તરીકે બતાવેલા
બધા ફકરાઓનો ખરો રદીઓ.

લખનાર તથા પ્રગટ કરનાર:

ડૉ૦ ફેરામરોઝ સોરાબજી ચીનીવાલા,
ઓફથેલ્મીક સરજ્યન, બી એ, એલ. એમ એન્ડ એસ.



૧૩૧૨ ય. ઝ. — ઇ. સ. ૧૯૪૩ જુલાઇ.

# એક અગત્યની ખબર!

## પાક જરથોશ્તી દીનનું ખરૂં નાદર જ્ઞાન મેલવવાની તમોને હોંશ હોય



ટીના

આસરા હઠળ દર બુધવાર સાંજ ૬॥ થી ૭॥ (નવા સ. ટા.) પારસી બજાર, કોટમાં નોબલ ચેમબર્સને ચોથે મજલે આવેલા "ફનૂમ હોલ" માં શેઠ દીનશાહ શાપુરજી મસાની, બી. એ., ની તરફથી થતાં અઠવાડીક વિવેચનોમાં હાજરી આપશોજી.

# વટલાવવાનો સવાલ માટેનો વાદવિવાદ.

## (બે ભાગ)

પહેલો ભાગ:

**દએનની દ્રષ્ટિબિંદુ. અપો ઝરથુશ્ત્ર અને મઝદયસ્નિ દએન અને બીજી મુળ દીનો અને કુલ જગત માટે શું છે?**

આપણો હાલનો વિષય વટલાવવા બાબેનો છે. અંગ્રેજીમાં જેને **conversion** તરીકે ઓળખે છે જેને **proselytism** કહે છે તેવું કંઇ ઝરથોશ્તી દએનમાં છે કે નથી તે જોવાનું છે.

---

બીજો ભાગ:

**વટલાવવાની બુરહાન તરીકે બતાવેલા બધા ફકરાઓનો ખરો રદીઓ.**

લખનાર તથા પ્રગટ કરનાર:

**ડૉ૦ ફરામરોઝ સોરાબજી ચીનીવાલા,**

ઓફથેલ્મીક સરજ્યન, બી. એ., એલ. એમ. એન્ડ એસ.



**૧૩૧૨ ય. ઝ. — ઇ. સ. ૧૯૪૩ જુલાઇ.**

# શરૂઆતના બે બોલ.

ડૉ૦ ફરામરોઝ ચીનીવાલા કૃત ઇલ્મે-ક્ષ્નૂમ બાબે લખાયલી બધી કેતાબોના શરૂઆતના બે બોલ (Forewards) મારા ભલા એ૦ બે૦ ભાઇ અને અવસ્તા-પહેલવી-પાઝંદના તેમજ ઇલ્મે-ક્ષ્નૂમના અઠંગ અભ્યાસી એરવદ ફીરોઝ શાપુરજી મસાની સોલીસીટરની મંજેલ કલમથી અત્યાર સુધી લખાતા આવ્યા હતા, અને તેવણના રેહેલત પામવા પછીથી પહેલ વહેલીવાર લેખકે આ કેતાબનો ફોરવર્ડ લખવાની ફરજ મુજ કમતરીનને માથે નાંખી છે, તે હું ભાઇ ફીરોઝની ગમગીનીભરી યાદ સાથે બજાવું છું, જો કે હું જાણું છુ કે ભાઇ ફીરોઝના જેવી વિદ્વતાથી ડૉકટર ચીનીવાલાની કામેલ કલમથી લખાયલાં આ ૪૫૦ પાનાંના પુસ્તકને પુરેપુરો ઇનસાફ હું આપી શકવાનો નથી.

પાંરસી કોમ અને જરથોસ્તી દીન આઇન અને સમાજને લગતા તેની હસ્તીને જોખમાવનારા જે થોડાક સવાલો આશરે પાંચ દાહકાઓ થયાં જોશ-ભેર આપણા વચ્ચે ઉભરી નીકળી ચરચાતા ગયા છે. તેમા જુદદીનોને એટલે પારકા ધર્મના લોકોને યા તો પારકા ધર્મના લોકોના તોખમ-આદાન સાથ મીશ્રણ થયલાં પારસી લોહીનાં ફરઝંદોને વટલાવીને જરથોસ્તી ધર્મમાં લેવાનો સવાલ અગ્ર સ્થાન ભોગવે છે. એ સવાલના ત્રણ પાસાં કુદરતી રહે છે: (૧) જરથોસ્તી દએનની નજરે તેના હયાત અવસ્તા-પહેલવી-પાઝંદ સાહિત્યમાં જુદદીનોને વટલાવવાનાં કશાંબી ફરમાનો મળે છે કે? (૨) અસલ ઇરાનના ઇતિહાસમાં જુદદીનોને વટલાવી આપણી દએનમાં દાખલ કરવામાં આવ્યાં છે કે? અને (૩) હીંદુસ્તાનમાં આપણી કોમે વસવાટ કર્યાં પછી દેશ-કાળ-સ્થિતિ-સંજોગો જોતાં, તેમજ સામાજીક નજરે (Sociologically) અને સારી ઓલાદની ઉત્પત્તિની વિદ્યા (Eugenics) ની નજરે, જુદદીનોને યા જુદદીન લોહી સાથ પારસી લોહીનું મીશ્રણ થયલાં લોકોને આપણી કોમમાં દાખલ કરવાં ઇચ્છવા જોગ છે કે? આવા ત્રણ પેટા-સવાલોનો સંપૂર્ણ સંતોષકારક સાચ્ચો ફડચો પારસી આલમ સમક્ષ રજુ કરવાની જરૂર છે.

જ્યારથી ઇ. સ. ૧૯૦૩ માં જુદદીનોને વટલાવવાની હિમાયતમાં મરહુમ શેઠ ખરશેદજી કામાજીની સ્કુલના જાણીતા અવસ્તા-પહેલવી સ્કોલર મરહુમ એરવદ તેહમુરસ્પ દીનશાહજી અંકલેસરયાએ જરથોસ્તી ધર્મ-સાહિત્યમાંથી

અહીં તહીંથી તારવી કાઢેલા ફકરાઓના કહેવાતા ટેકા સહિત ગુજરાતીમાં ચોપાન્યું પ્રગટ કર્યું, ત્યારથી એ સવાલે ઘણું ગંભીર રૂપ પકડયું છે, અને જુદ્દીનોને વટલાવવાની હીમાયત કરનારી નાની સુધારક પક્ષને ટેકો આપનારાં આ ચોપાન્યાંએ જુદ્દીનોને વટલાવવાની સામેના કોમના અતી મોટા ઓરથોડોક્ષ વર્ગને હચમચાવી મુકયો છે, અને કોર્ટ દરબારના અને બીજા ઝઘડાઓમાં કોમને મોટા ખર્ચ અને રંજના ભોગે નાહક સંડોવવામાં આવી છે.

પણ એજ બેહેસ્ત-અહેરેહ કામાજીની સ્કુલના બીજા તેવાજ કાબેલ અવસ્તા-પહેલવી સ્કોલર શેઠ ખોદાબક્ષ એદલજી પુનેગર બી.એ., એ મરહુમ એરવદ અંકલેસરઆનાં છપલાં ચોપાન્યાંની ઈ. સ. ૧૯૧૪ માં તદ્દન અપક્ષપાત તપાસ લઈ, એ ચોપાન્યામાં આપેલી ધર્મ-સાહિત્યની શાહદતો તેમજ ૧૯૦૪ નાં સાલમાં એ સવાલ તપાસવા નેમાયલી ૧૧ ધર્મ-અભ્યાસીઓની નાની સબ-કમીટીના રીપોર્ટમાં સમાવેલી કહેવાતી અવસ્તાની શાહદતોને જમીનદોસ્ત કરી એક સાચ્ચા ધર્મ-અભ્યાસી તરીકે બાહીમત પુરવાર કરી આપ્યુ છે કે જરથોસ્તી દીનમાં કોઈબી જુદ્દીનોને વટલાવવાનુ કશુંજ ફરમાન છેજ નહી અને આવેબી નહિ, કારણ કે Internal Evidence અને External Evidence મુજબ માઝદયસ્નિ જરથુસ્ત્રી દીન આ ધરતી પર બરપા થયલા સર્વે ધર્મોમાં પહેલ વહેલીજ દીન હતી અને આ સૃષ્ટિ પર થયલા અનેક પેગમ્બરોમાં અશો સ્પીતમાન જરથુસ્ત્ર સાહેબ પહેલા પેગમ્બર તરીકે જન્મ્યા હતા અને કુલ દુન્યાને અને બીજા પાછળથી બરપા થયલા ધર્મોને માનોઈ રોશની ઝરથુસ્ત્ર સાહેબે એકલાએજ પુરી પાડી હતી, જે વિચારને અવસ્તા સ્કોલરશીપની આખી સ્કુલનો ખુલ્લો ટેકો છે એ તો જાણીતી વાત છે. શેઠ પુનેગરનાં આ ચોપાન્યાંએ અવસ્તા-પહેલવી-સ્કોલરોમાં તેમજ કોમમાં ઘણો સારો છાપ બેસાડયો હતો. હાલમાં એ ચોપાન્યું કમયાબ થવાથી પારસી વેજીટેરીયન એન્ડ ટેમ્પરન્સ સોસાયટી તરફથી ફરી રીપ્રીન્ટ થયું છે. અને તેના પોસ્ટેજના બે આના મોકલવે મુફ્ત પુરું પાડવામાં આવશે.

આટલું છતાંબી, આ દુન્યા પર જેમ બુરાઈ ફરી ફરીને ફાટી નીકળ્યા કરે છે અને તેની સામે વીરોધી ચલવલ ચાલુ રાખવાની જરૂરયાત રહે છે, તેમ આ જુદ્દીન સવાલનું ભયંકર દરદ કોમમાં ફરીફરીથી ફાટી નીકળ્યા કરે છે. શમ્શ-ઉલ-ઓલમા દસ્તુર ડો૦ માણેકજી નસરવાનજી ધાલા, પી. એચ. ડી., એ ઈ. સ. ૧૯૧૭ માં "Zoroastrian Theology" નામની કેતાબ ઈંગ્રેજીમાં પ્રગટ કરી હતી, જેમાં અનેક ધાર્મીક સવાલોની તપાસને બહાને એવણે

આખી કેતાબમાં એકની એક બાબદને બહુજ વજન આપ્યા કીધું છે કે જરથોસ્તી ધર્મ તો જુદદીનોને વટલાવવાની તરફેણમાં છે, વીગેરે આ ઇંગ્રેજી કેતાબ કાંઇબી વિરૂધ્ધતા વગર જો એમની એમ કોમમાં જાયજ રહે, તો જુદદીનીઝમના હીમાયતીઓની લુલી ભાંજીફોડી નાંખેલી શાહદતોને ટેકો મળ્યા કરે, અને ડૉ૦ ધાલા જેવા સુધારક દસ્તુરજીનું નામ એ કેતાબ સાથે જોડાયલુ એટલે ભવીશના કોર્ટ દરબારના ઝઘડાઓમાં તેનો ટેકો લેવામાં આવે. (જો કે જસ્ટીસ દીનશાહ ધનજીભાઇ દાવર જ્યારે પારસી પંચાયતના ટ્રસ્ટી હતા ત્યારે એ ચોપડીની વિરૂધ્ધ પડી પંચાયતને તેની નકલો ખરીદતાં અટકાવી હતી.) તેવું બનતું અટકાવવા કાજે બેહેસ્ત-બેહેરેહ ભાઇ એરવદ ફીરોઝ શાપુરજી મસાની સોલીસીટરે મરહુમ જસ્ટીસ દીનશાહ દાવરના moral અને pecuniary ટેકા સહિત એક સાચ્ચા ધર્મ અભ્યાસી તરીકે અને ઇલ્મે-ક્ષ્નૂમના પુજારી તરીકે બન્ને બોરદુએથી ડૉ૦ ધાલાના પુસ્તકની અપક્ષપાત બારીકબીન તપાસ લઇ, તેમાં સમાયલી જુદદીન સવાલની હીમાયતનો, તેમજ બીજા જરથોસ્તી દીન અને ભલા રીવાજોને હસી કાઢનારા વીચારોનો પોતાના ઇંગ્રેજી પુસ્તક નામે "Zoroastrianism, Ancient & Modern" નામની દળદાર કેતાબમાં ઘણીજ કાબેલ્યથી સખત ભાષામાં રદીઓ આપ્યો હતો. કમનસીબે, બેહેસ્ત-બહેરેહ એરવદ ફીરોઝની કેતાબ ઇંગ્રેજીમાં હોવાથી, તેમાંના સુંદર વિચારો જાણવાથી કોમ અત્યાર સુધી બેનસીબ રહી છે, જો કે હવેથી **ફ્રશો-ગર્દ**ના અંકમાં એક અવસ્તા પહેલવી અભ્યાસી તરફથી તેનો કટકે કટકે તરજુમો પ્રગટ થનાર છે.

પણ આ જુદદીન સવાલનું દરદ Hydra-headed હોવાથી, એક ગમથી માથું તેનું છટકાવ્યે તો બીજી ગમથી વધુ જોશમાં તુરત ઉગી નીકળે તેમાંનું હોવાથી, ચાલુ મોટે ભાગે જુદદીન ઓરત અને પારસી મરદને પેટનાં ફરઝંદોની નવજોત કરી વટલાવવાના છુટાછવાયા દાખલા બનતાજ રહ્યા છે. પણ છેલ્લે છેલ્લે તો ગયે સાલ ઇ૦ સ૦ ૧૯૪૨ માં અતેરાં પર એ વાત જઇ બે ત્રણ દીવસમાં જથ્થાબંધ (En masse) વાંસદામાં આવાં જુદદીનોની ૭૭ નવજોતો થવા પામી, ત્યારે તો આખી કોમ ભડકી ઉઠી અને મરહુમ શેઠ કામાજીની સ્કુલના અવસ્તા પહેલવી સ્કોલરો જેમાંના કોઇ કોઇ એક વાર જુદદીન સવાલની તરફેણ કરનારા હતા તેઓ (ડૉ૦ ધાલા) વટીક ઘણાજ ત્રાસી ગયા, અને છાપામાં જબરી ચર્ચા જાગી, અને કોમના ઘણાં જાણીતાં નર-નારીઓએ એ જાલેમ બદીને હમેશની દાટી દેવાની **કોમી પત્ર જામે જમશેદ**માં મજબુતમાં

મજબુત હીમાયત કીધી. પણ અત્યાર સુધી આપણા વચ્ચે એવી એક કોઇ સરળ કેતાબ કે જેમાં જુદદીનોને વટલાવવાના જરથોસ્તી દએનના ધાર્મીક અને અસલી ઇરાની શેહેનશાહતોના ઇતીહાસીક પુરાવાઓ-દલીલો પેશ કરવામાં આવી હોય, તેવી કેતાબની ગેરહાજરીમાં તમામ પારસી અનજુમનનાં શીખેલાં કે નહી શીખેલાં ગૃહસ્થો કે બાનુઓ પોતાનું અચુક મત ભારપુર્વક દર્શાવી શકતાં નહીં હતાં. તે ખુટ અને ડૉ૦ ફરામરોઝ ચીનીવાલાની આ દળદાર સરળ જબાનમાં લખાયલી આશરે ૪૫૦) પાનાંની ગુજરાતી કેતાબ પુરી પાડે છે અને ઘણા લાંબા કાળ સુધી પુરી પાડશે. ડૉ૦ ફરામરોઝ ચીનીવાલા પોતે હાલની ડોક્ટરી કેળવણી પામેલા (B. A., L. M. & S., & Opthalmic Surgeon) હોવા ઉપરાંત, ઇલ્મે-દ્દનમના ઘણા ચુસ્ત અભ્યાસી છે અને સાથે અવસ્તા-પહેલવી-પાઝદ-ફારસી ભાષાઓ અને સાહીત્યનો અચ્છો કાબુ ધરાવે છે, એટલે આ જુદદીનોને વટલાવવાનાં આપણી કોમમાં ઘડી ઘડી ઉભરી નીકલતા દરદને બારીકાઇથી બધી બોરદુએથી—ધર્મ, ઇતીહાસ અને સમાજની દ્રષ્ટિબીદુએ Diagnose કરી ઓળખી કાઢી, તે દરદ થવાનાં ખરાં કારણો અને તેને મુનબેખથી ઉખેડવાનાં અકસીર ઉપાયો—તેજ મધ્યબીદુએથી યાને કે ધાર્મીક-ઇતીહાસીક-સામાજીક નજરે પોતાની કેતાબમાં જણાવવાની ઘણી આફ્રીન લાયક કોશેશો કરી છે. એવણે પોતાની કેતાબને બે ભાગમાં વહેંચી છે: (૧) પહેલા ભાગમાં ૧૨૦ પાનાં સુધીમાં જરથોસ્તી દએનમાં અને અને અસલી ઇરાની શાહેનશાહતમાં જુદદીનોને વટલાવવાનુ Conversion-Proselytism જેવુ કર્યું છે કે, તે વિષય સામાન્ય રીતે બારીકાઇથી હાથ ધર્યો છે. (૨) બીજા ભાગમાં હુ ઉપર જણાવી ગયો છું તેમ મરહુમ એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ અને તેમના મળતાવિશેકો તરફથી જુદદીનોને વટલાવવાની બુરહાન શાહદતો તરીકે જે બધા ફકરાઓ અવસ્તા-પાંહુલવી-પાજંદ કે ફારસી કે ઇતીહાસીક વિગેરે બહાર પાડવામાં આવ્યા છે તે તમામ ફકરાઓમાં વટલાવવાની જરાબી હકીકત છેજ નહી તે માટેનો વાદવિવાદ રજુ કરી, તે ફકરાઓનો ખુદ ગ્રામર-ફાઇલોલોજીનેજ આધારે અને સાથે સાથે ક્ષ્નુમીક સમજણ ઉમેરીને ખરો તરજુમો અને સાર આપી જુદદીનોને વટલાવવાના નેહેસ્ત સવાલને હમેશનો જમીનદોસ્ત કર્યો છે.

આ કેતાબના પહેલા ભાગમાં ગાથા-વદીદાદ-યઝશ્ને-યસ્તોમાંથી ફકરાઓ ટાંકીને પેગામ્બર સાહેબ સ્પીતમાન ઝરથુસ્ત્ર સાહેબનો દરજ્જો કુદરતમાં કેટલો આલા છે અને કુલ આદમજાતની ઉપર નેમાયલા અને માનવીઓને દાદારે જે જે દીનમાં જન્મ આપ્યો છે તે દીનનાં ફરમાનો તેઓ ઓર મરતબામા પાળી પોતાનો બખ્ત સફળ કરે

તેવી રીતની સામાન્ય દોરવણી કરનારા મઝતી મરતબાનાં દાદાર અહુરમઝદના એક નાયબ (રતુ) તરીકે કેવી રીતે ચીતારેલા છે, અને એજ મુળ સબબસ્સર માઝદયસ્ની ઝરથુસ્ત્રી દએન સૃષ્ટિમાં સર્વેથી પહેલવહેલી જાહેર થઈ પછીજ બીજા ધર્મોની નેગેહબાન માદર તરીકે, પોતાનાં બચ્ચાં તરીકે તે તે ધર્મોને તેઓના મહાન પુરૂષો મારફતે લાયક વખતે બહાર લાવવા અને આગળ ચલાવવા કાંય નિરમાણ થઈ છે, તેનો ચીતાર અવસ્તા–પહેલવી–પાજંદ સાહિત્યની નજરે તેમજ સાથે સાથે ઇલ્મે–ક્ષનુમની દ્રષ્ટી–બીંદુએ લેખકે લંબાણુથી સાધારણ વાંચનારને સમજ પડે તેમ આપ્યો છે. બેહેસ્ત–બહેરેહ ઉસ્તાદ સાહેબ બેહેરામશાહ શરાફ હમેશાં સમજાવતા હતા કે દુન્યામાં પાંચ મુળ ધર્મો નામે જરથોસ્તી–હીંદુ–ઇસલામ–યાહુદી અને ખ્રીસ્તી જે થયલા છે તેના પેગામ્બરો દાદારથી કુદરતના અચળ કાયદાઓ અનુસાર નેમાયલા છે તે બધા ધર્મો એકસરખા તે માલેકની નજરમાં મુબારક છે.

ભણનાર કુલ આલમની રહ દરોસ્તી ઇચ્છે છે:–અહુરમઝદ ખોદાએ અવજુનીએ મરદુમ મરદુમ સર્દગાન, હમા સર્દગાન. અહુરમઝદ ખોદાયે જે દરેક ઇનસાન સરદ, જીરમ. જાતના, ઇનિસાનને આગળ વધારનાર છે તે તેઓને વધારતાજ રહો (હયાં અહુરમઝદ ખોદાયે અને અવજુની શબ્દો અર્થ સુચક છે, જેમાં મઅની છે. હોરમઝદ છેલ્લી ગોલ છે. અને ખોદાય શું છે? તે ગોલને પુગવા ખએતવ=કુજથી રહાઇ જોઇએ તેવી સ્વતંત્રતા અપાવનાર મારેફતી શકિત છે જે ભોગવતો કરાવીને અહુ તરફ લઇ જશે. હોરમઝદે સૃષ્ટિ કીધી પછી તે કંઇ બેસી રહેતો નથી. પોતે ઉરવર કાઢી બીજી શકિત કાઢીને તેઓ મારફતે ભોગવતો કરાવે છે–આમ તે ખોદા ભોગવતો કરાવશે. આવી રીતે હોરમઝદ ઇનસાનોને ભોગવાવી પોતા તરફ ખેંચશે. આ મીથ્ર છે જેને હોરમઝદ ખોદાના code word માં મુકાયા છે. અવજુની present continuous tense બતાવે છે, તે તરફ વધતો રહુ, વધતા રહો, એમ દુવા બતાવે છે.)

હમબાયસ્તે વેહાન=વેહાનો જેઓ અવીજેહ દીને માઝદીઅસ્નીને પુગી શકયા છે તેઓ ચોકકસ મારફતો મેલવવા નસીબંત થયા છે એટલેજ તેઓ વેહાન નેકાન થયા. તે બધી સામગ્રી મને મલો (તે સામગ્રીમાંની મુળ શું છે તેને હવે માંગે છે) ઓએમ બેહેદીન માઝદીઅસ્નાન=હું એક નાકસ ઇનિસાન માઝદીઅસ્નાનો માંનો એક છું તેને આગાહી, આસ્તવાની નેકી રસાનદ. આગાહી=રૂએ આપો અને અસ્તવાની=દીનની ઉપર સાબેત રહેવાની ગની, ઉતયુઇતી અને જર્જદાઇતી આપો અને નેકી આપો, એટલે જેબી કંઈ હું

કરું તેમાંથી ગવનીજ ગતી થાએ એટલે પારકાનું ભલું થાય, મારો સ્વાર્થ હું જોઉં નહિ તેવી ઉંચ મતી ગવની ગતી આપો. અએદુન બાદ=એમ થશેજ.

ફકત તે પાંચે ધર્મોના મરતબામાં ફરક છે. દુન્યામાં **પાંચજ** મુળ ધર્મો કાંય રહે તેનું હકીકતી કારણ એવણુ એ જણાવતા, કે જે સાત ગૃહોની નુરાની જીરમાની આલમ છે, તેમાંના પાંચ ગૃહો-જીરમોને તાલુકે દાદારે **પાંચજ** દીનો (અવસ્તા **પંચ-તકએષ-**વેરેન) બનાવી છે—નામે બરજીસ (ગુરૂ)ની માઝદયસ્ની જરથોસ્તી દએન, તારદ (બુધ)નો હીંદુ-બુધીસ્ટ ધર્મ, હાથમ (મંગળ)નો ઈસ્લામી ધર્મ, નાહીદ (શુકર)નો યાહુદી ધર્મ અને કએવાન (સની)નો ખ્રીસ્તી ધર્મ; જ્યારે બાકીના બે ગૃહો ખુરશેદ (રવી) અને માઓંઘહ (ચંદ્રમા) પોતે બરજીસ (ગુરૂ)નેજ લગતા અમુક મરતબાના હોવે (તેઓને અવસ્તામાં દાદાર હોરમઝદની જોડયા આંખો તરીકે "નેમો આખ્યો દોઇથ્રિાબ્યો" શબ્દોમાં ખાસ નમન કીધેલું છે), એ બે ગૃહોના ખાસ ધર્મો નહી રહેતાં બરજીસની મુળ માઝદયસ્ની જરથોસ્તી દીનની મદદ સહીત અમુક સંજોગોમાં બધા ધર્મોને ટકાવ અને પોષણ પુરું પાડયા કરે છે, જેઓને તેટલા માટે અવસ્તામાં "**થ્રાયો તકએષ**" (૩ તકએષ) ના ખાસ ભેદમાં વર્ણવેલા છે એમ ઇલ્મે-ક્ષ્નૂમ વધુમાં સમજાવે છે. ત્યારે જેમ એક સ્કુલમાં અનેક ચહડ ઉતર ધોરણો (Standards) રહે, જે બધાંની છેવટની નેમ તો તે વર્ગોના બધાં છોકરાંઓને લાયકાત મુજબ સૌથી ઉંચ ધોરણે અંતે પુગાડવાની હોય છે, તેમજ દાદાર અહુરમઝદે પોતાના અચલ અમર પ્લાન નામે અહુનવર મુજબ સાતે આસ્માનોની ચહડ ઉતર નુરોની જીરમાની આલમ, ઉપરથી હેઠળ આવતાં બીજી આલમ તરીકે ખાસ બનાવેલી છે, અને જુદી જુદી જીરમોમાંથી અમુક અમુક રવાનોને તેઓમાં પડેલાં નુરી રયોમંદ મરતબા મુજબ પસાર કરાવીને, પછી જે જે જીરમમાં રવાનો દાખલ થયાં હોય, નુરી તત્વ પોતામાં આમેજ કર્યું હોય અને ત્યાં આગલ સાબેત થયાં હોય તે દરેક જીરમને લગતાં છેડાના રવાનોને ઇનસાનો તરીકે તે તે જીરમને લગતા ધર્મમાં અત્રે ગેતી પર દાદાર ઉતારે છે, અને તેઓની જીરમની એટલે ધમની ફેરબદલી તેઓની રૂહાની લાયકાત તપાસીને દાદાર એકલાજ કરે છે. આ બાબે ગાથામાં ખુલ્લું કહ્યું છે કે "**દએનાઓ હાતાંમ વહિશ્તા**" હસ્તી તરફ-દાદાર તરફ લઈ જતી જે બધી દએનો-દીનો મુકરર થયલી છે, (જીરમોનો લગતી ઉપર સમજાવ્યા મુજબ દીનો "**પંચ તકએષ**" અને "**થ્રાયો તકએષ**" ના ભેદની અત્રે થયલી છે), તેમાં માનવીઓને સૃષ્ટિ રચનાની શરૂઆતથીજ ઉતારવામાં આવેલાં છે. આવી રીતે ઉપર જણાવેલા બધા મૂળ ધર્મો તરફ માઝદયસ્ની જરથોસ્તી

દએનમાં અત્યંત માનની નજર અને સહનશીલતા બતાવવા ખાસ શીખવવામાં આવ્યું છે, ના, એટલુંજ નહી, પણ એક માઝદયસ્ની જરથોસ્તી પર પોતીકા ધર્મને વળગી રહી બીજા બધા ધર્મોને "દએવ"–"દ્રવાઓ" એટલે "જડતા–અંધકાર–બદી" તરફ ઢળતા અટકાવવાની અને દએવને મારી–સુધારી–બાંધી ભલાઇમાં ફેરવવાની ફરજ ખુદ ગાથામાં અને બીજા અવસ્તામાં જાબજા નાંખવામાં આવી છે, આ **"દએવ"–"દ્રવાઓ"** શબ્દની ખોટી માની લીધેલી સમજણ ઉપરથી એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ જેવા વિચારના અવસ્તા અભ્યાસીઓ વટલાવવાના સવાલ ઉપર સદંતર ખોટી રીતે દોરવાઈ ગયા છે. **"નાઇસીમી–દએવો"—"વિદએવો"** એટલે "દએવને મારવા–દએવથી અલગ થવા" જે કહ્યું છે તે તો ખુદ માઝદયસ્નીઓ અને બીજી દીનવાલાઓ જેઓ **"દએવ"–"દ્રવાઓ"**=કુદરતની કાળી બાજુ તરફ ખેંચાઈ જતા હોય અને અશોઇના રસ્તાથી દુર ફેંકાતા હોય, તે બધાને કુદરતના રોશન રસ્તા તરફ–અશોઈના રસ્તા તરફ દોરવા એટલોજ અર્થ ધરાવે છે. જો "દએવ–યસ્નીઓ" નો અર્થ "બીજી દીનવાલાઓ–જુદદીનો" એવો કરવામાં આવે, તો જરથોસ્તી દીન સિવાય બીજી બધી દીનો દએવની એટલે કુદરતના રાહથી ઉલટી અને બદી તરફ લઈ જનારી છે એમ ઠરે. આવું બોલવું યા માનવું એ ખુદ દાદાર હોરમઝદ, ઝરથુસ્ત્ર સાહેબ, ગાથા અને બીજા અવસ્તાને અપમાન કરવા બરાબર છે, કારણ કે દાદાર હોરમઝદે ખુદ ગાથા મુજબ અનેક રોશન પથની **દીનો–પંચ તકએષ** બનાવી તેમાં માનવીઓને જન્મ આપતા આવ્યા છે અને ઝરથુસ્ત્રને તમામ દીનોને દોરવવાની સરદારી (રતુગીરી) આપી છે, તે બીના ખોટી ઠરે. જરથોસ્તી ઇલ્મે–ક્ષ્નૂમ મુજબ પાંચ **ગાથાઓ** (ગાથાઓ એટલે ભણતરજ નહિ પણ યઝતી સરદારો) તે **પંચ રતુઓ** છે, અને દરેક જીરમ ઉપર એકેકો ગાથા–સરદાર દાદારથી નેમાયલો છે: (૧) સનીની જીરમ ઉપર અહુનવદ ગાથાની સરદારી છે; (૨) શુક્રની જીરમ ઉપર ઉસ્તવદ ગાથાની, (૩) હાશમની જીરમ ઉપર સ્પેન્તોમદ ગાથાની, (૪) તારદની જીરમ ઉપર વોહૂ–ક્ષથ્ર ગાથાની, અને (૫) બરજીસની (ઝરથુસ્ત્રી) જીરમ ઉપર વહિસ્તોઇસ્તિ ગાથાની યા ઝરથુસ્ત્ર ગાથાની નેગેહબાની નેમાયલી છે. એમાંજ પાંચે ગાથાનાં ભણતરોની ખરી ખુબી સમાયલી છે, અને સરોશ યસ્ત વડી (કરદા ૩) મુજબ સરોશ યઝતે (યાને કુલ્યાતી ફરમાંન બરદાર યઝતોએ) સ્પીતમાન ઝરથુસ્ત્ર સાહેબના ગાથાઓ પહેલ વહેલા ગાયા હતા, તે ગાથાઓ કાંઈ આપણા વચ્ચે હાલમાં ભણાતા ગાથાના પાંચ હાના ભણતરો

નથી, પણ કુદરતમાં પાંચ ગાથાઓ પાંચ જીરમોની સરદારી ધરાવી જીરમોને લગતા પાંચે મુળ ધર્મોનાં ઇનસાનોને દોરવવા દાદારની મરજી બજાવી રહ્યા છે અને તેટલા માટે અહુનવર ગાઈ રહ્યા છે, તે પાંચે ગાથાઓને, કુલ્લે યઝતો દાદારની સરોશી કરીને અને ઝરથુસ્ત્ર સાહેબ નાયબ થઇને ઇનસાનોને પાંચે જીરમો–ધર્મોની રોશની પામવામાં મદદ કરી રહ્યા છે, તેની યાદ સરોશ યસ્ત વડીના ૩ જા કરદામાં છે. હવે ગાથાઓમાંથી "દએવ–દ્રેગવન્ત–દ્રવાઓ" એટલે કુદરતની કાળી બાજુ અને તેના પુજારીઓને સખત શબ્દોમાં કાંય ધીક્કારેલા છે અને તેથી **"દએવ–યસ્ની અને દ્રેગવન્ત"** એટલે જુદદીન ધર્મો અને પર ધર્મ-વાળાઓ નહિજ, પણ કુદરતમાં કાળી–બુરી બાજુ તરફ ઢળનારા, પછી તેવા ઢળનારા માઝદયસ્ની જરથુસ્તી દીનના હોય કે પારકી દીનોના હોય, તે બધાંનેજ એ શબ્દો કાંય લાગુ પાડેલા છે, તેની સાધારણ વાંચનારનેબી સમજ પડી શકશે. એજ **"દએવ"**=કુદરતની સીહા કાળી બાજુ–બદીને કુદરતમાંથી–દીનોમાંથી–તમામ વિચારોમાંથી–બાંધવા–હંકારવા–તોડવા–ફેરવીને ભલાઇમાં લાવવા એમ ઉત્તમ કીમીયું કરવા ખાતરજ **વંદીદાદ** એટલે **"વિ–દએવો–દાત"** એટલે "દએવ–જડતા–બદીનાં મૂળથી બધાં રવાનોને અલગ કરવા–મુક્ત કરવાના કાયદાઓ શીખવવા વંદીદાદ નામનું ભણતર તેમજ ક્રીયા ખુદ પેગામ્બર સાહેબે પુષ્કળ રમ્ઝ (ભેદો) થી ભરપુર માંથ્રની અજાયબ ભાષામાં રચીને આપણને એનાયત કરી છે, અને તેને માટે ખાસ આથ્રવન વર્ગ ઉભો કીધો છે, તેવાં સુંદર વંદીદાદનાં ભણતર–ક્રીયાને આજે સુધારક પક્ષ તરફથી હસી–ધીક્કારી કાઢવાની શેખી થયલી છે. આવું આવું તો અનેક જાતનું ક્ષ્નુમીક મીષ્ટાંન અવસ્તા–પહેલવી વીગેરેના ટેકા સહીત ડૉ૦ ચીનીવાલાએ આ પુસ્તકના પહેલા ભાગમાં પીરસ્યું છે, અને જરથોસ્તી ધર્મને મારીને મુસલમાન બનાવનાર એવા આળમાંથી સદાને માટે મુક્ત કર્યું છે. જેમાંથી ઘણો ટુંક સાર મેં વાંચનાર આગળ રજુ કર્યો છે.

એમના બીજા ભાગમાંબી ડૉ૦ ચીનીવાલાએ એવીજ કમાલ કરી છે. વટલાવવાના સવાલના મુખ્ય મુખીઓ એરવદ તેહમુરસ્પ દીનશાહજી અંકલેસરીઆ તેમજ ડૉ૦ ધાલા, જેમની ધાર્મીક દલીલોને તોડવા બબ્બે જાણીતા અવસ્તા પહેલવી સ્કોલરો—શેઠ ખોદાબક્ષ પુનેગરે સાહિત્યની અને સાદી સમજની દલીલો અને એરવદ ફીરોઝ મસાનીએ મે ઉપર જણાવ્યું તેમ પોતાનાં લખાણોમાં સત્તાદાર સાચ્ચી ધાર્મીક સાહિત્યની તેમજ ક્ષ્નુમીક દલીલો પેશ કરીને તેઓને માહાત કર્યાં છે,— જે બેમુળ પુસ્તકોનો આજ સુધી રદીઓ અપાયો નથી, તેમાં ડૉ૦ ચીનીવાલાએ આગળ વધી

એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆની અને તેમને ટેકો આપનારી ૧૧ અવસ્તા સ્કોલરોની કમીટીની દલીલોની તુલોતવીલ લંબાણથી તપાસ લઇ તેઓના આમર-શબ્દાર્થનેજ વળગી રહીને, તથા વધારાની દ્દનુમની દ્રષ્ટિ બીંદુએથી તે દલીલોના પુરચે પુરચા ઉડારયા છે અને ધીરજથી વટલાવવાની તરફેણના કહેવાતા અને ટાંકવામાં આવેલા એકેએક ફકરાને શબ્દે શબ્દ લઇને તેને દ્દનુમની રોશનીમાં અજબ દીપાવ્યા છે અને એક સાધારણ વાંચનારથી સમજી શકે એવી સરલ જબાનમાં એવણે દલીલો પેશ કરી છે. ઘડી ઘડી ધાન ખાવાના કહેવાતા વટલાવવાની તરફેણના એકના એક ફકરાઓ રજુ કરનારા અવસ્તા અભ્યાસીઓને એમાંથી ઘણું નવું જાણવાનું-શીખવાનું મળશે અને ભવીષ્યમાં તે ફકરાઓ રજુ કરી જરથોસ્તી દીનની હસી કરતાં અને તેમ કરી પરકોમીઓ અને પરધર્મીઓની નજરમાં જરથોસ્તી દીનનો કુદરતમાં સૌથી આલા મરતબો ઉતારી પાડતાં તેઓ જરૂરજ અટકશે.

હવે આપણે એ વટલાવવાનો સવાલ—ઢેડ-ચમાર-મોચી-ઘાંચી—બેહુન્યાદી ગમે તેવાને "બોલ દીન" કરી, ખલ્કો ઓળવાવી, જરથોસ્તી દીનમાં આમેજ કરવાના સવાલની વહેવારૂ બાજુ અપક્ષપાતપણે સાદી સમજથી તપાસી આ ફોરવર્ડ ખતમ કરીશું. આપણામાં અત્યાર સુધી જે જે વટલેલોની ધુરી છ્બાઈ નવજોતો થઈ છે, તે કેસોમાં ઘણે મોટે ભાગે જુદદીન સ્ત્રીઓ સાથ પારસી મરદો પહેલે પ્યારમાં-હવસમાં ફરી પડી સીવીલ મેરેજ કરી યા તો આડો સંબંધ રાખી, પોતાનાં એવી ઇસ્લિતથી પેદા થયલાં ફરઝંદોને બળજબરીથી કોમના ગમે તેવા સખત ઠરાવો છતાં દીનમાં દાખલ કરવાના બનાવો બનતા આવ્યા છે, અને આવી રીતે જેમ કોઇનાં મકાનમાં તેની રજા વગર ઘુસનારને ખુલ્લી રીતે ચોર કહેવામાં આવે છે, તેમ કોમની સમતી વગર કોમમાં બળ-જબરીથી પ્રવેશ કરનાર "પાછલે બારણેથી દાખલ થનાર" વટલેલ ચોર નહી તો બીજા કયાં નામે ઓળખાય? કોમની ઢીલી પડેલી નીતી રીતીને સુધારવાને બદલે આવું પગલું નીતી રીતીને શું જોખમાવનારૂં નથી? કોમનું બંધારણ નબળું પડે તો કાંઇ ગુનાહ નહી, નીતી રીતીમાં આપણી કોમના સભાસદો બગડી પડે તો કાંઈ ગુનાહ નહી, પણ પારકી દીનની ઓરતો કે રખાતોને પેટનાં ફરઝંદોને રખડતાં કરવાં એ દીનની નજરે બહુ ગુનાહભર્યું કહેવાય, એવું સમજાવનારા કોમના કેટલાક ડાહ્યા દોઢચતુરોને વધુ ફાવતા અટકાવવાની આખી કોમની પોતીકી ફરજ છે. અત્યાર સુધીમાં પારસી કોમની વસ્તી વધારવાને બહાને એવાં પાછલે બારણેથી દાખલ થયલાં વટલેલ મર્દ-ઓરતથી

પારસી કોમને કેટલું બધું ગંભીર નુકસાન થયું છે તેનો ધીરજથી અભ્યાસ કરવાની જરૂર છે. જરથોસ્તી દીનનું શિક્ષણ તોખમની જાળવણી-પાસ્બાની પર પહેલું વજન મુકે છે, જ્યાં તોખમની ખોરવણી થાય ત્યાં દીનની ખોરવણી થાય છે, જેણે શોશર-મની બગાડી તેણે દીન બીગાડી, કારણ કે મુળ બગાડો પારકાં લોહીનું મીશ્રણ કરવાથી ઓલાદ-ઓકાદ-બુન્યાદી-ખાનદાનીના બગાડામાંજ અંતે આવે છે, અને કોમની ખાનદાન વૃત્તિ ધીમે ધીમે નષ્ટ થાય છે. એમાં નથી દીનનો ફેલાવો થતો કે નથી કોમની આબરૂદાર વસ્તીનો વધારો થતો, પણ એવી ઇલ્લિતનાં ફરજંદોનાં દાખલ થવાથી પરીણામ કુદરતના "પઇત્યો-ગેત" ને કાયદે—એટલે "કરે તેવુંજ ભરે" ને કાયદે એજ આવ્યું છે કે આપણી કોમની છોકરીઓ બુન્યાદી કે કોમની લાજ તજી દઇ ખુદ પારકા ધર્મના મરદો સાથે કહેવાતા પ્યાર-હવસમાં ફસી પડી છડેચોક સીવીલ મેરેજ કરી જાય છે. પાછલે બારણેથી બહારનાંઓને આપણામાં લેવા જતાં આપણાંજ ફરજંદો તેજ પાછલે બારણેથી નાહાસ્વા લાગ્યાં છે, જે બનાવને હવે કોમ લાઇલાજ થઇ અટકાવી શકતી નથી. કુદરત તો અદલ ઇનિસાફી છે, "બુરાંને બુરૂં ને ભલાને હમેશ ભલાઇ" ગાથા મુજબ પોહોંચાડે છે. આપણું પાછલે બારણેનું પગલું બુરૂં છે તે કુદરતથી નહિ સંખાવાને લીધે દાખલા-દ્રષ્ટાંતથી પુરવાર કરવા આપણાંજ બચ્ચાંઓ પાછલે બારણેથી બીજી પરકોમમાં ચાલ્યાં જાય અને આપણી કોમની વસ્તી ઘટી જાય એવો હેબતાવનારો મામલો કુદરતે હમણાં હમણાં રજુ કર્યો છે. જેઓને આંખ હોય તેઓ હજીબી સવખતે ચેતે અને આજ સુધી પાછલે બારણેથીજ આવતા રહેલા વટલેલોને આપણી દીનમાં લેવાની હિમાયત કરતાં હજીબી અટકે તો ઠીક છે, નહિ તો કોમની વસ્તી વધારવાને બદલે કોમને નાશના ખાડામાં ઉતારવા માટે તેઓજ કુદરતના ગુનેહગાર જવાબદાર ઠરશે. દુર નહિ જતાં આપણે હિંદુસ્તાનમાં આવ્યા પછી એવો એકબી દાખલો કદીબી આપણે સાંભળ્યો છે કે જેમાં ઘણા ભલા ખાનદાની પર કોમના મરદો-ઓરતો, જેઓએ આપણી જરથોસ્તી દીનનો બહુ બારીકીથી અભ્યાસ કર્યો છે, અને જાહેરમાં જરથોસ્તી ધર્મને વખાણ્યો છે, અને જેઓ તેનાપર ચુસ્ત રીતે મોહિત વટીક થયાં છે, છતાં તેઓએ કહેવાતા પ્યાર કે હવસમાં લપટાયા વગર દીનને ખાતરજ દીન પર ફીદા થઇ સિદ્ધિ રીતે આપણી દીનમાં દાખલ થવાની કદીબી કોમ સમક્ષ માંગણી કરી છે કે?—જો કે તે ભલા પરધર્મીઓ સારી રીતે જાણે છે કે પાછલે બારણેથી વટલેલો આપણી દીનમાં આંકોશ વગર ઘુસી શકે છે. ઉપર મુજબનો એવો એકબી દાખલો પાછલે બારણેથી

દીનમાં વટલેલોને ઘુસાડનારા કોમના હેતના કટકાઓ બતાવી શકનાર નથી. ત્યારે શા સારૂ આવી નીતીરીતી જોખમાવનારી ઉતરતી પંક્તિની હિમાયત તેઓ વખત કવખતે કરી કોમને નાહકની સંતાપે છે.

ગમે તેવો પરાયા ધર્મનો હોય, પણ જો તે જરથોસ્તી દીન પર મોહિત પડી, તેનાં ફરમાનો-તરીકતો-બંદગીઓ પોતાના ઘેરે અમલમાં લેવા માંગે (અને તેવાબી કેસો પડેલા છે) તો તેને તેમ કરતાં કોઈ અટકાવવાનું નથી, ભલેને તેની નવજોત નહિ થઈ હોય, પણ કુદરતનો રહેમી માલેક તેને કોઈ જન્મમાં જરથોસ્તી બનાવનાર હશે તો તેને તેમ હક છે, તો પછી ખાલી ખલકો ઓળવી કોમની વસ્તી વધારવાને બહાને ગમે તેવાં હલકી વર્ણોનાં ખરાબ ઇલ્લિતથી પેદા પડેલાં ફરજંદોને દીનમાં આમેજ કરવાથી અને કોમને ઉપર જણાવ્યું તેમ છુપી રીતે નુકશાન પોહોંચાડવાથી કોણનું ભલું થનાર છે. ખચ્ચીત ડૉ૦ ચીનીવાલાએ વટલાવવાના સવાલની બધી બાજુઓ ઇલ્મ્યતથી તપાસી આ પુસ્તક રચીને પારસી કોમ પર અને જરથોસ્તી દીન પર હમેશનો આભાર કર્યો છે.

આ દળદાર પુસ્તક વાંચીને હમા પારસી અનજુમન જ જો સદાને માટે બીદાર થાય અને ખભાંસે ખભું મેળવી સાચ્ચો સામનો વટલાવનારા હિમાયતીઓને આપે, તો લેખકનો હેતુ બર આવશે અને તેવણની મહેનતને જરૂરજ જશ મળશે.

ખુદાતાલા ડૉ૦ ચીનીવાલાને એવાં એવાં ઉમદા પુસ્તકો રચવાને માટે અને કોમની અને દીનની દસ્તુમીક લાઇનથી સાચ્ચી નાદર સેવા બજાવવા માટે બીસ્યાર તનદરોસ્તી સાથે દેર-જીવસ્ની ને શાદ-જીવસ્ની જરૂરજ બક્ષશે! આમીન !

બેહેરામ બાગ,<br>
ગામ ઑશીવરા, પોસ્ટ મલાડ,<br>
તા. ૭મી જુલાઈ ૧૯૪૩.

**દીનશાહ શાપુરજી મસાની.**

# દિ બા ચો.

ઝરથોસ્તી દીનમાં બીજી દીનવાલાઓને લેવાય કે નહી એ ચર્ચા આજે કેટલાક વર્ષો થયાં ચર્ચાઈ રહી છે. એ ચર્ચાના નિરાકરણ માટે બે મુળ સવાલોનો નીર્ણય કરવાનો છેઃ એક સવાલ એ છે કે દીનમાં લેવા બાબેની મતફેરી અસલ ઈરાની શહેનશાહતમાં હતી કે, અને તેવી મતફેરી અદ્યાપી લગી એટલે આજથી ૫૦ વર્ષની અગાઉ લગીમાં હીંદમાં હતી કે? બીજો સવાલ એ છે કે દીની સાહિત્યમાં કેથેબી પારકા ધર્મનાને લેવાનું કહ્યું છે કે?

આપણે પહેલાં પહેલો સવાલ લઈએ. ઈરાની શહેનશાહતોમાંની છેલ્લી સાસાનીઅત શહેનશાહતનો દોરજ આપણે લઈશું કેમકે તેની અગાઉની મુલુકે-તવાએફો અને શહેનશાહતો વીષે ઘણું ખબર નથી.

સાસાનીઅત શહેનશાહતમાં મઝદયસ્નાન પ્રજા આજની હિન્દુ પ્રજાની માફક અનેક જાતોની હતી. મઝદયસ્નીપણુ તે બધાઓનો સામાન્ય પ્લેટફોર્મ હતો. અનેક જાતો હોવા છતાં તે બધાઓ પોતાને મઝદયસ્નાન કહેતા હતા અને પોતાના ખુનને, પોતાની ઓકાદ ઓલાદને "અહાર" તરીકેની ઓળખાવતા હતા. આજે જેમ આર્યન અને સેમેતીક અને તુરાનીઅન વીગેરે વીગેરે એમ પ્રજાના વર્ગો કીધેલા હતા, તે રીતે પ્રજાઓને લેવાની ઢપ જુની દુન્યામાં હતી નહી, કેમકે આગલા મઝદયસ્નાનો-પછી તેઓ ઈરાનના હોય કે તુરાનના હોય કે ચીનના હોય કે હિન્દના હોય કે રશીઆના હોય-કેડેનો હોય, તેઓ પોતાનાં ખુન-સોશરમાં **અહારિપણું** પડેલું છે એમ વાજબી મગરૂરી લેતા હતા. આ બધી પ્રજાઓની તેવી મગરૂરી જ્યાં લગી તેઓ મઝદયસ્નાન હતા ત્યાંજ લગી રહેતી. તે મઝદયસ્નાનોની પ્રજાઓમાંની જે પ્રજાઓ વટલાઈ જતી હતી એટલે તે વટલાતી પ્રજા **અનઅહારિ** તરીકે ઓળખાતી હતી.

સાસાનીઅન જમાનમાં આવી ખ્રીસ્તી વટલેલ મઝદયસ્નાન પ્રજાઓ હતી જેઓ ધર્માંધ થઈ ઈરાનને વટલાવવા માંગતી, રોમને પોતાનો મુરબ્બી ગણતી અને રોમનો સાથે ઈરાનને હરહમેશ અથડામણમાં લાવતી હતી. આવી વસ્તુ-સ્થીતીને લીધે સાસાનીઅન શહેનશાહતમાં એ બધા અસલના વટલેલ મઝદયસ્નાનો જેઓ અહારિમાંથી અનારી થયલા તેઓને દીન સમજાવીને પાછા લેવાની કોશેશ થતી હતી કે જેથી રાજ કારોબારમાં ઘણી

ઉથલપાથલ થતી અટકે. ત્યારે સાસાનીઅન જમાનાની દીનમાં લેવા બાબેની વસ્તુસ્થિતિ તદ્દન ખાસ હતી અને તેમાં રાજદ્વારી કારણોનો મુળ હેતુ હતો.

સાસાનીઅન શહેનશાહતની અગાઉની અખમની અને મીદીયન શહેનશાહતોમાં દીનમાં લેવા બાબેના કંઈ પ્રયોગો થતા હતા કે તે જાણીતું નથી. પણ તે વખતે મઝદયસ્ની ધર્મ સાથે તારદ વર્ણના પુર્વ અને પશ્ચિમના મુરતીપુજક ધર્મો હતા તેમ યાહુદી ધર્મ હતો. તારદી વર્ણના મુરતીપુજક ધર્મો વચ્ચે મારામારી હરીફાઈ જેવું હતું નહી—ના, તેઓ તો એક બીજાની મુરતીઓ વધુ લાભકારક હોય એમ સમજીને ઉંચકી લઇ જવા આતુર હતા. એવી વસ્તુસ્થીતીમાં તેઓ વચ્ચે કંઈ વટલાવવાનું નહી હોય. પણ યહુદી ધર્મ જ્યારે ઉગતો ગયો ત્યારે તે ધર્મ અને ગ્રીક ધર્મની મુરતીપુજા વચ્ચે એક બીજા વચ્ચેની ચઢીઆતાપણાની તકરારો થવા લાગેલી, કે જે તકરાર છેક સેકન્દરના વખતમાં દપત પડેલી. અહિંયાં ત્યારે દીનમાં લેવાની કંઇક ઝાંખી વાત આવે. માઝદયસ્ની ધર્મ સાથે તેઓને કંઈ ચઢીયાતા ઉતરતાપણાની તકરારો હતી નહી કેમકે મઝદયસ્ની દીન માટે ગ્રીક ધર્મને તો માન હતુંજ અને યાહુદી ધર્મ તો મઝદયસ્ની ધર્મને પોતાના મુરબ્બી તરીકેનો અને **જીહોવા**નોજ ગણતો અને મઝદયસ્ની ધર્મનો ઘણો ભાગ તેઓમાં આવેલો છે. દ્રુજપરહેજની ચીજો તેઓએ મઝદયસ્ની દીનમાંથી લીધેલી છે.

મીડીયન શહેનશાહતની આગળની ઇરાની શહેનશાહતો હતીકે એમ આજના ઇતિહાસમાં મનાતું નથી. પણ ખરી રીતે જોતાં મીડીઅન શહેનશાહતો અગાઉ મુલુકે-તવાએફો હતી, તેની અગાઉ કુદરવન વંશ હતો, તેની અગાઉ હુઆફ્રીદ વંશ હતો, તેની અગાઉ કેઆની વંશ હતો, તેની અગાઉ પેશદાદી વંશ હતો. એમ પેશદાદીઅન, કેઆનીઅન અને ત્યાર પછીથી હુઆફ્રીતન અને ત્યાર પછીની કુદરવન શહેનશાહતો હતી અને પછીથી મુલુકે-તવાએફો થયલી હતી. આજના ઇતિહાસને તે શહેનશાહતોની ખબર નથી. આ બધી શહેનશાહતોમાંની કેઆની શહેનશાહતમાં પેગામ્બર સાહેબ આવેલા. પેગામ્બર સાહેબના વખતમાં અને અગાઉ બધેબધ સીરફ માઝદયસ્ની ધર્મજ એક યા બીજા આકારમાં હતો. જેને જુનો હિન્દુ ધર્મ કહે છે તેબી માઝદયસ્નીજ હતો. તેમ યુરોપ દેશની જુની પ્રજાઓમાં જે દંત કથાઓ છે તે બધી પેશદાદીઅન વખતની કથાઓને મલતી છે—ના, તેવીજ કથાઓ છે એટલે તે બધેજ ઠેકાણે માઝદયસ્ની ધર્મના આકારો હતા એમ કોઈબી સમજી શકશે. પણ આ વખતે **દેવ યરનીને** નામનો

એક તરીકો હતો જેમાં કુદરતની કાળી બાજુની પરસ્તેસ હતી. આ **દેવ-યસ્ની**માં પેદા કરનાર દાદાર જેવું કંઇજ મનાતુ નહિ અને **ફ્રશો-ગર્દ** કહેતા મુકિત કહેતા દાદારમાં મલવા જેવું મનાતું નહિ. **દેવયસ્ની** તરીકાનો આવો મુદ્રાલેખ હતો. આ **દેવયસ્ની** તરીકો જગત ઉપરના મઝદયસ્ની ધર્મોમાં ભેળાઇને તે ધર્મને ઉતારી પાડતો હતો, જેથી તે દીનોને **અક દએન** કહેતા હતા. ઝરથુસ્ત્રે માઝદયસ્ની ધર્મને તાજે કીધો અને વધુમાં દેવયસ્નીને હમેશના મારવા માટેની **યસ્નો** આણી પાવ મહેલનો ભેદ ઉભો કીધો અને ભવીષ્યમાં બીજી દીનો જે થવાની હતી તેઓ માટેનાં બીયાં રોપ્યા. એમ બધી દીનોના અહુ તરીકે ઝરથુસ્ત્ર નેમાયલા હતા. ત્યારે જેને માઝદયસ્ની ઝરતોસ્તી દએન કહુ છે તેનો માઝદયસ્ની આકાર ઝરથુસ્ત્રના વખતમાં અને તેવણુની અગાઉથી જગરેલ પછીથી આખી દુન્યા ઉપર હતો-પણુ દેવયસ્નીએ તે અસલના માઝદયસ્ની આકારને બગાડેલો માટે તે બગડેલા આકારને સુધારીને નવી માઝદયસ્ની દીન થઇ કે જેમાં દેવયસ્નીને મારવાનો અને બીજા ભવિષ્યમાં થવાના ધરમના બીયાંને રોપવાનો વધારો હતો, જેને માઝદયસ્ની ઝરતોસ્તી દએન કહે છે. ત્યારે ઝરથુસ્ત્રના કેઆની વખતમાં તેમ તેવણુની આગળના વખતમાં દીન એકલી માઝદયસ્ની તરીકેની હતી માટે ત્યાં વટલાવવાની વાત આવે નહિ પણુ દએવ-યસ્નીને તોડવાની વાત આવે. આ દેવયસ્નીને તોડવા માટે જગતમાં આથ્રવનો જાએ-જતા હતા તે કાંઇ દીન ફેલાવવા જગતમાં જતા હતા એમ કહેવાય નહી પણુ દીનને સમારવા જતા હતા એમ કહેવાય. ગાથામાં ત્યારે સાર્વજનીકપણુાનો ભેદ છે કેમકે તેમાં દીનોની વાત છે અને દએવ-દ્રેગવન્ત કહેતાં અશોઇથી દુર જતા દેવયસ્નીને તોડવાની વાત છે. દએવ-દ્રેગવન્ત અશો-ઇને માને નહિ એટલે દાદારને માને નહી અને મુકિતને માને નહિ. પણુ દીનો જેઓને કહીએ તેઓમાં તો દાદારની માન્યતા હોય અને મુકિતની માન્યતા હોય છે. ત્યારે ઝરથુસ્ત્રના વખતમાં અને ત્યાંથી છેક ૨૦૦૦ વર્ષ લગી માઝદયસ્ની ધર્મજ હતો કે જેને દ્રેગવન્તોથી-દએવયસ્નીથી દુર રહેવાનું હતું.

પછીથી તારદ વર્ણુની દીનો થઇ જે કેઆની જમાનાની આખરીથી શરૂ થઇ. પછી યાહુદી દીન થઇ જે મીદીઅન જમાનમાં હતી-મીદીઅન માઝદયસ્નીઓની કુમક ઉપરજ ઉભેલી હતી. પણુ આ બધી દીનો તે વખતે એકએકના જોતીઓને એકએકમાં ખેચવા માંગતી હતી નહિ. જુદાઇ ધર્મ જ્યારે ટટાર થવા લાગ્યો ત્યારથી એવી ભુલામણી શરૂ થઇ. માઝદયસ્ની પ્રજાની અનેક વર્ણો જ્યારે આ જુદાઇ તેમ ખ્રીસ્તી દીનો જે ઘણી પછીથી થયલી

તેઓમાં વટલાતી ગયલી અને રાજકારોબારમાં ખલલ કરવા લાગી ત્યારેજ તે વટલેલાને પાછા દીનમા લાવવાની કોશેષ સાસાન જમાનમાં થયલી હતી. આટલા ઉપરથી માલમ પડશે કે જેમ આજે ખ્રીસ્તી અને મુસલમાનો વટલાવે છે તેવુ કાંઈ પણ તે શહેનશાહતોના જમાનામાં હતુંજ નહિ.

હિન્દમાં આપણે આવ્યા ત્યારે તદ્દન પગભેર ન હતા તોપછી ત્યાં વટલાવવાની વાત આવેજ કેમ–બના કદી કદી એવા બનાવ જો બનવા પામ્યા હોય તો તે બનાવો બધાની સમતીથી થતા હતા, એટલે દીનમા લેવા બાબેની તકરાર છેક અત્યાર લગી હતીજ નહિ. આજે કાય થઈ છે તેના કારણો આ લેખમાં આપેલા છે.

પણ આજે જે ફાઇલોલોજીના અભ્યાસની રૂહીએ ધર્મનો અભ્યાસ થઈ રહે છે તેમાં એમ માનવા જડ ઘાલીને બેઠા છે કે ઝરતોસ્તી ધર્મ મીશનરી છે એટલે ખ્રીસ્તી–ઇસલામીઓની માફક વટલાવવાનો છે. આ માન્યતા તદ્દન ખોટી છે. આવો ભુલાવો ક્યા કઇ ભુલમા રહયો છે? આ સાહેબો **દએવ-યસ્ની**માં બીજા ધર્મોને લઈ લે છે. **ગાથા**માં તેમ બીજા **અવસ્તા**મા દેવને મારવા કહયું છે માટે આ સાહેબો બીજા ધર્મને દેવોના કહીને એમ સમજાવે છે કે ઝરતોસ્તી ધર્મ મીશનરી છે. આ એક મોટો ભુલાવો છે. અવસ્તામાં કે બધેબધ દેવયસ્નની સામે પોકારો છે દએવ–દ્રેગવન્ત સામે પોકારો છે; બીજી દીનો સામે પોકાર નથી પણ બીજી દીન માટેની રક્ષા છે. અવસ્તામાં દાદારને **વીસ્પ-વીદવાઓ** કહયા છે એટલે બધું જાણનાર કહયા છે. **વીસ્પ-વીદવાઓ દાદારે અવસ્તા**માં બધું જે થઈ ગયુ થવાનુ છે તે કહયું છે, તો શું દીનો વિષે કંઈ **અવસ્તા**મા છેજ નહિ? શું દીનોને દેવોના તરીકે કહયા છે? શું ફાઇલોલોજીનો દીની અભ્યાસ આમ શીખવે છે?

ફાઇલોલોજી ઘણી કામની વીદ્યા છે પણ દીનની હકીકત કે જેને ઇલ્મ કહે છે તેના જ્ઞાન વગર ફાઇલોલોજી એકલી દીનને ફિકલી શકતી નથી માટેજ આજે દએવ-યસ્ની તેમ દીનોને એકજ લાકડીએ હાંકીને, દેવને મારવા જે કહયું છે તેને દીનોને મારવા તરીકેનું લઇને પછી ઝરતોસ્તી દીનને મીશનરી ધર્મ તરીકે ટોકી બેસાડે છે. આ કેવળ ખોટું છે.

**નાબુરસી**ના **દએવા**માં બીજા ધર્મમાંથી વટલાવવાની વાત નથીજ. દએવ એટલે જડતા. ત્યારે જડતા જે કેથેબા હોય તેને દુર કરવાની વાત તેમાં છે. જડતા શુ છે? જડતા દાદારને મુળ તરીકે માનતી નથી, જડતા **ફ્રશો-ગર્દ**=

મુક્તિ એટલે મુળ દાદાર તરફ જવાનું માનતી નથી, પણ બધી દીનો તો પોતપોતાની રીતે તે બધું માને છે, માટે દએેવ તે દીનો નથી. દએેવ શબ્દ જડતા તરીકે માઝદયસ્ની દીનમાં છે અને દએેવ શબ્દ યઝત તરીકે હિન્દુ ધર્મમાં છે તેના ભેદો કદીબી ફાઇલોલોજી બનાવી શકેજ નહિ—ઉલટું ઓર ગોટાળો કરે. દએેવને મારવું તે દીનોમાંથી વટલાવવું નથી—એમ ત્યારે માઝદયસ્ની ધર્મ આજના અર્થનો મીશનરી ધર્મ એટલે બીજા ધર્મોમાંથી પોતામાં વટલાવનારો ધર્મ નથીજ. કદીબી તેણે એમ કીધું નથી અને કરશેબી નહિ. ત્યારે આજે જેઓ ઝરતોસ્તી ધર્મને **મીશનરી ધર્મ** કહે છે તેઓ બીજા ધર્મોને અને દએેવની વ્યાખ્યાને એકજ ગણી કાઢે છે જે એક ભયંકર ભુલ છે.

પણ **ગાથા**માં તેમજ **યજશ્ને**માં દીનોનો ભેદ છે, તે બધું હમોએ બતાવેલું છે અને દએેનનું લક્ષણ તે બધેથી **નાઇસીમી દએેવ** કરવાનું એટલે દેવને મારવાનું છે તે બતાવેલું છે. પણ આપણે ઉપર જોયું કે માઝદયસ્ની પ્રજાઓ જ્યારે દેવયસ્ની થાય યા બીજી ખ્રીસ્તી જેવી દીન કે જે ખુદ પોતાના અસલ ફરમાનો ભુલીને વટલાવવાનું શોધે છે તે દીનમાં વટલાય ત્યારે તે માઝદયસ્નીઓને પાછું લેવાની રીત **વંદીદાદ**માં છે. એટલે જે દેવના ફરેબથી તે વટલ્યો તે દેવને તોડવાની હીકમત **વંદીદાદ**માં છે.

આજના વીદવાનો જેઓ દીનમાં લેવાનું માને છે તેઓ તો **વંદીદાદ**ને **યઝશ્ને**ને હલકાની કાઢે છે અને ગારફ **ગાથા**નેજ પેગામ્બરની દીન કહે છે—બીજાને પાછળના ઉમેરાઓ કહે છે. પણ રમુજની વાત તો એ છે કે **ગાથા**માં તો સીરફ દેવનેજ મારવાની હકીકત છે જ્યારે **વંદીદાદ**માંજ એક ઠેકાણે વટલેલા માઝદયસ્નીઓને દીનમાં લાવવાની વીગત આપી છે. એમ જે ભાગને તેઓ ઉતરતો ગણે છે તે ભાગ ઉપરથી તો આજનાઓને દીનમાં લેવાનુ કંઇ કારણ મળે છે પણ જે ભાગને તેઓ અસલનો ગણે છે તેમાં તો તેવું કશુંએ નથીજ.

આજનો ફાઇલોલોજીનો અભ્યાસ **યસ્ન** તેમ **વંદીદાદ**ને સમજી શકતો નથી અને સમજશેબી નહિ. તે અભ્યાસની બધી તર્કો તે **યસ્ન** અને **વંદીદાદ** માટે સરથી પાય લગી સીરફ ખોટી છે. ફાઇલોલોજીથી જે તરજુમા થયા છે તે ઘણે અંશે અપુર્ણ છે. તરજુમો કરતી વખતે તેઓએ ફીલાપદના પદો અને મુડોની ઉપર બીલકુલ ધ્યાન આપ્યું નથી અને તેઓ આપી

શકતાઓ નથી તેમ વિભક્તિને ગમે તેમ મનમાંગતી બદલે છે. ગ્રામરને ખુદ તેઓ માન આપી શકતા નથી. વળી પહેલવી તરજુમાને તેઓ ઘણોજ અપુર્ણું ગણે છે. પહેલવી સાહેબોને અવસ્તાનું ગ્રામર ખબર હતું નહી એમ તેઓ કહેવાની તુમાખી રાખે છે. પણ ક્ષ્નુમની હકીકતથી જ્યારે ફાઇલોલોજીને કામે લગાડીએ છીએ અને ક્રીયાપદોના પદોને મુડો અને વિભક્તિઓને બરાબર લાગુ પાડીએ છીએ ત્યારે જે કંઇ અર્થ નીકળે છે તે પેલા પહેલવી અર્થ સાથે મલતાપણું દેખાડી શકે છે. એમ ક્ષ્નુમની હકીકતથી અને ફાઇલોલોજીની મારફતથી જે કંઈ ઉકેલ થઈ છે તે અને મીરક્ ફાઇલોલોજીની ઉકેલ છે તે વચ્ચેનો કેટલો મોટો ફરક છે તે આ ચોપાન્યામાંથી માલમ પડશે.

ત્યારે દીનમાં લેવું–તેનો ભેદ શો છે? જુદા જુદા અદ્યિામોમાં દીનમાં લેવાની હકીકત કંઈ હતી? ખરી રીતે જોતા ઝરતોશ્તી દીનમાં વર્ણોની જીરમોની દીનોની હકીકતો છે. દાદારની તે હીકમત છે. આજેબી **યજશ્નેના ૧૯ હા** માં તે ખુલ્લી છે માટે ઝરતોસ્તી દીનમાં વટલાવવાનું હોયજ નહી, અને છેજ નહી. **વટલાવવાનું આખા ગાથામાં કે આખી યઝશ્નેમાં કે વીસ્પર્દમાં કેઠેજ નથી. પણ ઝરતોશ્તી ધર્મમાં દેવને એટલે કુદરતની કાળી બાજુને જડતાને મારવાનું છે–તેજ તેનું એખલું સર્વોપરી મીશન છે.** માટેજ ઝરતોસ્તી દએનમાં રૂપીએ બાર આની પાવ મહેલની વીગત છે. એવો દેવને જડતાને મારનારા મીશનનો તે મીશનરી ધર્મ છે. પણ આજે જેમ ખ્રીસ્તીઓ–મુસલમાનો કરે છે તેવો તે મીશનરી ધર્મ છેજ નહી–થઇ શકશેજ નહી. ના, તે પાછલા ધર્મોની તે વટળાવવાની મતીજ તેઓમાં ઘુસેલા દેવને લીધે છે કે જે દેવને તોડવાજ ઝરતોસ્તી દએનના યસ્ન અને **નાઇસીમી–દએવ**નો ભેદ ચાલુ થઈ રહવા છે.

ગાથાઓમાં તો દએનાઓ એટલે અનેક દીનો અને તેઓના સઓષ્યંતોનો ભેદ આવેલો છે. તે દીનોને દાદારેજ બનાવેલી કહી છે. તેઓમાંથી મુક્તિ મળે–તે દીનોને ઝરથુસ્ત્રથી નેમાયલી કુનીઅતના સઓષ્યંતો લાવશે–તે દીનો એક બીજાને પોતાનું પુન્ય ભેટ આપે એવું બધું ખુદ **ગાથામાં** હોય–તેમ **યઝશ્નેના હા ૧૯** મા **પન્ચ તકએષ**ની વાત હોય **પન્ચ રતુ**ની વાત હોય–એવું બધું જે દીનમાં હોય, તો તે દીનમાં વટલાવવાની વાતજ કેમ–કયાંથી આવે. ભલેને આજનો અભ્યાસ દએનાઓનો અર્થ અને તકએષનો અર્થ ભલતો કરે; તેથી તો કહીએ છીએ કે ક્ષ્નુમ વગર ફાઇલોલોજી જીવ વગરના મુરદાં જેવી છે.

પણ જ્યારે માઝદયસ્નીઓ દએવથી ભમાઇ જઇ–દેવથી ભમાયલા બીજા ધર્મોમાં પેસી ગયલી બુરી દલ્લતથી તે ધર્મમાં વટલાય તો તે દેવને મારીને તે વટલેલ માઝદયસ્નીને શુધ્ધ કરીને ખરી તેની દાદારે આપેલી વર્ણમાં લેવાતી રીત, દેવને મારવાના **વંદીદાદ**માં છે, તે વીગતથી કંઈ ઝરતોસ્તી દીનમાં વટલાવવાનું છે એમ કહેવાય નહિ. ત્યાં તો માઝદયસ્નીઓની વર્ણ અને દીન કે જેઓને દાદારે કીધી છે તેઓમાં અહીરીમને ફરેબ કીધો માટે તે કોઈ વટલાયો છે તેથી તે ફરેબો તોડી અહીને તોડીને તેને અસલ તેની વર્ણનો કરવાની વાત છે. દેવથી ભમાયલા અન્ય ધર્મો અકદીન થાય કે જેમ દેવથી ભમાયલી માઝદયસ્ની દીન અકદીન થાય છે–તે બેઉના જોતીઓને દ્રેગવંત કહે છે તે ખુબ ધ્યાનમાં લેવાનું છે.

ત્યારે આજે જે બધી માન્યતા ફ્રાઇલોલોજીના કેટલાક અભ્યાસીઓ લઇ બેઠા છે તે સીરફ ખોટી છે. માઝદયસ્ની દીનને મોશનરી કહીને એટલે બીજાને વટલાવનારી કહીને તેને અપમાન કરવું ખરેજ ગુનાહ છે કેમકે એવું કહેનારા બીજી દીનોને દેવયસ્ની ગણે છે. હમો ફ્રાઇલોલોજીના અભ્યાસીઓને અપ્રમાણીક કહેતા નથી. તેઓ બીજી દીનોને દેવોની ઉપમા તરીકે અવસ્તામાં જોતાબી હોય! પણ અહિંયાંજ ક્ષુમનું હકીકતી જ્ઞાન મદદે આવે છે. ક્ષ્નુમ શીખવે છે કે **પન્ચ તકએષ** અને **પન્ચ રતુ** મુળ છે. **રાઈતી હનકરેથેમ** એટલે તેઓનો છેડો આખરનો નતીજો રાદી છે–દાદારની મરજી પ્રમાણેનો છે. પણ દએવ તે બધામાં ધસી જઇને તેઓને તેઓના પ્રમાણની અશોઇમાંથી રદ કરવા માંગે છે. તેઓના **રાદતી હનકરેથેમ**ને **અરાદતી** કરી છેડો જે **ફ્રશો–ગર્દ**નો છે તેને રદ કરવા માગે છે. આવા મામલાની દીનોનો ચીતાર **અવસ્તામાં** અકદીન તરીકેનો છે, પણ તે દએવને ત્યાંથી મારી કાઢવાજ પાવ મહેલ–યરનો–યઓજદાથ્રેગરી અને દરૂજ પરહેજની હિકમત છે–જે દરેક બસ્તે–કુસ્તીઆન કરીને તેમ કુલ્યાતી રીતે યસ્નારૂપે થઇને દીનોમાં ઘુસેલા દએવને મારે છે અને અન્ય દીનો જે અકદીન થઈ છે તેને હુદીન કરી શકે છે. પણ ત્યાંબી દેવને મારવાનું કહયું છે–વટલાવવાનું કહયું નથી. પણ જે કોઈ માઝદયસ્ની વર્ણના હોઇને બીજી ઉતરતી ગતીમાં ઉતરી પડે તેને તેના દેવથી અભડાતથી દુર કરીને અસલ વર્ણમાં લેવાનું છે તે હકીકતજ નોખી છે.

એમ ત્યારે આપણે જોયું કે દરેક દીન પછી તે અસલ માન્યતાની હોય કે દેવથી ભમાયલી હોય તે દરેકમાં દાદારની માન્યતા છે–અને દાદાર તરફ જવાની મોક્ષની માન્યતા છે. પણ દેવયસ્નીમાં નો દાદારની મોક્ષની માન્યતાજ નથી, ત્યાં તો નાશ અંધકાર છે. ત્યારે ઝરતોસ્તી દએન આવી દએવીક ગતીને

મારનારી છે,–હેવ પછી દીનોમાં હોય કે વટલેલોમાં હોય કે ધર્મસ્થળોમાં હોય કે કેહેબી હોય. **મઝિશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચાનો** દીનનો એલકાબ કંઇ ધર્મગુરૂઓની મગરૂરી "નથી" પણ તે તો દાદારની કુદરતની નુમાયશ્ને છે. સદભાગ્ય જેના હોય તેજ દાદારની તે જુબાનીને માથે ચડાવે–હેવ તો તેને હસીજ કાઢે.

હમો ફરી ફરીને કહીશું કે હમો ફાઇલોલોજીના વખાણનારા છીએ–વખોડનારા નથી. ના, ફાઇલોલોજી અને ગ્રામરની મારફતે હમો ક્ષ્નુમની હકીકતોને દીનમાંથી બતાવીને ક્ષ્નુમની સત્યતા દેખાડી શકાએ છીએ. પણ હમો તે ફાઇલોલોજી કે જે દએવને–દ્રેગવન્તને બીજા ધર્મો તરીકે ઓળખાવે તેને માન આપીશું નહિં. ફાઇલોલોજીની કાયનાત જેટલી હોય તેની પુર્વે તે જઇ શકે નહી. ક્ષ્નુમની હકીકત દીનની બત્તિનો પ્રકાશ અને તે જલતી બત્તીનું તેલ છે, અને ફાઇલોલોજી ગ્રામર વીગેરે તે જલતી બત્તીની વીક Wick કાપડની બનેલી વસ્તુ છે, અને તેમાંથી જે દીવો બળે તેથીજ ખરી રોશની મળે એ હમારા ઉસ્તાદના શીક્ષણને ખોદાના હોકમથી હમો પુરવાર કરી ખરૂ પાડી શકેલા છીએ. એમ ત્યારે હમારા ઉસ્તાદ તો હકીકતી ઉસ્તાદ છે જ્યારે આજના ફાઇલોલોજીના સાહેબો હમારા મારેફતી રાહનુમાઇઓ છે.

આજે કેટલાક સાહેબો ઝમાના પ્રમાણેના વિચારોથી અને તે પ્રમાણેની પોતાની માન્યતાઓથી તે માન્યતાનો ચશ્મો પહેરી અવસ્તાનો તરજુમો કરવા જતા ઘણા ઘોટાળાઓ કરે છે, અને તેમ કરવા જતા તેઓ ખુદ ગ્રામરનેબી મરડી મોચરી નાખવા જાય છે. **અવસ્તા**માં અમુક લોઘતો છે. ખુદ પહેલવી તરજુમામાંબી અમુક **અવસ્તા** શબ્દોને એમના એમજ લીધા છે–તેનું પહેલવી કીધું નથી તે ઉપરથી લોઘતો **અવસ્તા**માં છે તે સત્યને કોઇબી ના પાડી નહિ શકશે. લોઘતોની ખબર ફાઇલોલોજીને કેમ હોઇ શકે? નહિજ હોઇ શકે. ત્યારે આજનો ફાઇલોલોજીનો અભ્યાસ કાંય ખરા ભેદને પુરી શકતો નથી અને લોઘતોની ખરી ઉકેલામણ વગર તેમ ક્ષ્નુમની હકીકત તેલરૂપ જ્ઞાન વગર અર્થનો અનર્થ કરે છે એટલુજ નહી, પણ કોઇ વખતે તે સુત્રોના મુળ મર્મ અને સંદેશાનેબી ઉલટાવી નાખે છે.

અવસ્તા અને પહેલવી સાહિત્યના બંધારણ અને તેને સમજવાની ચાવી ક્ષ્નુમના સંબંધમાં અત્યાર આગમજ ઘણું લખાયું છે, માટે તે બધી હકીકતો અત્રે પાછી રજુ કરવાની જરૂર નથી. છતાં ફાઇલોલોજીના અમુક વીદવાનો

હાલના હયાત અવસ્તા, પહેલવી અને પાઝંદ સાહિત્યના પોતાના ફાંટા મુજબ કીધેલા તરજુમાઓ ઉપરથી અને અમુક જરથોસ્તી દીની સાહિત્યમાં વપરાયલા લોઘતોના મુળ સમજણની ગેરહાજરીમાં એવું ઠોકાઠોકાને વરસો સુધી કહી રહયા છે કે જરથોસ્તી ધર્મ એક 'મીશનરી' ધર્મ છે. એટલે જરથોસ્ત સાહેબે પોતાની દીન બીજાઓમાં, યાને અન્ય ધર્મવાલાઓમાં અને અન્ય પ્રજાઓમાં, અથવા હલકી ઉચી લોહીની અને ગુણોની ખાસીઅત ધરાવનારા સર્વે કોમમાં ફેલાવવાનું ખાસ ફરમાન આપ્યું છે.

ખરેખરી રીતે જરથોસ્તી દીનમાં તેવું કોઇપણ ફરમાન છેજ નહી, બલ્કે જરથોસ્તી દીનનાં ખરાં બધારણ અને કાર્યની કોઇને સમજ હોય તો તે આવી તેના બધારણ અને મહાન કાર્યની વિરૂધ જતી વાતો કરેજ નહીં.

જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમની મકતબ તરફથી અત્યાર આગમજ અનેક જુદા જુદા દીની વિષયો ઉપર સોના-દર-સીનાથી ચાલી આવતા ઇલ્મે-ક્ષ્નુમના દ્રષ્ટીબીન્દુથી રોશની નખાઇ ચુકી છે, પરંતુ આ વટલાવવાના સવાલ ઉપર ક્ષ્નુમના દ્રષ્ટીબીન્દુથી સપુર્ણ પ્રકાશ પડયો નથી.

વાંસદા સ્ટેટના કોઇક પારસી પુરૂષ અને હલકી કાળીપરજ વર્ણની માતાઓથી પેદા થયેલાં વર્ણશંકર બાળકોની કોઇક સુધારક મોબેદોએ કીધેલી જુદદીન નવજોતો ઉપરથી જરથોસ્તી દીનમાં વટલાવવાનું ફરમાન અપાયું છે કે નહી તે સવાલ ફરી પાછો પ્રગટી નીકળ્યો છે. જરથોસ્તી ક્ષ્નુમની ઉપર ફીદા થએલાં અસંખ્ય કોમી નગ્નારો તરફથી આ સવાલ ઉપર કોઇ ખાસ લેખ ક્ષ્નુમની નીશાળ તરફથી પ્રગટ થએલો જોવાની વાજબી ઇચ્છા જાહેર થઇ ચુકી છે અને તેથી જરથોસ્તી ઇલ્મે-ક્ષ્નુમ ફેલાવનારી કમીટીના ઓનરરી સેક્રેટરી મારા નાહના ભાઇ જેહાંગીર સો. ચીનીવાલા એડવોકેટ તરફથી આવો એક લેખ લખવાને ખાસ આગ્રહ થયો છે. આવા ખાસ સંજોગોમાં આ લેખ પ્રગટ થાય છે.

આ લેખ બે ભાગે લખાયો છે. પહેલા ભાગમાં દીન બારેની દ્રષ્ટીબીંદુ (bird's eye view) આપેલો છે—બીજા ભાગમાં વટલાવવા બારેની શહાદતોની ઉપર અપક્ષપાત રીતે પહેલવી સમજને માન આપીને, દીની-દસ્તુરોના મતોને માન આપીને ટીકા કરીને ખરૂં શું છે તે બતાવ્યું છે. જરતોસ્તી શહેનશાહતો અને મુલુકે-તવાએફી વખતની વસ્તુ સ્થીતીનો ખ્યાલ આપ્યો

છે અને તે વખતના દીનમાં લેવાની વીગત આપી છે. જુનના આદરી અને અનીરી ચીઘનું હકીકતી ગ્નાન ટુંકમાં આપ્યું છે અને વટલાવવાનું જમાનામાં કયારથી કયે સંજોગે શરૂ થયું અને માઝદયસ્ની વખતની દીનમાં લેવાની રીત અને ખ્રીસ્તી અને ઇસલામની વટલાવવાની રીત વચ્ચે આસમાન જમીન જેટલું છેટું છે તે દેખાડયું છે. ટુંકમાં માઝદયસ્ની જરથોસ્તી દએન કુલ જગત માટે દુટ ફરમાનબરદાર તરીકે છે, તેના જોતીઓ **દુટાઓંઘહો** ફરમાન બરદારો તરીકે છે અને તેવા દુટ થવાના મીશનને અંગે–**શ્યોથ્નને** અંગ જગતની રજેરજને **વીદએવોની** એટલે દેવ–જડતા–અજાનતા રહીતની કરે છે, કે જેને માટેજ તે દીનમાં પાવમહેલ વસ્નો દરૂજ–પરહેઝ તરીકતો સદરો કુસ્તી વીગેરે આપેલા છે–એવી તે દીનમાં વટલાવવાનુ કામ તેના ઉપલા દુટ તરીકેની **શ્યોથ્નથી** ઉલટું છે તે બતાવેલું છે.

# ભાગ પહેલો.

## ઝરતોશ્તી દએનની કુદરતી ફરજ દરેક દીનની ધરતીની રજેરજનો બચાવ કરવાની.

**આપણો હાલનો વિષય વટલાવવા બાબેનો છે. અંગ્રેજીમાં જેને conversion તરીકે ઓળખે છે જેને proselytism કહે છે તેવું કંઇ ઝરતોશ્તી દએનમાં છે કે નથી તે જોવાનું છે.**

ઝરથોસ્તી દએન સરવોપરી દએન છે એટલે તે દએન બીજી દએનોની માતા છે. તે બધી દીનોના મુળ થડ તરીકે છે અને તેટલા માટે તે બધી દીનોને દોરવનાર છે–નીગાહબાન છે, એમ હાલના અવસ્તામાં જાહેર છે. એ દએન એવી મુળ તરીકે હોવાને લીધે એ દએનના જનેતીઓની ઉપર તે બીજી દીનોની નીગાહબાની કરવાની મુળ ફરજ નખાઈ છે અને તે ફરજ બજાવવા માટે દરેકે દરેક ઝરથોસ્તીએ ઉસ્તવાર રહેવું જોઇએ કે જેને માટે તેની બંદગીની શરૂઆતમાં તે એકરાર કરે છે; '**વીદએવો દાત**' શબ્દમાં તે એકરાર થઇ રહે છે તેની લંબાણ પીગત નીચે જોઇશું અને જેને માટે પછી બંદગીને (યસ્ત નીઆએસ્તને) છેડે દુઆ કરે છે કે **વર્જ ખોરેહ અવઝાયાદ**=તનોમંદ હાલતની આ દુન્યામાં, તનના અનાસરોની સુક્ષ્મ થતી હાલત વધુ સુક્ષ્મ અને સુક્ષ્મ થતી રહો અને તેને માટે જોઇતું ખોરેહ કહેતા દાદારના આશીશો ઉતરીને વધ્યાજ કરો. ફલાન ફલાન યઝત આવું **વર્જ અને ખોરેહનું** કામ જગતમાં ચાલુ કરવા આવો પુગે. **અમાવંદ ફીરોજગર**=તે હિમ્મત અને ફતેહ જે **અમાવંદી ફીરોઝગરી** હિમ્મતથી અને ફતેહથી ભરપુર છે (જે અમ યઝતથી બહેરામથી ચાલુ થયલી છે) (તે જગતની કુલેકુલ વસ્તીને લાગુ પડો કે જેથી જગતમાંની રજેરજમાં પેવસ્ત થયલો દેવ ઘટતો તુટતો રહે). **દાદ દીન બેહ માઝદયસ્નાન બાદ હફ્ત કશ્વર જમીન:** માઝદયસ્નાનોની ભલી પરગજુ દીનના કાયદાઓ–તેનો ઇનસાફ (સુભ અસર–જગતમાંથી તેની વર્ણો–દીનોમાંથી દ્રવાઓ જડતાને તોડવાની શુભ ગતી) સાત કેશવરો ઉપર રહો–કાયમ રહો; (તે કાયદાનો ઇનસાફ કોઇમી બુરી અસરથી

મહાત થાય નહિ ). **આગાહી**=વાકેફી-જ્ઞાન કે ભલી દીનના કાયદાઓ ઇનસાફથી ભરેલા છે-તે જ્ઞાન **રવાઇ**=ચાલુ થવું-પળાવુ-તે કાયદાઓના ઇનસાફ પ્રમાણેની વર્તણુંક **ગેઆફ્રીંગાની**=કીરતી-તે કાયદા દરેક વર્ણ અને દીનની જનસમાજ માટે ફાયદાકારક છે-તે વર્ણ કે દીનની પ્રગતીને પાછળ નાખે તેવા નથી તેવી મશહુરી **બાદ હફ્તે કેશ્વર જમીન**=સાતે સાતે કેશ્વર ઉપર રહો-કાયમ રહો-(તેવા તે કાયદાઓની ઇનસાફી ગતી હમેશ લગી પાએદાર રહે-દ્રવાઓથી તેને અલજામ આવે નહિ-દએવ-ધના તુટે ). આવી રીતે જગતના કલ્યાણ થવાની-જગતમાંથી દએવના નાબુદ થવાની દુઆ છેડે કરી રહે છે. આ દુઆ જગતને માટે છે, જગતની વર્ણો માટે, તે વર્ણોની દીનો માટે છે, ના, એટલુંજ નહિ પણ આ ગેતીના કેશ્વરની ઉપરાંતના છ કેશ્વરો જે નીસ્તીએ-અવ્વલમાં અદ્રષ્ય હાલે ચાલી રહે છે તેઓ માટેબી છે.

**દાદ દીન બેહ માઝદયસ્નાન**=ભલી દીનનો કાયદો એમ આખી નીસ્તીની પાસબાની કરવા માટે છે, જાત જાતોની ચળવળોને શુભ છેડે લઇ જવા માટે છે, જે દરેકે દરેક દએનમાં કંઇકિ આમેજ છે પણ તે દએનમાં વધુ આમેજ થાય એમ દુઆ છે.

અહિંયાં કુલ જગતની ઉપર રામશાહી પંથરાય અને તે રામશાહીના ભલા **દાદ** ઇનસાફથી ભરપુર કાયદા જગત ઉપર તેથી કાયમ રહે એવી દુઆ છે. જેમ આજે અંગ્રેજી કાયદો તે અંગ્રેજી અમલમાં ચાલુ છે તેમ ભલી દીનનો કાયદો જગત ઉપર ચાલુ થાય-ટકે. જેમ અંગ્રેજી કાયદો દરેક વર્ણ-તેની દીનની અમાનતીને તોડવા માંગતો નથી પણ ઇનસાફ પાંથરવા માંગે છે, માટે દરેક દીનના લોકોને માન્ય છે, માટે ચાલુ છે, તેમ માઝદયસ્નાનોની રામશાહીની રાજનીતી થઇને તે માઝદયસ્નાનોની ભલી દીનના યોજેલા કાયદા દરેક વર્ણ અને તે વર્ણની દીની વૃધ્ધિ માટેના છે એમ માન્ય થઇને ચાલુ રહે.

અહિંયાં દીન ફેલાય એમ કહયું નથી. અહિંયાં **દાદ** ફેલાય, ઇનસાફ-સત્ય-તેના કાયદાઓ જે ભલી દીનમાં સંપુર્ણ રીતે આવેલા છે તેવી સંપુર્ણ હાલતમાં તે ઇનસાફ જગતમાં પંથરાય-તેને માટે માઝદયસ્નાની રામશાહી થાય એમ કહે છે. પણ જે જે જમાનાઓમાં રામશાહી નહિ હોય તે તે જમાનાઓમાંના માઝદયસ્નાનો તે ભલી દીનના કાયદાઓ પાળીને તે પાલનથી થતી શુભ અસરને હફ્તે કેશ્વર ઉપર પાંથરે-તે ભલી દીનના તેવા કાયદા છે એમ જ્ઞાન મેળવે અને જ્ઞાની થઇને તે કાયદાઓનું પાલન નહી થયું હોય

તો કરે, કે જેથી દાદ ઇનસાફ હક્કત કેસ્વરમાં રવા થાય અને તે દાદના કાયદાઓની તેવી કીરતી યઝતો આગળ જાહેર થાય–એટલે ભલા ગુબારો થઈ નેકી જગતમાં ઉતરે અને બદીનું જોમ નબળુ પડે.

અહિંયાં માઝદયસ્ની દીનના કાયદાઓ–ઇનસાફથી ભરેલા છે માટે જગત ઉપર તે કાયદાની શુભ અસર રહો–કાયમ રહો એમ દુઆ છે. માઝદયસ્ની દએન એમ જગત જે જડ દેખીતું છે તે તેમ જે અણુદીઠ છે તે કુલ જગતમાં દએવના અન્યાય થવા સામે તકેદારી રાખવા માગે છે–જેની ફતેહ થાય એમ તે ભણનાર ઇચ્છે છે.

**જગતનો બચાવ દએવ સામે કરવાનો છે. દએવ એટલે શું? ગાહ-ંબાર અને દએવનો ભેદ–વાસ્તો; દએવનું લક્ષણ જગતને લુંટીને આખરી નેમ ફ્રશો–ગર્દ=કુલ્યાતી મુક્તિને અટકાવવા માટે; દએવના જ્ઞાન અને અજ્ઞાનતાની સમજ; હસ્તી નીસ્તીના જગતની સમજ; જગતની આખરની મકસુદ દએવને તોડવાની તેને–માટે જરથુશ્ત્રની દાતોબરી; જરથુશ્ત્ર કુલ દુન્યા માટેના દુટ મીશનરી–કોઈ એક જાત માટેનાજ નથી તેની વીગત ગાથા–યઝશ્ને–વંદીદાદમાંથી; જરથુશ્ત્રથીજ દએવના કાયદા તોડવાનું વીદએવોદાતનું કાર થશે. દીન અને જરથુશ્ત્રના કુલ્યાતીપણાની સમજ, એટલે જગતમાંથી મઝદદાતની રચનામાંથી વર્ણો અને વર્ણોની મુળ દીનોમાંથી દએવને બાંધવાની ફરજ વિષેની સમજ. બસ્તે–કુસ્તીઆનોની દએવ બાંધવાની ફરજ માટે હથીઆર જરેનુમન્તસૂર, તે હથીઆરથી બસ્તે–કુસ્તીઆનોનો દેવ દાદારનો ખએતુ=સગો થઈ જગતની વર્ણોની મઝદદાતની રચનાને દએવ રહીત કરવા માગે જેનો ભેદ ગાથા હા ૩૨–૧ માં છે–તેવા ગાથાની દએનમાં વટલાવવાનું નહિ પણ દએવને બાંધવાનુંજ હોય. ફ્રવરાને મઝદયસ્નોના મુળ કલામમાં વટલાવવાનું નહિ પણ જગતમાંના દએવને બાંધવાનું છે તેની વીગત. મઝદદાત, અહુર–ત્કએષની સમજ.**

ઉપર કહ્યું છે કે માઝદયસ્નાન દએન બધી દીનો–તેમ–સંસ્થાઓનો પાસબાન છે. હયાં સવાલ ઉઠે છે કે બીજી બધી દીનોની પાસબાની નેગેબાની કોણની સામે કરવાની છે. કયો તેવો પરમ દુશ્મન ઉભો છે કે તેની સામે બચાવ કરવાનો છે? કહે છે કે કુલ સૃષ્ટીનો પરમ દુશ્મન તે દ્રવાઓ–દએવ છે. ત્યારે સવાલ ઉઠે છે કે આ દ્રવાઓ કોણ છે? એ કોણ છે એના ટુંક

અને સિધ્ધા જવાબ માટે તે શબ્દનો ધાતુ જોવાનો છે. દ્રવાઓ શબ્દ દ્રવન્ત, દ્રેગવન્ત શબ્દોનો ૧/૧ નો આકાર છે. એમાં દ્રુ નાહસી જવું—હુમલો કરવો મજબુત થવું—દ્રઢ થવું—સખત થવું—ધસારો કરવો શબ્દનો મુળ છે. દ્રવાઓમાં દાદારના હોકમથી દુર થવું ના તેની સામે બળવો જગાડવો તે બળવાને મજબુતાઇથી ટેકવવાનો અર્થ છે. આવી મતી શાથી થાય છે તેનો ભેદ **દએવ** શબ્દમાં છે. દએવ—દ્રવાઓ એવા સાથે જતા શબ્દો છે. ત્યારે દએવોમાં **દબ** અને દીવ એવા બે મુળ છે. દબમાં છેતરામણનો અર્થ છે અને દીવમાં ચળકવાનો અર્થ છે. દએવમાં છેતરામણનો એટલે અજ્ઞાનતાનો અર્થ છે. આ અજ્ઞાનતામાં તે જ્ઞાનનો જોશ છે કે જે તેના ધરાવનારને ઉંધેજ રસ્તે દોરવે. દએવ શબ્દમાં ત્યારે તે જ્ઞાન કે જે પોતે ઠગાઇને બીજાને ઠગે એટલે આખર નેમ ચુકે એવો અર્થ છે. આમ છે માટે ભેદમાં કહે છે કે દએ-વને છ ગાહમ્બારોમાંના ચાર ગાહમ્બારોની ખબર છે પણ તેને બીજા બે ગાહમ્બારોનું જ્ઞાન નથી. સૃષ્ટીના ઉસુલનો—પેદાશનો ભેદભરમ છ ગાહમ્બારોની હકીકતમાં છે. પહેલા ગાહમ્બારથી પેદાએશનું ચીથ્ર—બીયાંનું દુધ ઉભું થાય છે. બીજા ગાહમ્બારથી પેદાયશનો ફણગો તે દુધ—મુળ તત્વ—'બી'માંથી નીકળે છે. ત્રીજા ગાહમ્બારથી તે ફણગો મોટો થાય છે. ચોથા ગાહમ્બારથી તે મોટા થએલા ફણગામાંથી ફળો ઉભા થાય છે. એમ સૃષ્ટી કે માનવ કે સૃષ્ટીમાંની રજેરજ જે કંઇ થાય છે તેની વીગત આ ચાર ગાહમ્બારોના ભેદમાં તેની ભેદી હકીકતમાં સંકોચાયલી છે. આ બધાનું જ્ઞાન દએવને છે. તેના જ્ઞાનથી તે દએવ ચલકે છે ખરો પણ તે ફળને કઇ રીતે ખાવું—ભોગવટો કઇ રીતે કરવો—કોણને શું આપવું—કોણ પાસથી શું લેવું એવા ભેદનો ગાહમ્બાર જેને પાંચમા ફ્રેરોખ્ત ખરીદનો—સરેદનો ગાહમ્બાર કહે છે તેની તેને ખબર નથી. તે પાંચમો ગાહમ્બાર ઇન્સાફ—સત્ય—હદ ઉપર રચાયો છે—તે બધાને દએવ જાણતો નથી. પણ તે તો તે ફળોને લુટવાનું સમજે છે માટેજ તેને **હઝંઘર**=લુટારો, **તાયુ**=ચોર, **અન અષવ**=વ્યવસ્થા જેમાં ઇનસાફ સત્ય છે તેથી દુરનો કહયો છે. તેને તે માટે સમજાવેલોબી તે સમજનો નથી માટે તેને **કીક વ કરપ** કહે છે એટલે આંખ કાન આપેલા છે છતાં તેનો ઉપયોગ નહી કરનારો કહયો છે. માટે તેને **સાસ્તર**=ઝુલમગાર એટલે ઇનસાફનો સત્યનો દુશમન કહયો છે. દ્રવાઓ એવો **'સાસ્ત'** છે માટે તે જે કંઇબી કરે છે તેમાંથી બદી એટલે અસત્ય એટલે ગેરઇનસાફ ઉભો થાય છે. ગેર-ઇનસાફથી—બદીથી **ફ્રશો—ગર્દ** કહેતાં કુલ્યાતી મુક્તિ કે જુઝવાવી વ્યક્તિગત

મુકિત દુર જાય છે એટલે જગતમાં દુખદરદ વીગેરે સત્તા ચલાવી શકે છે. આથી દએવને '**સાસ્તો કરશ્ત**'=ખરાબીનો બાપ કહયો છે. '**સાસ્તો કરશ્ત**' એટલે થતી–થયલી ઝુલ્મગારી કે જેમાંથી અષ વ્યવસ્થા નહી પણ આફત અવ્યવસ્થા નીકળે જેથી દુખદરદ આફત ઉભી થાય. આવા '**સાસ્તો કરશ્ત**'થી–એદાદી ઝુલ્મ અવ્યવસ્થાથી **ફ્રશો–ગર્દ** કહેતાં મુકિત દુર જાય છે એટલે છઠ્ઠો ગાહમ્બાર થતો નથી. છઠ્ઠા ગાહમ્બાર **ઍરતો ફ્રૅરતન**નો છે એટલે સત્યતાના અમલનો છે જેથી હસ્તીમાં એટલે અમર દુન્યા કે જેને **અદઓયમનો**=દએવ વગરની–નહી છેતરાય તેવી પુર્ણ માહીતગારીની અને અજ્ઞાનતા વગરની એટલે ગેરઇનસાફ વગરની કહી છે જેને **વીદએવો** કહી છે જેને અમર ખુશાલી ઉસ્તવાલી કહી છે તેવી દુન્યામાં હયાતીમાં જવાય છે. આ હયાતીને આવી હયાતીવાળાઓને **વહિશ્તેમ અહુમના** અને '**રઓચંઘહેમ વીસ્પોખાથ્ર**'ના કહયા છે. આવી હાલતે પુગાડનાર ગાહમ્બારની શકિતને **ઍરતો ફ્રૅરતન** કહે છે જેના ગાહમ્બારને **હમ્સપથમએદેન** ગાહમ્બાર કહે છે એટલે હસ્તીના **પથ**ની ઉપર જવાનો મેલાપ કરાવનાર ગાહમ્બાર કહે છે, ઉપર કહેલા **સાસ્તો કરશ્તથી** આ છઠ્ઠો ગાહમ્બાર દુર જાય છે, એટલે કહે છે કે તે દએવને છઠ્ઠો ગાહમ્બાર ખબર નથી. જગતની છેલ્લી નેમ આ છઠ્ઠો ગાહમ્બાર કરવાની છે. આ છઠ્ઠો ગાહમ્બાર કરવા માટે પાંચમો ગાહમ્બાર કરવો જોઇએ, સત્યનો અમલ કરવો જોઇએ. એ બીનાથી દએવ–દ્રવાઓ અજ્ઞાન છે. તે તો પહેલા ચાર ગાહમ્બારોથી થયલા ફળોને લુટનારો **હઝંઘહ, તાયુ** અને તેટલા માટે ગેરઇનસાફી સાસ્તર છે, જેને નર દએવ કહે છે.

દ્રવાઓ દેવનો અર્થ શું છે તેનો કંઇક ભાશ ઉપર કહેલા તે શબ્દ અર્થમાંથી જોયો. પણ તેમાંથી દએવ–દ્રવાઓની તસવ્વર–કલ્પના થઇ શકતી નથી. દએવની કલ્પનાના ચાર પાસાં–ફેઝીઝ છે.

(૧) પહેલો ફેઝ કાળી કુદરતની કાળી શકિતઓનો છે જેઓ ધનામીનથી દોરવાય છે. આ શકિતઓ કઇ રીતે કયારે શા અર્થે ઉભી થઇ તે હકીકતી બીના સાથે આપણને કામ નથી. આ શકિતઓ કાળી કુદરતને દોરવે છે–તેઓ જગતની સમાજની અંદર ઘુસી જઇ શકે છે. **વંદીદાદની પરગર્દ ૧૯)** ના **૪૩, ૪૪, ૪૫** માં આવી ભયાનક **દએવીક** શકિતઓને બતાવી છે. આ શકિતઓમાંની ઘણીઓને ઝરથુસ્ત્રે મહાત કરીને સુધારીને અન્ય દીનો ઉપર મવકકલ કીધેલી છે. આ બુરી શકિતઓને ત્યાં **દએવનાંમ દએવો**

**ઇનદ્રો, દએવો સાઉરૂ, દએવો નાઓંઘહઇથીમ, દએવો તઓ-ઉર્વી, ઝઇરિચ, અએષમેમ ખ્રવીદ્રૂમ, 'અકતષેમ-દએઉમઝયાંમ-દએવોદાતેમ ઇથ્યેજો મર્ષઓનેમ ઝઉર્વં દૂજદાંન ફ્રેદ્રો કરેનઓ-ઇતિ' બુઇતિ દએવો, દ્રિવિશ દએવો, દઇવિશ દએવો, કસવીશ દએવો, પઇતિષો દએવો, દએવો દએવનાંમ**—આવે નામે ઓળખેલી છે.

(૨) **દએવ**નો બીજો ફ્રેઝ અરવાહી બુરી ભટકતી શકિતઓનો છે જેમાં બુરા જીન–પરીઓ આવી જાય છે—બુરી અરવાહીઓ આવી જાય છે જેઓબી આજે **નબાતાત**ની કુલે વર્ણમાં ઘુસેલી છે.

(૩) દ્રવાઓ દેવનો ત્રીજો ફ્રેઝ માનવ કે બીજી વસ્તીની તનોમંદ હયાતીમાંનો ગુંથાયલો દેવ છે. માનવતું તન જે હવસોનું ભરેલું છે તેમાં માનવના રૂવાનમાંનો એક વખતના દ્રવાઓની વણાટ–ગવની યઝતી ગતીથી થઇ છે જેથી માનવના તનમાં હવસો ઉપડયાજ કરે છે.

(૪) દએવ–દ્રવાઓનો ચોથો ફ્રેઝ આ ઉપરના ત્રણે દેવોમાંથી ઉભો થાય છે જેને **ગાથા ૨૯–૨** માં **દ્રેગવોદેબીશ અએષેમેમ** કહે છે. જે એક વખતે તુરબરાતુર થઇને ઉભો રહે છે. ઉપરના ૧, ૨, ૩, ગતીના દેવોમાંથી જે બુરી ગતી નીકળી ગુબારો થઇને ૨૧ જાતની દરૂજીઓ થઇને પછી જગત ઉપર તેનો વરસાદ પડે છે–તેને દેવની પેદાશ કહે છે.

ત્યારે માનવ કે સંસ્થા કે દીનોમાં આ ચારે વર્ણની ઘટતી દએવ–દ્રવાઓ લાગુ પડે છે. આવી દએવીક ગતી જે માનવના અનુઓમાં છે તેની જબરી ગતીથી માનવ ઉપર કહેલી ૧–૨ જાતની દએવીક ગતીનો પરસ્તાર થઈ રહે છે અથવા ૧–૨ જાતની દએવીક ગતીની કળાકૌશલ્યના પરસ્તાર થઈ પડે છે–**અઘમાંથ્રનો** પરસ્તાર થઇ પડે છે. દએવ–દ્રવાઓની આવી ટુંક સમજ છે.

દએવ–દ્રવાઓનો પહેલો ફ્રેઝ જે કાળી કુદરતની શકિતઓનો છે–તે તેમ દએવ–દ્રવાઓનો બીજો ફ્રેઝ જે બુરી અરવાહીઓનો છે તેઓ બેઉ મલેલાજ રહે છે. આવી બુરી કાળી કુદરતની મળેલી યા છુટી દએવીક શકિતના અંતકરણમાંથી જે દીન નીકળે છે તેને **અઘ દએન** કહે છે–તેના માંથ્રોને **અઘમાંથ્ર** કહે છે અને તે દીન જ્યારે લોકોમાં આવે છે ત્યારે તેને **દએવ યસ્ની** કહે છે. ગાળગલોચબી અઘમાંથ્રજ છે કેમકે તેવો માનવ ઉપર કહેલી અઘદીનનોજ પુજારી કેટલેક અંશે છે. વળી આવા પહેલા અને બીજા ફ્રેઝના દેવોથી જગતમાં નાશ લાવે તેવી વીદયાઓ થઇ રહે છે જેનેબી એક રીતની **દએવ**

**યસ્ની** કહે છે કેમકે તે વીદયા પહેલા ચાર ગાહમ્બારની વીગતને લગતી છે પાંચ અને છઠ્ઠા ગાહમ્બારની વીગતને લગતી નથી.

આવી રીતની **દએવ યસ્નથી** લોકોમાંનો દેવ જાગીને હદની બહાર સ્વાર્થ ઉપડે છે–જડતા અધમતા ઉભી થાય છે.

આવી રીતની લોકોની મનસ્નીથી દીનો ઉપરનો એતેકાદ જાય છે અને દીનના સીધાન્તો ખોરંભે પડે છે–દીનોની તલેસમો તુટે તેવો વ્યવહાર થઇ રહે છે.

આવી મનસ્નીથી પછી બુરા પાપો–કર્મો, કુદરતની વૃધ્ધિથી ઉલટા કર્મો થઇને બુરા ગુબારો થઈ ૨૧ જાતની–દરૂજી પ્રબળ થઇને તેઓનો વળતો જવાબ પછી દુખ આફ્રતો તરીકે પડે છે. ત્યારે જેને **દેવયસ્ની** કહે છે તેમાં અન્ય દીનોની પરસ્તશ આવે નહી પણ ઉપર કહેલા ૧–૨ ફ્રેઝીઝની બુરી શકિતઓના બુરા સિધાન્તો–બુરા અધમાંશો આવે.

આવી **દેવયસ્ની** જ્યારે અન્ય દીનોમાં દાખલ થાય છે ત્યારે તે દીન અધ દીનની પંકતી ઉપર ઉતરે છે. ઝરથુસ્ત્રની આગળની માઝદયસ્ની દીનોમાં આવી **દેવયસ્ની** ધુસી જતી અને લોકો **દેવયસ્ની** ઉપર ઉતરી પડતા હતા.

દ્રવાઓ દેવના ચલનનો આવો ચીતાર છે. માનવમાં જે જડતાની મનસ્ની, દીન ઉપરના એતેકાદની તંગી વીગેરે છે તેઓ માનવમાંના દએવને લીધે છે. માનવમાં જ્યારે આવી જડતા જામે છે ત્યારે ૧–૨ ફ્રેઝીઝના દેવોની દીનની બુરી અસરો તે પાંચ વર્ણોની દીન ઉપર થતી રહે છે જેથી દીનોની તલેસમો જોખમાય છે. જ્યારે તાળો બગડે છે ત્યારે **સઓષ્યંતો** ઉતરે છે. માનવમાં જ્યારે આવી જડતા જામે ત્યારે તેઓની મહેરે અફ્રઝા તુટે છે. મહેરે અફ્રઝા તે સચ્ચાઈ છે જે માનવને દાદારના ભેદોની ભીતરમાં લઈ જાય છે. દીનમાં કહેલા **દેવો–દેવયસ્ની** વીગેરેની આવી વ્યાખ્યા છે. ઝરથુસ્ત્રે આ બધા ફ્રેઝીઝના દેવોને તોડેલા હતા. પહેલા અને બીજા ફ્રેઝના દેવોની શકિતઓને તો તેવણે સુધારી મરતબામાં ચઢાવીને અન્ય દીનોની પાસબાન શકિત તરીકે બનાવેલી છે. દ્રવાઓની આવી તસવ્વર છે. **દએવ યસ્ની**નો ભેદ ઉપર કહયો છે તેવો છે. આજે કેટલાકો બીજી દીનની માન્યતાને દેવયસ્ની કહે છે તે દીનના દ્રષ્ટીબીંદુથી ઉલટુંજ છે. દીનો સાથે દેવયસ્નીને કંઇબી લાગતું વળગતુંજ નથી.

જે દુન્યામાં—જેની રજેરજમાં આવો દએવ—દ્રવાઓ હોય તેને નીસ્તી—ગેતી—દરજો—દેમાન કહે છે. જ્યાં આવા દ્રવાઓને બાંધેલો તોડેલો હોય તેને **હુદાથ્યે ગસ્તિ** હસ્તી—ગરોન્માન—ગરોથ્માન—ખનરથ ફેસ્વર—અવિથિષ્વ કહે છે જેઓ **વિસ્પો ખાથ્રવાળા** કહેતાં હમેશગીની શાંતી સુખવાળા એટલે નુરમંદ કહેવાય છે. ત્યારે કહે છે કે નીસ્તીમાં—ગેતીમાં દરજો—દેમાનમાં તેની રજેરજમાં દ્રવાઓ પેઠેલો છે, જ્યારે હસ્તીમાં કે ગરોથ્માનમાં કે અવિથિષ્વમાં આવો દેવ નથી માટે તેઓ **રઓચંઘહેમ**=છ ગાહમ્બારોના જ્ઞાનથી ચલકીને તે ચળકાટને દેવવાળી સૃષ્ટી ઉપર નાખવા કામ કરી રહેલા, **વીસ્પોખાથ્ર**=પોતામાં પુર્ણ રીતે તમામ્યતમાં અન્નત સુખ એટલે અમર હાલત વસાવેલા માટે નુરાની છે. યઝતો જેઓને ૩૩ અહુ અને ૩૩ રતુ કહે છે જેઓમાં **મીથ્રનો** ભેદ છે એટલે તે એક સાહેબને મલી રહેવાનો ભેદ છે તેઓ દ્રવાઓ વગરના છે, માટે યઝતોને હસ્તીને એટલે મીથ્રને **અદઓયમ્નો**=દએવની છેતરામણ વગરના પોતે નહી ઠગાઇ રહેતા કે બીજાને નહી ઠગે તેવા કહે છે. જગતનો ભેદ નીસ્તી—ગેતીમાંના દ્રવાઓને તોડવાનો છે માટે ઝરથોસ્તી દએન જે કુલ્લે દીનોનું મુળ છે તે આ દ્રવાઓને તોડવા માટે સમજાવે છે. કહે છે કે માનવ જાતમાં તે વીર નર ઝરથુસ્ત્ર સપ્પર પહેલા હતા કે જેવણુ **વીદએવો** ભણ્યા બીજાને ભણાવ્યું એટલે અષો ઝરથુસ્ત્ર દાદારનો **દુટ—અસ્તો મીશનરી** હોવે અને **અદઓયમ્નો** એટલે મીથ્રના ભેદનો અહુરાનો પોતાનો એટલે યઝત પણુ માનવ અવતારમાં ઉતરેલો હોવે તેવણે દેવબંદી કરતા શીખવ્યું, માટે **વીદએવોદાત** કહેતાં દેવબંદીના કાયદા આણ્યા. દએવ આમ કુલ જગત, માનવ, રજેરજ જે **'ગએથા'** તરીકે છે એટલે અસ્તોમંદ અને મઇન્યવ બંધારણમાં છે તેઓનો દુશ્મન છે. આ દએવ—દ્રવાઓને બાંધવાના જે **'સ્રવંઘહુ'** કલામો છે તેઓને તેટલા માટે વંદીદાદ પરગર્દ પાંચ ફકરા ૨૧—૨૨—૨૩—૨૪—૨૫ માં ઉત્તમમાં ઉત્તમ કહયા છે, જે ફકરાઓ માટે જુઓ હવે પછીનું લખાણુ. દ્રવાઓ કોણુ શું છે કેવો છે કયાં છે શું કરે છે તેની આવી વ્યાખ્યા દીનમાં છે. આ દએવ કયાંથી આવ્યો, કેમ આવ્યો, શા માટે આવ્યો તે માટેનો આ વિષ્ય નથી. પણુ હયાં તો દએવ—દ્રવાઓ નીસ્તીના કુલ જગતમાં છે કુલ જગતમાં જામી રહયો છે અને જેને નીસ્તીની જગતમાંથી જગતની રજેરજમાંથી તોડવા ઝરથુસ્ત્ર જગત ઉપર ઉતરેલા છે—દાદારના નાયબ **દુટ અસ્તો** તરીકે ઉતરેલા છે જેવણે ઝરથોસ્તીઓની ઉપર તે દએવને તોડવાની ફરજ મુકી છે એટલે જેમ પોતે દાદારના **દુટ અસ્તો** છે તેમ બસ્તે—

કુસ્તીઆનોને થવા કહયું છે તેની વીગતો જોવાની છે. રજેરજમાં દએવ અધમતા અસત્ય આવ્યા છે માટે તો દાદારે ઝરથુસ્ત્ર જેવા યઝતી નર જેને **ઉરૂરઓસ્ત અસ્તો** કહયા છે તેને મોકલ્યા છે જેનો ભેદ ગાથા હા ૨૯ માં છે તે નીચે જોઇશું. ઝરથુસ્ત્રે **ઝરેનુમન્ત સૂર** કહેતાં દએવને બાંધવાના અવઝારો બસ્તે-કુસ્તીઆનોને આપ્યા કે જેથી તેઓ દએવને બાંધે. બસ્તે-કુસ્તીઆનોમાંનો દેવ પોતે તેવા **ઝરેનુમન્તસૂરથી** રંગાયો માટે તો તે દએવ પોતેજ સુધરવા માંગી રહે છે અને એમ પોતે સુધરી દાદારની ખુશાળી મેળવી **ખએત્વ-વરેઝ-અર્યમન**વાળો દાદારનો સગો ફરમાન બરદાર નોકર થઇ બીજાને તેવા બનાવવા દુટ તરીકે થવા માંગે છે એમ જે ગાથા હા ૩૨-૧ માં કહે છે તેમ અન્ય ઠેકાણે કહે છે તેમાં કદીબી વટલાવવાની વાત હોય નહિ. કેમકે તે બસ્તે-કુસ્તીઆનો ઝરથુસ્ત્રે આપેલા અવઝાર સુદરેહ કુસ્તી પહેરીને એકરાર કરે છે કે **માઝદયસ્નો અહ્મી** હું માઝદયસ્ની છું એટલે આગળ આવી ગએલી માઝદયસ્ની દએનમાંથી છું અને મઝદદાતથી થએલી-થતી જગતની રચના જે દાદારે પોતાના ડહાપણમાં કીધી છે જેમાં વર્ણો દીનો વીગેરે વીગેરે થઇ છે તે બધી રચનાનો અંગીકાર કરનાર છું. (વટલાવવામાં દાદારની રચનાનો નહિ અંગીકાર કરવાનો અર્થ થાય છે-સમાય છે) તે રચનામાં ઘુસી તે રચનાને ઉતારી પાડનાર દેવથી હું જુદો છું. માટેજ કહે છે કે દીનમાં વટલાવવાનું દેવનું કામ છે. અને તેથી **અહુર-ત્કએષ**વાળો છું એટલે અહુરાના કાયદા પાળીને તે દએવને તે બધામાંથી હાંકી કાઢનાર તરીકે છું. આવા બેદાદગર અને **હઝંઘહ** લુટારૂ **તાયુ** ચોર દેવ જે રજેરજમાંથી અપની વ્યવસ્થાને દુર કરી **અક**ને ગેરવ્યવસ્થાને ઉભી કરે છે તેની સામેનો છું. આવા સિધાન્તની દએનમાં દાદારના-ડહાપણ કે જેથી દીનો થઈ તેને લાત મારવાનું કહેતાં વટલાવવનું હોય નહિ તે જોઇએ.

દાદારના દુટ-અસ્તો તરીકેની ઝરથુશ્ત્રની નેમણુંક અધીકાર શાને માટે? વટલાવવા માટે નહિ. પણ જગતની વર્ણો-દીનોમાં દએવ જડતા અજ્ઞાનતા ગેરબંદોબસ્ત નહી પેસે તેની તજવીજ કરવા માટે, ગેતીના અહુ અને રતુ તરીકેનો અધીકાર દ્રવાઓની સામે દીનોના બચાવ માટે, બચાવ કરવા માટેની ગાતુ પાવ મહેલો અને નાઇસીમી દએવનો ભેદ, ઝરથુશ્ત્રનું મીશન બસ્તેકુસ્તીઆનનું મીશન વીદએવોના ભેદનું-નહિ કે વટલાવવાનું. વટલાવવામાં મઝદદાતની ખુદની રચનાનો ભંગ થાય છે. દીનના તાત્પર્યની મુળ પાંચ બાબદો ઉપર વીવેચન (૧) ઝરથુશ્ત્ર દાદારનો દુટ અસ્તો અહુ અને રતુ (૨) જગતનો પરમ દુશમન દએવ (૩) દએવનું નીસ્તીના જગતની રજેરજમાં જામવું. (૪) દ્રવાઓને તે જગતમાંથી તોડવાની સહેલાઇ માટે જગતની રચના પાંચ વર્ણમાં તે પાંચ વર્ણોની પાંચ મુળ દીનોમાં વીગેરેના ભેદ-તે માટેજ થયલો પાવ મહેલ, ઝરથોશ્તી દએનની યસ્નનો તેજ મુળ હેતુ. (૫) અષો ઝરથુશ્ત્રની ફરઝ પાંચ ગાથા અને પાવ મહેલના ભેદમાં. પાંચ ગાથાથી પાંચ મુળ દીનો, પાવ મહેલથી તે દીનોમાં અને તેના જોતીઓમાં-જગતમાં ઘુસતા દેવને અટકાવવાની હિકમત. વટલાવવાની માન્યતા દીનમાં છે એમ ઉભા થવાની ભ્રમણાના મુળ કારણો.

દાદારે મઝદદાતથી જગત રચી-તેમાં વર્ણોને ઉભી કીધી તે વર્ણ પ્રમાણેનો વેર્ન ઉભો કીધો એટલે દીનો ઉભી કીધી. તે બધામાં દએવ પેસે નહિ તે બધાનો નાશ દએવ કરે નહિ માટે ઝરથુસ્ત્રને પોતાના દુટ અસ્તો તરીકે મોકલ્યા છે. આવું મોટું કામ કરવા ઝરથુસ્ત્રને અધીકાર અપાયો છે. તેવણને ગેતીના અહુ-રતુ તરીકે ગાથા હા ૨૯ માં, ફરવરદીન યસ્તમાં અને અન્ય ઠેકાણે કહયા છે, એટલે બધાના નેગેહબાન કહયા છે. આ નેગે-

હબાની કરવા તેવણે ગાથામાં કહયું છે તેમ '**ગાતુ**' ઉભી કીધી,—યઝ્સ્નેના હા ૧૨ માં કહે છે તેમ **નાઇસીમી દએવો** એટલે દેવો નાશ પામતા રહો એમ દુઆ કરીને તલેસમ ઉભી કીધી કે જેથી રજેરજમાંથી તેમ દીનોમાંથી દએવ નાબુદ થાય. બસ્તેકુસ્તીઆનોને તે દએવને જગતમાંથી તોડવાનું ફરમાન આપ્યું અને તે મતલબનો દીનનો કલમો પઢાવ્યો. એમ ઝરથુસ્ત્રને મોટામાં માટો દુટ બનાવ્યો. ઝરથુસ્ત્રે બસ્તેકુસ્તીઆનોને પોતા તરફથી પોતાના દુટો બનાવ્યા છે અને તેટલા માટેજ દરેક યસ્ત નીયાયસ્નની શરૂઆતમાં તે **વર્જ ખોરેહ અવઝાયાદની** દુઆ કરી રહે છે અને છેડે **અમાવંદ ફીરોઝ-ગર અમાવંદી ફીરોઝગરી દાદ દીન વેહ મઝદયસ્નાન આગાહી રવાઇ ગોઆફ્રીંગાની બાદ અંદર હફ્ત કેશવરની** ઉપર સમજાવેલી દુઆ કરી રહે છે. હયાં ભણનાર ખાલી આ દેખીતી જગતને માટેજ દુઆ કરતો નથી પણ આખી અદ્રસ્ય નીસ્તી માટે દુઆ કરે છે કેમકે અશો ઝરથુસ્ત્ર દએવને ખાલી આ જગતમાંથીજ નહિ પણ કુલ નીસ્તીમાંથી હાંકી કાઢવા પકડવા સુધારવા આવ્યા છે માટે ઝરથુસ્ત્રે બનાવેલા દુટો તે કુલ નીસ્તી માટે દુઆ કરી રહે છે.

આવી કુલ્યાતી દીન જે દાદારની પોતાની છે માટેજ બીજી બધી દીનો જે દાદારે કીધી છે તેની માતા છે. તે મુળ દીન જેને '**હુદીન**' કહી છે અહુની અને તેટલા માટે સર્વોપરીપણાની તેટલી ભલી કહી છે, તે હુદીન દાદારની દીન સાથે દાદારના અંતકરણ સાથે જોડાઈ રહી છે—આમ કુલ દીનોના માતા થવાનો હક સ્થાપીત કરી રહીને અર્ઈયનેમ વએજેમાં—તેસરેજમીનમાં—જમીનના સ્પેન્ત આરમઈતીના મીનો કશવાલા તે ભાગમાં એટલે ઇરાનમાં રાજ કરે એમ દુઆ કીધી છે અને પછી તે હુદીનના '**દાત**' (જેઓને દરેક બંદગી ક્રીયાકામના ભણતરને છેડે દાદ દીન બેહ માઝદયસ્નાન તરીકે ઓળ-ખાવેલા છે અને જેઓનું દએવબંદીનું કામ સફળ થાય માટે દરેક ભણનાર પોતાની બંદગીને છેડે તે ફકરો પઢીને તે માટેની દુઆ કરી રહે છે તેવી તે હુદીનના દાત) કુલ નીસ્તીમાં જામી—ચાલી રહીને કુલ નીસ્તીના દએવને ક્યાસને દુર કરે અને તેટલા માટે જુદદીન ઇરાનમાં જામે નહિ એમ દુઆ કીધી છે. ત્યારે જુદદીન કેવી રહે છે—હુદીનથી તે શા કારણે જુદી પડે છે તેની સમજ લઇએ. મુળ પાંચ વર્ણો છે અને તેઓની પાંચ મુળ દીનો છે. તે બધી પાંચેપાંચ વર્ણોની દીનોનું ખાસ મધ્ય રહે છે અને તે મધ્ય ઉપરથી દોરાતા ગોલાનો રહે છે, જે ગોલાનો ચાલુ થયલી મુળ દીનો તરીકે

જગતમાં તેઓને બર વખતેજમી રહે છે. તે પાંચેપાંચ દીનોના ખાસ મધ્યને મઝદયસ્ની મુળ કહે છે જેને ન્માનના ભેદમાં દીનમાં ઓળખેલું છે. આવા ખાસ એક મઝદયસ્ની મુળ ઉપરથી જુદા જુદા પણ એક એકમાં સમાઈ રહેતા ગોલાનો દીનના ચકરાવાઓ રહે છે જેઓ જો કે નાના મોટા હોય ખરા પણ બધા સામાન્તરજ રહે છે કે જેથી તેઓ પોતપોતાનું કામ કરતી વખતે એક બીજા સાથે અઠડામણમાં આવતા નથી. પણ જ્યારે જ્યારે દીનોના તે ગોલાનો પોતાનું સામાન્તરપણું ખોહી બેસીને એક બીજા સાથે અઠડામણમાં આવે છે ત્યારે એમ ઠરે છે કે મુળ મઝદ-યસ્ની મધ્ય—ન્માનના તાબામાં તેઓ નથી—દ્રવાઓ તે મધ્યની બહારથી તેઓનો દોર ચલાવવા ફતેહમંદ થયો છે. મધ્યની બહાર જાય એટલે મઝદયસ્ની મધ્યની આણ—પેવંદ—ફરમાનબરદારી છોડી દે. એવા તે મુળ મઝદયસ્ની પેવંદ છોડી દેતા તે ગોલાનની દીનને **જુદદીન** કહે છે. માઝદયસ્ની દએનના માદર તરીકેના સર્વોપરીપણા વિષે અને તે દએન માટેની લાયક જમીન નામે **અઇર્યનમ વએજ** વિષે,—તેજ જમીનમાં તે મુળ દીનના જામવાની અગ-ત્યતા કે જેથી જગતમાં ફરશો—ગર્દ જલ્દીથી આવે અને બીજી દીનો સચેત થઈ રહી ફરશો—ગર્દ લાવવાના તે કામમાં પોતપોતાની મકદુર મુજબની મદદ આપે—એમ **અઇર્યનમ વએજ**માં તે મુળ દીનના જામવાની અગત્યતા વિષે—તે બધો ભેદ જાણવા માટે માઝદયસ્ની દએનને એક મસમોટા ઝહાડ તરીકે લીધેલી છે. જગત જે નાશવંત છે જેને નીસ્તી કહે છે તે જગતને અલંકારીક **વોઉરૂકષ** દરયાના બેટા તરીકે લીધેલું છે. આ **વોઉરૂકષ** દરયાનો અલંકાર નીસ્તીની જગત માટે કામ કરતી કુદરતનો છે. ત્યારે કહે છે કે વિશાળ **વોઉરૂકષ** દરયાવમાં એક અતી નાનો બેટ છે જેને ગેતી કહે છે. આ ગેતીના બેટમાં ખનરથ કેશ્વર છે. આ ખનરથ કેશ્વરમાં **અઇર્યનમ વએજ** નામની અતી ફળદરૂપ ભોમો વસેલી જગા છે. આ અઇર્યનમ વએજની જમીનમાં માઝદયસ્ની ઝરતોશ્તી દએનનું એક મસમોહટું ઝહાડ છે. આ ઝહાડનું થડ છે તેની પાંચ મુળ ડાળીઓ છે. આ ઝહાડનું થડ તે મુળ મઝદયસ્ની ઝરતોશ્તી દએન છે. આ મુળ થડની એતરાફથી ચાર મુળ ડાળીઓ ઉગે છે તેઓ ચાર મુળ દીનો છે અને તે મુળ થડમાંથી વચમાંથી જે ડાળ ઉંચે સીધ્ધી જઈ રહે છે તે જુદા જુદા ઝમાનાઓમાંની મઝદયસ્ની ઝરતોશ્તી દએન છે. આ ઝાડ ઉપર અને તે **અઇર્યનમ વએજ**ની ઉપર **ઘનામીન**નો નીરંતર હુમલો થયા કરે છે. પણ મઝદયસ્ની અશુશ્તિ દએનના

તે મુળ થડને જો તે **અઇર્યનમ વએજની** જમીનમાં પાણી ખાતર સીપવે ટકવો મલ્યા કરે તો તે ઝાડ ધનામીનના તે ઝુલ્મના ભારને જરાબી ગણુકારતું નથી પણુ ઉસ્તવાર ઉભુ રહીને પાંચેપાંચ ડાળીઓ-દીનો પાસે પોતપોતાને લગતુ કામ કરાવ્યા કરે છે. ત્યારે મઝદયસ્ની ઝરતોસ્તી દએનનું મુળ થડ જે ઇરાન સર-જમીન (અઇર્યનમ વએજ)માં છે તેજ ઝુલ્મ કરતા દેવોનો ધનાનો ભાર ખમી શકે માટે તેજ દએનના થડને પાણી-ખાતર આપવાં જોઇએ. પણુ જો તે મુળ થડને પાણી-ખાતર નહી મળે પણુ કોઈ એક ડાળીની ખાલી કંઇક બરદાસ્ત કરવામાં આવે તો તે ડાળી કંઈ ધનાના ઝુલ્મનો ભાર ખમી તે ઝાડના મુળ થડને ટકવી શકે નહિ. ઝાડનું થડ ધનાના દેવોના મારથી આજેજ આવતું જાય, વચમાંની ડાળી સુકાતી જાય અને પેલી ચારે ડાળીઓ અને તેઓની પેટા ડાળીઓમાં ખરો મધ્યનો રસ ઉતરે નહિ અને તે ઇરાન જમીનબી ધનામીન અને દેવોથી ધીમી ધીમી જીતાતી રહે અને અભડાતી રહે-તે મુળ ઝાડ અને તે **અઇર્યનમ વએજ** પોતાના **ફશો-ગર્દના** કામ કરવાથી પાછળ હટે-ધનાનું જડતાનું જોમ નામે દેવયસ્ની બધેબધ જગતમાં પેવશ થાય. એવો કુદરતી ભેદ છે માટેજ રાહેરાસ્તીથી કહે છે કે મઝદયસ્ની ઝરતોસ્તી દએનની જમીન તે **અઇર્યનમ વએજ** ઇરાન સરજમીન છે અને તેથી તેટલા માટે કહે છે કે બીજી દએન જે મુળ થડ તરીકે નથી માટે ઇરાનવેજ માટેની હકદાર નથી કેમકે દ્રવાઓનો ભાર ખમી શકે તેવી નથી; કેમકે તેવા દેવબંદીના **વીદએવોદાતના સ્નવંઘહ** રાખતી નથી-વળી તે ડાળીરૂપ દએનને મુળ થડથી દ્રવાઓએ જુદી કીધી છે; આવી પોતાના ઝરતોસ્તીપણાના મધ્ય સાથે પેવંદ નહિ રાખનારી માટે મધ્યથી જુદી થયલી જુદદીન કહેવાય છે તેવી જુદદીન દ્રવાઓ સાથે ભેળાયલી અને દ્રવાઓનો ભાર ખમે નહિ તેવી-દએવને તોડવાની યસ્ન રાખે નહી તેવી તે જુદદીન ઇરાનમાં જામે નહી-હકુમત ચલાવે નહિ-ટકે નહિ એવી દુઆ રદ દસ્તુર આદરબાદ મારેસ્પંદાંન સાહેબે ચાહીને **ચિથ્રેમ બુયાદ** નામની સેતાયસ્નમાં સીલ કીધી છે. આ સેતાયસ્ન જ્યારે ભણાય છે ત્યારે તે દુઆ મુસ્તજાબ થવાનું પુન્ય ઉભુ થતું આવે છે. તે બંદગીમાં ઘણી ચીજો કહી છે જેમાંની કેટલી આ લેખમાં છે અને તેમાંની ઉપર કહેલી વીગત આ પ્રમાણે જાહેર કીધી છે. પહેલાં ફરોહરની ખુબી ગાઇ છે કે જ્યાંબી ફરોહરો કહેતાં દાદારના ડહાપણુનો કશ થઇ રહયો હોય-પાવીકત વીગેરે અખંડ હાલતમાં હોય ત્યાં દાદારનું ફવપિરૂપતું અનન્ત ડહાપણ ખુસ્નુદ હોય ત્યાં કામ ફતેહમંદ થાય. પછી અનેક વીગતો આવે છે, જેઓમાંની એક

વીગત આમ છે કે દાદ દીને વેહ અવા આંનઘ અહુરમઝદ દીન પદવ'દવાદ=અહુરમઝદની દીન–અહુરમઝદના અ'તઃકરણમાંથી નીકળતો સત્ય-સ'ગનો રોહ ભલી દીનના કાયદા સાથે જોડાયલો રહ્યો અને રહેશે. હવાં દીને વેહને કાંય, કુલ જગતની, બીજી ચાર મુળ દીનોની અને તેઓમાંથી નીકલતી અનેક દીનોની માતા અને નેગેહબાન કહી છે તેનો ભેદ આપેલો છે. આવી દીન ઇરાનમાં જામીને પોતાનું દએવબ'દીનું કામ કરીને જગતની, તે જગત માંહેલી દીનોની આરાસ્તગી કરે, જગતના દએવને બાંધે, તે દએવ બાંધવા માટેની તે દીન ઇરાનની સર જમીનમાં ટકે અને કામ કરી રહે માટે પછી કહે છે કે 'હુદીન હુફરમાન અ'દર ઇરાન ગેહાન રવા કુનાદ'=એવી હુદીનના 'હુ' એટલે અહૂ–દાદારના ફરમાનો ઇરાનમાં ચાલ્યાજ કરે અને જુદદીન જુદ ફરમાન અ'દર ઇરાન ગેહાન બ અવસહીનાદ=બીજી જુદદીન જેમાં વીદએવોદાતના સ્રવ'ઘ નહી હોય અને જેમાં દએવ પેઠેલો હોય તેના ફરમાનો નાપદીદાર રહે. આવો ભેદ દીનમાં છે તે જોવાનો છે.

એમ ત્યારે ઝરથોસ્તી દએન મુળ દએન છે એટલે દાદારના દુટ તરીકેની દીન છે, એટલે સર્વોપરી દીન છે, બધી દીનોની પાસબાની કરનારી છે–તેજ તેનું મીશન શ્યઓથન છે તેનો ભેદ જોઇએ.

ત્યારે ઉપરના લખાણ ઉપરથી આટલું સીધ્ધ થાય છે કે (૧) ઝરથુસ્ત્ર દાદારનો રતુ–નાયબ–દુટ છે; (૨) નીસ્તીની જગતમાં જગતનો મોટામાં મોટો દુશમન દએવ છે; (૩) આ દએવ નીસ્તીની રજેરજમાં જામેલો છે; (૪) નીસ્તીની રજેરજમાંથી તેને તોડવાનો છે માટે દાદારે જગતને એવી રીતે રચી છે કે અષો ઝરથુસ્ત્ર વીદએવોદાત અને દાતે ઝરથુસ્ત્રથી એટલે ૭ ગાહામ્બારોની ઉજવણીના કાયદાથી તે દએવને મારે. આવી રચના દાદારે મઝદદાતથી કીધી છે જેમાં તેવણે રૂવાનોને પાંચ વર્ણોમાં વહેંચી પાંચ મુળ દીનો કીધી છે. એમ દાદારે જગતમાં લાગુ પડેલા દએવોને માનવ મારફતે પએ-દર–પએ મારવા પાંચ વર્ણના માનવ અને તેઓની પાંચ દીનો કીધી છે. આ પાંચ દીનોમાંની મુળ દીન ઝરથોસ્તી દીન છે કે જેમાં તે બીજી ચાર દીનોને મુકેલી છે, અને જેમાંથી તેઓ બરવખતે નીકળી છે. આવી રચેલી જગતમાં માનવ તેઓની પાંચ વર્ણ અને પાંચ દીન એટલે દીનો ઉત્તમ ચીજો છે. આવી ઉત્તમ ચીજોમાં દએવનો ધસારો થયાજ કરે છે એટલે દીનોમાં અધમાંધ પેવસ થઇ અઘ દએન થાય છે. દએવ દીનમાં ઘુસે છે. આ દએવને મારવા એકલા અષો ઝરથુસ્ત્ર ઉતરેલા છે. (૫) અષો

ઝરથુસ્ત્રે ઉતરીને પોતાની ફરજ કીધી, એટલે પાંચ વર્ણોની દીનોનો પાયો મુકયો તે દીનોને ચલાવનાર પછીથી થવાના મોટા **સઓષ્યંતો** માટેની સગવડો કીધી. પોતે પાવ મહેલ–ગાસ વીગેરે કીધા. **નાઈસીમી દએવનો** ભેદ ચલાવ્યો. યસ્ન–વહમ ફ્રસસસ્તિ–ફ્નઓથનો ટુંકમાં યસ્નનો ભેદ ઉભો કીધો છે કે જેથી રજેરજમાં તેમ દીનોમાં જે દ્રવાઓ પેસે તે પાછો હઠે એટલે ઝરથુસ્ત્રે માથે લીધેલું પોતાનું દુટ તરીકેનું કામ થતુ રહી પોતે જેઓને દુટો બસ્તે–કુસ્તીઆન બનાવ્યા છે તેઓ તે કામ કરી રહે. આવો તાત્પર્ય ઉપલા લખાણુમાંથી નીકળે છે. આ તાત્પર્ય દએનમાં છે તે હવે જોઇએ.

મુળ મુદદોજ ત્યારે દએવની વ્યાખ્યા ઉપર છે. જે સાહેબો દએવના ઉંડા ભેદને તેમ અષો ઝરથુસ્ત્રની 'ઉરૂરઓસ્ત અસ્તો' દુટની ખરી સમજ લઇ શકયા નથી, જે સાહેબો દાદારે દીનો કીધી છે એમ દએનામાં કહયું છે–વર્ણો સરેદ કીધી છે એમ દએનમાં કહયું છે–અહી દએવ રજેરજમાં ધુસ્યો છે અને તેને રજેરજમાંથી મારી હઠાવવાનો છે એમ દએનમાં કહયું છે, તેનો ખરો અર્થ સમજતા નથી; ઝરથોસ્તી દએન તેટલા માટે **મઝિશ્ત**=બધી દીનોને સમાવે તેવી મોટી અને તેટલા માટે **વહિશ્ત** એટલે પુર્ણ રીતની ભલી અને તેથી **સ્રએશ્ત** એટલે અતી ખુબસુરત એટલે દાદારની હસ્તી જે અતી ખુબસુરત છે તેવી તે તરફ લઇ જનારી એટલે જડ જગતની માયા તોડીને દાદારની લેહે–ઝોઇશે–ઇશ્કે પુગાડનારી છે–તે બધાનો ભેદ સમજ્યા નથી. તેઓ દએવપરસ્તીમાં બીજી દીનોની માન્યતાઓને મુકીને દુટો થવાની ગાથાની વીગતને આજના જેવા વટલાવનારા મીશનરીઓની વીગત સાથે સરખાવીને તેવા ખોટા જ્ઞાનના ગુમરાહ વરતુળમાં અટવાયા કરે છે. આ લખાણુથી તેઓને ખરો રાહ જડી આવશે અને દીનને અપમાન કરનારી, દીનને ગેરઇનસાફ કરાવનારી, દીનના બહોળા દરયાવ દીલને સાંકડુ ચીતારનારી તેઓની માન્યતાથી બાઝ આવી પોતાની ગેરઇનસાફી વર્તણુંક તેઓ સુધારશે એમ ઉમેદ છે. દીનમાં **દએવબંદી** છે, **નાઇસીમી દએવોનો** ભેદ છે અને તેને માટે દુટ તરીકે થવાનું છે એમ **ગાથા હા ૩૨–૧** માં કહે છે તેમ **હપ્તન યરતના કરદા આંઠના** વાકય ૭ માં **અથઉરૂનાંમચા પઇતિ અઝાંથ્રેમ યજમઇદે ચોઇ ચેયાં દુરાત અષાઇંષા દખ્યુનાંમ**ના વાકયમાં કહે છે. (આથ્રવનો જેઓ દખ્યુ કહેતાં દેશો કહેતાં જગત જેમાં દએવ ધુસેલો છે તેઓને સુધારીને અષમાં વ્યવસ્થામાં આણુવા એટલે નાઈસીમી દએવોનો ઉપર કહેલો ભેદ ચલાવવા તે દુરના દેશો લગી જાય છે તેઓના તેવા દીનના દુટો તરીકેના

આંવવા જવાંને અને કામ ફતેહ કરી આવી પુગવાની [મહા ફર્ઝને યાદ કરી તેઓ સાથે એકતાન થઇએ છીએ, કે જેથી હમોબી તેવું મહાન કામ જગતના દએવને બાંધવાનું કામ કરી શકીએ એમ કહે છે.) ત્યાં કંઇ બીજી દીભવાળાને વટલાવવાની વાતજ નથી. એવો તે લખાણોનો ભેદ તેના ખરા આકારમાં સમજે અને મારીને મુસલમાન કરવાના ફતવા ઝરથોસ્તી દએન ઉપર લાગુ પાડી દીનની ઉપર લાછન લગાડી દીનની બદનક્ષી કરવાથી બાઝ આવે. ઉપર કહેલા ગાથાના તેમ હપતન યસ્તના ફકરાઓ જેઓ દેવબંદી માટે છે એટલે જગતની કુલ્લે વસ્તી કુલ્લે દાનોમાંથી સંસ્થાઓમાંથી જડતા-અધમતા-બુરાઈ તેઓના મુળો દુર કરવા માટે છે, જેઓને વટલાવવા માટેની બુરહાન તરીકે ઠોકી બેસાડે છે તેઓનો તરજુમો આવી રીતનો છે. પહેલા ગાથા ૩૨-૧ નો તરજુમો જોઇએ: અએ તેના દેવો (એટલે માણસોમાંની હવસી ગતીઓ, અએ હવસોથી-શરીરની નબળાઇઓથી ભરપુર માનવો, તમો જેઓ સાંભળવાની દરકાર લેવો છે, ઇચ્છા બતાવો છો, તમો ખાત્રી રાખો કે) તેના, તે દાદારના સગા થયલાઓ એટલે તે દાદારના પેવંદમાં આવેલાઓ, મારા જેવાઓ જેઓએ દાદારની લેહનો સ્વાદ ચાખ્યો છે-ખોદાપરસ્ત થયા છે, તેવાઓમાંનો દરેક માંગે છે અને માંગ્યુ, ઇચ્છે અને છે ઇચ્છ્યું. શું ? અઇર્યમન સાથની એટલે દાદારના પુર તાબેદારી કરનાર ફરમાન બરદારો કરી રહે છે ભોગવી રહે છે તેવી જીંદગી ગુજારનાર તરીકે (જગત થાય. જે કોઈ દાદારે પુગે છે તે બીજા જેઓ દાદારે પુગા નથી તેઓની વહારે જશેજ-તેઓ પરદુખભંજની છે અને તેથી તેઓના મનમાં હમેશની ખુશાળી છે) અએ દેવો (તમો મારી હાલત વિષે સમજો) મારા મનમાં અહુરાની ખુશાળી છે એટલે અનંત સુખ છે (દુખ કે તંગી કે નાસેપાસી જેવું કંઇ નથી-દુખ એટલુંજ છે કે તમો બધા મારા જેવા ક્યારે થશો અને ક્યારે મારી માફક વીચારીને કામ કરશો-ક્યારે કહેશો કે) **અએ દાદાર તારા દુટો હમો થઇએ-જેઓ** તુને એટલે તારી ફરશો-ગર્દ થવાની ધારણાને નુકસાન પુગાડે છે તેઓને હમો પકડી પાડીશું તેઓના હાથને રોકીશું.

આ ફકરાનો ઉપલો તરજુમો પાછળથી આપેલો છે. દએવ દ્રવાઓની હકીકતની બીનવાકેફગારીમાં એ ફકરાનો ખરો તરજુમો આજે થઇ શકયોજ નથી. ઉપરનો તરજુમો વ્યાકરણ અનુસારનો તેમ ખરી ઇલિમ્યતનો છે. આ ફકરામાં માણસો જેઓ જડતામાં ફસી રહેલા છે તેઓને **'તે માણસના દેવો'** એમ કહીને બોલાવેલા છે. ગાથામાં માનવોને કોઇક ઠેકાણે **જવન્તો=**

જીવતાઓ તરીકે તો કોઈ ઠેકાણે **મરેતાનો**=મરણને પાત્રના તરીકે બોલાવેલા છે. અહિંયાં કુલ માનવ સમાજને કહી રહે છે; કોઇએક કોમને કહેતા નથી. વધારે સરળ અને અવસ્તાની ઇબારત સાથની ગાથાના ઉપલા ૩૨-૧ ના ફકરાની સમજ આમ છે કે તે દ્રવાઓએ **અખ્યાચા ખએતુશ**= તેના દાદારના સગા થવા-દાદારનો પેવંદ લેવા, **યાસત**=માગ્યું એમ પેવંદ લઈ **અહયા વેરેજેનેમ**=તે દાદાર માટેનું કામ કરનાર તરીકેના થવા માગ્યું એમ **વરેજ** કામ-તરીકતો-કાર વ કેરફે કરીને **'અઇરયમ્ના'**=તાબેદારીવાળા એટલે અઇર્યમનની હાલત જે ફ્રવષિની હાલત છે-દાદારના અનંત ડહાપણ મેળવવાની હાલત છે કે જેથી દાદારના તાબેદાર થવાય છે તેવી **અઇરયમન**ની હાલતવાળા **વેરેજેનેમ**=કામ કરનાર થવા માંગ્યું. માણસમાં દ્રવાઓ=ભુલાવો faults of flesh છે-તેને **વરેજ** તરીકતોથી તોડીને દાદારના ખએતુ થવાય છે કે જ્યારે તે માણસ ખએતુ=દાદારનો સગો થઈ રહે છે જેની ઉપર દાદારની ચોકી રહેવે તે દ્રવાઓનો પોતાનો મીજાજ પછી હલકી સેફતો ભુલી જઇને કહે છે કે મારી હલકી સેફતો જેથી મને ક્ષણભંગુર સુખ મલીને જીંદગીઓ-ભરનું દુખ મલતું હતું તે હલકી સેફતો ગઇ છે અને તેને બદલે મારામાં **મહમી મનોઇ**=મારા મનમાં **અહુરહયા ઉર્વાજેમા**=અહુરાની અનંત ખુશાળી જામી છે. જેવી મને ખુશાળી મલી છે તેવી ખુશાળી જગતને મળે. માટે કહે છે કે હવે હમો **થ્વોઇ દૂતાઓંઘહો આઓંઘહામા**=તારા દાદારના દુતો તરીકે થઇશું શું કરીશું ? **તેંગ દારયો યોઇ વાઓ દઇબિષેન્તી: તેંગ**=તેઓ **યોઇ**=જેઓ **વાઓ**=તું દાદારને-તારી ફ્રશો-ગર્દની નેમને-તારા પેગામ્બરના જગતને ફ્રશો-ગર્દ તરફ ચલાવવાના મીશનને **દઇ-બિષેન્તી**=ખતર પુગાડે છે તેઓને **દારયો**=પકડી પાડીશું-મારી હઠાવી-રોકીશું.

આવા દુટો ત્યારે જગતમાં જે **અષ** છે-બંદોબસ્તી છે તેને પાંથરી રહે છે. આવા દુટોના કામનો ઇશારો **હપ્તન યશત**ના સાતમાં કરદાનાં છઠ્ઠાં વાક્યમાં છે. સાતેસાત અમશાસ્પંદો **ગાથા હા ૨૮**ના પ્રસ્તાવના પ્રમાણે જગત આગળ, **ગાથાઓ**ને ધરે છે એટલે અશો ઝરથુસ્ત્રની સ્તુગીરી જાહેર કરે છે. આ અમશાસ્પંદો અશો ઝરથુસ્ત્રના મુળ હમકાર થઈ જગતની જે રચના મઝદદાતથી કરી રહે છે તે રચનામાંની પાંચ વર્ણો અને તે પાંચ વર્ણોની દીનો અને તે દીનોને ભવિષ્યમાં ચલાવનારા **સઓષ્યંતો** વીગેરેની રચના સાથે આપણને અહિંયાં કામ છે. સાત અમશાસ્પંદોની મઝદદાતની આ રચનાને અશો ઝરથુસ્ત્ર અહુરદાતથી શાહેરાસ્ત દોરવે છે. આવી દોરવણી કરનાર **અશો** ઝરથુસ્ત્ર છે એમ **ગાથા**

**હા ૨૮** ના પ્રસ્તાવનામાં અમશાસ્પંદો કહી રહે છે. **યાનીમ મનો યાનીમ વચો યાનીમ શ્યઓથનેમ અષઓનો ઝરથુશ્ત્રહે:** અશો ઝરથુસ્ત્રનું મન-વિચારશક્તિ-બોલ-કર્મ દાદારની તરફથી ઉતરી રહેલી ગતીવાલા ખુદ દાદારના યઝતી દરજ્જાના છે માટે હમો અમશાસ્પંદો તેવા ઝરથુસ્ત્રના ગાથાઓ જગતને માટે પેશ કરીએ છીએ; **ફ્રેરા અમેષાસ્પેન્તા ગાથાઓ ગેઉર્વાઇન:** ફ્રેરા=જગતની વૃધ્ધિ માટે વૃધ્ધિ કરવા માંગતા અમશાસ્પંદોએ ગાથા-ઓને આગળ ધર્યો. આવા અમશાસ્પંદો મઝદદાતની રચના જગતમાં કરી રહે છે જેમાં અશો ઝરથુસ્ત્રના અહુરદાતના દાતે ઝરતોસ્ત્રી સામાન્તર રીતે ચાલી રહે છે–તે બધાનું ગુહ્ય બ્યાન આ **હપ્તન યશત**માં છે. આ હપ્તન યસ્તને **યસ્નહે હપ્તંઘ્રહાતોઇશ હન્દાતા** તરીકે ઓળખે છે, એટલે **હન્દાતા**=હન-હમ સાથે રહીને '**દાતા**'=કાયદા મુજબ કામ કરી રહેલા–કાયદાને સહકાર co-operation થી ચલાવી રહેલા, એટલે મઝદદાતના કાયદાને અહુરદાતના ઝરથોસ્તી કાયદા સાથે ચલાવી રહેતા **હપ્તઘ્રહાતોઈશ**=હપ્ત તે સાત અમશાસ્પંદોની ખીશકારીના '**હાઇર્તી**'=હાઓ સાથની યસ્ન, તરીકે કહી છે. એટલે **યસ્ન હપ્તંઘ્રહાતોઇશ હન્દાતા**ને સાત અમશાસ્પંદોની મઝદદાત એટલે જગત રચનાના કાયદાઓ અને અહુરદાત જગતને મોક્ષ તરફ લઈ જવાના કાયદાઓ જેઓ ઝરથુસ્ત્રી દાત તરીકે ખાસ ઓળખાય છે તે મઝદદાત, અહુરદાતને સાથે ચલાવવાની ગતીનો ભેદ દેખાડતી યસ્ન કહી છે. આ મોતેબર યસ્નનો ભેદ અતી ગુહ્ય છે જે હમારા યઝસ્ને અને વંદીદાદે શાદેના તુલોતવીલ લખાણુમાં આવશે. પણ અહિંયાં કરદા સાતના વાકય છને જોઇશું કે જેમાં ઝરથુસ્ત્રના ચેલાઓ જેઓને **અથઉરૂનાંમચા** કરીને ઓળખે છે તેઓ કુલ જગતમાં–જગતના અમુક ભાગોમાં ત્યાંની વાતાવરણમાં, ત્યાંની કુદરતી પરંદા–પક્ષીઓની વસ્તીમાં દએવનું જોમ વધ્યું જાએ છે તે ખાસ ભાગમાં જઇને દએવને રોકી–અકને રોકી અપ પાંથરી રહે છે. તે ખાસ ભાગના મઝદયસ્નોની પાવમહેલમાં જઇ '**સએન કુજ**'ને તોડવાની તૈયારી કરીને તે દરજને તોડી અપ પાંથરીને આવી રહે છે તેવા તે **અથોરનાનો**ને યાદ કીધા છે.

પહેલા કહે છે કે **અપાંમચ ફ્રેરક્ષ્ઍાસ્ત્રેમ યજમઇદે.**

પાણીના સડસડાટ વહેવા સાથે એકતાન થઇએ છીએ. પાણી તે દાદા-રનો ચાલુ થતો સીકકો છે–પ્રગતીનું જરથોસ્તીપણે ચાલવાની ગતી છે. એવા

પાણી સાથે-એવી પ્રગટી સાથે-દાદારની થયલી જામેલી સત્તા સાથે હમો એકતાન થઇએ છીએ.

**વયાંમચા ફ્રેરક્રૅઓથ્રેમ યજમઇદે:** પક્ષાઓના આઝાદગી પાંથરવાના-દરૂજને તોડે તેવી ગતીના ઉડવા સાથે એકતાન થઇએ છીએ. પક્ષીનું ઉડવું તે છે કે જેથી દરૂજ હવામાં રોકાઇને હદમાં રહે છે. માટે કહે છે કે પક્ષીના ઉડવાની શુભ ગતી સાથે હમો એકતાન થઇએ છીએ.

પાણીઓને, પક્ષીઓને પોતાનું તેવું કામ કરવાની સગવડ આપનારા અથોરનાનો છે. પાણીઓની વહેવાની કુદરતની મતલબ ઉપર, પક્ષીના ઉડવાની કુદરતી મતલબ ઉપર દેવે હરકત નાંખેલી; હવામાં-જમીનમાં દરૂજનાં વાદળાં વધેલાં, માટે પાણીની વહેવાની હકીકતી નેમ પાર પડવામાં-પક્ષીઓની પેદાશની ઉડવાની હકીકતી નેમ પાર પડવામાં ખતરો પડેલો-જે ખતરાને અથોરનાનોએ યસ્નથી દુર કીધેલો છે-તેવાં કામને ફતેહ કરીને પાછા આવતા અથોરનાનો સાથે એકતાન થઇએ છીએ. કહે છે કે

**અથઉરૂનાંમ્ચ[1] પઇતી અજાથ્રેમ[2] યજમઇદે[3] યોઇ[4] યેયાં[5] દૂરાત[6] અષો-ઇષો[7] દખ્યૂનાંમ.[8] વીસ્પાંસ્ચા[9] અમેષાસ્પેન્તા[10] યજમઇદે.[11]**

અથોરનાનો[1] ‖ જેઓ[4] ‖ દેશોની[8] (અંદર) ‖ અશોઇ જામે એમ ઇચ્છિતા-તેવું કરવાની શકિતવાળા થઇ[7] ‖ દુર લગી[6] ‖ જઈ રહેલા છે,[5] ‖ તે અથોરનાનોના[1] ‖ કામ ફતેહ કરીને પાછા આવવા સાથે એટલે બીજે ઠેકાણે કે જ્યાં દરૂજના ગુબારો થયા હોય તેને તોડવા માટે આવવાના પર-દુખભંજની ગતી સાથે[2] ‖ એકતાન થઇએ છીએ.[3] ‖

આ મોતેબર ફકરાઓમાં અશો ઝરથુસ્ત્રનું કામ જે જગત ઉપર દેવબંદી કરવાનું છે-અશોઇ ઉભી કરીને પાંથરવાનું છે, જે અમશાસ્પંદોનું છે, તે કામને યાદ કીધું છે જેથી અમશાસ્પંદોની ખુસ્નુદી થાય છે. માટે છેલ્લે કહે છે કે બધા કુલ્યાતી[9] (૩૩ અહુ-રતુ સાથે કામ કરતા) ‖ અમશાસ્પંદો સાથે[10] ‖ અમો એકતાન થઇએ છીએ.[11] ‖

ઝરતોસ્તી દએનના સિધાન્તો (૧) '**ખએતુ**'=સગાઈ-રાહપેવંદ સીધો સંબંધ જે અશોઈ સાથે, યઝતો-દાદાર સાથે થાય તે, (૨) **વેરેઝેન્ન**=તેવી સગાઇ મેળવવા કામ કરનાર તરીકે થવું-તરીકતોના પાલનહાર તરીકે થવું, દાદારના-યઝતના અશોઇના કામ કરનાર થવું તે, (૩) **અઇર્યમ્ન**=ખાકસારી સાથની ફરમાનબદારી-ફ્રવષિએ પુગવાની ગતી; આવા ત્રણ મુદ્દાઓ ઉપર

રચાયા છે. આ **ખએતુ-વેરેઝેમ્ન-અઇર્યમ્નના** ભેદો ઘણી ગુહય રીતે ગાથા હા ૩૩-૩, ૩૩-૪, ૪૬-૧, ૪૯-૭, હપ્તન યશ્ત કરદો ૬-વીગેરેમાં આવે છે. ટુંકમાં એ કે ઝરતોસ્તી દએનના સિધાન્તો દાદારના પેવંદમાં આવવા માટેનું કામ કરનાર તરીકે થઇને પછી તેના નતીજામાં દાદારનું ડહાપણ કહેતા ફ્રવષિ-આરમઇતીની ગતીએ પુગવા માટેના છે. દાદારનો પેવંદ અને દાદારનું ડહાપણ કુલ જગતની ઉન્નતી માટે છે-દીનોની ઉન્નતી માટે છે-આવા બુલંદ ખ્યાલોમાં વટલાવવાની વાત કયાં હોય?—ઝરતોસ્તી દએનમાં સવાબનું કામ **અશોઇને** જગતમાં પાંથરવા માટેનું છે કે જેને માટેજ હપ્તન યશ્ત કરદા ૭ માના છઠ્ઠા વાકયોનો ભેદ અપાયો છે.

જેઓ વટલાવવાની વાતને **અશોઇ**વાલી ગણે છે તેઓને મઝદયસ્ની દએન **મઝિશ્ત** છે એટલે બધી દીનોને સમાવનારી-ચલાવનારી છે, **વંઝિશ્ત** છે ઉત્તમમાં ઉત્તમ રીતની સત્યવાળી-ઉત્તમમાં ઉત્તમ રીતની ગોઠવણી કરાવનારી છે તેની ખબર નથી. તેઓને **હાઇતીનાંમ વહિશ્તા-હાતાંમ વહિશ્તાનો** ભેદ ખબર નથી. **હાતાંમ-હાઇતીનાંમ**માં હસ્તીએ પુગાડનારી ચાલુ થવાની યા થયલી હયાત સંસ્થા એટલે હયાત મુળ દીનોમાં **વહિશ્તા** ઉત્તમમાં ઉત્તમ તરીકેનો અર્થ છે એટલે મુળ તરીકે હોવાનો અર્થ છે. જો દીનો બધીજ હસ્તીએ પુગાડનારી છે તોપછી વટલાવવાનો અર્થજ શું છે? **મઝદયસ્ની દએનના** આજના હયાત ચાલુ આકારમાં એકથી વધુ દીનોનો ઇશારો છે-પાંચ **તકએષ** દીનોનો ઇશારો છે જેઓને દાદારે **પઓઉરૂયાઓ** સપ્પર પહેલાથી મુકરર કીધી છે એવા ઇશારા છે-દીનોના **વેરેનંગ** છે એટલે એતેકાદો-જાનફેશાની-તરીકતો છે, દીનો માનવોને આપનાર નક્કી કરનાર દાદારજ છે એવા ઇશારા છે-દીનોના **હુકેરેત** થવે એટલે દીનોની તરીકતોને પતમાન ઉપર પાલવે મુક્તિ મળે છે-આવા બધા ઇશારાઓ છે-જે પાછળ દાખલા દલીલ સાથે બતાવેલા છે-જેઓને આવા ભેદો દીનમાં છે એમ ખબર હોય તેઓ દીનમાં વટલાવવાનું છે એમ કહેજ નહિ.

ગાથાઓમાં કુલ માનવો માટેની ફરજો-સિધાન્તો આપેલા છે. ગાથાઓ માનવોને **જવન્તો** એટલે જીવતાઓ, **નરો** એટલે કુલ માનવ જાત એવા શબ્દથી બોલાવે છે. ત્યાં સીરફ મઝદયસ્નાનો એમ બોલ આપ્યા નથી. ગાથાઓને અમશાસ્પંદો જગત માટે પેશ કરે છે; એમ ઠેકાણે ઠેકાણે ગાથામાં જનસમાજ માટેજ ભલામણો છે-કોઇબી ઉપરટપકેથી વાંચનારનેબી તે દીસી આવે છે. ગાથાના સિધાન્તો કુલ માનવ, કુલ દીનો માટે છે. એટલે ગાથાના સીધાન્તો વગરની કોઇબી દીન હોયજ નહિ, અને ખરેજ એમજ છે. પણ

જ્યાં જ્યાં ગાથામાં **દએનાઓ**=દીનો તરીકના ઇશારાઓ છે ત્યાં ત્યાં તે દીનોને દાદારનીજ બરહક ગણેલી છે, તેમ વળી તેઓને **સઑખ્યંતોની** ગણેલી છે એટલે પેગામ્બરના વખતમાં તે દીનો '**હાતાંમ**'=જીવતી છોકરવન તરીકે તો છે પણ ચાલુ થઇ નથી પણ ભવિષ્યમાં આવનારથી જાહેર થશે. જો ગાથામાં આવી વસ્તુસ્થીતી હોય અને છે જે નીચે બતાવેલું છે, તો પછી ગાથામાં વટલાવવાની વાત કયાં આવી ?

જેઓ પેગામ્બર સાહેબનો યઝતી દરજ્જો માનતા નથી–જેઓ ગાથાની સાર્વજનીકપણું સમજતા નથી–જેઓ દએનની યસ્નનો ભેદ સમજતા નથી–અશોઇ એક મુળ શકિત છે એમ જાણતા નથી, તેઓ આવા વટલાવવાના ભુલાવામાં ગોથા માર્યા કરે છે.

**દએવપરસ્તી** શું છે? **અઘ–દએન** શું છે?–આ બેનો ભેદ જેઓ જાણે તેઓ વટલાવવાની વાત ખાબે–ખ્યાલમાંબી લાવે નહિ. દએવ પરસ્તી કંઇ નોખી ચીજ નથી–ના રજેરજમાં તે છેજ. દએવને સુધારવા તો જગત થયું છે, દીનો થઇ છે, પેગામ્બર આવ્યા છે. દીનોમાં જ્યારે દએવ પરસ્તી કહેતાં લુચ્ચાઇઓ માંથ્રદ્રુજ, મીથ્રદ્રુજ, યસ્નદ્રુજ, હારમોકી, ફીકપણું–કરપપણું આવે ત્યારે તે દએન પોતે **અઘ–દએન** થાય. દીનોને આવી **અઘ–દએન** થતી અટકાવવાની ફરજ મઝદયસ્નાનોની છે કે જેને સવાબ કહયું છે. દીનો પોતે અઘ–દીન થાય નહિ એટલે તે દીનોના માંથ્રોમાં અઘમાંથ્ર અને ઉપશબ્દો આવે નહિ તેની તકેદારી રાખવા મઝદયસ્ની દએનમાં પાવ મહેલ–આલાતો રચાયા છે–યસ્નો અપાઇ છે અને **વીદએવોદાત** આપેલા છે.

મઝદયસ્ની દએનમાં **વીદએવોદાતનો** મુળ અને ખાસ ભાગ છે જેનો ઉપયોગ મઝદયસ્નોના મુળ અને ખાસ લોકો નામે અથોરનાનોથીજ થઈ શકે છે. ત્યારે **વીદએવોદાતના સ્વંઘહ–માંથ્રો** તો **દએવ પરસ્તીને** તોડનારા છે. દએવપરસ્તીને તોડવાનું લક્ષણ મઝદયસ્ની દએનનું છે, અને એમ છે માટેજ મઝદયસ્ની દએનનો ખાસ ભાગ જેને '**વીદએવોદાત–વંદીદાદ**' કહે છે તેમાં માનવને **મઝદયસ્નાનો** શબ્દથી બોલાવે છે. ત્યાં ગાથાની માફક **જવન્તો**=કુલ માનવો એમ શબ્દો આપ્યા નથી. ઝરતોસ્તી દએનમાં એમ કુલ્યાતીપણું તેમ ખાસ જુઝવાવીપાણું છે. આવો ભેદ જેઓને ખબર નથી તેઓ વટલાવવાની વાત કરે છે. ત્યારે ગાથાઓમાં **હાતાંમ વહિશ્તાને** એટલે હસ્તી તરફ લઈ જતી હયાતી ભોગવતી ( સંસ્થાઓ–દીનો )માં ઉત્તમ એવો–તેમ વળી **દએ-નાઓ પઓઉર્યાઓ દાઓ અહુરા** એટલે અહુરાએ સપ્પર પહેલાથી

દીનો મુકરર કીધી છે એવો-તેમ વળી **દએનાઓ સઓષ્યન્તાંમ**=ભવિષ્યમાં આવનારાઓથી લવાતી દીનો એટલે ભવિષ્યમાં થનારી દીનો એવો-તેમ વળી **હયત ને મજદા પઓઉરવીમ ગએથાઓસ્ચા તષો દએનાઓસ્ચા..........યથા વરેનેંગ વસાઓ દાયેતે** એટલે હમો બધા માનવો માટે પહેલાથી મઝદાએ તનોમંદ હાલત અને દીનો કીધી........જે દીનો પ્રમાણેનો એતેકાદ-મરજી-જાનફેશાની નકકી કીધી-આવા આવા કુલ માનવ સમાજ માટેના ભેદો છે અને **વંદીદાદ**માં સીરફ મઝદયસ્નાનો માટેની ફરજો છે;-મઝદયસ્ની દએન જગરેલ પછીથી તે છેક ઝરથુસ્ત્રના વખત લગી અનેક વખ્શવરો લાવતા હતા માટે તેટલા વખતમાં એકજ દીન હતી પણ તેમાં વખતોવખત દએવપરસ્તી-કુધારા ઘુસતા હતા-બીજી દીનો હયાત હતી નહી-કુલ સમાજ તે મઝદયસ્ની દએનમાંજ હતી-ગોયા **મઝદયસ્ની દએન** પોતેજ **પાંચ તકએષોના ભાવો દેખાડતી હતી** કે જેઓમાં દએવપરસ્તી દાખલ થયા કરતી હતી-આવા આવા મુળ જ્ઞાનથી જેઓ બીનમાહીતગાર છે તેઓજ વટલાવવાની વાતો કરે.

મઝદદાત, અહુરદાત, દએવોદાત, વીદએવોદાત એવા અનેક દાત આપેલા છે જેમાં કુલ માનવ સમાજ માટેના કાયદાઓ છે, તેમ ઝરથુસ્ત્રી દાત છે જેમાં મઝદયસ્નાનો માટેના કાયદાઓ છે વીગેરે વીગેરે મઝદયસ્ની ઝરતોસ્તી દએનના વીસ્તારની, તેની ખીસ્કારીની, તેના જામવાની યા તેના બંધ થવાની સંકોચાવાની તેહકીકોથી જેઓ અંજાણ છે તેઓ વટલાવવાની વાતો કરે છે.

છેલ્લા આમ વગર શકે કહી શકીએ છીએ કે જેમ એક કાયદાશાસ્ત્રી કાયદાનો બારીક અભ્યાસ કરી કોર્ટમાં મુકદમાઓ ચલાવે છે; જેમ એક ડાકટર દરદોનો બારીક અભ્યાસ કરી દરદોની દવા કરે છે, તેમ જો કોઇબી દએનનો બારીક અભ્યાસ કરે અને દએનની તે તેહકીકોને સરાઘાતવાલી નહી ગણીને તેનો અભ્યાસ કરે તો આજના જાહેર તરજુમાઓમાંથીબી ઝરતોસ્તી દએનમાં વટલાવવા જેવું નથીજ એમ સાંભરી આવે-દેખાઇ આવે. દએનના જુદા જુદા ભાગોમાં જુદી જુદી લખવાની રીતીઓ કાંય છે, ગાથામાં કુલ સમાજની વાત છે, વંદીદાદમાં મઝદયસ્નાનોની વાત છે, યસ્તોમાં માનવથી ચઢીયાતા યઝતોની કારકીરદી છે જેઓબી કુલ માનવ માટે તેમ ખાસ મઝદયસ્નાનો માટે છે અને યસ્ન પાવમહેલ જેવો ભાગ તો મઝદયસ્નાનોમાંના અમુક ખાસ લોકો માટેજ છે-આવું બધું છે-તેની મતલબ હશે-તેમાં સીલસીલો છે એમ જે કોઇ શાંતીથી જોઈ શકે તેને વટલાવવાનું દીનમાં હોય એમ કદીબી સાંભરેજ નહિ. આવા બધા મુદ્દાઓને ચાલુ સાહિત્યમાંથી કાઢીને વાંચનાર આગળ રજુ કરીશું.

અષો ઝરથુશ્ત્રનો કુદરતમાંનો બરેશ્નુશનો-ઉરૂરઓસ્ત અસ્તોનો દરજ્જો; દીનના મઝિશ્ત-વહિશ્ત-સ્પએશ્તપણાના દરજ્જાની ઉકેલ અને તેમાંથી નીકળતો સાર કે વટલાવવાનું કર્મ રાદી નથી પણ ગેરરાદી છે, સીરફ દએવબંદીનું કર્મજ રાદી છે; આને માટેની સહાદત. ઝરથુશ્ત્ર વિષેની આજના ઘણાઓની માન્યતા બે મોઢાંની-સામસામી તેનો ચીતાર; ઝરથુશ્ત્રનો યઝતી ચીતાર ગાથાના પહેલા વાકયમાંથી-ઝરથુશ્ત્ર કુલ દુન્યા માટે, કુલ વર્ણ-દીનો-કુલ જગત માટે, મઝદદાત માટે છે તેનો ચિતાર ગાથાના તે પહેલા વાકયમાંથી-તેમાં વટલાવવાનો નહી પણ દીનોમાંથી દએવને કાઢવાનો ભેદ આવે છે તેની તકરીર-જીકર. દીનો દાદારે કીધી છે તેની નોંધ ગાથા યઝશ્નેમાં. ઝરથુશ્ત્રનો યઝતી ચીતાર ગાથા હા ૫૧-૧૨ માં તેની વીગત. અષો ઝરથુશ્ત્ર માનવોમાં સપ્પર પહેલા-માનવની ઉપરના પેશ રફ્તાર-મરદાન પાશુમતુમ છે તેવણ કુલ જગત માટે એટલે પાંચે દીનો માટે પોતાનો ભોગ આપે છે, તેનો ચીતાર ગાથા હા ૩૩-૧૪ જેમાંથી વટલાવવાનો નહી પણ દએવ બાંધવાનો-દીનોને ઉંચકવાનો અર્થ નીકળે છે તેની જીકર. ફરવરદીન યશ્તના કરદા ૧૧ ફ. ૪૧ માનો ઝરથુશ્ત્રનો ચીતાર બરેશ્નુશનો એટલે માથાની ટાલકીની ઉંચાઇ જેમ માનવની ઉંચાઇ છે તેવા કુલ માનવોમાં પરમ ઉત્તમ ઝરથુશ્ત્ર કુલ જગતની દ્રવાઓ=બદીને મારવા કામ કરી રહેલા છે-આવી ઝરથુશ્ત્રી દીનમાં વટ-લાવવાનું નહી પણ દએવ=બદીને બધેબ-ધથી તેમ દીનોમાંથી દુર કાઢવાનો અર્થ છે તેની સમજ.

હવે ઉપર કહેલા બધા મુદ્દાઓ બાબેની દીનની સાહદતો જોતા જઇએ.

**પહેલા અષો જરથુશ્ત્રનો કુદરતમાંનો દરજ્જો અને દીનનો દરજ્જો જોઇએ.**

કોઈ કહેશે કે દીનમાં વટલાવવાનું છે કે નહિ તેની ઝીકરમાં પેગમ્બર સાહેબના દરજ્જાની વીગતની શું ઉપયોગીતા છે? પેગમ્બર સાહેબના કુદરત-

માંના બુલંદ દરજ્જાના ખરા ચીતારની અતી ઉપયોગીતા છે કેમકે પેગમ્બર સાહેબને કુલ જગત માટે દાદારે મોકલેલા છે. દાદાર જેવણુ અહુ છે તેવણે પેગમ્બરને પોતાના રતુ તરીકે મોકલ્યા છે એ મતલબે કે દાદારની મઝદદાતની વ્યવસ્થાને તેવણુ આરાસ્તે કરે. મઝદદાતની વ્યવસ્થામાં પાંચ વર્ણો અને પાંચ દીનો ઉપરાંત ઘણું છે. પાંચ વર્ણો અને પાંચ દીનો ઉપરાંતના તે બીજાની વીગત જાણવાની હાલમાં આપણને જરૂર નથી. પણ પાંચ વર્ણો અને મુળ દીનોના ભેદો જાણવાની હયાં જરૂર છે કેમકે મઝદાએ બગોબાસ્ત પ્રમાણે પેદા કીધેલી પાંચ વર્ણોની–પાંચ દીનોની વ્યવસ્થા અષો ઝરથુસ્ત્ર કરે છે તે હકીકત જોવાની છે. જેમ એક મોટી સંસ્થામાં–નીશાળમાં એક ઉપરી હોય કે જે ઉપરી તે સંસ્થાના–નીશાળના સાત કલાસના માસ્તરોને નેમે અને તેઓ ઉપર તેઓના કામ ઉપર નીગાહ રાખે, તેમ અષો ઝરથુસ્ત્ર દીનોની નીશાળના ઉપરી છે અને દીનોના જુદા જુદા ચહડ ઉતર કલાસના માસ્તરો નેમી તેઓ ઉપર નેગાહ રાખે છે. એવા કુલ્યાતી દરજ્જાનો ચિતાર ઝરથુસ્ત્રનો છે તે બતાવીએ કે પછી વટલાવવાનો સવાલજ ત્યાં રહે નહિ કેમકે કંઇ પહેલી કે બીજી ચોપડીના છોકરાને સાતમીમાં દાખલ કરાવાય નહિ. તે છોકરો તો ધીમે ધીમે જ્ઞાન લેતો ઉપર જાય. એમ મઝદા અહુરાનો ચીતાર સ્કુલના માલેક તરીકેનો છે કે જેવણે સ્કુલને કલાસોને ઉભા કીધેલા છે એટલે દીનોને ઉભી કીધેલી છે અને અષો ઝરથુસ્ત્રનો ચીતાર તે આખી સ્કુલને ચલાવનાર સરદાર રતુ તરીકેનો છે એટલે દીનોને ચલાવનારાઓ ઉપર નેગાહબાની કરનાર તરીકેનો છે એ બતાવવાનું છે. અષો ઝરથુસ્ત્રના આવા મુળ દરજ્જાની ઓલખથીજ ખરો ખ્યાલ આવી શકે. મઝદયસ્ની દીન **મઝિશ્ત** છે એટલે મોટામાં મોટી છે એટલે બધી દીનોને સમાવનારી છે એટલે સાતમા કલાસની છે કે જે સાતમા કલાસના છોકરાઓ છએ છ કલાસનું જ્ઞાન લઇનેજ તે સાતમા કલાસમાં આવી શકે. કંઈ ત્રીજા કે ચોથા કલાસના છોકરાને ગમે તેમ સાતમા કલાસમાં લઇ જવાય નહિ. ત્યારે દીનનો **મઝિશ્ત-રઝિશ્ત** તરીકેનો ચિતાર અને તે દીન કુલ દુન્યા માટે છે તેનો ચિતાર અને અષો ઝરથુસ્ત્રનો દાદારના નાયબ હોવાનો ચિતાર જો દીનમાં હોય તો અને દીનોને દાદારે કીધેલી છે એવું જો મઝદયસ્ની દીનમાં હોય તો પછી વટલાવવાનો સવાલજ પેદા પડે નહિ. એમ ત્યારે હવે અષો ઝરથુસ્ત્રનો બરષ્નુશનો દરજ્જો જોઇએ એટલે જેમ માથાની ટાલકીની ટોંચ **બરષ્નુશ** ઉંચામાં ઉંચી છે મુળ છે તેમ ઝરથુસ્ત્ર માનવોમાં ઉંચામાં ઉંચાઓ મુળ છે–તેવા **બરષ્નુશ** અષો ઝરથુસ્ત્રને જગત ઉપર નેમેલા છે તે જોઇએ.

પહેલાં અષો ઝરથુસ્ત્રનો દરજ્જો કુદરતમાં શું છે, કઇ રીતનો અવસ્તામાં ચીતારેલો છે તે જોઇએ. પછી દીનનો દરજ્જો જોઇએ. અને તે મુળ મઝદયસ્ની ઝરતોસ્તી દીનમાંજ અન્ય દીનો સમાઈ છે કે જે અન્ય દીનોની પાસબાની મુળ દીનને કરવાની છે તેની સહાદતો જોઇએ, કે પછી વટલાવવા જેવું દીનમાં નથી તે સીધ્ધ થાય.

આજે કેટલાકો પોતાને સત્તાધારી જ્ઞાન આપનારા પરમ વીદવાનોમાં ઓળખાવીને કહે છે કે ગાથામાં અષો ઝરથુસ્ત્રને તો સાધારણ માનવ તરીકે ચીતારેલા છે પણ બીજા અવસ્તામાં અને પહેલવીમાં તેવણને યઝતનો દરજ્જો આપેલો છે. આવા બોલનારાઓ ગાથા સીવાયના અવસ્તાને માટે ગોયા બે મોંઢે બોલે છે તે જોઇએ. એક મોંઢે તેઓ કહે છે કે યસ્તોમાં અને બીજા અવસ્તામાં **યઝતોનો** ધર્મ છે એટલે ઘણા ખોદા માનવાનો ધર્મ છે, કે જે ઝરથુસ્ત્રની અગાઉ હતો અને જેને ઝરથુસ્ત્રે કાઢી નાખેલો, પણ ઝરથુસ્ત્રની હૈયાતી પછી મઝદયસ્નાનોએ પાછા તે જુના ઘણા ખોદાના ધર્મને ખાલેસ ઝરથોસ્તી દએનમાં ઉમેર્યો; એમ ગોયા તેઓએ અષો ઝરથુસ્ત્રનાં કીધેલાંને નહિ કીધેલું કીધું-તેવણનાં શીક્ષણોને ઉઠલાવ્યાં, ગોયા અષો ઝરથુસ્ત્રનાં ઉત્તમ શીક્ષણોને ઉતારી પાડયાં યા લગભગ તે ઉત્તમ શીક્ષણોનો બહીશ્કાર કીધો. એટલે એમ થયું કે અષો ઝરથુસ્ત્રને માન્યા નહી તેવણને minimise કીધા-નાના પાડયા. તેવણની મહત્વતા-ઉત્તમતાને ઉતારી પાડી. આવું તાત્પર્ય આવું બોલનારાઓનું થાય, એમ કોઈ ના કહે નહી. એમ બોલતા જઇને એટલે અષો ઝરથુસ્ત્રના શીક્ષણોનો ઓવાર નવાર તેઓએ એટલે ઝરથુસ્ત્ર પછીનાઓએ કીધો-ઝરથુસ્ત્રને ઉતારી પાડયા-minimise કીધા એમ એક મોંઢે બોલતા જઇને પછી બેફામ થઇને બોલે છે કે પાછળના વખતનાઓએ અષો ઝરથુસ્ત્ર જેવણ સીરફ માનવ હતા તેવણને યઝત તરીકે ઠોકી બેસાડયા આમ તેઓ બીજી ઝબાન વાપરે છે. એક વખતે કહેવું કે અષો ઝરથુસ્ત્રના સીધાન્તોને પાછળનાઓએ ઉતારી પાડી આગળના ઘણા ખોદાઓ જેઓને ઝરથુસ્ત્રે કાઢી મુકેલા તેઓને પાછા સ્થાપ્યા. એટલે ઝરથુસ્ત્રના ઉત્તમ શીક્ષણનો બહીસ્કાર કીધો-ઝરથુસ્ત્રને માન્યા નહિ-ઉતારી પાડયા. અને પછી તેજ મોંઢે બોલવું કે ગાથામાં અષો ઝરથુસ્ત્ર તો એક ભુલને પાત્રના-હવસને પાત્રના માનવ પણ ઉત્તમ રીતના માનવ છે તેવણને પાછળનાઓએ યઝતનો દરજ્જો આપ્યો. એમ બે મોંઢાનું આજે બોલાય છે તેની તેઓ ખુદને શુધ્ધી રહેતી નથી. આવાઓ ભલે ગમે તે બકે કે ભાંડે તે તેઓ જાણે, પણ ખરી વસ્તુસ્થીતી શું છે તે ટુંકમાં જોઇએ.

ગાથાની શરૂઆતના પહેલા પ્રસ્તાવના જેવા લેખાતા ફકરામાં અષો ઝરથુસ્ત્રનો કેવો ચીતાર આપેલો છે તે ધ્યાનથી જોઇએ. ત્યાં કહે છે કે **યાનીમ મનો, યાનીમ વચો, યાનીમ શ્યઓથ્નેમ, અષઓનો ઝરથુશ્ત્રહે:** અષો ઝરથુસ્ત્રનો વીચાર (જે તેવણુમાં સેકંડના એક અબજના ભાગમાં એટલે હરહમેશ ચાલી રહેતા તે) **યાન્ય**વાળો હતો, એટલે અહુરા તરફથી ઉતરી રહેલી અહુરાની ખુદની ગતીવાળો–બરકકતવાળો હતો–એટલે અહુરાનો ખુદનો હતો. **યાન** શબ્દ લોધત તરીકેનો છે–માટે પહેલવી લેખકોએ એ શબ્દને **યાન** તરીકેજ એમનો એમજ વાપરેલો છે. તે શબ્દની સમજ માટેનો પહેલવી અર્થ આપેલો નથી. માનવમાં તેની જાગૃત કે ઉંઘની હાલતમાં વીચાર તો ચાલે છેજ. વીચાર વગરનો માનવ હોયજ નહિ. આ વીચાર કરતું મન એકસરખો વીચાર કરી શકતું નથી, એ માનવ જાતનો સ્વભાવ છે. ભલેને સંતો ઉતરતા વીચારોને રોકી શકે પણ ઉતરતા વીચારો તેઓમાં આવવાના તો ખરાજ. એટલે ગમે તેવો સંત હોય તેમાંબી એકસરખા સવાબના વીચારો આવવાનાજ નહિ. કોઇક વખતે કંઇક વીચાર ઉતરતા નબળા થવાનાજ. પણ જેને પરમ માનવ કહે છે એટલે માનવની ઉપરનો **મરદાંન પાશુમતુંમ** કહે છે તેમાં તો અહુરાના આપેલા વીચારો એકસરખા ચાલવાનાજ, જેઓ રાદી સાચ્ચાજ હોય. હયાં કહે છે કે અષો ઝરથુસ્ત્ર એવા હતા કે તેવણમાં એક સરખા વીચાર બોલ અને કર્મો થઇને ચાલી રહે છે જે વીચાર–બોલ–કર્મો **યાન્ય**ના એટલે અહુરા તરફથી મળેલી બક્ષેશરૂપના હતા. અહુરાની બક્ષેશ હમેશ રાદી નીઆમતવાલી સત્યનીજ હોય, કે જે યઝતોને મળેલી છે એટલે કહે છે કે અષો ઝરથુસ્ત્રના વીચાર યઝતના જેવા, બોલ યઝતના જેવા, કર્મો યઝતના જેવાજ હતા, અને એમજ છે માટે **આફ્રીન બા નામે બુઝોરગાન** નામની આશીરવાદીક બંદગીમાં કહે છે કે **વેશ કેરફે બેહ ચુન ઝરથુશ્ત્ર** =ઝરથુસ્ત્રના જેવા સવાબથી ભરપુર થજો એટલે જેમ ઝરથુસ્ત્રના મીનો વીચાર –વચો–બોલ પુર્ણ સત્યના હતા અને એવણના તે વિચાર અને બોલથી થતા **શ્યઓથ્ન** કામો પુર **કેરફેહ**ના હતા તેવો તું થજો. એમ ત્યારે ગાથાનું આ પહેલુંજ વાક્ય અષો ઝરથુસ્ત્રની જે વ્યાખ્યા આપે છે તેમાં તેવણને માનવમાં ખાસ પરમ ઉત્તમ ગણે છે એવા કે તેવણમાં અહુરાની બક્ષેશ જે અહુરાના વીચાર–બોલ અને કારની રહે છે તે ઉતરેલી હતી. એટલે કહે છે કે અહુરાના હુમત–હુખ્ત–હવરસ્ત ઝરથુસ્ત્રમાં હતા. આવાં કામ ઉપરથી અષો ઝરથુસ્ત્રનો દરજ્જો યઝતી હતો તે કોઇબી સહેલાઇથી જોઇ શકશે. અને એમજ છે કેમકે પછીથી આગળ કહે છે કે **ફેરા અમેષા સ્પેન્તા ગાથાઓ ગેઉર્વાઇન:** અમશાસ્પંદોએ

**ફેરા=ફ્રા=વૃધ્ધી** માટે-**ફ્રશો-ગર્દ** થવા માટે-દએવબંદી કરી દએવને ભલો કરી જગતને મોક્ષ તરફ લઈ જવા માટે ગાથાઓને જગત આગળ ધર્યા. **ગાથાથીજ ફ્રશો-ગર્દ** થશે એમ જાહેર કીધું. જગતનો નીરવાહ અષો ઝરથુસ્ત્ર અને તેવણુના **ગાથાથીજ** છે એમ કુદરતનો ભેદ જાહેર કીધો. હયાં નોંધ લેવાની છે કે **ગાથા**ઓનો અર્થ સમજવો જોઇએ. **ગાથા** માટે **હા ૫૫** માં વીગત આવી છે જે નીચે આપી છે. આખી સૃષ્ટીનું તાત્પર્ય હુમત-હુખ્ત-હવરસ્ત શબ્દોમાં આવે છે. દાદાર કે યઝતો કુલ જગતને રચે તે બધુ તેઓના હુમત-હુખ્ત-હવરસ્ત તરીકેનું છે. જેમ જુદી જુદી યસ્તો જે જુદા જુદા યઝતોની છે તેઓમાં તે તે યઝતોના જગતના ઉત્પતી માટેના હુમતો-હુખ્તો-હવરસ્તો આપેલા છે, જેમ માનવ પોતાની **મનશ્ની ગવશ્ની કુનશ્નીને** ઉંચ કરવે **હુવરશ્તે** પુગે છે એટલે યઝતોના કાર વ કેરફેની ગતી-અતી સવાબ કરવાની ગતીએ પુગે છે કે જે પછીથી તે માનવ હુખ્ત અને હુમત જે યઝતોના છે તેને પુગી શકે જે બધું તે માનવના ઇતિહાસમાં આવે છે, તેમ અષો ઝરથુસ્ત્ર જેવણુ દાદારના રતુ છે તેવણુની ખીસ્કારીના હુમત-હુખ્ત-હવરસ્ત છે જેઓને પાંચ **ગાથા** તરીકે ઓળખે છે, જે અશો ઝરથુસ્ત્રનો-તેવણુની કારકીરદીનો નીસ્તી ઉપરનો એક ઝરવાને દરેગો ખદાતેનો ઇતિહાસ રજુ કરે છે. અષો ઝરથુસ્ત્રના તે **હુમત-હુખ્ત-હુવરશ્ત** તે મઝિસ્ત દએનમાં છે, કે જેમાં પાંચ **ગાથા**ઓનો ભેદ છે એટલે પાંચ અંતર દએનોના ભેદો છે. તે મઝિસ્ત દીનના ફરમાનોના પાંચ મુળ ભાગો છે. દરેક ફરમાનમાંથી એક મુળ દીન ઉભી થાય છે. ત્યારે જગતના માનવની પાંચ ચહડ ઉતર વર્ણો પ્રમાણેનો એતેકાદ અને તે પ્રમાણેની ખેરદ તે તે વર્ણોમાં ઉભી કરાવી તે એતેકાદ અને ખેરદ તે **તે** વર્ણોને ધીમે ધીમે મેળવી દેવડાવવી-એવું કામ અષો ઝરથુસ્ત્રનું છે. આ માટેની ગાથાની યઝશ્નેની શહાદત નીચે આપી છે.

ઉપર એક મોટી સ્કુલ-તેના સાત કલાસ જોયા. તેનો ભેદ ગાથાઓ શબ્દમાં છે. **અહુનવદ ગાથા** સનીની વર્ણની દીન માટે-**ઉશ્તવદ ગાથા શુક્ર**ની વર્ણની દીન માટે-**સ્પેન્તોમદ ગાથા હારોમ**ની વર્ણની દીન માટે-**વોહુ-ક્ષથ્ર ગાથા બુધ**ની વર્ણની દીન માટે અને **વહિશ્તોઇશ્ત ગાથા બરજીસ**ના વર્ણની દીન માટે છે, અને તે બધી દીનોના પેશરવો તે **સઓષ્યંતો** છે. આ બધુ માનવ જાતને **ફ્રશો-ગર્દ** તરફ લઇ જવા માટે છે. આવા ઉંડા અર્થે **ગાથાઓ** શબ્દ હયાં આપ્યો છે. કોઇ એવોબી નીકળે કે તે એમ

કહે કે જુઓ ભાઇઓ હયાં અમશાસ્પંદો માનસ માટે ગાથાજ છે એટલે જરથોસ્તી દીનજ છે બીજુ નથી એમ કહે છે. આવું કહેનાર પોતાને બેહુન્દો તેમ દીનના મોતેબર ગાથાને બેહુંદા ઠેડવે કેમકે જગતની રચના કરનાર અમશાસ્પંદો કંઇ પોતાની રચેલી ચીજો એટલે વર્ણ અને વર્ણની દીનોનો ઇનિકાર કરે નહી. દાદારેજ વર્ણો-દીનો કીધી છે તેની ગાથાની સહાદત હા ૪૬-૬ ની અને યઝશ્ને હા ૧૯) ની નીચે આપી છે. હયાં એટલે ઉપર કહેલા પ્રસ્તાવનારૂપના **યાનીમ મનોના ગાથાના સુત્ર**માં ત્યારે જેમ ઝરથુસ્ત્ર કુલ્યાતી છે તેમ ગાથાઓ શબ્દ કુલ્યાતી છે એટલે પાંચ દીનોનો સમાવેશ બતાવે છે.

આજના હયાત પાંચ ગાથાઓના હા ૩૧-૧૧ માં તેમ હા ૩૩-૧૩ માં તેમ હા ૩૪-૧૩ માં તેમ હા ૪૯-૯ માં અને ૪૬-૬ માં **દએનાઓ** એટલે દીનો શબ્દ છે. **દએનાઓ** શબ્દ **દએના**નું બહુવચન છે. બહેસ્ત-બહેરેહ ખુરશેદજી કામાએ **દએનાઓ** શબ્દને દીનો તરીકેજ લીધો છે જ્યારે બીજાઓ એ શબ્દને દીનના ફરમાનો તરીકે લે છે. પણ દએનાનો અર્થ ફરમાન તરીકે થતોજ નથી. છતાંબી જો ફરમાનો શબ્દ લે તો તે વખતે **દએન** શબ્દ કુલ્યાતી આવે અને તેનું ફરમાન અંતર દીન બતાવે. હમોએબી "ખુરદેહ અવસ્તા બા ક્ષ્નુમ"માં દીનના ફરમાન તરીકે એ શબ્દ લીધો છે, પણ ક્ષ્નુમ પ્રમાણે દીનની હમારી વ્યાખ્યા કુલ્યાતી છે અને ફરમાન તે પેટાદીન છે. આ બાબદને ચર્ચવાનો મોકો નહિ હોવે ત્યાં હમો મુંગા રહયા હતા. પણ હવે મોકો છે એટલે હમો કહીએ છીએ કે **દએનાઓ** શબ્દનો અર્થ દીનો એટલે અનેક દીનોનો છે. અવસ્તામાં દીનના ફરમાનો માટે અન્ય શબ્દો વાપરેલા છે-જેવા કે **સાસ્ન, સંઘહ, સસ્તિ, વરેન, આસેંન્દા, ઉરવાતા.** પેગામ્બરના ચેલાઓને દીનના સીધાન્તો શીખવ્યા એમ જ્યાં કહે છે ત્યાં સીધાન્તો માટે ઉપલા શબ્દો વાપરેલા છે, **દએનાઓ** શબ્દ વાપર્યોજ નથી. વળી ૩૧-૧૧ માં જ્યાં દએનાઓ એટલે દીનો શબ્દ છે ત્યાં તો તે દીનોના ઇમાનો માટે **વરેનેંગ** શબ્દ ખાસ આપેલો છે, તેમ તે દીનોના સીધાન્તો માટે **સેંગહાસ્ચા** શબ્દ ખાસ આપેલો છે, તેમ તે દીનોની તરીકતો માટે **ખ્યઓથનાચા** શબ્દ ખાસ આપેલો છે, અને તે દીનો ઉપરની મરજી શેહાગીરી માટે **વસાઓ** શબ્દ આપેલો છે. એમ ઉપર કહેલા બધા શબ્દો દીનો-તેઓના એતેકાદો સીધાન્તો તરીકતો માટે જુદા જુદા અને બહુવચનમાં આપેલા છે. ઉતરતા સીધાન્તો માટેબી **દએનાઓ** શબ્દ વપરાયો નથી. પણ તેઓ માટે **કસ્યંઘહ-સંઘહ**

શબ્દો વાપરેલા છે. બહેસ્ત-બહેરેહ ખુરશેદજી ર. કામાજી પોતાના ઝરથુસ્ત્ર નામાના ૧૬૨ મે પાને દએનાઓનો અર્થ **'દીનો'** તરીકેજ લે છે. ત્યાં શરેહ કરનાર દએનાઓનો અર્થ દીનના ફરમાન તરીકે લે છે. ફરવરદીન યસ્તના ૭૪ મા ફકરામાંથી દએનાઓ શબ્દ દીનો તરીકે છે. વળી યઝશ્ને હા ૧૯ માં **અહુનવઇર્યે**ના પાંચ **તકએષો** છે ત્યાંથી પાંચ દીનોનો ભેદ છે. આ વીષેની સમજ નીચે છે. હયાં તો **ગાથાઓ** શબ્દ કુલ્યાતી છે-પાંચે પાંચ દીનો માટે છે તેની સમજ માટે **દએનાઓ** શબ્દ સીરફ દેખાડેલો છે. **ગાથાઓ** શબ્દનો આવો કુલ્યાતી-દીનોના ભેદોને સમજાવનાર-કુલ્યાતી એટલે દીનોના સીધાન્તોની એક સામાન્ય જમીન બનાવનાર-દીનોની નસીહતોના ભેદોને કહેનાર તરીકેનો અર્થ લઇને ઉપર બતાવેલા **યાનીમ મનો**ના ગાથાના સુત્ર માટે આગળ સમજ લઇએ.

હયાં અમશાસ્પંદો ઝરથુસ્ત્રના **મનો-વચો શ્યઓથન**નાં પરીણામને દુન્યાના **ફ્રશો-ગર્દ** થવા આગળ **ધરે** એ હકીકતજ ઉપર કહેલી ઝરથુસ્ત્રની યઝતી જાતને પુરવાર કરે છે. ગાથાના પ્રસ્તાવના જેવા આ ફકરામાં ઝરથુસ્ત્રની જે ઓળખ આપી છે તે ઉપરથી અષો ઝરથુસ્ત્રનો દરજ્જો માનવમાં સર્વોતમ-અહુરાના વીચાર-બોલ-કામનો એટલે યઝતી છે તે જોઇ શકાશે.

વળી અષો ઝરથુસ્ત્ર કુલ માનવ જાતની ઉપર છે એટલે યઝત તરીકે છે તેનું ખુલ્લું લખાણુ ગાથા હા ૫૧ ફકરા ૧૨ માં છે જ્યાં તેવણને **ઉરૂ-રઓસ્ત અસ્તો** કહયા છે. **ઉરૂરઓસ્ત** એટલે ઉરૂની હાલતમાં વધેલા એટલે ચઢેલા અને અસ્તો કહેતાં દુત-પેગામ્બર કહયા છે. ઉરની હાલત યઝતોની હાલત છે. **અઇવિસ્રુથ્રેમ ગેહુમાં અઓઉર્વતાંમ ઉરૂને યજમઇદે** નામનું વાકય આવે છે એટલે રૂવાન માટેની ઉરૂની હાલત કહેતાં રૂવાન માટેની સંપુર્ણતાએ જવાની-ઉગવાની હાલત કહેતાં યઝતી હાલત જેમાં દાદારના મન-વીચાર-બોલ ઉગેલા હોય તેવી હાલત સાથે એકતાન થઇએ,-એવું વાકય આવે છે, જે ઉપરથી ઉરૂ શબ્દનો ભેદી અર્થ જોઇ શકાશે. આવી ઉરૂની હાલતમાં ચઢેલા એટલે યઝતી પ્રગતીએ ચઢેલા તરીકે અષો ઝરથુસ્ત્ર પેગામ્બર છે એમ ગાથા હા ૫૧-૧૨ માં ખુલ્લુ કહે છે. **બુનદહીશ્ન** નામની પહેલવી કેતાબમાં કહે છે કે અહુરમઝદ સાથે ચાર ચીજો નામે **ઝરવાન, ઉરૂ, અહુન-વર,** અને **ફ્રવષી** છે. આ ચારમાંની એક ઉરૂ નામની છે. ક્ષ્નુમની હકીકતમાંથી એમજ કહે છે. અહુરમઝદ પોતે ઉરૂની હાલતમાં છે. યઝતોના રૂવાનો દએવ વગરના **અદઓયમ્નો** થયા છે માટે તો તેઓને **મીથ્ર** તરીકે ઓળખે છે એટલે દાદારમાં મળી ગયલા તરીકે ઓળખે છે એટલે

તેઓને ઉરૂની હાલતના કહે છે. ઉરૂની હાલતમાં દએવીક ભુલાવો રહેતો નથી. તે ઉરૂની સાથે તો **અહુનવર** કહેતાં **અહૂ**ની મરજી હોકમ અને **ઝરવાન** કહેતાં **અહૂ**ની શકિતનો પુર્ણ એકીનાર સાત કાળોને સમાવનાર વખત અને **ક્રવષિ** કહેતાં **અહૂ**નું ડહાપણ રહે છે. આવી **ઉરૂરઓસ્ત** હાલતના–ઉરૂમાં ઉગેલી ચઢેલી હાલતના કહેતાં યઝતી હાલતના,–દએવ દ્રવાઓ વગરના અને અહુનવર્યિ અને ઝરવાન અને ક્રવષી સાથના એટલે અહુરાને મલેલા અષો ઝરથુસ્ત્ર હતા એમ ખુલ્લું ગાથા ૫૧–૧૨ માં કહે છે.

એમ અષો ઝરથુસ્ત્ર ઉરૂની હાલતના હતા એટલે યઝતો સાથના હતા, પણ ગેતીમાં આવવે માનવરૂપમાં હતા માટે કહે છે કે માનવમાં પેશ રફ્તાર હતા, આગેવાન હતા, જેવણને તેટલા માટેજ **મરદાંન પાશુમતુમ** લોકોમાં સૌથી આગળના કહયા છે કે જે **મરદાંન પાશુમતુમ**નો એલકાબ **ગાથા** હા ૩૩ ના ફકરા ૧૪ માં આપેલો છે જે એલકાબને આ ફકરામાં '**પઓ-ઉરૂતેમ**' તરીકે જણાવે છે, કે જેનું પાઝંદ **મરદાંન પાશુમતુમ** તરીકેનું છે. **ગાથા**ના તે ફકરામાં ઝરથુસ્ત્રને **પઓઉરૂતેમ** કહયા છે એટલે સૌથી પહેલા–બધાથી આગળના કહયા છે. ત્યાં કહે છે કે અષો ઝરથુસ્ત્ર પોતાની **પઉર્વતાતેમ** એટલે પેશ રફ્તારની હાલત બહમન માટે અરપણ કરે છે. એટલે જગતમાં–જગતમાંની પાંચ વર્ણો–દીનોના લોકોમાં બહમન જેવી નીખાલસ હાલત ઉભી થાય માટે ઝરથુસ્ત્ર પોતાની યઝતી હાલત અર્પણ કરે છે એટલે ઝરથુસ્ત્ર યઝત હોવા છતાં માનવ તરીકે અવતરીને જગતના લોકોનો ભાર ઉંચકવા માટે તૈયાર થઇ રહે છે. ના, ભાર ઉંચકીને લોકોને પોતાના ગુનાહનો ભાર કેમ ઉંચકવો તે શીખવી રહે છે. હયાં અષો ઝરથુસ્ત્રને **પઓ-ઉરૂતેમ**=આગેવાન માનસમાં પરમ એટલે યઝતી કહયા છે.

ઉપર આપણે જોઈ ગયા છીએ તેમ હા ૨૮ ની શરૂઆતના ફકરામાં ઝરથુસ્ત્રને **યાનીમ મનો, યાનીમ વચો, યાનીમ શ્યઓથ્નેમ**વાળા એટલે અહુરાથી મળેલી નેઆમત સાથના અહુરાના પોતાના જેવા વીચારની ગતીના એટલે યઝતી કહયા છે, અને તેવા અષો ઝરથુસ્ત્રના ગાથાઓમાં તેજ અહુ-રાના વીચાર–બોલ–કર્મો છે, અને તેવા તે **ગાથા**ઓથીજ જગત **ફ્રશો–ગર્દ** પુગશે. એવા **ગાથા**ઓને અમશાસ્પંદો જગતની વૃધ્ધી માટે ધરે છે–તીરમાણ કરે છે એમ બધું કહયું છે તેમાં જગતની વૃધ્ધીનો ખ્યાલ છે, કોઇ એક કોમ કે દેશની વૃધ્ધીનો ખ્યાલ નથી. આવાં લખાણ ઉપરથી સીધ્ધ થાય છે કે અષો ઝરથુસ્ત્ર કુલ જગતના રતુ છે એટલે અહુરાના નાયબ છે અને અમ-

શાસ્પંદો તેવણુને પોતાના હમકાર તરીકે લઇને તેવણુને જગતમાં ચલાવે છે. એમ ઝરથુસ્ત્ર અમશાસ્પંદોના હમકાર છે એટલે દએવ-દ્રવાઓને દુર કરનારા મારનારા છે. એજ હકીકત ફરવરદીન યસ્ત કરદા ૧૧ ના ૪૧ ફકરામાં છે. ત્યાં કહે છે કે ઝરથુસ્ત્ર પોતે **રતુશ અસ્તવઇથ્યો બરેશ્નુશ બિપઇતિશતનથાઓ**=આ હાડમંદ જગતનો રતુ સરદાર છે અને બે પગવાળાઓ (જેમાં માનવ તેમ દએવ-જીન-પરી બધા આવી જાય છે તેઓ)ના વડા-ઉંચામાં ઉંચા છે. **કહમાચીત યાઓંઘહાંમ જસો**=મહાભારતમાં મહાભારત કામોમાંના કોઇનેબી પુગતા રહેલા તેમ **કહમાચીત યાઓંઘહાંમ બિવિવાઓ**=કોઇબી બલાને દેવને બીહવડાવી રહેલા (રહે છે). હયાં અષો ઝરથુસ્ત્રના નામથી ગમે તેવી બલા બીહને દુર નાહસે છે એટલે દએવ-દ્રવાઓ દુર જાય છે તે કહયું છે. જેમ દાદારનું મન ઝરથુસ્ત્રના ગાથાઓ તરીકે જગતની વૃધ્ધી માટે-પાંચ વર્ણો માટેની મુકરર થએલી પાંચ દીનોની વૃધ્ધી થવા માટે જગતમાં આવે છે, તેમ તે જગતમાંનો વર્ણો-દીનોમાંનો દેવ આઝંગ બલા જડવાદબી તે ગાથાઓથી તે અષો ઝરથુસ્ત્રથી નાહસે છે એમ કહયું છે. હયાં ઝરથુસ્ત્રને માનવની ઘણી ઉપરનો **બરેશ્નુષ** એટલે જેમ માથાંની ટોંચ માનવનો ઉંચ ભાગ છે તેમ અષો ઝરથુસ્ત્ર કુલ જગતમાં ઉંચ છે-એવા કહયા છે; તેમ વળી તેવણુને જડ જગતના રતુ કહયા છે. હયાં અષો ઝરથુસ્ત્રની જાત યઝતી છે, તેવણુ કુલ જગત માટે-જગતોની વર્ણો-દીનો માટે છે અને કુલ દ્રવાઓને મારે છે એવી અષો ઝરથુસ્ત્રની સર્વોતમ ગતી બતાવી છે.

હવે ત્યારે ઝરથુસ્ત્રના **ગાથા** કોણ છે કેવા છે અને ઝરથુસ્ત્ર અહીનેઘનાને મારે છે-બાળે છે તેની વધુ વાસ્તવીક વીગત જોઇએ, કે જેથી ઝરથુસ્ત્ર કુલ જગત માટે છે અને દ્રવાઓને જગતમાંથી દુર કરવા ઉતરે છે તેની ખુલ્લી સમજ આવશે. અને જેઓ ઝરથુસ્ત્રને કોઈ એક કોમના ગણીને તેની દીન સાથે બીજી દીનને અથડામણમાં આવતી ગણે છે એટલે બીજી દીનવાળાને વટલાવવાનું કહે છે, તેઓ અષો ઝરથુસ્ત્રના તે મહાન દરજ્જાને કેટલો બધો ઉતારીને તેવણુની બદનક્ષી કરે છે તેની સમજ આવશે.

## ગાથાઓમાં કુલ્યાતી વર્ણોની મુળ દીનોની અધીકારી શકિતનો મર્મ છે, તે માટેની યજશ્ને હા ૫૫ ની સમજ. ઘનાનો-દ્રવાઓનો મારનાર એટલે જગતમાં ઘુસેલી જડતા-અધમતા-પાપોનો મારનાર એકલો ઝરથુશ્ત્રજ છે તેનો ચિતાર; જે ઉપરથી ઝરતોશ્તી દીન કુલ દીનોની માદર છે, જેમાં વટલાવવાનું કદીબી હોય નહી-પણ દએવને હાંકી કાઢવાનું હોય તે સીધ્ધ થઇ રહે છે.

આપણે ઉપર ગાથાઓ શબ્દનો અર્થ કંઇક જોયો. પાંચ ગાથાઓને

**અષઓનો** કહયા છે એટલે અષવન કહયા છે એટલે અષો કેહર્પવાલા બાતેન શરીરના એટલે યઝતી કહયા છે. તેમ તે પાંચ ગાથાના ૧૭ હાઓની સાથેબી **યજમઇદ** થવાનો એકતાન થવાનો ભેદ બતાવેલો છે. જે કોઇ જીવતું જાગતું કેહર્પવાલું હોય તેની સાથેજ એકતાન થવાય. માટે હાઓનો **હાઇતીમ** શબ્દથી ફરેસ્તાઈ શકિત બતાવે છે. આવા બુલંદ ગતીના, જગતના તારણહાર કરનારા, દેવોને મારીને સુધારનારા ગાથાઓની વ્યાખ્યા યઝસ્ને હા ૫૫) માં આમ આપી છે, કે જે ઉપરથી માલમ પડશે કે ગાથાઓ શબ્દ જગતની બધી વર્ણોની દીનોની શકિતઓનો કુલ્યાતી જમુઅ છે. ત્યાં કહે છે કે :

તમામ **ગએથાઓ** એટલે જાહેર રીતની હાડમંદ તેમ **મઇન્યો**=બાતેન રીતની રચનાઓ જેમાંથી દાદારે મખલુકાતો બનાવી છે જે અતી મોંઘી છે તેને-જેમાં **તનુ-અઝદ-ઉશતાન-કેહર્પ-તેવીષી-બઓદ-રૂવાન-ફ્રવષિ** બધું સમાયું છે-તે બધી અમુલ્ય ચીજોને-જે હમારામાં છે તે બધાને એટલે હમારી મીનોઇ રીતની સુક્ષ્મ રીતની તેમ જડ દેખીતી રીતની જાતને હમો તે વૃધ્ધી કરનાર, અધીકાર રાખીને સરદાર થએલાઓ જેઓ અષો છે-ખુદ કેહર્પવાળા છે-જેઓને ગાથાઓ કહે છે-તેઓને અર્પણ કરીએ છીએ. હયાં ગાથાઓને **રતુક્ષથ્ર** કહયા છે એટલે અધીકાર સાથના સરદારો અને અષોઈના કેહર્પવાળા વ્યકિતવાળા ચીતારેલા છે. આ વાકય ઉપરથી **ગાથાઓ** કે જેઓને અમશાસ્પંદોએ જગતની વૃધ્ધી માટે ધર્યા છે તેઓ કોણ હશે તેનો કંઇક ખ્યાલ આવશે. આવા ગાથાઓ ઉપર હમો કુરબાન કાંય છઇએ માટે આગળ કહે છે કે તે ગાથાઓ હમોને એટલે માનવ જાતને રક્ષણ આપનારા બચાવ કરનારા છે એટલે માનવ જાતમાં જે બુરાઇ છે જે દએવ છે જેથી માનવને દુખ પડે છે તે દએવ સામે, તે દેવથી ઉપજતી વ્યાધીઓ સામે હમારો માનવ જાતનો બચાવ કરે છે. હયાં ગાથાઓનો ખ્યાલ ઉપર કહયો છે તેવો દીનોના જીવતા કેહર્પોનો છે કે જેમાંથી દીનોને અષો ઝરથુસ્ત્રે કાઢી આપી છે. ગાથાઓ એમ કુલ્યાતી પાંચે પાંચ વર્ણોની દીનોનું ઉસુલ છે એમ હયાં કહે છે. પછી કહે છે કે આ ગાથાઓ માનવ જાતને મીનોઇ ખોરાક પુરો પાડનારા છે એટલે મીનોઈના જ્ઞાનમાં માનવ ભુખો છે તે ભુખ પુરી પાડનારા છે. દીનોની આવી ઉત્તમ વ્યાખ્યા ગાથાઓના ભેદમાં આપી છે કે જેઓના લાવનાર ઉભા કરનાર અષો ઝરથુસ્ત્ર છે. પછી કહે છે કે આ ગાથાઓ માણૂસ જાતને વસ્ત્રરૂપના છે. રૂવાન માટે ગાથાઓ ખોરાક અને વસ્ત્ર પુરાં પાડે છે એટલે રૂવાનની અપુર્ણ હાલતને અખંડતાની, ઉરૂની, ખએતોદથની કરી આપનારા છે. મરદનું રૂવાન અપુર્ણ છે. તેનો બીજો ભાગ તેની નારીમાં છે

અને તે નરનારીના રૂવાનોના ભાગો હેવાન-ઝાડપાન-ખનીજમાં છે. એમ છે માટે હેવાન-ઝાડપાન અને ખનીજ માનવને માટે ખોરાક અને વસ્ત્ર પુરૂ પાડી માનવની ઉપર જઈ એટલે વસ્ત્ર તરીકે થઇ અને અંદર જઈ એટલે ખોરાકરૂપ થઇ માનવના તે અસલ રૂવાનમાં ઉમરાઇને પોતાના તે અસલ રૂવાનને મળીને અખંડતાએ પુગે છે. આવું કરાવી આપનાર ગાથાઓ છે એટલે દીનોની શકિત છે. આ ગાથાઓ માણસ જાતને તેના મૃત્યુ પછીથી ભલો બદલો અપાવશેજ એટલે ઉપર કહયું છે તેમ માનવ દીનો મારફતે વધતો જઇને અખંડતાએ પુગશે; અઇવીસ્રુથ્રેમ ગેહમાં કહેલી **ઉર્વતાંમ ઉરૂનેની** હાલતે-ખએત્વોદથની હાલતે-દાદારને મલવાની હાલતે પુગશે. ગાથાઓની આવી વ્યાખ્યા શું બતાવે છે? માનવજાત માટે થવાની દીનોના મીનોઇ સરદારોથી થતા દીનોના જીવતા કેહર્પોનો ભેદ-જેઓને ગાથાની શકિત કહે છે, કે જે ગાથાની શકિતઓના સરદાર તરીકે ઝરથુસ્ત્ર ગાથા છે, તે બધાની ચળવળોથી થતા દીનોના જીવતા કેહર્પોનો ભેદ આવી આવી વ્યાખા ખોલે છે. ગાથાના લખાણની ઇબારતોને ગમે તેમ ઉપર ટપકેથી જોવાની નથી. ગાથાની તે ઇબારત કંઇ અતીસ્યુકતી નથી. ના, તે તો hard fact કુદરતની પરમ સચ્ચાઇ છે. ભેંસ આગળ ભાગવત જેવી રીતે ગાથાની તે ઇબારતને લેવાની નથી.

ગાથાઓ માનવ જાતનો બચાવ કરે છે, એમ જે કહયું છે તે બચાવ ધનાની સામેનો-દ્રવાઓની સામેનો છે. ધનાને-દ્રવાઓને ઝરથુસ્ત્ર એકલો મારી શકે છે. એટલે ઝરથુસ્ત્ર જગતની વૃધ્ધીના પરમ દુશ્મનને મારે છે એમ ઝરથુસ્ત્ર જગતનું કલ્યાણ કરે છે, પાંચે પાંચ વર્ણોનું તેઓની દીનોનું રક્ષણ કરે છે, જેનો ખ્યાલ **અપી યશત**માં છે. **અપી યશત**ના ૨૦ મા ફકરામાં ધના કહે છે કે મારી મરજી ઉપરાંત મને યઝતોબી મારી શકતા નથી. એટલે દુન્યામાં હું જ્યાં ઘુસેલો છું અને દુન્યાને છાકટ કરીને ગુનાહમાં ચલાવુ છું તેમાં મને યઝતો રોકી શકતા નથી, પણ ઝરથુસ્ત્ર એકલો મને મારે છે એટલે ઝરથુસ્ત્રે દુન્યાને એવું બનાવેલું છે-દીનોને એવી ઉભી કીધી છે કે તેથી જગતની રજેરજમાં કે જ્યાં હું ઘુસેલો છું ત્યાંથી મારે નાહસવું પડે છે. આવી ઇબારતોથી સાફ માલમ પડે છે કે જગતમાં જરથુસ્ત્રનું કામ એટલે ઝરથોસ્તી દએનની ફરજ જગતમાંથી દએવને-નાશને-ગુનાહને દુર કરવાની છે, જગતમાંની દીનોમાં ઘુસેલા દેવને એટલે દીનોની ઉતરતી હાલતોને સુધારવાની છે. હયાં ત્યારે કદીબી વટલાવવાની વાત આવે નહિ. વટલાવવાનું નહિ પણ દેવ-કસર-ગુનાહ જ્યાંબી હોય ત્યાંથી તેને મારવું એ જરથોસ્તી દએનનો સીધાન્ત છે. ઝરથુસ્ત્ર આગળથી ધનામીન નહાસી ગયો. ઝરથુસ્ત્રે હવામાંથી

દેવોને માર્યા, જમીન ઉપર માર્યા બધેબધ માર્યા એમ જે કહે છે તેમાં એજ અર્થ છે કે જગતનો પરમ દુશમન દએવ-દ્રવાઓ છે જડતા છે જે ગુનાહનું મુળ છે, અને તે દ્રવાઓને મારવાનું કામ ઝરથુસ્ત્રનું છે. આ બધા ઉપરથી ઝરથુસ્ત્ર કુલ દુન્યા માટે દુન્યાની બધી દીનો માટે છે તે જોઇ શકાશે. એમ ઝરથુસ્ત્ર અને તેવણના ગાથાઓ પાસબાની કરે છે. આવા સીધાન્તની દીનમાં વટલાવવાનું હોય? કદીબી નહિજ તે તો દીવાની જોત જેવું નીકળી આવે છે.

**કુલ જગત કે જેને દેવે બગાડી છે તેની નવરચના કરવાની ગેઉશ ઉરવાની માંગણી; જરથુશ્ત્રની તે માટેની નેમણુક; જરથુશ્ત્રની યઝતી જાતની પુરવારી વીગેરે બ્યાન ગાથા હા ૨૯ મા. ગાથાઓ કુલ જગત માટે એટલે બધી દીનો માટે છે-માટે ગાથાના સીધ્ધાન્તો બધી દીનોના કુલ બનાવના છે, ખાલી એક વર્ણના નથી તેની ખુલ્લી સમજ. દાદાર વસોક્ષથ્ર કુલ મુખતાર અને જરથુશ્ત્ર ઇસોક્ષથ તેવણનો અધીકારી દસ્તુરી રાખનાર છે. તે દસ્તુરીથી ચાલતી આજની ક્રીયા કુલ જગત માટે છે. ગાથાઓમાંથી નીકલતી અમુક સામાન્ય સમજોનો ચિતાર, કે (૧) જર-થુશ્ત્ર ગેઉશના યઝતી જાતના; (૨) જરથુશ્ત્રી દએન તે ઝાડનું મુળ થડ-તેમાંથી નીકળતી પાંચ ડાળીઓ પાંચ દીનો તરીકે જે જર-થુશ્ત્રના વખતમાં ચાલુ હતી નહિ પછીથી બરવક્તે ઉગેલી; (૩) જરથુશ્ત્રનું મીશન આ પાંચ દીનોને એવી રીતે એવે મોકે કાઢવાનું કે દેવનું ચલણ તેમાં ચાલે નહિ અને કદી જો ચાલે તો તે પછીથી જલ્દીથી નીકળી શકે. આવી દએનમાં કદીબી વટલાવવાની વાત હોય નહિજ પણ દએવને કાઢ-વાની હકીકત હોય.**

ઝરથુસ્ત્રના સર્વોપરીપણા માટે બીજી સહાદત ગાથામાંથી જોઇએ. હા ૨૯ માં જગતનો આત્મા દાદારની પાસે જગતની નવરચના કરાવવા માંગે છે.

ત્યાં પહેલા ફકરામાં કહે છે કે મારી જગતમાં બદીઓ ઘણી વધી ગઈ છે અને જો તેઓને બરવકતે રોકીશું નહિ તો મબાદા જગતનો નાશ થાય માટે જગતની નવરચના કરનારને મોકલવો. **ગેઉશ ઉરવા** અને **ગેઉશ તષન** જેઓ જડતાને ચલાવનાર કુદરતની અને સુક્ષ્મતાને ચલાવનાર કુદરતની શકિતઓ છે તેઓને **અષવહિશ્ત** જે વ્યવસ્થા કરનાર છે તે કહે છે કે બરવકતે જગતની તે બદીને તોડનાર ઉતરશે. ત્યાં છઠ્ઠા ફકરામાં અહુરમઝદ કહે છે કે **નોઇત અએવા અહૂ વિસ્તોઃ** એવો કોઈ અહુ શાહ મને હું મહાજ્ઞાનીને જણાયો નથી કે જે જગતની નવરચના કરે; **નએદ્દા રતુશ અષાતચીત હ્યાઃ** તેમ કોઈ એવો રતુ સરદાર અષોઈવાલો જણાયો નથી, કે જે અષોઈ પોતે રાખી તે અષોઇને જગતમાં પાંથરે એટલે જગત ઉપરની બુરાઇ દુર કરી જગતને વ્યવસ્થીત કરે–સીવાય કે ઝરથુસ્ત્ર કે જે ઝરથુસ્ત્રને **અત ઇી થ્વા ફ્શુયન્તએચા વાસ્ત્રયાઇચિા થ્વોરેશ્તા તતષા:** થ્વોરેસ્તારોએ એટલે ઘડનાર યઝતોએ **તતષા**= પુરા કમાલ્યતના બમણા જોમથી એવો ઘડેલો છે કે તે ઝરથુસ્ત્ર તારા જગતની નવરચના કરનાર થશે. તારી જગતની આબાદી કરવા માટેનો ખેડુત કારીગર થશે. ગાથાના આ લખાણનો શો તાત્પર્ય છે? શું હયાં ઝરથુસ્ત્રને કોઈ એક પ્રજા કે જાતનાજ ઉન્નતી કરનાર કહયા છે? હયાં કુલ જગતની નવરચના કરનાર એકલા ઝરથુસ્ત્ર છે, બીજો કોઇબી તેવો દાદારને જણાતો નથી, અને ઝરથુસ્ત્રજ જગતને આબાદ કરશે એમ કહે છે. હયાં શું ઝરથુસ્ત્રની પેશ રફતારીની–ઉંચામાં ઉંચી યઝતી જાતની ઓળખ નથી? દલીલ આમ છે કે આખા જગતની નવરચના કરનાર ઝરથુસ્ત્ર છે, ના, એટલુંજ નહી પણ ગેઉશ ઉરવા અને ગેઉશ તષન જેઓ કુદરતને રાખે છે–ચલાવે છે, જેઓ દાદારના નાયબ પેદા કરનાર છે, તેઓ જે કામ કરી શકતા નથી તે કામ કરવા માટે તેઓ ઝરથુસ્ત્રની મદદ માંગે છે અને ઝરથુસ્ત્ર તેઓનું તે કામ કરી આપે છે એટલે ગેઉશોની યઝતી શકિતના હમકાર ઝરથુસ્ત્ર એકલા છે. એવી ઇબારત શું ઝરથુસ્ત્રની યઝતી જાત નથી પુરવાર કરતી? જે કામ કુદરત–કુદરતના સાહેબો ગેઉશો નહિ કરી શકે તે ઝરથુસ્ત્ર કરે તો શું ઝરથુસ્ત્રને ત્યાં સીરફ માનવ તરીકે ગણેલા છે એમ કોઇબી કહી શકે? પછી આગળના આઠમાં ફકરામાં શું કહે છે? કહે છે કે **અએમ મોઈ ઇદા વિસ્તોયે–ને અએવો સાસ્નાઓ ગુષતા જરથુશ્ત્રો સ્પિતામો: યે** એટલે જે **અએવો**=એકલાએ અપવાદનાએ **મોઇ**=મારી **સાસ્નાઓ**=શીખામણો–ઇલ્મ–દુન્યાનો ભેદ **ગુષતા** =સાંભલ્યો–જાણ્યો અને એમ સાંભળી શકે એવો **ઇદા**=હયાં એટલે કુલ કાય-

નાતમાં જણાયો છે તે સીરફ સ્પિતમ ઝરથુસ્ત્ર છે, **હવો** એટલે તે ઝરથુસ્ત્ર પોતે ખુદની ખુદીથીજ **વસ્તી અષાઇચા**=અષાઇથી એટલે વ્યવસ્થાથી જગતની નવરચના કરવા માંગે છે. હયાં ઝરથુસ્ત્રમાંજ તેવી યઝતી ગતી પડેલી છે એમ બતાવે છે અને તેટલા માટેજ ઝરથુસ્ત્ર જે યઝત છે તેને માનવના રૂપમાં **થ્વોરેશ્તા તતષા**=યઝતોએ પુર જોશથી કમાલ્યતથી ઘડયો. હયાં **તતષા શબ્દ** augmentation, જેમ પુર્ણતા બતાવે છે એટલે યઝતને માનવરૂપમાં ઉતારવાનું કામ જે થાય છે તેની પુર્ણતા બતાવે છે. ઝરથુસ્ત્રજ જગતની નવરચના કરવાનું જેમ ખાહેશ અને ખેરદ રાખે છે તેનો ભેદ **ચરેકરેથ્રા સ્રાવયેંઘહે**ના શબ્દોમાં બતાવેલો છેઃ એટલે દાદારની મરજી શું છે તે દાદારથી સમજી તે પ્રમાણેની ફરજો કરી બજાવવી–ખરી ફરજો જાહેર કરીને બજાવવી–એવા શબ્દો ઝરથુસ્ત્રની જગતની નવરચના કરવાની શકિત–મકદુર બતાવે છે. પછીના નવમા ફકરામાં અષો ઝરથુસ્ત્રને **ઇષોક્ષથ્ર**ના કહયા છે એટલે દાદારનો હોકમ–દસ્તુરી રાખનારા કહયા છે. દાદાર **વષોક્ષથ્રો** છે એટલે પોતાની મરજી જે અહુનવઇર્ય છે તે પ્રમાણે ચાલનારા છે; અને ઝરથુસ્ત્ર **ઇષોક્ષથ્રો** છે એટલે દાદારની ઇચ્છાથી મેળવેલી સત્તાવાળા છે એટલે દાદારની દસ્તુરીવાળા છે, કે જે દસ્તુરીથી આજે દીનના ક્રીયાકામો ચાલી રહે છે. આ બધા લખાણો ઉપરથી શું તાત્પર્ય નીકળે છે? (૧) કે ઝરથુસ્ત્ર તે કામ કરે છે કે જે યઝતી શકિત નામે **ગેઉશ ઉરવા** અને **ગેઉશ તષન** કરી શકતી નથી એટલે હયાં ઝરથુસ્ત્રને યઝતી નર કહયો છે. માટેજ કહે છે કે **અએવો**= એકલો એકજ તે છે કે જેણે દાદારની **સાસના** સમજી. હયાંથી ઝરથુસ્ત્રની તસવ્વર સાધારણ માનવ જેવી નહી પણ યઝત જેવી નીકળે છે. અહિંયાંથી અશો ઝરથુસ્ત્ર માનવની ઉપરના ગેઉશોની યઝતી ગતીના પણ માનવ અવતારના ગણાઇ શકાય છે. (૨) ઝરથુસ્ત્ર કુલ જગતની નવરચના કરનાર છે એટલે બધી ચીજો જેઓને દાદારે કીધી છે તેઓના અને તે બધી ચીજોમાં તે બધી પાંચ વર્ણો અને દીનો આવી જાય છે કે જેઓનેબી દાદારેજ કીધી છે તેઓની નવરચના કરનાર અશો ઝરથુસ્ત્ર છે. (૩) એમ છે એટલે સાધ્ય થાય છે કે ઝરથુસ્ત્રના વખતમાં એક મુળ દએન છે. બીજી દીનો તે મુળ દીનના ઝાડની ડાળીઓ તરીકે છે જેઓ તે ઝાડથી છુટી થઇને છુટી છુટી ઉગી નથી કે જેઓ ભવિષ્યમાં છુટી થઇ મુળ્યાંઓ લઈ નવા ઝાડો કરશે. ઝરથુસ્ત્ર પછીથી તેઓને બરવકતે ઝરથુસ્ત્રના નેમેલાઓ તેઓને અન્ય દીનો તરીકે ઉગાડશે (૪) ઝરથુસ્ત્ર જગતની રચના **અષ**ના એટલે મીનોઈ વ્યવસ્થાના અચળ સીધાન્ત ઉપર કરે છે એટલે પાંચ વર્ણો અને તેઓને લગતી દીનો જેઓ તેઓના તબકકા મર-

તબા પ્રમાણે કુદરતમાં થવા ધારાએલી છે તેઓના બીયાંઓ રોપી તેઓને તેઓના તબકકા–મરતબામાં ઉભી કરવાની તદબીરો કરી રહે છે,–એવી કે દ્રવાઓ તેઓમાં સહેલાઇથી જઇ શકે નહિ, અને જો કદી જોશથી જાય તો તેને કાઢી શકાય. મુળ મઝદયસ્ની દએનના ઝાડમાંથી ઉપર કહયું છે તેમ પાંચ ડાળીઓ ઉગે છે. થડના વચમાંથી જે ઉગે છે તે જમાનાઓમાં ચાલતી ચાલી રહેતી ઝરતોસ્તી મઝદયસ્ની દએનનો આકાર છે જે જમાના પ્રમાણે લીલો સુકકો હોય. થડની એતરાફની ચાર ડાળીઓ અન્ય જીરમોની ચાર મુળ દીનો છે જેઓ ઝરથુસ્ત્ર પછીથી પોતપોતાનો અધીકાર પોતપોતાના વખતમા લઈ રહે છે. આવી બધી પાછળની દીનોને અવસ્તામાં **અપર–ત્કએષ** કહી છે. જ્યાં લગી તે પાંચેપાંચ ડાળીઓની દીનો દેવથી જુદી છે ત્યાં લગી તેઓને **અપર–ત્કએષ** કહે છે. પણ જો તેઓમાં દએવપરસ્તી ઘુસે તો તેઓને અક–દીન તરીકે ઓળખે છે જેઓના પુજારીઓને દરવંદ–દ્રવંદ, દ્રેગવન્ત કહે છે. **પઓઇર્યો–ત્કએષ** અને **દએના**નો ભેદ એટલે મઝદયસ્ની કાયદા ઉપરની જાનફેશાની અને દાદારને મળેલા અંતકરણની શકિત–આ બેઉ **અમેરેતાત** અમશાસ્પંદની અમર ગતીએ પુગવા માટેની શકિતઓ છે. આવી અમર ગતીની શકિતઓ જેઓ તન–પસીનની તરફ લઈ જનારી છે તેઓને લગતા કાયદાઓ અને તે કાયદાવાળી તે પાંચ ડાળીઓ ઝરથુસ્ત્ર પછીથી થશે માટે તેઓને **અપર-ત્કએષ** કહી છે એટલે ઝરથુસ્ત્રી દએનની **પઓઇરયો–ત્કએષ** અને **દએના**માંની તે શકિતઓ જે પાછલી–પછીની દીનોમાં ઉતરે તે. બીજી દીનો કે જેઓને **દએનાઓ** તરીકે ગાથામાં ઓળખે છે તેઓનો આવો ભેદ છે–તેઓમાં દએવ ઘુસી શકે છે જે દેવને દાબેલો રાખવાની ફરજ તે મુળ દીનની અને તેના જોતીઓની છે. આવી રીતનું દુન્યાનું કામ કરનાર ઝરથુસ્ત્ર હતા અને તેવું કામ કરવાજ તેવણે તે મુળ દએનનો યસ્નનો ભાગ ઉભો કીધો છે. એવું કામ કરવાની ફરજ તેવણે પોતાની દીનના જોતી ઉપર મુકે છે કે જેની સવળતાને ખાતરજ ઉપલી યસ્નો–તે માટેના પાવમહેલો–આલાતો તરીકતો અને તરીકતી વસ્ત્રો વીગેરે આપ્યા છે. એવો ચીતાર ગાથાના આ હા તેમ બીજા હામાં છે તેમાં ત્યારે વટલાવવાની વીગત હોયજ નહિ.

**હુથીઆરથી દેવોને મારવું-દેવોના માંથ સલાહ લેવી નહિ વીગેરે બયાનો પાંચ દીનોને લાગે છે તેના અનેક દાખલાઓમાંનો એક દાખલો ગાથા હા ૩૧-૧૮ નો; દએવ-દ્રવાઓથી લોકોને બચાવવા દુતો-મશીનરી થવું જેબી પાંચ દીનોને લાગે છે, તેનો દાખલો ગાથા હા ૩૨-૧; ગાથાઓમાં આપેલી એવી અનેક શીખામણો કુલ માનવ માટે એટલે પાંચે પાંચ વર્ણોની દીનો માટે છે કેમકે દીનોને ગાથામાં આરાધેલી છે.**

દએવ-દ્રવાઓ જે કુલ જગતમાં ઘુસેલો છે તેને જગતમાંથી કાઢવાનું ફરમાન ઝરથોસ્તી દએનમાં છે. દરેક બસ્તેકુસ્તીઆનોને **સ્નઇથિષ**=હથ્યારો તેટલા માટે અપાયા છે. બસ્તેકુસ્તીઆનોનો સુદરેહ કુસ્તી-તરીકત ને હથ્યારો છે કે જેઓ પોતાની તેમ જગતની અંદરના દેવને મારી શકે છે. એવો બેદી અર્થ **ગાથા** હા ૩૧-૧૮ માં કહયો છે. ત્યાં કહે છે કે : **માચિશ અત વે દ્રેગવતો માંથાસ્ચા ગુશ્તા સાસ્નાઓસ્ચા:** તમારામાંના કોઇએબી દએવના માંથ્રો અને શીખામણો સાંભળવાજ નહી. હયાં **દ્રેગવત**માં દેવની ગતીનો પરસ્તાર આવે. **અઘમાંથ** કે જેથી જગતનો **ફ્રશો-ગર્દ** દુર જાય જેથી જગતની હૈયાતી તુટે તે **અઘમાંથ** જ્યાંબી હોય ત્યાં પેગમ્બરના ફરમાન-બરદારોએ જવું નહી. ઝરથુસ્ત્ર તો કુલ દુન્યા માટે છે. તેવણ પાંચેપાંચ વર્ણોના-ધર્મના પેશવા છે. માટે હયાં બધી દીનોવાળાઓને વસીઅત કરે છે કે તમારી તે દીનોમાં દેવના માંથ્રો=અઘમાંથ્રને આમેજ કરવા નહી. જો કોઇ ટીકાકાર **દ્રેગવતો માંથાંસ્ચા સાસ્નાઓસ્ચાને** બીજી દીનના માંથ્રો તરીકે લે તો તેની તે મોટામાં મોટી ભુલ છે, કેમકે ખુદ ગાથાઓમાં **દએનાઓ**=દીનો સાથે એકતાન થવા કહયું છે. એક ઠેકાણે ગાથા હા ૪૯-૯ માં તો દીનો પોતાના પુજારીઓએ આપેલો સવાબ એકબીજા કે જેને તંગી હોય તેને પુરો પાડે છે અને એમ દીનો એક બીજાને ટેકવે છે, કે જેમ પેગામ્બરના મોટા '**યાહી**'=મહાન કામ કરનાર ચેલાઓ એક બીજાને એક બીજાની અશોઇથી ટેકવતા હતા તેમ. આ બધા ફકરાઓ આગળ આવે છે. ત્યારે દીનોને-તે અન્ય દીનોની શીખામણો-માંથ્રોને ગાથામાં કે કેઠેબી **દ્રેગવતો** એટલે દેવ-બુરાઈવાળા કહયાજ નથી. દીનોની હીફાજત કરવી તે તો ઝરતોસ્તી દએનના **વીદએવોદાત**ના કાયદા અને યસ્ન વગેરેના કામોમાંનું એક કામ છે. ત્યારે દીનનું ફરમાન શું છે? તે દીનોમાં **દ્રેગવતો માંથાસ્ચા સાસનાઓસ્ચાને** લઇ જવી નહી

એમ ફરમાન છે કેમકે ઉપર કહેલા ગાથા હા ૩૧-૧૮ માં આગળ કહે છે કે **આ જી દેમાનેમ વીસેમ વા પોઇથ્રમ વા દખ્યુમ વા આદાત દુષીતાચા મરકએચા:** કેમકે ખરેખરજ તે અધ-માંથ્રો ઘરને મહોલ્લાને શહેરને દેશને એટલે કુલ જગત અને તેની પાંચ વર્ણોની દીનોને તે તે ઠેકાણે ઘુસેલો દેવ સંકટ-પીડા-ફ્રમહોતમાં નાખે છે. **અથા ઇશ સાજદૂમ સ્નઇથિષા:** આમ છે માટેજ હથ્યારથી એટલે મીનો રીતના તરીકતી હથ્યારો જે દીનોમાં આપેલા છે-ઝરથુસ્ત્રી દીનમાં તેમ અન્ય દીનમાં છે તેથી તે દેવને મારી કાઢો. આવા અનેક ફકરાઓ ગાથામાં છે કે જેમાં માનવજાત અને તેની પાંચ વર્ણો અને પાંચ દીનોને દએવથી દુર થવાની વસીઅતો અપાઇ છે.

માનવ જ્યારે પોતાના અંદરના હવસો-દેવોને તરીકતથી તાબે કરે છે, આતશથી મનથી માંથ્રથી તાબે કરે છે, ત્યારે તે દેવ ઉપર ભલી અસર થાય છે એટલે માનવમાં સુબુધ્ધી ઉભી થતી આવે છે અને માનવ પછી વૃધ્ધિએ જહાંન જગતના તેવા દેવને સદગતીએ ચલાવવા માંગે છે. આવો ભેદ ગાથા હા ૩૨-૧ માં છે જેમાંબી પાંચેપાંચ વર્ણોના લોકોના શરીરમાંના દેવની સદગતીની વાત છે. તેઓ પોતપોતાને લગતાઓના દેવોને સુધારવા દુતો તરીકે થવા માંગે છે. આ ફકરો ઘણોજ તલેસ્માતીક છે અને તેનો અર્થબી ઘણોજ ગુહય છે. બીજા સાહેબો ગમે તેવો તરજુમો કરે. ખરો તરજુમો આ છે:

**અખ્યાચા[1] ખએતુશ[2] યાસત[3] અહ્યા[4] વેરેજેનેમ[5] મત્[6] અઇરયમ્ના[7] અહ્યા[8] દએવા;[9] મહ્મી[10] મનોઇ[11] અહુરહ્યા[12] ઉર્વાજેમા[13] મજદાઓ.[14] થ્વોઇ[15] દૂતાઓંઘહો[16] આઓંઘહામા[17] તેંગ[18] દારયો[19] યોઇ[20] વાઓ[21] દઇબિષેન્તી.[22]**

તેના[8] ‖ અએ દેવો[9] ‖ (માણસોની હવસી સ્વાર્થી મતલબો કાઢતી ગતીઓ, દુન્યવી ગુનાહગાર મરણપાત્રના દુનાનો, હલકી મતીના માનવો) ‖ (તમો અશો ઝરથુસ્ત્રના ફરમાનોને સાંભળો, સાંભળવાની દરકાર લો. એવણ તે પરમ સત્ય જાહેર કરે છે કે) ‖ તેના એટલે તે દાદારના[1] ‖ સગાએ[2] (સગાઇ-પેવંદ મેળવેલાએ, દાદારની ખેશીમાં આવીને સુખ પામેલાઓમાંના દરેકે) ‖ માંગ્યું, શોધ્યું, ઇચ્છયું[3] ‖ (શું માંગ્યું?) ‖ અઇર્યમનની હાલતે પુગેલાઓ જેઓ દાદારની ફરમાનબરદારી કરનારા છે-ફ્રવષિની હાલતે પુગેલા છે એટલે દાદારના ડહાપણને પોતામાં જાગૃત કરી તેજ પ્રમાણે ચાલી રહે છે તેવા ખાદેમો-ફરમાનબરદારો[7] ‖ સાથેસાથ[6] (રહી તેઓ જેવી તરીકતી જીંદગી સવાબનાં કામો કરી રહે છે તેવું) ‖ કામ કરનારા જેવી-તરીકત પાળનારા જેવી-સવાબ

કરનારા જેવી[५] (કામ કરનારી–સવાબ કરનારી–તરીકત પાળનારી) (કુલ આલમ થાય. જે કોઇ એવા કામ કરનાર થયા છે તેઓ, બીજા જેઓ એવી હાલતે પુગ્યા નથી તેઓની મદદે જઈ રહયા છે કેમકે તેઓ પરદુખભંજની છે અને હમેશની ખુશાળીવાળા છે. હુંબી તેઓમાંનોજ છું) ॥ અએ દેવો[૯] ॥ (તમો મારી હાલત વીષે સમજો) ॥ મારી અંદર[૧૦] ॥ મન[૧૧] (છે જે જડ દેવવાળા અનુઓનું છે તેવા દએવીક ગતીના મારા મન)માં ॥ મહા ગ્નાની[૧૪] ॥ અહુ-રાની[૧૨] ॥ અન્નત ખુશાળી–પરમ સુખ અમર શાંતી[૧૩] ॥ (છે. દુખ અશાંતી જેવું નથી. સીરફ એટલી અશાંતી છે કે માનવો એવી શાંતી સુખવાળા ક્યારે થશો. માટે તેઓને સમજાવવા) ॥ તારા[૧૫] (દાદારના) ॥ દુતો તરીકે[૧૬] (દાદારના અધીકારી–મોકલેલા નોકર તરીકે) ॥ હમો થઇએ છીએ.[૧૭] ॥ જેઓ[૨૦] (જે દેવવાળાઓ) ॥ તમારી[૨૧] (દાદારની–તેવા બીજાઓની) ॥ (તેમ જે ફ્રશો–ગર્દની છે તેને) ॥ ખતર પુગાડે છે હરકતમાં ઢીલમાં મુકે છે[૨૨] ॥ તેઓને[૧૮] ॥ અટકાવનાર–પાછળ હઠાવનાર[૧૯] ॥ (હમો થઇએ છીએ). ॥

ઉપરનો તરજુમો વ્યાકરણના નીયમોના ભંગ કીધા વગરનો તેમ ઇલ્મ્યતથી ભરપુર છે. અને જરા વધુ છુટથી આ રીતે સમજાવી શકાય કે: **અહુયા દએવા=તે** માણસના દેવોએ કહેતા તે હવસી સ્વાર્થી માનવોએ–તેઓ જેઓ સુધરવા માંગે છે–જેઓ સુધરવા ઘણા ઇન્તેજાર છે તેઓએ) **અખ્યાચા**=તેની તે દાદારની **ખએતુશ**=ખેશી–રાદપદવંદ તેમ **અહુયા**=તે દાદારની **વૅરૅજેનેમ**=હમકારી–દાદારની મરજી પ્રમાણે કામ કરવાની ગતી **મત અઇરિયમ્ના**=જે અતી તાબેદારી સાથની ખાકસારી સાથની રહે છે તેવી તાબેદારી મેળવવા **યાસત**=માંગી. જ્યારે તે માનવના દેવને એટલે માનવના બાંધેલા હવસોને તે બુલંદ ગતીઓ મળે છે ત્યારે તે માનવમાં ખરી ખુશાળી હમેશગીનો નાદ જામે છે માટે કહે છે કે આમ કામ સીધ્ધ થવે, **મહુમી મનોઇ અહુરહયા ઉરવાજેમા મજદાઓ:** એવા (**ખએતુશ વૅરૅજેનેમ** અને **અઇરયમ્ન** મેળવેલા) મનમાં અહુરાની અમર ખુશાળી જામી રહે છે. આવી ખુશાળી મેળવનાર પછી પોતપોતાનાઓ કે જેઓનો **દેવ** બંધાયો નથી –જેઓનો **દેવ** તેવી **ખએતુશ વૅરૅજેનેમ અઇરયમ્ના**ની આરજુ કરતો નથી, તેઓને તેઓના તે દેવને તેવી આરજુ કરતો બનાવવા બહાર પડે છે, માટે દુત તરીકે અધીકાર મેળવીને બીજાને સમજાવનાર મીશનરી તરીકે થઇને બહાર પડે છે. માટે આગળ કહે છે કે **થ્વોઇ દૂતાઓંઘહો આઓંઘ-હામા:** તારા દૂટ તરીકે હમો થઇએ–બીજાને તેવા થવા વીનવીએ. **તંગ**

**દારયો ચોઇ વાઓ દઇબિષેન્તી :** જેઓ તુને આઝુરદે કરે છે–ઠગે છે એટલે જેઓ કોઈ દએવ–દ્રવાઓને તાબે છે–પોતામાં દેવને રાખે છે તેઓને પાછળ હઠાવીએ એટલે તેઓની દએવીક ગતીનેબી દાદારની ખેશમમાં લઇ જઇએ.

આ મોતેબર ફકરો કુલ માનવજાતની, તેઓની પાંચ વર્ણોની અને દીનોની હીફાઝત દેવ સામે કરવી તેનો ભેદ રાખે છે. ગાથામાં જે જે શીખામણો આપી છે તે કુલ જગતને માટે એટલે પાંચે વર્ણોની પાંચ મુળ દીનો માટેજ છે. એમ છે માટે દીનો સાથે એકતાન થવા કહ્યું છે. દીનો દાદારથી થઇ છે એમ કહ્યું છે. દીનો પોતપોતાને મળેલા સવાબો એકબીજાને તંગી વખતે વહેંચી આપે છે એમ કહ્યું છે. આ બધો ભેદ નીચે આવશે.

**જરથુશ્ત્રની યઝતી જાત માનવ ઉપરની, તેની વીગત યશ્તોમાં વંદીદાદમાં–યઝશ્નેમાં. યઝશ્ને અને તેનું પરગરૂ, તેમાંથી નીકળતો તાત્પર્ય દેવને બાંધવા માટેનો નહિ કે વટલાવવા માટેનો. દીનનાં યશ્ન આલાતો વીગેરેમાં દેવને બાંધવાનો એટલે જગતની સેવા કરવાનો અર્થ. યશ્ન કારગર હથ્યાર છે તે કેટલું નથી. દીનોમાં અઘમાંથ્રના–દ્રવાઓના ભેદને ચલાવવાના, પાવીકતની અષોઇને રદ કરવાના ગુનાહની ગુહ્ય તકરીર વંદીદાદમાં. ગમે તેમ વટલાવવે પાવીકતની તલેસમો તુટે તેના ગુનાહની ટુંક ગુહ્ય સમજ.**

ઝરથુસ્ત્રની યઝતી જાત વીપે યસ્તોમાં લખાણ છે. તેઓમાંના કેટલાકોને લઇશું કે જેઓમાં ગાથાના ઉપલા લખાણનાજ પડઘા છે. ખોરદાદ યસ્તમાં ઝરથુસ્ત્રને અમશાસ્પંદ કહયા છે એટલે ઝરથુસ્ત્રનું કેહપ અમશાસ્પંદનું છે એમ કહ્યું છે. ત્યાં કહે છે કે: **યો તે જસાઇતિ અમેષનાંમ સ્પેન્તનાંમ:** જે કોઇ અમશાસ્પંદોમાંના તુને (ઝરથુસ્ત્રની હયાં વાત છે તે ઝરથુસ્ત્રને) પુગે તે **જસઇતિ અમેષનાંમ સ્પેન્તનાંમ વોહૂમનો અષેમ વહિશ્તેમ ક્ષથ્રેમ વઇરીમ સ્પેન્ત આરમઇતીમ હઉર્વતાતેમ અમેરેતાતેમ:** તે અમશાસ્પંદોમાંના બહમન, અરદીબેહસ્ત, શહેરેવર, સ્પેન્દારમદ ખોરદાદ, અમરદાદને પુગશેજ. વંદીદાદમાં તેવણનું મહોત નથી એમ કહ્યું છે. બીજી યસ્તોમાં તેવણની યઝતી ગતી બતાવી છે. યઝશ્નેમાં એવણને **ઝરથુશ્ત્રહે**

**સ્પિતામહુ અષઓનો ફ્રવષયો અઓષ્તો નામનો યઝતહે** કહયા છે એટલે યઝત તરીકે નામીચા થયલા અષો ઝરથુસ્ત્ર-તેવણુની ફ્રવષી-એવા યઝતી એલકાબથી ઓળખે છે. છેલ્લે જાણવું કે પાવમહેલની કોઇબી યસ્ન પરગરા વગર થાયજ નહી અને પરગરૂ કદીબી હઓમ કુટયા વગર હોયજ નહી. હઓમ કુટવા માટે **વરસ**ની બાજ લે છે અને વરસની બાજમાં જે ક્ષ્નુમન પઢાય છે તે અષો ઝરથુસ્ત્રની ફ્રવષીની પઢાય છે એટલે અષો ઝરથુ-ત્રની ફ્રવષી દાદારના મીનોઈ ડહાપણુની જીવતી શકિત છે કે જે આજેબી દીનની યસ્નનો પાયા મુકવા-યસ્નને ચલાવવા ઉતરી રહે છે; અને દીનની પાવમહેલની તલેસમો મારફતે દીનોને-જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જઈ રહે છે. સુદરેહ પહેરવો કુસ્તી બાંધવી કુસ્તી કરવીથી તે છેક બારીકમાં બારીક ઝરથોસ્તી તરીકત પાળવી-એ બધામાં અષો ઝરથુસ્ત્રની ફ્રવષીની મદદ ચાહવાની હીદાયત છે કેમકે આ બધા અવઝારો છે, **સ્નથ=**હથ્યારો છે, કે જેથી અષો ઝરથુસ્ત્ર જગતની રજેરજમાંથી દેવને મારીને ફ્રશો-ગર્દ કરશે.

આમ ત્યારે અષો ઝરથુસ્ત્રનો દરજ્જો યઝતી છે જે કુલ જગત માટે છે. જગતની પાંચેપાંચ મુળ દીનોના તેવણુ સરદાર છે. તે દીનોમાં અધમાંથ નહિ જાય અને તે દીન ઉતરી નહી પડે તેની તકેદારી તેવણુ કરી રહે છે. દીનને ઉતારી પાડવી-દીનમાં દેવના ફતવાઓ અધમાંથ ઉમેરવા-હાલે જેમ પારકાઓને ગમે તેમ દાખલ કરી દીનની પાવમહેલની તલેસમો ઉપર ભાર કરે છે તેમ તેવી દીનની તલેસમને તોડવાની રીતીઓ દીનમાં જાએજ કરવી તેને ભારે ગુનાહ ગણેલો છે. ત્રણ નવરોઝ લગી કુસ્તી નહી બાંધે અને ગાવા લાયકની માંથ્રની સ્તુતી ગાથા યસ્ત નીઆએશ નહી ભણે-પાણીઓને નહી ઇજે એટલે યસ્ન નહી કરાવે-આ બધાથી જે ગુનાહો ઉભા થાય છે તેટલા ગુનાહો ઉપર કહેલું ડોઘાથી તેના શરીર ઉપર ચઢે છે. હયાં કુસ્તી બાંધવી-કુશ્તી કરવી તેનું કેટલું બધું સવાબ છે તેનો ખ્યાલ આપેલો છે. ઉપર આપણે ગાથાના હા ૩૧-૧૮ ફકરામાં જોઈ ગયા છીએ કે દ્રવાઓને જગતમાં હુમલો કરતા અટકાવવાવાના અનેક સાધનોમાં સુદરેહ કુસ્તીનું સાધન-હથ્યાર એક છે. ભણવું-યસ્ન કરવી બીજા સાધનો છે કે જેથી દેવ રોકાય છે અને જગતનું કલ્યાણ થઈ રહે છે કહેતાં ફ્રશો-ગર્દ નઝદીક આવે છે. આ સુદરેહ કુસ્તી યસ્ન ભણતર બધાના હથ્યાર તરીકેનું જોમ **પાવમહેલ** ઉપર છે. પણ જો દીનમાં **અધમાંથ** જાયજ કરે ઉલટા ફરમાનો ચલાવે પારકાઓને ગમે તેમ ખલકો પહેરાવી અગીઆરી આતશબહેરામમાં લઇ જઇ ત્યાંની પાવમહેલની તલેસમને ધકકો

પુગાડે તો સુદરેહ કુસ્તી યસ્ન ભણતરની દેવને જગતમાંથી મારી કાઢવાના હથ્યાર થવાની ગતી નબળી પડે. આવા શખ્સને સુદરેહ કુસ્તી પહેરી તરીકત પાળી યસ્ન કરાવીને દેવને દુર કરવાનું પુન્ય જે ત્રણ વર્ષમાં અનેક તનાસકોને તોડે તેટલું થાય છે તે નહી મળે એટલે તે માણુસ તનાસકમાં પડે. વંદીદાદ પરગર્દ ૧૮ ફ૦ ૯ માં સવાલ પુછે છે કે '**દથ્યેજાઓ મર્ષઓનો**'=મોહતને લાયકનો-કમોહતને લાયકનો-તનાસકમાં પાડે તેવો-મહોતનો ભરેલો એટલે અનેક મહોતોને તાબે થાય તેવો કોણ છે. **આઅત અઓત અહુરો મજદાઓ:** અહુરમઝદે એમ જવાબ આપ્યો કે: **અષ દએન દિસ્યાત**=જે કોઇ અષમાંથ્રની દીન શીખવે-દીનમાં અષમાંથ્ર દીનથી ઉલટા ફતવાઓ ચલાવી શીખવે તે માણુસ **થ્રિઝરેમએમ રતુમ**=ત્રણ વસંતરૂતુ લગી ત્રણ નવરોઝ લગી **અઇવ્યાઓંઘહામ નોઇત અઇવ્યાસ્તિ**=કુસ્તી નહી બાંધે એટલે તેની કુસ્તી રવા થાય નહી. કુસ્તી કરવાથી પોતાનો દેવ બંધાય છે-જગતની રજેરજનો દેવ બંધાય છે તે બધાનું સવાબ થાય છે તે મળે નહિ. **નોઇત ગાથાઓ સ્રાવયઇતિ**=ગાથાઓ-ભણતરો ભણાય નહી એટલે ગાથાઓને માટે યઝશ્નેના હા ૫૫ માં કહયું છે કે ગાથાઓ જીવતી તેમ મરણ પછીની હાલતમાં મદદગાર છે તે મદદ તેને મળે નહી. ટુંકમાં દીનની હિફાઝત મળે નહી એટલે દીનના વીરૂધીઓ જેઓ દએવો છે તે દએવોના સાથી થવાય-દેવના તાબેદાર થવાય. ગુનાહમાં ગરક થવાય. **નોઇત આપો વંઘુહીશ યઝાઇતે:** પાણીઓ ઈજ્જ્ન્ય નહી એટલે યસ્ન કરાવવાનું પુન્ય મળે નહી. એટલે પાવમહેલની તલેસમોને દીનમાં **અષ** ખોટી રીતથી આઝુરદે કરે છે માટે તેને બધી તલેસ્માતીક ગતી જેવી કે સુદરેહ કુસ્તી-ભણતર-યસ્નનો ફાયદો પુગે નહી. ત્રણ વર્ષ લગી જો નહી પુગે તો તે મહોતનો ભરેલો થાય. હયાં દીનોમાં અંધકારની રીતીઓ ચાલુ કરવાના, આશમોઘ થવાના, દીનની ગુહ્ય તલેસમોને તોડવાના ગુનાહની સજાની વીગત છે. હયાં ઝરથોસ્તી દીનની અંદર અષમાંથ્ર ઉમેરવાની સજા આપી છે જે અન્ય દીનોને માટેબી લાગુ પડે છે.

**દીનની સર્વોપરીપણાનો–માદરરૂપ થવાનો ખ્યાલ ફરવરદીન યશ્તમાં ગાથામાં; તે ખ્યાલમાં દીનોની હેફાઝત કરવાનું આવે એટલે વટલાવવાનું નહી પણ દીનોને દેવોથી બુરાઇથી અમાનત આપવાનો ખ્યાલ આવે. મઝદયસ્ની દએન બીજી દીનોમાં મઝિશ્ત કાંય તેની વીગત માટે વંદીદાદ પરગર્દ ૫, ફકરા ૨૧–૨૨–૨૩–૨૪–૨૫. દેવને કમાલયત રીતે મારનાર અશો ઝરથુશ્ત્ર છે તેને માટે, દીનમાં બીજી દીનોની હિફાઝત રહી છે,–દેવને બાંધવાનું રહે છે તે બધા માટે જુઓ યજશ્ને હા ૧૨, ઝમયાદ યશ્ત કરદા ૮૪, ગાથા હા ૩૧–૧૮; જેમાં વટલાવવાનું હોયજ નહી. ઝરથુશ્ત્રની આગળ અનેક નરો મઝદયસ્ની દએન લાવેલા કે જેમાં દેવ પેઠેલો જેનો ભેદ ગાથા હા ૨૯–૩ અને ૯ માં છે. ઝરથુશ્ત્રેબી મઝદયસ્ની દએન આણી; તે દીન માંહે આવતા જોતીઓ આગલી મઝદયસ્ની દએનનાજ હતા માટે વટલાવવા જેવું તે વખતે હતું નહિ પણ દેવને બાંધવાનું હતું.**

અષો ઝરથુસ્ત્રના સર્વોપરીપણાનો ખ્યાલ લઈ રહેવાની સાથેસાથ મઝદયસ્ની ઝરતોસ્તી દએનનો સર્વોપરીપણાનો ખ્યાલ જે **મઝિશ્તાચા વહિશ્તાચા સ્રએશ્તાચા** શબ્દોમાં છે તેમજ **રઝિશ્તામ ચિશ્તામ** શબ્દોમાં છે તેને તેના ખરા આકારમાં લઇએ. તે મુળ દીનમાંજ બીજી દીનો સમાઈ છે તેનો ખ્યાલ લઇએ. અને તે દીનો વર્ણો પ્રમાણેની છે માટે વર્ણોનો ખ્યાલ જે દીનમાં છે તે લઇએ કે જેથી માલમ પડે કે દરેક દીનને કુદરતે કીધી છે. તેમાં જન્મતો માનવ કુદરતની મઝદદાતની હીકમતથી છે અને તે હીકમતને ઓળંગીને વટલાવવું દેવોનું કામ છે. ઝરથોસ્તી દએન જે મઝિસ્ત છે–મોટામાં મોટી દરયાવ દીલની છે તે બીજી દીનોનો પાસબાન છે તે બીજી દીનોને મારનાર લુટનાર થાય નહી કેમકે વટલાવવું તે બીજી દીનો કે જેમાંથી વટલાવે છે તેનું ખુન કીધા બરોબર છે. ઝરથોસ્ત સાહેબના સર્વોપરીપણાનો ખ્યાલ તેમ મઝદયસ્ની દએનનો બધી દીનોની માતા થઇ રહેવાનો **મઝિશ્તાઆનો**

ખ્યાલ ફ્રવરદીન યસ્તમાં છે તે જોઇએ, કે જ્યાં ઝરથુસ્ત્રને તેમ મઝદયસ્ની દએનને કુલ જગતના પાંચ વર્ણો અને તેઓની પાંચ દીનોને સદમાર્ગે લઈ જનાર અને તેઓને લુટનાર દ્રવાઓને મારનાર કહી છે. મઝદયસ્ની દએન બીજી બધી દીનો જેઓને **હાતાંમ-હુઇતિનાંમ**ની એટલે હસ્તી તરફ લઇ જવા જીવતી ઉભી થયલી કહે છે તેઓમાં **મઝિશ્ત વહિશ્ત** અને **સ્રએશ્ત** કાંય છે તેને માટે વંદીદાદ પરગર્દ પાંચ ફ૦ ૨૧-૨૨-૨૩-૨૪-૨૫ માં કહે છે કે **મઝદયસ્ની દએન ખુદ અષોઇ છે.** આવોજ ભેદ ફ્રવરદીન યસ્તમાં છે તે નીચે જોઇશું. પછી કહે છે કે **માનવનો જન્મ હક અષોઇ લેવાનો છે.** પછી કહે છે કે દ્રવાઓને બાંધ્યા વગર એટલે **વીદએવોદાતના સ્રવંઘહ** વગર એટલે વંદીદાદના ફરમાનો-માંથ્રો વગર દેવ હણાતો નથી, અને અષોઈ મલતી નથી. મઝદયસ્ની દએન પુરી રીતે દેવને બાંધે છે માટે તે બીજી દીનોથી **સ્રએશ્ત** છે. કહે છે કે જેમ **વોઉરૂકશ** દરયો બીજા દરયાથી મોટો-બીજાને સમાવી દે તેવો છે તેમ દેવબંદી કરનાર **વીદએવોદાત**ના મઝદયસ્ની દએનના **સ્રવંઘહ** કલામો-ફરમાનો બીજી દીનોનાઓથી ચઢતા છે. જેમ મોટું ઝાડ બીજા નાહનાને ઢાંકી દે છે તેમ દેવબંદીની કમાલીઅતને લીધે મઝદયસ્ની દએન બીજી દીનોને ઢાંકી દે છે. જેમ આસ્માન જમીનને ઘેરી લે છે તેમ મઝદયસ્ની દએન દેવબંદીની કમાલીઅતને લીધે બીજી દીનોને ઢાંકી દે છે. હયાં ત્યારે સાફ કહે છે કે ઝરથોસ્તી દએનની મુળ ફરજ દેવને સંપુર્ણ રીતે બાંધવાની છે. માનવના બીજી દીનોમાંથી પસાર થતી વખતે જે દેવનો પાસ રહી જાય છે તેને ઝરથોસ્તી દએન પુર્ણ રીતે કાપે છે. આવી રીતના શીક્ષણોમાં વટલાવવાનુ કેમ હોઇ શકે.

હવે ફ્રવરદીન યસ્ત કરદા ૨૪ માં પેગામ્બર સાહેબ દાદારના પ્રતીનીધી તરીકે કુલ જગત માટે કુલ જગતની કુલ વર્ણો અને ધર્મોના ઉભા કરવા માટે અને તેઓના રક્ષણ માટે ઉતરે છે અને દ્રવાઓ જે કુલ જગતનો-જગતની વર્ણોના અને તેઓની દીનનો દુસ્મન છે તેને મારી હઠાવે છે તે બધાનું ધ્યાન જોઇએ, કે જે બાબદ ઉપર કહેલી ગાથાની વીગતના જેવીજ છે. ફરક એટલોજ કે ગાથામાં **દીનોને** યાદ કીધી છે કે જેઓ મઝદયસ્ની દએન જે માય છે તેના નાના બચ્ચાં તરીકે પોખાઇ રહી છે, જ્યારે ફ્રવરદીન યસ્ત કે જે **સઓષ્યંત**નો જમાનો દેખાડે છે તેમાં તે અન્ય દીનો પોતાની જગાએ ફરીઠામ થયલી દેખાડેલી છે. પેગામ્બર તો દાદારના નાયબ છે અને એક **દરેઘો ખદાત**ના ૮૧,૦૦૦ વર્ષમાં થવાની પાંચ વર્ણોની પાંચ મુળ દીનોને ઉભી થવાના બીજો તૈયાર કરીને રોપે છે, માટે તે દીનોના બીયાંઓ અને રોપણીની વીગત ગાથામાં **દએનાઓના**

ભેદમાં છે. ગાથામાં જે કંઇ નસીહતો દેવને મારવાની છે તે નસીહતો તે બધી **દએનાઓને** એકસરખીજ આપવા ધારેલી છે. એમ ગાથાઓમાં દએનાઓ= દીનોની હકીકત છે, તેથી કંઈ એમ અનુમાન થતું નથી કે પેગામ્બરના વખતમાં બધી દીનો હતી. ના, પેગામ્બરની તો **મઝિશ્ત રઝિશ્ત** દીન છે. **મઝિશ્ત** દીન એટલે મોટામાં મોટી-બધી દીનોને સમાવનારી છે, **રઝિશ્ત** દીન છે એટલે પુર્ણ સત્યની ગોઠવણી પોતામાં કરનારી છે, અને પોતામાં રહેલી તે દીનો માટે ઉત્તમમાં ઉત્તમ વ્યવસ્થા ગોઠવણી કરી અપાવીને સત્ય તેઓમાં આમેજ કરાવનારી છે. **મઝિશ્ત** શબ્દ **મઝ**=મોટું એ શબ્દનો અતીશયારથીક આકાર છે જેથી તેનો અર્થ મોટામાં મોટી-બધાને સમાવે તેવી એમ થાય છે. **રઝિશ્ત** શબ્દ **રઝ, રાઝ**=ગોઠવવું એટલે રાસ્તી કાઢી આપવાની ગોઠવણીનો અતીશયારથીક આકાર છે જે પરમ સત્યની ગોઠવણી કરાવી અપાવનાર પોતામાં તેમ બીજાઓમાં રાસ્તીની વ્યવસ્થા પુર્ણ રીતે કરનાર એમ અર્થ રાખે છે. મઝદયસ્નીદીન એમ ત્યારે પરમ સત્યની ગોઠવણી કરતી મોટામાં મોટી જરાકબી દએવીક પાસ વગરની પુરી અપની છે કે જેના દરયાવ પેટમાં બીજી **દએનાઓ**ના બીયાં પડી પોખાઇ રહે છે. એમ બીજી દીનોના બીયાં મઝિસ્ત દએનમાં છે માટે ગાથામાં **દએનાઓ** એટલે દીનોની હકીકત છે. કેટલાક સાહેબો **દએનાઓ** શબ્દનો અર્થ દીનો કરવા માંગતા નથી. તેઓને મઝદયસ્ની દીનને કુલ્યાતી કહેવી અતીશયુકિત લાગે છે. તેઓ તેટલા માટે દએનાઓનો અર્થ ધાર્મીક સિધાન્તો-અંતકરણો-અંતર જ્ઞાનની શકિતઓ એવો કરે છે. કોઇ સાહેબ એવાજ અર્થની પુરવારી માટે કહે છે કે ફરવરદીન યસ્ત ફકરા ૭૪ માં **દએનાઓ** શબ્દ **આસ્નાઓ** એટલે જાતી અકકલો અને **મનાઓ** એટલે મનો-વિચારો સાથે આવે છે. માટે દએનાઓ શબ્દનો અર્થ અકકલ અને મનની સાથના અંતકરણનોજ લેવાય. પહેલા તો આ હકીકત છે કે દાદારના **દએના**=અંતકરણમાંથી નીકળતી **જમા**-વીચારો અકકલો-સીધાન્તોનેજ દએન કહે છે. માટે ખીલેલુ અંતકરણ તેજ દીન છે. આ સાહેબો જો **મઝિશ્ત** અને **રઝિશ્ત** શબ્દ ઉપર ધ્યાન પુગાડે તો માલમ પડશે કે મોટામાં મોટી અને સાચ્ચામાં સાચ્ચી રીતની ગોઠવણી કરી આપતી દીનમાં-તે બધાજ **આસ્નાઓ** કહેતાં આસ્ને-ખેરદો જે જુદી જુદી પાંચ વર્ણોની દીનો માટે છે તે-તેમ **મનાઓ** મનો વીચારો જે તે આસ્ન ખેરદથી ચાલે-જે તે જુદી જુદી વર્ણોની દીનોને લગતા છે તેઓ, અને **દએનાઓ**= ખીલેલા અંતકરણના પ્રભાવો-અંતકરણના અંતર જ્ઞાનો અને તે જ્ઞાન સાથની શકિતઓ જે તે પાંચ જુદી જુદી વર્ણોની દીનો માટે જોઇએ તે બધુ રહેલુજ

છે. માટે **દએનાઓ**નો અર્થ જો અંતકરણની શકિતઓ કે ધાર્મીક સીધાન્તો તરીકે લો તોબી **મઝિશ્ત** અને **રઝિશ્ત** દીનમાં તે જુદા જુદા સીધાન્તો–શકિતઓ જુદી જુદી છે એટલે જુદી જુદી દીનો તરીકેજ છે. વળી આસ્નાઓની આસ્ને ખેરદો–મનાઓના તેવા વીચારો બધા પોતે દએનાઓના ખુલેલા અંતકરણમાંથીજ હોય. માટે **દએનાઓ**ને સીધાન્તો આત્મીક શકિતઓ કહો કે જુદી જુદી દીનો કે જેઓ તે સીધાન્તોને–શકિતઓને રાખતી હોય તે દીનો કહો તે બધું **રઝિશ્ત** અને **મઝિશ્ત** દીનની વ્યાખ્યામાં એકસરખોજ અર્થ રાખે છે. વળી દીન યસ્તમાં મઝદયસ્ની દીનની જે વ્યાખ્યા આપી છે તેમાંથી એજ સાર નીકળે છે કે તે મઝિસ્ત દીન જે બીજી **દીનો**ના બીયાંને પોતામાં સમાવે છે,–જે રઝિસ્ત છે એટલે રાહેરાસ્તી પ્રમાણે તે દીનોને તેઓને લગતું ગોઠવી આપે છે તે દીન **ચિસ્તાંમ મઝદદાતનાંમ** છે એટલે મઝદદાત પ્રમાણેના જગતના થવાના પ્રગતીના કાયદા વીષેના ઉત્તમમાં ઉત્તમ જ્ઞાનવાળી છે એટલે **રઝિશ્તાંમ**ના અર્થ પ્રમાણેની સાચ્ચામાં સાચ્ચી ગોઠવણી વ્યવસ્થા જુદી જુદી દીનોને કઈ રીતે કરી આપવી તેનું પુર્ણ જ્ઞાન તે મઝિસ્ત દીનના કેહર્પને છે કેમકે તે દએનને **અર્શતાત** આસ્તાદ યઝત કહે છે. આવી દીનને ત્યાં દીન યસ્તમાં '**હુ પથ્ મઇન્યાંમ**' કહી છે એટલે ભલો રસ્તો દેખાડનારી કહી છે. ભલો રસ્તો તો બધીજ દીન દેખાડે છે. પણ મઝદયસ્ની દીન પોતામાં રહેલી અંતર દીનોને બરવખતે કાઢીને રાહે–રાસ્તી ઉપર ચલાવે છે તેનો ભેદ અહિંયાં છે. પછી કહે છે કે તે દએન **અઇવિ-તચિનાંમ** છે–પોતામાંની અંતર દીનોને રાહે–રાસ્તીએ દોરવવાની ભલી નેમોમાં મચી રહેલી છે. દરેક ભલી દીન ભલી નેમ દેખાડે તેમ મઝદયસ્ની દીન દેખાડે–એમાં કંઈ નવું નથી. પણ અહિંયાં તો પોતામાં રહેલી અને પોતામાંથી બહાર પડેલી સીધાન્તો સાથની–અંતકરણની શકિતસાથની દીનોને ભલી નેમ તરફ સેતાબીથી લઇ જવાનો અર્થ છે. તે દએન **નિમરેજિશ્તાંમ** છે એટલે બધી દીનોમાંથી દએવીક ગતીને કાઢી નાખે તેવી માટે **બરત જઓઘ્રાંમ**=તે દએવીક ગતીને કાઢી નાખે તેવા દીની યસ્નના આવઝારો–હથ્યારો રાખનારી અને તે હથ્યારોને ફેરવી શકે તેવી માટે **અષઓનીમ**=એક જીવતી જાગતી અશોઇવાળી વ્યકિત છે. તેણી '**હુનરવઇતીમ**' છે એટલે એવા હુનરો સદગુણો રાખવા માટે **ફ્રસ્રુતાંમ**=જાણીતી થયલી છે. દરેક દીનમાં હુનર અને પ્રસીધ્ધતા છે પણ અહિંયાં તો મઝદયસ્ની દએન બીજી દીનોની માય છે–તે દીનોને ચલાવે છે, તે હુનર–સદગુણો–અને નામીચાપણાની તેહકાક છે. તેણી **હુવાયઓનાંમ** છે

એટલે પુરતુ જોમ રાખે છે. દીનો જેઓને તેણી બહાર કાઢે છે તેઓની પાસબાની કરવાનું પુરતુ જોમ રાખે છે. તેણી **હુવાયઓજદાંમ** છે એટલે તેઓને પવીત્રાઇ આપે છે અને તે પાસબાની અને પવીત્રાઇ ઉભી કરવા તેણી **આસુકઇરયાંમ**=આબાદીથી હોશીઆરીથી કામ કરનારી **મોષુકર્ષનાંમ**=સેતાબીથી કામ કરનારી છે. આવી તે ભલી મઝદયસ્ની દએન છે. દએનની આવી વીગતો ઉપરથી કોઇબી સાફ સાફ જોઇ શકશે કે એ દએન મુળ માદરરૂપ દએન છે માટે બીજી દએનોને પોતામાં રાખીને પોખે છે. માટેજ ગાથામાં **દએનાઓ**= દીનોની વીગત છે.

ત્યારે **દએનાઓ**નો અર્થ બધી રીતે જોતાં દીનોનોજ **થાય** છે–દીનો જેઓ જુદા જુદા સીધાન્તો રાખી, જુદી જુદી આત્મીક શકિતઓ રાખી, મુળ મઝદયસ્ની દએનમાં ગર્ભીત રહેલી અને ગર્ભના બહાર પડવા પછીથી સાથે રહેલી છે એમ **થાય** છે. ફ્રરવરદીન યસ્ત કે જે ઝરથુસ્ત્રના વખતની પછીના જમાનાના **સઓષ્યંત**નો જમાનો દેખાડે છે તેમાં તે **મઝિશ્ત** દીને ઉગાડેલી દીનોની જુવાનીનો દેખાવ છે. પણ અશો ઝરથુસ્ત્રના જન્મ વખત પછીની તેવણુથી જામતી મઝદયસ્ની દીનનો ચિતાર ગાથા જેવોજ છે. ગાથામાં તેમ ફ્રરવરદીન યસ્તમાં અષો ઝરથુસ્ત્રનો દાદારના દુત તરીકેનો અને બીજી દીનોના રક્ષક તરીકેનો ચિતાર છે, તેમ કુલ જગતની અંદર જામેલા દએવ–દ્રવાઓના બાંધવાનો–દાનોમાં ઘુસવા ધમકી આપતા દએવ–દ્રવાઓને બાંધવાનો ચીતાર છે.

વળી ઝરથુસ્ત્રે દેવને જગતમાં બાંધ્યો અને મઝિસ્ત દએન ચલાવી તે પહેલા ગયોમર્દ–હોશંગ–જમશેદ વીશકરત વીગેરે વીગેરેઓબી તે મઝદયસ્ન દએનને ચલાવીને દેવને બાંધેલો. પણ જે કમાલ્યતનું કામ ઝરથુસ્ત્ર કરી ગયલા તે ઝરથુસ્ત્રની આગળનાઓ કરી શકેલા નહી કે જેની વીગત ગાથા હા ૨૯ ના ફકરા ૩ તેમ ૯ માં છે. **અપવહિશ્ત** પોતે **ગેઉશ ઉરવા** જે જગતનું યઝતી રૂવાન છે તેને કહે છે કે હાલમાં જે કોઇ સરદાર તારી પાસબાની કરે છે એટલે હાલમાં જે કોઇ મઝદયસ્ની દએનને ચલાવે છે તે કંઇ નાખી દેવાનો નથી પણ હાલના દએવીક ગતીના પુર જોમના મામલાને સુધારવા અશકત છે. **અહ્માઇ અષા નોઇત સરેજા અદ્વએષો ગવોઇ પઇ-તીસ્રવત:** અપવહીસ્તે ગેઉશ ઉરવા અને ગેઉશ તપન જેઓ જગતની કુદરતને ચલાવનાર, જગતને દાદાર તરફથી ચલાવનાર છે તેઓને જવાબ આપ્યો કે **ગવોઇ** જગતમાં ગવની ગતી ચાલુ કરવા માટે એટલે દએવને બાંધવા માટે –જગત ઉપરની બદીઓને તોડવા માટે હાલના સરદારો **સરેજા** નથી એટલે

કામ નહી કરે અને બેસી રહે તેવા સખત દીલના—દાદારના ફરમાનને તોડે તેવા નથી એટલે તેઓ કામ તો કરવા માંગે છે,—તેઓ **અદ્વએષો** છે—કંઇબી દવેશ દગો આળશાઇ વગરના છે પણ તેઓ તે કામ કરી શકતા નથી. એવીજ રીતે નવમા ફકરામાં કહે છે કે ગેઉશ ઉરવાએ **રઓસ્તા**=દલગીરી સાથે જાહેર કીધું—ફરયાદ કીધી કે **અનએષેમ ક્ષાંનમેને રાદેમ:** દુખ એટલે સંકટના આ વખતમાં દેવના જુલ્મના આ વખતમાં તે સરદાર જે જગતનો છે તે ઇચ્છિવા જેવું કામ કરે તેવો નથી. **વાચેમ નેરેશ અસુરહુયા:** તેની વાચા જો કે સત્યની છે દેવ જેવી નથી પણ તે વાચાના હોકમમાં **અસુરહુયા**= કંઈ દમ નથી સુરાતન વગરની એટલે કામ કરી શકે નહી તેવી છે.

આ ઉપરનું બધું લખવા કરવાનું કારણ શું છે? એ ઉપરનું બધું લખવાનું કારણ એ છે કે દીનમાં વટલાવવાનું કહયુંજ નથી પણ દેવને બાંધવાનું—**નાઇસીમી દએવ**ના ભેદનું કામ કરવા કહયું છે એટલે દેવ જયાંબી હોય—દએનમાં કે માનવોમાં કે ધરતીની રજેરજમાં હોય, ત્યાંથી તેને હરહમેશ બાંધતા રહેવાનું કામ કહયું છે. '**નાઇસીમી-દએવો**'માં ચાલુ કામ કરવાની જેને અંગ્રેજીમાં present continuous tense કહે છે તે પ્રમાણે કામ કરવાની મુરાદ છે જેને યઝસ્ને હા ૧૨ માં વર્ણવેલી છે. જેને જમ્યાદ યસ્તના ફકરા ૮૪ માં **સીઝદા દએવાન**નું કામ દેવોને નાશ કરતા રહેવાનું કામ કહયું છે તેબી **નાઇસીમી દએવો** જેવુંજ છે. વળી એવું કામ કરવા માટે ગાથામાં ઠેકાણે ઠેકાણે કહયું છે જેમકે હા ૩૧—૧૮ માં કહે છે કે **સાજદુમ સ્નઇથિષા**=હથ્યારથી કહેતાં આલાતોથી સુદરેહ કુસ્તી વગેરેના **ઝરનુમન્ત સુરથી** દેવને તમારે મારવાજ જોઇએ—એવા કામો કરવા કહયા છે કે જેમાં વટલાવવા જેવું કાંઇબી છેજ નહી. વટલાવવા જેવું દીનમાં છેજ નહી અને કહયુંજ નથી તે સમજવું સહેલ છે, કેમકે ઝરથુસ્ત્રની આગળબી મઝદયસ્ની દએન હતી—યઝદાન પરસ્તી હતી એટલે યઝદાન કહેતાં યઝ કહેતાં એકતાન થવાને લગતી યઝતને લગતી પરસ્તેશ હતી. તે યઝદાન પરસ્ત **પઓઇરયો—તકએષો** જેઓ મઝદદાતના પાબંદ હતા તેઓ મઝદયસ્ની દીનવાલા હતા. પણ તેઓમાંના ઓતરેલાઓએ જે કંઈ બહારની તે દીનથી તદદન ઉલતી દએવીક ગતી ઘુસાડેલી તેને ઝરથુસ્ત્રે તોડીને અખંડ મઝદયસ્ની દએન આણેલી. ઝરથુસ્ત્રે કાંઇ તેઓને વટલાવેલા નહી એટલે તેઓની **તકએષો**ને લાત મારીને નવી આપેલી નહી. ના, તેઓની મઝદયસ્ની તકએષમાં દાખલ થયલા દેવ એટલે કસર—કુરીતીઓને કાઢી નાખેલી હતી. આજે કેટલાકો કહે છે કે ઝરથુસ્ત્રે દએન કેમ ઉભી

કીધી ? તેવણે તો વટલાવેલા ખરા કેની ? આમ પુછનાર સાહેબોએ જાણવું જોઇએ કે દીનમાં કહે છે કે મઝદયસ્ની દએન તો **ગહચોમર્દ**થી ચાલુ હતી–**હોશંગ–જમશેદ વીશકરેપ્ત** વગેરેએ ચલાવેલી પણ તે દીનમાં દેવ–બુરાઈ ઘુસેલી હતી માટે તે દીનમાંની દએવીક ગતીને ઝરથુસ્ત્રે તોડીને અખંડ દીન આણેલી, કે જે અખંડ મઝદયસ્ની દએન મઝદયસ્ની ઝરથુશ્ત્રિ કહેવાય છે, કે જેમાં બીજી દીનો જે થવાની છે તેઓનાં બીયાંઓ હતા, તેમ દેવ ફરીથી તે બધામાં ઘુસી તેઓને મહાત કરે નહી તે સામેની ચોકી છે જેને પાવમહેલનો ભેદ કહે છે. એમ ત્યારે આગલી દીનવાળા મઝદયસ્ની હતા એમ દીનમાં ખુલ્લું છે, દીનકર્દમાં ખુલ્લું છે અને બહેસ્ત બહેરેહ ખુરશેદજી કામા પોતાના ઝરથુસ્ત્ર નામાના પાને ૧૮૨ માં દીનને આધારે ખુલ્લુ લખી જાય છે કે આગલી દીનવાલાઓ મઝદયસ્નાનોજ હતા. ત્યારે દએનમાં કદીબી વટલાવવાનું હતું નહી પણ **નાઇસીમી દએવો** એટલે દેવ જગતમાં જ્યાંબી હોય દીનોમાં હોય કે કેહેબી હોય ત્યાંથી મારતા રહેવાનું છે.

**ફેરવરદીન યશતનો કરદો ૨૪ માંનો ચિતાર કે જરથુશ્ત્ર કુલ જગતની કુલ દીનોમાંથી દેવને જડવાદને બાંધનાર. જરથુશ્ત્રની આમદથી કુદરતની ખુશાળી, કુદરતની રચનાની ખુશાળી. ખુસાળી એ માટે કે હવે તેવણની આથ્રવની–રથએસ્તારી વાસ્ત્રીઓશની ચોકીમાંથી મઝદદાતની રચનાની–દીનોના થવાની અને દેવ સામેના બચાવની તજવીજ થશે. જરથુશ્ત્રે જગતમાં દેવબંદી કરવાનું–રજેરજમાંથી મઝદાની પેદાશમાંથી દેવબંદી કરવાનું શીખવ્યું. અને અહુરદાતનો એટલે દાદારનો બંદોબસ્ત પાંથરવા શીખવ્યું; શામાં ? દીનોમાં તેમ જગતમાં. આવા બયાનોમાં વટલાવવાની જગ્યા નથી પણ દેવબંદીનો ભેદ છે તેની સમજ. હાઇતિનાંમ વહિશ્તા અને દએનાઓ શબ્દોમાં દીનો દાદારની છે જે બધાની માદર મઝદયસ્ની છે, તે દીનોની હિફાજત દેવ સામે કરવાની છે તે બધાનો ભેદ આવે છે જેમાં વટલાવવાનું નહી પણ દેવબંદીનો ભેદ આવે.**

ત્યારે આ **નાઇસીમી દએવો**નો ભેદ ગાથામાં ઠેકાણે ઠેકાણે છે જેમાંનો

૩૧-૧૮ નો ભેદ તો જોયો. ક્રમબાદ યસ્ત ફકરા ૮૪ નો ભેદ જોશો, હવે ફ્રવરદીન યસ્ત કરદા ૨૪ નો ભેદ જોઇએ કે જેમાં અષો ઝરથુસ્ત્રને જગતના રતુ-દીનોના સાહેબ અને કુલ જગતની રજેરજમાંથી દેવોને મારનાર કહયા છે; જેવણુની એવી દેવબંદીથી કુદરત તેવણુના જન્મ વખતે હસી અને ખુશાળીમાં આવી બોલી કે **ઉશતાનો ઝાતો આથ્રવ યો સ્પિતામો જરથુસ્ત્રો=**શુક્ર હઝારો હઝાર કે હમારે માટે એક આથ્રવન નામે ઝરથુસ્ત્ર આખરેબી જન્મયો. **યેહે ઝાંથએચ વક્ષએચ ઉર્વસેન આપો ઉરવાઓસ્ચ; યેહે ઝાંથએચ વક્ષએચ ઉક્ષિન આપો ઉરવાઓસ્ચ-યેહે ઝાંથએચ વક્ષએચ ઉશતતાતેમ નિઝ્રવત વીસ્પાઓ સ્પેન્તો દાતાઓ દામાન=**જે ઝરથુસ્ત્રના જન્મવામાં વધવામાં પાણીઓ (જગતની પ્રગતી), ઉરવરો (આશીશો રાખનારા અને તે આશીશ જગતને આપનારા ઝાડ પાન જેવા સાધનો) ખુશાળ થયા. જે ઝરથુસ્ત્રના જન્મવામાં વધવામાં પાણીઓ ઉરવરો વધવા જોમ પકડવા લાગ્યા. જે ઝરથુસ્ત્રના જન્મવામાં વધવામાં બધી સ્પેન્તી કરનાર ચાલુ થયલી પેદાયશ ધન્ય ધન્ય ભલે પધારો ઝરથુસ્ત્ર એમ બોલવા લાગી. બોલી કે હઝારો હઝાર શુક્ર અએ દાદાર કે અષો ઝરથુસ્ત્ર આખરે જન્મયો તો ખરો. અહિંયાં કહે છે કે હવે મઝદયસ્ની દએન હપ્ત કેશ્વર ઉપર જામશે. આ મઝદયસ્ની દએન તો મુળ દએન છે કે જે એકલીજ તે વખતે હતી કે જે દેવથી પીડાતી હતી. આ નવી મઝદયસ્ની દએન દેવ વગરની થયલી કે જેમાં બીજી દએનો ગર્ભીત હતી જેને માટે ઉપર નોંધ લીધી છે.

અષો ઝરથુસ્ત્રના સર્વોપરીપણા વીષે, જગતના અહુ શાહ અને રતુ સરદાર થવા વીષે ફ્રવરદીન યસ્ત ફકરા ૮૮ માં કહે છે કે **પઓઇરયાઇ વોહુ મનનાઇ, પઓઇરયાઇ વોહુ વઓકુષે, પઓઇરયાઇ વોહુ વાવેરેઝુષે, પઓઇરયાઇ અથઉરૂને, પઓઇરયાઇ રથએશતાઇ, પઓઇરયાઇ વાસ્ત્રયાઇ ફ્રષુયન્તે, પઓઇરયાઇ ફ્રવએદાઇ, પઓઇરયાઇ ફ્રવએદયમ્નાઇ, પઓઇરયાઇ હંઘહુનનાઇ, પઓઇરયાઇ હંઘહુષે, ગામ્ચ અષેમ્ચ ઉખ્ઝ્દેમ્ચ ઉખ્ઝ્દખ્યાચ સ્રઓષેમ ક્ષથ્રેમ્ચ વીસ્પચ વોહુ મઝદદાત અષચિથ્ર:** ઝરથુસ્ત્ર ભલા એટલે બહમનની ગતીનો વીચાર કરનાર સપ્પર પહેલા આગેવાન હતા. સપ્પર પહેલા કાળ માટે એટલે ભુતના ભુતકાળ માટે ભલું કહેતાં બહમનની જેવી આગાહી ભરેલા વીચારો કરનાર થયલા હતા. ભલા એટલે બહમનની ગતીના બોલો બીજાઓ

માટે બોલનાર તરીકે સપ્પર પહેલા હતા. **પરાની**=ભુતમાં ભુતકાળની વીગત માટે બહમનના જેવી આગાહીવાળા થઈ બીજાને જાહેર કરનાર હતા. ભલાં બહમનની ગતીનાં કામો બીજા માટે કરનાર સપ્પર પહેલા હતા—તેવી ખીસ્કારી કરવાનું બતાવનાર સપ્પર પહેલા હતા. આથ્રવની એટલે જગતના આતશની હેફાઝત કરનાર સપ્પર પહેલા હતા. રથએસ્તારી કરનાર એટલે બદીને મારીને સુધારનાર સપ્પર પહેલા હતા. જગતની વાસ્ત્રીઓશી વૃધ્ધીની ખેતી કરનાર સપ્પર પહેલા હતા. **ફ્રવએદાઇ**=મીનોઈ જ્ઞાન હાંસલ કીધેલા નર તરીકે **ફ્રવએદયમ્નાઇ**=બીજાને તે જ્ઞાન દેખાડનાર તરીકે સપ્પર પહેલા હતા. ગવની પેદાશને—કુદરતને—અષોઇને—નાદને કહેતા નાદને કાઢતા આલાતોને—તેઓમાં રહેલી તાબેદારી અહુની નોકરી કરવાની ગતીને—મીનોઇ સત્તાને—બધી મઝદદાતની ગતીના ભલી ગતીના ચીથ્રોને પોતા તરફથી પસંદ કરનાર તરીકે તેઓને મેળવવાની લાયકાતવાળા થવા માટે સપ્પર પહેલા હતા.

**(૮૯) યો પઓઇરયો આથ્રવ, યો પઓઇરયો રથએસ્તાઓ, યો પઓઇરયો વાસ્ત્રયો ફ્ષુયાંસ, યો પઓઇરયો ચખ્રેમ ઉર્વ-એસયત દએવાઅત્ચ હુઓતાત મષ્યાઅત્ચ, યો પઓઇરયો સ્તો-ઇશ અસ્તવઇધ્યાઓ સ્તઓત અષેમ, નાઇસ્ત દએવો, ફ્રઓરેન્ત મઝદયસ્નો જરથુશ્ત્રીશ વીદએવો અહુર તકએષો:** સપ્પર પહેલા આથ્રવન હતા. સપ્પર પહેલા રથએસ્તાર બદીને તોડી ભલી કરનાર તરીકે હતા. સપ્પર પહેલા વૃધ્ધી કરનાર ખેડુત કહેતાં ભલાઇની ખેતી કરનાર હતા. દેવોના માનવોના કેહર્પોની બુરાઇને તેવણે ફેરવી—ભલાઇની કીધી એમ કરનાર સપ્પર પહેલા હતા. તેવણે જગતમાં અષોઇનો પ્રચાર સપ્પર પહેલા ચલાવેલો; દેવોનો નાશ કીધેલો; મઝદયસ્ની તરીકેનો અને ઝરથોસ્તીપણાના થવાનો દેવથી જુદા હોવાનો અહુરાની આઇનવાલા થવાનો એકરાર તેવણે કીધેલો.

**(૯૦) યો પઓઇરયો સ્તોઇશ અસ્તવઇથ્યાઓ વાચિમ અઓખ્ત વીદાયુમ અહુરો તકએષેમ, યો પઓઇરયો સ્તોઇશ અસ્તવઇથ્યાઓ વાચિમ ફ્રઓત વીદાયુમ અહુરો તકએષેમ. યો પઓઇરયો સ્તોઇશ અસ્તવઇથ્યાઓ વીસ્પાંમ દએવો દાતેમ વવચ અયેસન્યાંમ અવહુમ્યાંમ. યો સૂરો વીસ્પો હુજયાઇતિશ પઓઇરયો તકએષો દખ્યુનાંમ:** જેવણે સપ્પર પહેલા આ જડ જગતમાં વીદએવો અહુર તકએષોના માંથ્રો એટલે દેવથી જુદા હોવાનો થવાનો, અહુરાની

આઇનિ ના થવાનો માંથ્ર ભણેલા એટલે દેવને તેવણે સપ્પર પહેલા તોડીને અહુરાને માને તેવો કીધેલો. આ હાડમંદ જગતમાં વીદએવોના એટલે દેવથી જુદા થવાના અહુર તકએષના એટલે અહુરાની આઇનના થવાના માંથ્રોને જાહેર કીધેલા. ઘટતીના–દેવના દાત કાયદાને નહિ ઇજવા–નહિ માનવા–નહિ પાળવા ફરમાવેલું. હયાં કહે છે કે જગતના દેવને તોડનાર તેવણ હતા અને લોકોને તેમ શીખવનાર તેવણ હતા. એમ ઝરથુસ્ત્રની માનવ જાત ઉપરની–માનવના પાંચ વર્ણો અને દીનો ઉપરની સર્વોપરી બતાવેલી છે જેને માટે વધુ આગળ કહે છે કે યો=જેવણ **વીસ્પો** હુજ્યાઇતિશ=તમામ નેઆમતોને રાખનાર–જીવનના નેકીના સાધનોને ધરાવનાર, દખ્યુ**નાંમ** દેશદેશના **પઓઇરયો** **તકએષો**=સપ્પર પહેલાના ભલાઇના ચાલી આવતા કાયદાઓ ઉપર રહેવા માટે **સૂરા**=અડગ હતા.

હયાં ઝરથુસ્ત્ર પોતાની આગળની મઝદયસ્ની દીનના ભલા કાયદાને માન્ય રાખે છે અને જ્યાંથી દ્રવાઓ ધુસે છે તેને તોડે છે, તેની ખુલ્લી નોંધ છે.

**(૯૧) યહ્મિ પઇતિ વીસ્પેમ માંથ્રેમ અષેમ સ્રવો વીસ્રૂયત. અહુ રતુશ્ચ ગએથનાંમ, સ્તઓત અષહે યત મજિશ્તહેચ વહિશ્તહેચ સ્રએશ્તહેચ; પઇતિ ફ્રાખ્તચ દએનયાઓ યત હઇતિનાંમ વહિશ્તાઓ:** જેવણે બધા અષોઇવાલા શીક્ષણો–અશોઇ ઉભી કરે તેવા માંથ્રો દાદાર તરફથી સાંભળ્યા હતા. **અહુ રતુશ ગએથનાંમ**=કુલ જગતના અહુ=શાહ તેમ સરદાર હતા. હયાં દાદારના તેવણ પ્રતીનીધી હતા તેની ખુલ્લી નોંધ છે. અહુ એટલે શાહ. રતુ એટલે સરદાર. જગતના અહુ શાહ હતા એટલે કુલે દીનોના દીનઓરદારાનના ઉપરી હતા; રતુ હતા એટલે દાદારના સરદાર હતા. અષોઈ જે **મઝિશ્ત**=મોટામાં મોટી બધાને સમાવે તેવી આખી હસ્તી નીસ્તીના પાયા તરીકે છે, **વહિશ્ત**=તેટલી ભલી પરમાર્થી, **સ્રએશ્ત**=તેટલી ખુબસુરત એટલે દાદારની ખુબસુરતીની લેહ લગાડે તેવી છે તે અષોઇને તેવણે વખાણેલી–પાળેલી–અંગીકાર કીધેલી–તે અશોઇને પુગી શકેલા. ઉપરની અશોઇવાળી દીન જે હસ્તી તરફ લઈ જતી હયાતી ભોગવતી બીજી દીનોમાં ઉત્તમમાં ઉત્તમ છે તેને શીખવનાર છે–હતા.

હયા **હઇતિનાંમ વહિશ્તાઓ** શબ્દ અને ગાથામાં કહેલા **દએનાઓ** શબ્દ અને **હાતાંમ** શબ્દ બધાજ કહે છે કે બીજી દીનો હસ્તી તરફ લઈ જાય તેવીજ છે, પણ તેઓ મુળ દીનની પેટા દીનો છે. હયાં વટલાવવાની વાત આવેજ નહી.

જ્યાં બધી દીનોને **હુધતિનાંમની** એટલે હસ્તીમાં પુગાડવા માટે ચાલુ રહેલી-હયાતી ભોગવતી કહે અને જ્યાં મઝદયસ્ની દીનને તેઓમાં **વહિશ્ત** કહે, ત્યાં તો સીરફ દરજ્જાનો સવાલ આવે એટલે ઉપર કહેલી સ્કુલના સાત ક્લાસોની ચઢ ઉતરપણા જેવી હકીકત આવે. હમાં વટલાવવાની વાત હોયજ નહીં, જો કે દેવ તેઓમાં નહીં ઘુસે તેની તકેદારી કરવાની હકીકત આવે.

**(૯૨) યિમ દસેન અમેષા સ્પેંન્ત વિસ્પે હુવરે હુજ્ઓશ, ફ્રઓરેત ફ્રપ્યનિ અવિમનો જરજદાતોઇત અંહુયત હુચ, અહુમ રતુમ્ચ ગએથનાંમ; સ્તઓતારેમ અપહે યત મજિશ્તહેચ વહિ-શ્તહેચ સ્રએશ્તહેચ પઇતિ-ફ્રહ્‌તારેમચ દએનયાઓ યત હુઇતિનાંમ વહિશ્તયાઓ:** અમેશાસ્પંદોએ, તેઓ સાથે મળીને કામ કરતા ખુરશેદ પોતાના ફીદા કીધેલા અંતકરણ સાથના મનના પુર્ણ એતેકાદથી અસ્પુરત્નને કુલ જગતનો અહુ-રતુ તરીકે નેમ્યા. જગતનો અહુ એટલે શાહ નેમ્યો એટલે જગતમાંની બધી સંસ્થાઓ જેમાં દીનોબી આવે તે દીનોના સાહેબોનો સાહેબ અને રતુ તે દાદારનો સરદાર તરીકે નેમ્યો. અને મઝદયસ્ની દીન જે **હુઇતિનાંમ**=હસ્તીએ પુગાડતી હયાત જીવતી રહેલી દીનોમાં ઉત્તમમાં ઉત્તમ છે તેના શીખવનાર તરીકે અને અષોઇ જે અતી વીશાળ અતી ભલી અતી આકર્ષક-દાદાર તરફ લઈ જનારી છે તેના સ્તુતી કરનાર તરીકે તે આપ સાથે એકતાન થનાર તરીકે મુકર્રર કીધા.

માઝદયસ્ની દએનનો મઝિશ્તાઆનો રઝિશ્તાઆનો ખ્યાલ. દીન-આંનો બીજી દીનોનો ખ્યાલ. જગતના બહુપણાનો અને પંચ તકએષ અને વરેનનો ખ્યાલ. જગત માટે ન્માન-વીસ-દખ્યુ-જન્તુના સીવતોનો ભેદ. સઓષ્યંતોનો ખ્યાલ. નાઈસીમી દએવોના બારમા હાનો ઉંડો ભેદ જગતની રજમાંથી દેવને બાંધવાનો છે-તેની જુમેદારી બસ્તે-કુસ્તીઆનો ઉપર છે માટે દીનમાં દાખલ થતી વખતે તેઓને કરવાનો તેનો એકરાર. ઝરથોસ્તી દએન જીવતી જાગતી યઝતરૂપ છે, પાવમહેલનું કેહર્પ રાખી યઝતો સાથે રહેનારી છે તેનો ખ્યાલ વીસ્પર્દ ૭-૨ માં. તે દએન ત્યારે આશીશો પાવમહેલમાંથી જગતને આપે તેવી છે તે માટે વીસ્પર્દ ૬-૧; આશીશો આપવાની ગતીને વધારનાર યસ્ન છે તેના આશાતો વિષે વીસ્પર્દ ૧૨-૩. આવી દીનમાં વટલાવવાનું નહિજ હોય; પણ બધી દીનોને આશીશ આપી પોતાનું નેમેલું કામ કરાવવાનું હોય અને દેવથી જડવાદથી તેઓને બચાવવાની વાત હોય તેની સમજ. ઝરથોશ્તી દએન કુલ દીનો માટે છે-સર્વોપરી છે. આવી ઝરથોશ્તી દીન અમશાસ્પંદોની દીન છે કહેતાં વૃદ્ધિનો અખંડ કાયદો છે—તેવી તે દીનના આશીશો માનવ તો શું પણ યઝતોનેબી લાગે છે તેનો ભેદ મહેર યશ્ત ફકરો ૯૨. આવી બુલંદ દીનમાં શું વટલાવવાનો-કુદરતની વ્યવસ્થા સામેનો ખ્યાલ હોય? અષિ યશ્ત ફ. ૧૬ કહે છે: યઝતી મંડળનો બાપ દાદાર, યઝતોની બહેન મઝદયસ્ની દએન. આ સગાઇ બતાવે છે કે દએન જગતનો રક્ષક છે માટે દીનોને લુટે નહિ પણ લુટનાર દેવને મારે તેનો ખ્યાલ.

**માઝદયસ્ની દએનની વ્યાખ્યા શું આપી છે?**

વીસ્પર્દ કરદા સાત, ફકરા એમાં દએનને આસ્તાદ યઝત તરીકે એટલે પરમ સત્યવાળા યઝતના કેહર્પ તરીકે અને કુલ જગતને સંસારમાંથી મુક્તિ તરફ લઇ જનાર તરીકે ચીતારી છે. કહે છે કે: **અર્શતાતેમ યજમ-**

**મઇદે વંઘહુવીમ ફ્રાદત ગએથાંમ વરેદત ગએથાંમ સવો ગએ-થાંમ યામ દએનાંમ મઝદયસ્નીમ:** તે મઝદયસ્ની દએન જે આસ્તાદ યઝત છે એટલે જીવતી જાગતી છે—આસ્તાદ યઝતનું કેહર્પ છે, તે દએન કુલ તનોમંદ જગત જે જડ તેમ સુક્ષ્મ રીતની હાલતનું છે તે કુલ જગતને **વરેદત ગએથાંમ**=સંસારમાંથી ચલાવતી વખતે બચાવનાર **સવો ગએથાંમ**= તે સંસારના ભોગવટામાંથી મુકિતનો ફાયદો આપનાર **ફ્રાદત-ગએથાંમ**= હમેશાની વૃધ્ધી તરફ હસ્તી તરફ લઇ જનારી છે. ઝરથોસ્તી દએન જીવતી જાગતી કેહર્પરૂપની છે એટલે પાવમહેલની, યઝતો વસેલી તલેસમોવાળી ગાથા યઝશ્ને યસ્તોમાં કહેલા હથ્યારવાળી છે. આજે કેટલાકો સમજે છે તેમ નીતીના કાયદાનોજ સીરફ સમાવેશ કરે તેવી અને બીજી કંઇબી રીતની હોયજ નહી—તેવી નથી તે આ ઉપરથી માલમ પડશે.

જ્યારે દએન એમ જીવતી જાગતી કેહર્પવાળી છે ત્યારે તો તે દીન આશીશો આપી શકે છે. જુઓ વીસ્પર્દ કરદો ૯ ફકરો ૧ ત્યાં કહે છે કેઃ

**સસતિચ[1] વન્તાચ[2] રફ્નંઘહાચ[3] વીથુશએઇબ્યસ્ચ[4] ઝઓથ્રા-બ્યો[5] અર્શઉખ્દએઇબ્યસ્ચ[6] વાઘઝિબ્યો[7] અમેષેસ્પેન્તે[8] વંઘહૂશ[9] સ્રીરાઇશ[10] નામાન[11] આઝબ્ય[12] અમેષેસ્પેન્તે[13] વંઘહૂશ[14] સ્રીરા-ઇશ[15] નામાંન[16] અષહે[17] ફ્રાયેઝે[18] બેરેજ[19] વંઘહેઉશ[20] અષહે[21] બેરેજ[22] દએનયાઓ[23] વંઘહુયાઓ[24] માઝદયસ્નોઇશ.[25]**

દીનની શીખામણો—શીક્ષણો મુજબ[1] ‖ ખરા પ્યારા ભકિતભાવથી[2] ‖ ખરી અંતર ખુશાળી જે દીન પાળવે થાય છે તેથી[3] ‖ મનને શાંતી આપ-નારી—દીલ ખુશ કરનારી—દીલમાં ખાતર જમા કરાવીને સંતોશ પમાડનારી મનની હાલતથી[4] ‖ સાચ્ચો નાદ કાઢતા[6] ‖ આલાત ઉભો કરવા માટે[5] (તેમ) ‖ વચનો માટે એટલે ભેટો જેઓ સત્ય વચનો—નાદો કાઢે તેવી હોય તેવી ભેટો થવા માટે[7] ‖ (તઇયારી કરીને, તેવો તે આલાત અને તેવી ભેટો ઉભી કરીને તેઓ મારફતે—એટલે ક્રિયાઓની ખુબીથી) ‖ ભલી પરદુખભંજ-ની[9·13] ‖ ખુબસુરતીના[10·15] ‖ નામવાળા[11·16] ‖ (એટલે જડ સંસારની મોહીની કરતા દાદારની 'ખુબસુરતી—મોહીની—ઇશ્ક' અતી ખુબસુરત આકર્ષક છે તેવી દાદારની મોહીની લેહ લગાડવા માટે નામીચા થયલા એટલે સંસારની જાળ તોડી દાદારની લેહ લગાડી તે સંસારની ગુંચમાંથી બચાવવા માટે જાણીતા થયલા) ‖ અમશાસ્પંદોને[8] ‖ અરજ કરૂં છું[12] (તેઓ પાસે દુઆ ચાહું છું કે) ‖ અષોઇ સાથના[17] ‖ ભલા પરદુખભંજની[20] ‖ આશીશો સાથે[19] (અને) ‖ ભલી

પરદુખભંજની[24] ‖ મઝદયસ્ની[25] ‖ દીનના[23] ‖ અષોઇ સાથના[21] ‖ આશીશો સાથે[22] ‖ હું એકતાન થઇ આગળ વધું.[18] ‖

માઝદયસ્ની દએન એક શકિત છે જે આશીશો આપીને ચલાવે છે. તેણી જેમ આશીશો આપે છે તેમ દેવને બાંધે છે તેનો અર્થ ખુલ્લો થાય છે. દએન શું છે તે કંઇ અમથી ભાવવાચક ચીજ નથી પણ શકિત છે અને આશીશ આપે તેમ કદુવાબી આપે તેની આ નોંધ છે. એમ છે માટેજ વંદીદાદ પરગર્દ ૧૮–ફકરા ૯ માં કહે છે કે **અઘ દએન** શીખવે એટલે દીનમાં **અઘ**=ઉલટું દેવતું ઉમેરે તો તેની કુસ્તી કે યસ્ન રવા થાય નહી. આ ઉપરથી એ સબક છે કે દીન સાથે ચેડાં કાઢવાનો મોટો ખતર છે–ગુનાહ છે. જે સીધ્ધાંત દીનનો નથી તે દીનને લાગુ પાડવો તેમાં મોટો ગુનાહ છે. દીનમાં વટલાવવાનું નથી પણ દેવબંધી છે, છતાંબી તે ખોટો સીધાન્ત શીખવવો ગુનાહ છે.

વીસ્પર્દ કરદો ૧૨, ફકરા ૨–૩ માં કહે છે કે: **હુમય[1] ઉપંઘહાઓ[2] ચીષમઇદે[3] અહુનહે વઇરયેહે[4] અષય[5] ફ્રરસરૂતહે[6] ફ્રસાવય-મ્નહે[7] હવનયાઓસ્ચ[8] હઓમાં[9] હુનવનતયાઓ[10] અષય[11] ફ્રષૂત-યાઓ[12] ફ્રષાવયમ્નયાઓ[13] અર્ષુખ્દનાંમ્ચ[14] વચંઘહાંમ[15] સ્રવઘ-હાંમ્ચ[16] ઝરથુશ્ત્રીનાંમ[17] હવરશ્તનાંમ્ચ[18] બ્યઓથનનાંમ્ચ[19] બરે-સ્મનાંમ્ચ[20] અષય[21] ફ્રસ્તરેતનાંમ[22] હઓમનાંમ[23] અષય[24] હુત-નાંમ[25] સ્તઓતનાંમ[26] યેસન્યનાંમ[27] દએનયાઓસ્ચ[28] માઝદય-સ્નોઇશ[29] માથવનાંમ્ચ[30] વખેદવનાંમ્ચ[31] વરેશાતવનાંમ્ચ.[32]**

અષોઇથી પાકીઝગી–પરહેઝગારીથી[5] ‖ ભણાયલા તેમ[6] ‖ ભણાઇ રહેતા[7] ‖ અહુનવરની[4] ‖ **'હુમય'**=અતી કીંમતી અમુલ્ય ડહાપણ આપતી[1] ‖ **ઉપં-ઘહાઓ**=નેકીવાળી ખુબીઓ[2] ‖ હમો કબુલ રાખાએ છીએ, માનીને અમ-લમાં મુકીએ છીએ.[3] ‖ હઓમ[9] ‖ કુટવાની ગાળવાની[10] ‖ હાવનીમ[8] ‖ (જે) ‖ અષોઇથી[5] ‖ આરાસ્તે કીધેલી અને[6] ‖ આરાસ્તે કરવામાં આવે છે અને આવશે[7] ( એટલે હઓમ ગાળીને પરગર કરશે ) તેની ‖ અમુલ્ય અતી કીંમતી ડહાપણ આપતી[1] ‖ નેકીવાળી ખુબીઓને[2] ‖ કબુલ કરીએ છીએ[3] ‖ **અર્ષઉખ્દનાંમ**=સચ્ચાઇના નાદવાળા આલાતોના[14] ‖ **વચંઘહામ**=સત્ય નાદોની[15] ‖ **હુમય**=અતી કીંમતી અમુલ્ય ડહાપણથી ભરપુર[1] ‖ **ઉપંઘ-હાઓ**=નેકીવાળી ખુબીઓને[2] ‖ કબુલ કરીએ છીએ[3] ‖ **સ્રવંઘહાંમ્ચ**[16] **ઝરથુશ્ત્રીનાંમ**=ઝરથોસ્તીપણું લાવે તેવા[17] માંથ્રો કલામો દીનના શીક્ષ-

ણોની[૧૭] ॥ અમુલ્ય બેનમુન ડહાપણવાળી[૧] ॥ નેકી–ખુબીઓને[૨] ॥ કબુલ છું.[૩] ॥ **હવરશતનાંમ**[૧૮] ॥ **ચ્યઑથનનાંમ**[૧૯] ॥ હવરસ્ત પ્રમાણે યઝતોથી થયલા છે તેવા[૧૮] ॥ કામોની એટલે તરીકતો જે યઝતોની ખીશ્કારી જેવી છે તેઓની[૧૯] ॥ અમુલ્ય બેનમુન ડહાપણથી ભરપુર નેકીવાળી[૧] ॥ ખુબીઓને[૨] ॥ કબુલ છું.[૩] ॥ **બરૅસમનાંમ્ચ**[૨૦] ॥ **અષય**[૨૧] ॥ **ફ્રસ્તરૅતનાંમ**[૨૨] ॥ અષોઇથી[૨૧] ॥ પાંથરેલી[૨૨] ॥ બરસમની એટલે યઝસ્નેના કેહર્પની[૨૦] ॥ અતી કીંમતી બેનમુન ડહાપણવાળી[૧] ॥ નેકીવાળી ખુબીને[૨] ॥ કબુલ કરૂં છું.[૩] ॥ **હઑમનાંમ**[૨૩] ॥ **અષય**[૨૪] ॥ **હુતનાંમ**[૨૫] ॥ અષોઇથી[૨૪] ॥ કુટેલા[૨૫] ॥ હઓમના પાણીની[૨૩] ॥ અતી કીંમતી બેનમુન ડહાપણ આપનારી[૧] ॥ નેકીવાળી ખુબીને[૨] ॥ કબુલ કરીએ છીએ.[૩] ॥ **સ્તઑતનાંમ્ચ**[૨૬] ॥ **યેસ્ન્યનાંમ**[૨૭] ॥ સ્તોત[૨૬] ॥ યસ્નની[૨૭] ॥ કીંમતી બેનમુન ડહાપણ આપતી[૧] ॥ નેકીવાળી ખુબીને[૨] ॥ કબુલીએ છીએ.[૩] ॥ **દએનયાઓસ્ચ**[૨૮] ॥ **મઝદયસ્નોઇશ**[૨૯] ॥ **માંથ્રનાંમ**[૩૦] ॥ **વર્ઍદવનાંમ્ચ**[૩૧] ॥ **વરૅશતનાંમ્ચ**[૩૨] ॥ મઝદયસ્ની દએનના[૨૯] ॥ વીચારો[૩૦] ॥ રાસ્ત સખુનો–બોલો–સલાહો–સીધાન્તો અને[૩૧] ॥ ખીશ્કારી[૩૨] (કે જેમાં ઉપરનું બધું આવી જાય છે તેઓ)ની ॥ અતી અમુલ્ય અતી કીંમતી ડહાપણ આપનારી એટલે મીનોઇનો રસ્તો ખોલનારી[૧] ॥ નેકીથી ભરપુર ખુબીઓને[૨] ॥ કબુલ કરીએ છીએ–અંતરમાં વસાવીએ છીએ.[૩] ॥

આ ફકરાઓ ઉપરથી મઝદયસ્ની દીન શું છે, યસ્નવાળી–હવરસ્ત ચ્યઓથ્નવાળી–વચ માંથ્રવાળી–હોમવાળી વીગેરે વીગેરે છે તેની સમજ પડશે. ખુદ ગાથાઓમાં યસ્ન–ચ્યઓથ્નને જાબજા યાદ કીધા છે. મઝદયસ્ની દએનની અંદર નવજોત કરવી કે લગન કરવા કે મરણ જીવનની યસ્ન કરવી તે સ્તઓત યસ્નના કુદરતી સીધાન્ત ઉપર છે. તે બધા સીધાન્તોને અંતકરણથી માની અંતકરણમાં તે બધાને વસાવવાનો હોકમ છે. જેઓ ઉપરના સીધાન્તોને તોડે છે તેઓના અંતકરણમાં દએન નથી, એ ખુલ્લુ થાય છે. આવી વ્યાખ્યાની દીનમાં ગમે તેમ બેલગામ વટલાવવાનું કેમજ હોય? ખરેજ માહા ગુનાહનું તે કામ તેમાં ગણાય.

ઝરથોસ્તી દએન કે જેને આસ્તાદ યઝદ કહી છે કે જેમાંથી આશીશો પડે છે, કે જે દએન સ્તઓત યસ્ન પ્રમાણે છે એટલે સૃષ્ટી–રચનાના ઉસુલ કાયદા પ્રમાણે છે તે દએન કેવી કેટલી બુલંદ છે–સીરફ દુન્યાના લોકોની વર્ણોને દીનોને ઉંચકે છે–પાસબાની કરે છે આટલુંજ નહી પણ ખુદ યઝતોબી તે દીનના આશીશોના ખાસ્તાર છે કે જેનો ભેદ મહેર યસ્ત–ફકરા ૯૨ માં છે. ત્યાં કહે છે કે :

**અએ દએનય[1] ફ્રઑરેનત[2] અહુરો મજદાઓ[3] અષવ,[4] ફ્રા વોહુમનો,[5] ફ્રા અષેમ વહિશ્તેમ,[6] ફ્રા ક્ષથ્રેમ[7] વઇરીમ, ફ્રા સ્પેન્ત[8] આરમઈતીમ, ફ્રાહઉર્વત[9] અમેરેતાત;[10] ફ્રા[11] હે[12] અમેષાઓ[13] સ્પેન્ત બેરેજ[14] વેરેન્ત[15] દએનયાઓ,[16] ફ્રાહે[17] મજદાઓ[18] હુવાપાઓ[19] રતુથ્વેમ[20] બરાત[21] ગએથનાંમ;[22] યોઇ[23] થ્વા[24] વએનેન[25] દામોહૂ[26] અહૂમ[27] રતૂમ્ચ[28] ગએથનાંમ[29] યઑજદાતારેમ[30] આઓંઘહામ[31] દાંમનાંમ[32] વહિશ્તાંમ.[33]**

અષો[4] ॥ અહુરમઝદે,[3] ॥ **ફ્રા વોહુમનો**[5] ॥ વૃધ્ધી કરતા આગળ ફ્રશો–ગર્દ તરફ વધતા બહમને[5] ॥ તેવા અષવહિસ્તે[6] ॥ તેવા શહેરેવરે[7] ॥ તેવી સ્પેન્ત આરમઇતીએ[8] ॥ તેવા ખોરદાદે[9] ॥ તેવા અમરદાદે[10] ॥ **અએ દએન**[1] ॥ **ફ્રૅરેનત**[2] ॥ આ દીન[1] ॥ સાથે એતેકાદ જોડયો–દીનથી રાજી થયાં શાંત થયાં સંતોષ પામ્યા[2] ॥ એટલે આ દીનથીજ '**ફ્રા**' કહેતાં વૃધ્ધી ફ્રશો–ગર્દ થશે એમ તેઓની ખાત્રી થવે જાહેર કીધું, માન્યું અને રાજી થયા. આ દીન ફ્રશો–ગર્દ માટે છે એટલે કુલ્યાતી છે. સીરફ માનવ માટે નહી પણ ખુદ યઝતો માટેઆ છે એટલે યઝતો જેઓ ફ્રશો–ગર્દ લાવી રહી છે તેઓને મદદગાર છે; માટે કહે છે કે : **ફ્રા**[11]–**હે**[12] **અમેષાઓ**[13] **સ્પેન્ત બેરેજ**[14] **વરેન્ત**[15] **દએનયાઓ**[16]**:** તે દીનના[16] ॥ આશીશોથી–તે આશીશો આપી[14] ॥ **ફ્રા**[11] ॥ વૃધ્ધીનું કામ કરી રહેલા '**હે**'[12] તે મહેર યઝતને ॥ ઉંચે ચઢાવ્યો–નવાજ્યો–તે આશીશો આપી '**ફ્રા**' ફ્રશો–ગર્દનું કામ કરવા અમશાસ્પંદોએ તે મહેર યઝતને[15] **વરેન્ત**=પસંદ કીધો–નવાજ્યો. ॥ **મઝદાઓ**[18] ॥ **હુવાપાઓ**[19] ॥ ખુબીવાળા સવાબોથી ભરપુર કારીગરીથી ભરપુર ફ્રશો–ગર્દ માટેની કારીગરી કરી રહેલા[19] ॥ દાદારે[18] ॥ **ફ્રાહે**[17] ॥ ફ્રશો–ગર્દ કરવા તે મહેર યઝતને[17] ॥ **ગએથનાંમ**[22] ॥ ગએથનાંમ જડ તેમ સુક્ષ્મ રીતની તનોમંદ જગતની[22] ॥ **રતુથ્વેમ**[20] ॥ સરદારી[20] ॥ **બરાત**[21] ॥ અર્પણ કીધી.[21] ॥ યોઇ[23] ॥ જેઓએ જે અમશાસ્પંદોએ–દાદારે[23] ॥ **દામોહુ**[26] ॥ કુલ કાયનાતમાંથી[26] ॥ **થ્વા**[24] ॥ તું ઝરથુશ્ત્રને અને આ તારી ઝરથોસ્તી દએનને[24] ॥ **ગએથનાંમ**[29] ॥ આ જડ તેમ સુક્ષ્મ તનોમંદ હયાતીની જગતના[29] ॥ **અહુમ**[27] ॥ શાહ તરીકે[27] ॥ **રતુમ્ચ**[28] ॥ સરદાર તરીકે[28] ॥ **વએનેન**[25] ॥ લાયક જોયો[25] ॥ આ[31] ॥ **દાંમનાંમ**[32] ॥ પેદાશને કુલ જગતને[32] ॥ **યઓઝદાતારેમ**[30] ॥ પાકીઝગી આપનાર તરીકે[30] ॥ **વહિશ્તાંમ**[33] ॥ ઉત્તમમાં ઉત્તમ લાયક[33] ॥ **વએનેન**[25] ॥ જોયો.[25] ॥ શું આ બ્યાન ઉપરથી ઝરથુસ્ત્રનો અને દીનનો કુલ જગ-

તની વૃધ્ધી કરનાર તરીકેનો ખ્યાલ આવતો નથી? શું આવી દએનમાં વટલાવવા જેવી એકતરફી હોય? જે દીન ફ્રશો-ગર્દ લાવવા યઝતોને કામ લાગે તે દીન શું એવી સાંકડા મનની હોય કે વટલાવવાની હીમાયત કરે, કેમકે તે દીન તો તે બધી દીનની પાસબાનજ છે. શું એક પાસબાન પોતાની અમાનતનેજ લુટે? આવું લાછન ઝરથોસ્તી દએન ઉપર લગાડનારને શું કહેવું જોઇએ!

અશીશવંધ યસ્તના ૧૬ મા ફકરામાં કહે છે કે: **પિત તે યો અહુરો મઝદાઓ, યો મઝિશ્તો યઝતનાંમ, યો વહિશ્તો યઝતનાંમ:** અહુરમઝદ જે યઝતોમાં સૌથી ચઢતો છે સૌથી સરસ છે તે તું અશીશવંઘનો બાપ છે. **માત આરમઇતીશ; બ્રાત તે યો વંઘહુશ સ્રઓષો અષ્યો, રશ્નુશ્ચ બેરેજો અમવાઓ, મીથ્રસ્ચ વોઉરૂ-ગઓયઓઇતિશ યો બએવરે-સ્પસનો હઝંઘર-ગઓષો:** આરમઇતી અશીશવંઘહની માતા છે. તારો તું અષીનો ભાઈ ભલા અષીવાલો સરોશ, બુલંદ હીમ્મતવાન રશ્નુ, બહોળી ખેતી કરી ગવનો પાક ઉભો કરનાર દસ હઝાર જાસુસોવાળો-નેગાહબાનવાળો દસહઝાર કાનવાળો મહેર યઝત છે: **ખંઘહ્ દએન માઝદયસ્નિશ:** મઝદયસ્ની દએન તું અષીની બહેન છે. આ ફકરામાં દએનને યઝતી કહી છે. યઝતો કુલ જગત માટે છે. **અશીષવંઘહુ** આશીશોની આપનારી યઝત છે. આ અષીની બહેન તે મઝદયસ્ની દએન છે જેણીબી આશીશો આપનારી છે. મઝદયસ્ની દએનને એમ જગત ઉપર આશીશો આપતી ચીતારેલી હોય તો તેણી શું જગતના ધર્મને લુટી શકે કેમકે એક દીનમાં જન્મેલા માણસને બીજી દીનમાં વટલાવવું તે તે દીનને લુટવા સમાનતુંજ છે. વટલાવવાનો સીધાન્ત ભલાઇનો નથી પણ બુરી મતીનોજ છે.

હવે મઝદયસ્ની દએનની બુઝરગીનો-તે દએનની યઝતી જાતનો બીજો એક દ્રષ્ટાંત મહેર યસ્તમાંથી આપીશું. આવા બધા દ્રષ્ટાંતો આપવાની મતલબ મઝદયસ્ની દએનનો ચીતાર શું છે તે બતાવવા માટેજ છે. આજના સાહેબોના ગમે તેવા માની લીધેલા વીચારો હોય તે તેઓને મુબારક; તેની સાથે દએનની વ્યાખ્યાને લાગતું વળગતું નથી. ભલેને આજે કેટલાક સાહેબો દીનને ખાલી નઇતીક સીધાન્તો બતાવનારૂ સાધન ગણતા હોય, પણ તેઓએ જાણવું જોઇએ કે દરેક માણસની અંદર કુદરતી રીતેજ નઇતીક સીધાન્તોની ખેરદ પડેલીજ છે. દાન તેથી તેઓને કંઇ નવું કહેવાની નથી. દીન તો માનવનો રાહનુમા છે માટે તે કંઇ નવુંજ કહે. દએન તો દાદારના અંતકરણનું ગ્નાન કહેનારી

છે; માનવના અંતકરણનું જ્ઞાન કહેનારી નથી. માનવના અંતકરણમાં તો નઇતીકના સીધાન્તો ખેરદ તરીકે પડેલાજ છે. એમ છે માટે તો માનવને ઇનિસાન કહે છે—નહી તો માનવને હેવાન કહેતે. માનવ જ્યારે જ્યારે પોતાના અંતકરણની ખેરદ ચુકાને નઇતીકના સીધાન્તોને કુદાવી જાય છે, ત્યારે ત્યારે તેટલો વખત તે માનવ હેવાનજ થઇ જાય છે. દએન એક શકિત છે, એક જીવતો ફોર્સ છે, એક કેહર્પ છે. આજની જડ માન્યતા પોતાના સ્વાર્થ વગરની બધીજ ચીજોમાં ઘણી સંકોચીત થઇ જાય છે. આવી દીનની બાબદમાં તે ઘણીજ સંકોચીતજ છે. ઝરથોસ્તી દીનમાં જે કંઈ કહયું છે તે પરમ સત્ય છે તેમાં કંઇબી સરાઘાત જેવું છેજ નહી. દએનની સમજ દાદારની છે—માનવ દએનની સમજનું તોલ પોતાની અકકલથી કરી શકેજ નહી.

હવે મહેર યસ્તનો દ્રષ્ટાંત જોઇએ.

આ જગતમાં પાપ ઠેકાણે ઠેકાણે વ્યાપી રહયું છે. પાપ નાશ લાવે છે. પાપથી જીંદગી તુટે છે. આ જગતમાં જો આવા વ્યાપેલાં પાપની સામે કુદરતની નીઆમતોથી સવાબો ઉભા થતા નહી હોય તો જગતનો નાશ ટુંક વખતમાં આવે. દાદાર ભલી નેઆમતોને અનેક રીતે અને અનેક મારેફતોથી જગતમાં ઉતારે છે. નેઆમતો ઉતારવાની આ બધી મારેફતો અને તેઓની રીતોમાં **અરદવી સૂર**ના અલંકારીક ૧૦૦૧ નાળાંઓ, જેઓને **વઇર્યનાંમ** અને **અપઘજ઼ારનાંમ** તરીકે **આવાં યશ્ત-નિયાયશ્ન**મા ઓળખેલા છે તેઓ નેઆમતો ઉતારવાની એક મારેફત તરીકે છે અને મઝદયસ્ની દએનને એટલે તેના કેહર્પને (જેને **અર્શતાત** તરીકે ઓળખી ગયા છે, જે વિષે આપણ બોલી રહયા છીએ તેને) નેઆમતો ઉતારવાની બીજી મારેફતી ગણેલી છે. અરદવી સૂર અનાહિતને એટલે અરદવીની શકિત જે સૂર હથ્યાર સજેલી સૂરી છે,—જે અનાહીત છે એટલે **અન**=નહિ અને **આહીતી**=ગલીચી વગરની —ગલીચી ધોઈ નાખનારી છે—તેણીને આ જગતના **અહી**ની સાથે લડતી ચિતારેલી છે. તેણી પોતાની **બવ્રઇનિ વસ્ત્રા**ઓથી—**નપાતેમ બવ્રહી**ની અજીત ઢાલથી અહીના હોમલાને રદ કરી રહેલી ચીતારેલી છે. આ **અના-હીત અરદવી સૂરને પૅરેથૂ-ફ્રાકાંમ** કહી છે, એટલે બહોળી રીતે એટલે જગતની રજેરજમાં વહી રહેતી કહી છે, એટલે પોતાના ઉપર કહેલા ૧૦૦૧ નાળાંઓની મીનો બરકકતને જગત ઉપર જગતની રજેરજમાં ઉતારી રહેતી—એમ બહોળી રીતે વહી રહેતી, અને એમ **બએજ઼યાંમ**=જગત ઉપર જાત-જાતની દરોસ્તી ઉતારી રહેતી, અને **વીદએવાંમ**=દેવથી જુદી—દેવના ફરેબોને—

નાશને તોડતી અને **અહુર-ત્કએષાંમ** એટલે અહુરાની ત્કએષ=દીન-કાયદાવાળી એટલે અહુર-ત્કએષવાળી મઝદયસ્ની દએનને જગત ઉપર ઉતારી રહેતી-તે દએનના કેહર્પના આશીશોને જગત ઉપર ઉતારી રહેતી કહી છે.

આવી **પૈરેથુ-ફ્રાકાંમ**ની શકિત આ મઝદયસ્ની દએનનેબી આપેલી મહેર યસ્ત ફ્કરા ૧૬-૬૪ માં ચીતારેલી છે.

ઉપર જેમ **આવાં અરદવી સૂર** મઝદયસ્ની દએનના **વીદએવાંમ** અને **અહુર ત્કએષાંમ**ના ભેદને જગતમાં ચલાવે છે, તેમ મહેર યસ્તમાં મઝદયસ્ની દએનના તે ભેદને **મહેર યઝત હુપ્ત કેશ્વર** ઉપર ચલાવી રહેતા બતાવેલા છે. ત્યાં મઝદયસ્ની દએનને **સ્રીરયાઇ** એટલે ખુબસુરત કહી છે. ખુબસુરત શબ્દ આકર્ષકપણું દેખાડે છે. દુન્યામાં અનેક જાતની ખુબસુરતી અને આકર્ષકપણું છે, જે બધામાં જગતની માયાનું આકર્ષણ મુળ છે, કે જે માયા એક જાતની ખુબસુરતી સમાન છે, કે જે માયામાં દરેક માનવ થોડો કે ઘણો લપટાયલો રહે છે. પણ કહે છે કે મઝદયસ્ની દએન એવી તો અતી ખુબસુરત છે કે જો માનવ તેણીની ખુબસુરતી જોવા ભાગ્યશાળી થાય તો તે માયાની ખુબસુરતીને તેની આગળ તુચ્છ ગણીને તે માનવ દએન તરફ આકર્ષાઇ રહે, એટલે કહે છે કે મઝદયસ્ની દએન માયામાંથી અંધકારમાંથી જડતામાંથી છોડવનારી છે. કહે છે કે તે દએન **પૈરેથુ-ફ્રાકાઇ** છે એટલે નીચે કહેલા **'વીસ્પાઇશ અવિ કરૂશ્વાંન યાઇશ હુપ્ત'**: સાત કેસ્વરોની રજેરજમાં વહી રહે છે એટલે તે દએનનું કેહર્પ આખી જગત ઉપર પોતાના આશીશો ઉતારી રહે છે. અહિંયાં મઝદયસ્ની દએનને આખા જગત ઉપર એટલે જગતના આ દેખીતા કેસ્વર ઉપર તેમ અણદીઠ શશ કેસ્વર ઉપર આવાં અરદવી સૂરની માફક વહી રહેતી કહી છે, અને પછી મહેર યઝત જેવણુ સાતે સાત કેસ્વરોમાં એટલે આખા જગતમાં પંથરાઇ રહયા છે એટલે પોતાના સ્વાઓને બધેબધ પાંથરી રહયા છે, તે મહેર યઝત તે **પૈરેથુ-ફ્રાકાંમ**ની દીનમાં એટલે બધેબધ પસરી રહેલી દીનમાં એટલે બધેબધ નેઆ-મત ઉતારી રહેતી દીનમાં **મજ અમવ વ્યાને**: પોતાનું અતી બહોળું-બધાંને પુગી વળે-બધાંને ઘેરી લે તેવું અતી મજબુત અચળ **વ્યાને**=ધ્યાન penetration ચલાવી રહે છે-ખુદ પોતે જામી રહે છે.

કહે છે કે: **યહ્‌મિ[1] વ્યાને[2] દએનયાઇ[3] સ્રીરયાઇ[4] પૈરેથુ-**

**ફ્રાકાઇ[5] મજ[6] અમવ[7] નિદાતેમ;[8] યહિ[9] પઇતિ[10] ચિથ્રેમ[11] વીદાતેમ[12] વીસ્પાઇશ[13] અવિ[14] કરૂષ્વાંન[15] યાઇશ હુસ્ત.[16]**

તે[9] (મહેર)નો || આકાર–પડઘો–સુરત–ઓજો[11] || સાત કેસ્વરો[13·14·15·16] || ઉપર[20] || પંથરાઇ રહયો છે.[19] || તે[1] (મહેર)માં || બહોળી રીતે વહી રહેલી બધેબધ આશીશો ઉતારી રહેલી[5] || તે ખુબસુરત એટલે માયામાંથી છોડવતી[4] || દીન માટે[3] (નું એટલે તે દીનના આશીશો બધેબધ ઉતારવાનું–દીનની ખાસ્કારી કરાવી રહેવાનું) || અતી બહોળું–બધાને પુગી વળે ઘેરી લે તેવું[6] || મજબુત અડગ[7] || ધ્યાન–શકિત[2] || આવેલા છે–મુકેલા છે.[8] ||

અહિંયાં મઝદયસ્ની દએનને આખી જગત ઉપર ભલાઇ પાંથરતી જણાવેલી છે. જગત ઉપર જયાં જ્યાંબી મહેર છે એટલે સ્વાઓ છે, ત્યાં ત્યાં આ દએન તે મહેરની સાથે જોડાઇને, તે સ્વાઓની સાથે જોડાઇને, ભલાઈ ઉતારી રહે છે. **લોકો જો તે ભલી દીનના કાયદાઓ પાળીને જીવન ગુજારે છે તો મઝદયસ્ની દીનની આવી નેઆમતોને અતી ઘણે વેગે ખેંચી શકે.** માટેજ કહે છે કે સાતેસાત કેસ્વરોની ઉપર ભલી દીનના કાયદાઓ ચાલુ થાય–તે કાયદાઓની આગાહી–**આવું જ્ઞાન જે ઉપર કહયું છે તેવું છે કે જયાંબી સ્વા છે ત્યાં તે દીનના આશીશ છે–સીરફ તે આશીશોને કાયદા પાળી ખેંચવાનીજ ખોટી છે**–આવી આગાહી જાણીતી થાય અને તેથી વારૂંગાની કહેતા દાદારની કીર્ત્તી જગતમાં થાય, અહીરીમનનું મોહોડું કાળું થાય.

આ ફકરા ઉપરથી ઝરતોસ્તી દએનનું કેહર્પ યઝતી છે અને યઝતની માફક જગત ઉપર તેનો પ્રકાશ પડી રહે છે–જગતને અને જગતમાંની તે પેટા દીનોને તે પ્રકાશ આપી અહીરીમનને બાંધી રહે છે–તે બધાનો ખ્યાલ આવશે.

**દીનના સિધાન્તો વટલાવવાના નહિં પણ દ્રવાઓને બધેબધથી દુર કરવાના છે. દીન સર્વોપરી છે–જગતનો રક્ષક છે; દીનના રહેબરો દેવને બધેબધથી તોડવાની હિમ્મત કરે છે તેનો ખ્યાલ દીન યશ્તમાં ક્. ૧ અને ૧૭ માં, તેમ ઝમયાદ યશ્ત ક્. ૮૪ માં અને વંદીદાદ પરગર્દ ૩ ક્. ૪૧–૪૨ માં છે. ગાથા ૪૪–૧૧ માં દએનનો ધર્મ આરમઇતીનો –સભ્યતાનો બતાવેલો છે; સભ્યતામાં પારકાને લુટવાનો એટલે વટલાવવાનું હોય નહિ. ગાથા ૪૪–૯ દીનની શોભા શાથી છે તેનો ખ્યાલ આપે છે; પારકાને લુટવામાં–વટલાવવામાં શોભા નથી.**

દીન યશ્ત કરદા ૧ માં કહે છે કે: **રજિશ્તાંમ[1] ચિસ્તાંમ[2] મજ્દદાતનાંમ[3] અષઓનીમ[4] યઝમઇદે[5] હુપથ્મઇન્યાંમ[6] હુઅઇવિતચિનાંમ[7] નિમરેજિશ્તાંમ[8] બરત જ્ઑથ્રનાંમ[9] અષઓનીમ[10] હુનરવઇતીમ[11] ક્સૂતાંમ[12] આસૂ–કઇરયાંમ[13] મોષૂ–કઇરયાંમ[14] હુવાયઓનાંમ[15] હુવાયઓજદાંમ[16] યાંમ[17] વંઘુહીમ[18] દએનાંમ[19] માજદયસ્નીમ.[20]**

અતી સાચ્ચી–પુર્ણ સચ્ચાઇથી ગોઠવણી કરનારી–વ્યવસ્થા કરનારી પોતામાંની અંતરદીનોને તેઓને લગતી અશોઇની વ્યવસ્થા કરનારી,[1] ॥ તેવી વ્યવસ્થા કરવા માટેનું જ્ઞાન–દરેક જાતનું જ્ઞાન રાખનારી,[2] ॥ મજ્દદાતના કાયદાવાળી–સૃષ્ટીને ઉભી કરવાના અને ભોગવટો કરાવવાના કાયદાવાળી,[3] ॥ અશોઇના કેહર્પવાળી વ્યકિતગત,[4] ॥ જે[17] ॥ ભલી પરદુખભંજની[18] ॥ મઝદયસ્ની[20] ॥ દએન[19] (છે તે)ને ॥ મળીને એકતાન થઇએ છીએ;[5] ॥ (જે ભલી દએન) ॥ ભલા રસ્તા ઉપર એટલે ફ્રશો–ગર્દ થવાના એટલે કુલ્યાતી મુકિતના રસ્તા ઉપર તે દીનોને મુકનારી[6] ॥ તેજ શુભ નેમ માટે પુગી વળાએ તેમ ચાલી રહેલી–મચી રહેલી[7] (દીનોને શુભ રસ્તા ઉપર દોરવવાનું કામ કરવા મચી રહેલી) ॥ દીનોની મનશ્નીને–ગવશ્નીને–કુનશ્નીને પુર્ણ રીતે અતી ઘણી સાફ કરનારી[8] (દએવીક ગતીથી દુર કરનારી), ॥ (એવું કામ પુર્ણ રીતે સફળ થઇ રહે માટે) યઝત વસેલા અવઝાર=આલાતો રાખનારી[9] ॥ (અને હથ્યારો ફેરવવા માટે) અશોઇના કેહર્પવાળી એટલે વ્યકિતરૂપની જીવતી જાગતી,[10] ॥ પુરા હુનરો–સદ્દગુણોથી સજ થયલી એટલે ઉપર કહેલી વીગતો પ્રમાણે દીનોની વ્યવસ્થા કરવાની ભલી હુનર

મદીવાળી,[૧૧] ‖ અહુનવરના નાદને સમજીને ઉપર કહેલું કામ કરવા જાણીતી થયલી,[૧૨] ‖ ડહાપણથી-મીનોઇ અક્કલની ચાલાકીથી તે બધું દીનોને લગતું કામ કરનારી,[૧૩] ‖ શેનાબીથી તે બધું દીનોને લગતું કામ કરનારી,[૧૪] ‖ પોતાનો સંબંધ રાખી-રખાવી પોતાવતપણું અપાવવાની એટલે દુજથી મુકત રહેવાની સ્વતંત્રતા તે દીનોને આપવાની શકિત કુદરતવાળી,[૧૫] ‖ (અને એમ જનઇએ તે વખતે) પાકીઝગી આપનારી[૧૬] ‖ તે દએન કુસ્યાતી છે-બધી દીનોને સમાવનારી **મઝિશ્ત**=મોટામાં મોટી, **રઝિશ્ત**=સત્યતાથી ગોઠવણી કરનારી-વ્યવસ્થા કરનારી એટલે અંતરદીનોની વ્યવસ્થા કરનારી, ચિસ્તીની શકિતવાળી એટલે તે બધા માટેનું પુર્ણું જ્ઞાન રાખનારી અને દીન યઝતનો હમકાર છે). ‖

દીન યઝતની યસ્તના પહેલાજ કરદામા આવેલું દીન માટેનું આ બ્યાન ધ્યાનથી વાંચવાનું છે. **રજિશ્તાંમ** શબ્દ અને **ચિસ્તાંમ**નો ઉંડો ભેદ જોવાનો છે. મઝદયસ્ની દીન દાદારના દએના=અંતકરણમાંની બહાર પડેલી ગતી છે, **અર્શ્તાત**ના કેહર્પવાળી છે અને દીન યઝતનો હમકાર છે અને ચિસ્તી યઝતની સાથે રહેનારી છે. તે દીનને **મઝિશ્ત**=મોટામાં મોટી એટલે **દએનાઓ**=દીનોને સમાવનારી કહી છે. દીનનો વીસ્તાર યઝત જેવો છે તેનો ભેદ સમજવો જોઇએ. **રજિશ્તાંમ** શબ્દ **રાઝ**=રાસ્ત ગોઠવાણી કરવી, પ્રકાશ કાઢવો ઉપરથી નીકળતા **એરેઝુ** એટલે રાસ્તીવાળા ભલી રાદી ગોઠવણી રાખનાર અને કરનાર ઉપરથી 'અતીશયારથીક' પદમાં છે. ઘણીજ સાચ્ચાનો અર્થ શું છે? માટે કહે છે કે ઘણી સચ્ચાઇઓને પોતામાં રાખીને તેઓની ગોઠવણી તેવી રાસ્તીથી કરવી. અહિંયાં મઝદયસ્ની દએનમાં રહેલી દીનોની સચ્ચાઇઓને રાદી રીતે પોતામાં ગોઠવીને રાખવાનો અર્થ છે. પછીનો **ચિસ્તાંમ** શબ્દ તે ગોઠવણીને કઇ રીતે કરવી-તેને કયારે બહાર પાડવી તેના જ્ઞાનની પુરી માહેતી બતાવતો શબ્દ છે. આમ છે માટે તે શબ્દોને આ પહેલા કરદામાં પહેલા મુકી તેઓની સાથે યઝમઇદે શબ્દ મુકેલો છે. પછીના શબ્દો તે બધી પોતામાંની રહેલી અને બહાર પડતી દીનો-દીનોના જોતીઓને લાગે છે એટલે મઝદયસ્નાનનેબી લાગે છે. આવી રીતની દએનમાં વટલાવવાનો વીચાર આવેજ નહી. જો તે દીન પોતાને **ચિસ્તાંમ** જ્ઞાની કહેવડાવે તો તેણીને ખબર હોવી જોઇએ કે દીનો થવાની છે. આખા **દરેઘો-ખદાત**ના ૮૧,૦૦૦ વર્ષના દોર તે દીનને ખબર નહી હોય તો તેને **ચિસ્તાંમ** નહી કહે. એમ જો તે **ચિસ્તાંમ** છે તો પછી આગળ આવતો **રજિશ્તાંમ** શબ્દનો અર્થ ઘણીજ સચ્ચાઇથી રાદી ગોઠવણી વ્યવસ્થા કરવાનોજ હોય.

આ ફકરામાંથી દએન બધી દીનોની માદર છે, વ્યવસ્થા કરનાર પાસબાન છે, તેનો ભેદ નીકળી આવશે આવી દએન પોતાની અંદરથી નીકળતી દીનોનું અપમાન કદીબી કરેજ નહિ.

વળી દીન યસ્ત, ૧૭ મા ફકરામાં કહે છે કે:

**થાંમ[1] યઝત[2] આથ્રવ[3] દૂરએ ફ્રકાતો[4] મરેમ્નેમ[5] ઇસેમ્નો[6] દએનયાઇ[7] અએમ[8] ઇસેમ્નો[9] તનુયે.[10]**

આ ફકરાનો તરજુમો નીચે પ્રમાણે છે:

દુર લગી ચહવાયલો એટલે દેશ પરદેશના કોમકોમના લોકોમાં જાણીતો માનીતો થયલો[4] ॥ આથ્રવન[3] (જગતમાં ભલાઈ પાંથરવા માટેનો દીનથી મેળવેલા અધીકારવાળો દૂત) ॥ હીસાબ કરતો,[5] (મુસ્કેલી જે કંઇ છે તેને દુર કરવાનો તોડ કાઢવાની ગણત્રી કરતો), (મુસ્કેલી દુર કરવા માટેનું સ્મરણ કરતો) ॥ (મુસ્કેલી દુર કરવા માટે) ઇચ્છી રહેતો–શકિતમાન થવા માંગતો[6] ॥ દીન માટે દીનનો હોકમ બજાવવા માટે[7] (તેમ) ॥ તન માટે[10] (દીનના હોકમ પ્રમાણે તે મુસ્કેલી દુર કરવા માટે–યસ્ન કરવા માટે જોઇતી તનદરોસ્તી મેળવવા માટે) ॥ હીમ્મત ફતેહ[8] ॥ ઇચ્છતો[9] ॥ જેને[1] (ફલાન યઝતને) ॥ આરાધ્યો.[2] ॥ આ મોતેબર ફકરાનો અર્થ ખુલ્લો છે છતાંબી એના ગેરઅર્થો કરીને તેમાંથી વટલાવવાની વાત શોધી કાઢવા માંગે છે.

**આથ્રવન**નો ધર્મ આતશની રખેવાળી કરવાનો છે. આતશ જગતમાં પ્રસરેલો છે. માટે જે જે જગાના આતશ ઉપર એટલે જે જે જગાની વસ્તીના આતશ ઉપર ભાર હોય.–એજાબ હોય, દુખ હોય કહેતાં જ્યાં જ્યાંબી જડતા પસરી હોય–જ્યાં જ્યાંની દીનોની તલેસમો તુટી હોય, તે તે જગાએ જઇને અસલ ભલી હાલત લાવવાનો પરદુખભંજની ધર્મ તેઓનો છે એમ બને ત્યાં લગી જગતનો હીસાબ પાક રાખવાનો, પાપ સવાબનો હીસાબ સીધો કરવાનો ધર્મ–ફરજ આથ્રવનોની છે કે જે માટેજ તેઓ દુરદરાજ લગી જાય છે જેની નોંધ **હુપ્તન યશત**ના કરદામાંબી ઉપર જોઈ. આ બીજી નોંધ છે. અહિંયાં આથ્રવનને **દુરએફ્રકાતો** તરીકેનો એટલે દુર લગીના દેશો અને લોકોમાં ચાહ મેળવેલો કહયો છે. દુર–દરાજના લોકો કોમ–પરકોમી હોય તેઓ બધા વચ્ચે વહાલો થતો આથ્રવન કેવો હોય તે કોઇબી વીચારી શકે–ખરેજ વટલાવે તેવો તો હોયજ નહી, કેમકે તેથી તો પરકોમના ધર્મવાળાઓના અંતકરણ દુખાય. તેવો ચહવાયલો નર ખરેજ પરદુખભંજની હોવો જોઇએ. આવો

આશ્રવન દીન માટે હીમ્મત-ફતેહ ઇચ્છે-માટે પોતાના તન માટે હીમ્મત ફતેહ ઇચ્છે, તેમાંથી વટલાવવાનો અર્થ નહી પણ દીનની પાવમહેલની યસ્નથી ત્યાંની બદી તોડીને દીનની પરદુખભંજની નામના વધારવાનો એકલોજ અર્થ નીકળે-બીજો નહીજ. તે આશ્રવન **'મરેમ્નો'**=સ્મરણ કરતો-દુઆ કરતો, કઇ યસ્ન કરીને બદી તોડવી તેનો હીસાબ કરતો અને તે યસ્ન કરવા માટે યાદ શક્તિને તેજ કરતો અને યસ્ન ફતેહમંદીથી પાર ઉતરે તે ઇચ્છતો-દુઆ કરતો રહે છે. પોતાના તન માટેના અને સ્મરણ માટેના હીસાબ કરવામાં યા કહોની કે યાદદાસ્ત શકિત માટે દુઆ કરવામાં વટલાવવાનું કામ આવતું નથી, પણ મોટી મોટી યસ્ન કરવાનું મહા બીકટ કામ આવે છે, કે જેને માટે તન-મન-યાદદાસ્ત શકિત અને ભલા દીની હીસાબ અને સ્મરણની જરૂર પડે છે. આમ આ ફકરામાં દેવબંદી-બદી દુર કરવાનો ભેદભરમ છે; નહી કે વટ-લાવવાનો. આ ફકરામાંના **મરેમ્નેમ** શબ્દનો અર્થ અતી ઉપયોગી છે. આ શબ્દ **'મર'**-હીસાબ કરવો, ગણવું, યાદ કરવું, ભણવું, સ્મરણ કરવું ઉપરથી વર્તમાન કૃદંત આત્માનેપદ ૨/૧ માં છે. એટલે એનો અર્થ હીસાબ કરતો, યાદ કરતો-ગણતો-સ્મરણ કરતો એમ થાય. બીજા અનેક તરજુમાઓની માફક આ તરજુમાનો અર્થબી ઉઠલાવીને વટલાવવાનો કરે છે. કાવસજી કાંગામાં આવો તરજુમો છેઃ જોશીને (એટલે દીન યઝતના હમકાર ચિસ્તને) દુરના દેશ લગી ચહવાએલા ધર્મગુરૂઓ (જરતોસ્તી) દીનને (ફેલાવવા માટે) (જોઇતી) સાદી યાદદાસ્ત શકિત માંગતા પોતાના બદન માટે હીમ્મત માંગતા આરાધી.

પહેલા તો ઉપરના તે તરજુમામાં સાદી અક્કલની વાતજ નથી, તેવી વ્યાકરણી મજમુનજ તેમાં નથી. જો એક આશ્રવન દુરના દેશો લગી એટલે દુરના અન્ય દેશોના લોકોમાં ચહવાયલો હોય તોપછી તે લોકો તેને માનેજ અને માનવા-નાજ. અને તે જો તે લોકોમાં દીનને ફાએઝ કરવા માંગે તો તે કામ સહે-લાઇથી કરવાનોજ. જો સહેલાઇથી કામ થતું હોય તો પછી તેને મુરાદ માંગવાની શું જરૂર છે? પોતા માટે હીમ્મત માંગવાની શું જરૂર છે? જો તે પોતાની મુરાદ માટે ફતેહ અને હીમ્મત માગે-પોતે તે કામ માટે જોર માંગે તો એમ સીધ્ધ થાય છે કે તે કામ મુશ્કેલ છે. તે કામ સહેલાઇથી કે મુશ્કેલીથીબી થઈ શકતું નથી. ત્યારે એક વખત કહેવું કે તે આશ્રવન દુરના લોકોમાં ચહવાયલો છે-પછી કહેવું કે તે લોકમાં પોતાનું ધાર્યું કરી શકતો નથી એ બેઉ વિચારજ સામસામેના છે. ખરેજ ઉપરનો તરજુમો સીરફ

મોટો છે. પણ હમોએ જે તરજુમો આપ્યો છે તે આમરના કાનુનનો તેમ અકકલપસંદ છે. તે દુર લગી ચહવાયલો આશ્રવન-પરલોકમાં માન પામેલો આશ્રવન ત્યારેજ ચહવાયલો હોય-માન પામેલો હોય, કે જ્યારે તે આશ્રવન પરગજુ હોય-નીશકામી હોય. તે આશ્રવન છે એટલે દેશના જગતના માનવોના આતશને-જીવન શકિતને ટેકવનારો છે-દએનનો દુત છે અને તે દેશોની તંગીને દુર કરવા-દીનની ઇબારતમાં બોલ્યે તો તે દેશોના દએવને રોકવા-તે દેશોના ધર્મમાંના રીતરેવાજોમાં જે કંઇ ખામી હોય, તે લોકોની રહેણી કરણીમાં કંઈ કસર હોય કે તે લોકોમાં કંઇ તંગી હોય, તે બધાને દુર કરવા તે જાય. અને તેવું કામ કરવા ખરેજ તેને મદદ-હીમ્મત જોઇએ, પોતાની તન માટેની દરોસ્તી જોઇએ કેમકે તે કામમાં યસ્નની જરૂર પડે માટે તનની મનની અને યાદદાસ્તની જરૂર પડે. પોતાની દીન આવી માદરરૂપની છે, તે દીનના પ્રતાપથી તે આશ્રવન ત્યાં પોતાનું પરદુખભંજની કામ કરશે. એમ દીનને શોભા મળશે માટે દીનને કોઇ આંગળી નહી કરે એવી દુઆ ઇચ્છતો રહે છે. અહિયાં **'મરેમ્નેમ'**=હીસાબ કરતો-ગણત્રી કરતો-સ્મરણ કરતો તે જાય છે એટલે કઇ રીતથી, કઈ યસ્નથી, કઇ રીતે તે જગતની દેવયસ્ની જે તેઓની દીનમાં લોકોના રેવાજમાં ઘુસેલી છે તે તુટે અને પાક હીસાબ ઉભો થાય એમ ગણત્રી કરતો વીચાર કરતો સ્મરણ કરતો તે જાય; અને તે હીસાબ પ્રમાણેનું કામ કરવા એટલે કોઇ એક મોટી યસ્ન કરી દરુજના એશમના ગુબારો તોડવા-સએન દરુજના ગુબારો તોડવા તેને તનની દરોસ્તી હીમ્મત વીગેરે જોઇએ એટલે તે આ દુઆ યઝતો પાસે માંગે એ સમજાય તેવુંજ છે. ત્યારે ઉપરના ફકરામાં તો દેવને-દ્રવાઓને જગતમાંથી દુર કરવાનો દીનોમાંથી દુર કરવાનો મોટા અશવન આશ્રવનોની ફરજ છે-દીની ફરમાન છે તેની વીગત છે, નહી કે વટલાવવાની. દએનના સીધાન્તો વટલાવવા માટેના નહિ પણ દએવને રજેરજમાંથી ગોતી કાઢીને દુર કરી મારીને સુધારવા માટેનાજ છે. આવું કામ ખુદ બ ખુદ દરેક ભલા બુરા જમાનાઓમાં વધતી ઓછી રીતે ચાલ્યાજ કરે માટેજ ઝરથોસ્તી દએનનો મોટો વીસ્તાર છે-પાવમહેલો છે આલાતો છે અવઝારો છે તરીકતનું બાકતપણું છે, પાવીકનનો ભેદ છે-મોટી તલેસમો છે નાની તલેસમો નામે સુદરેહ કુસ્તી શરબંદી પાબંદી વીગેરે વીગેરે છે. ઝરતોસ્તી ધર્મમાં આ ચીજો જાયજ કાંય છે તેની આવી સમજ છે. દરેક દીનના બાતેનીમાં તેવું કંઇક થોડું ઘણું તો છેજ કેમકે દરેક દીનની બાતેનીમાં મઝદયસ્ની દીનજ છે.

**હવે ઝમયાદ યશતનો ૮૪ મો ફકરો જોઇએ કે જેમાંથી દેવઅં-**

**દીનો ખુલ્લો અર્થ છે.** ઝમયાદ યશ્તના ૮૪ મા ફકરામાં કહે છે કે:-**યત ઉપંઘહુચત કવએમ વીશ્તાસ્પેમ** તે કેઆની ખોરેહ કય વિસતાસ્પ સાથે જોડાયુ જેથી શું થયું? કહે છે કે **અનુમતેએ દએનયાઇ, અનુ-ખ્તેએ દએનયાઇ, અનવરશ્તેએ દએનયાઇ:** દીનના કાયદા-સીધાન્ત મુજબ તેણે વીચાર્યું બોલ કાઢયાં અને કામો કીધા. દીન પ્રમાણેનો તે વીચાર -બોલ-કામ શું હતા? કહે છે કે **યત ઇમામ દએનાંમ આસ્તઓત** આ દીનના સીધાન્તોને વખાણ્યા માન્ય રાખ્યા. શું સીધાન્ત હતા? **દુશ મઇન્યૂમ સિઝ્દો દએવાંન અપ અષવાંન:** દુશમઇન્યૂમ એટલે બુરા મીનો અહીરીમન અને ધનાને અને **અપ અષવાન**=અશોઇને લય કરતા ધોઇ નાખતા દેવો દ્રવાઓને **સિઝ્દો**=મારતા રહેવું. **સિઝ્દો** શબ્દ વર્તમાન કૃદંત ૧/૧ માં છે એટલે ચાલુ મારવાનું રાખતા રહેવાનો અર્થ બતાવે છે. જેમ **નાઇસીમી** શબ્દમાં મારતા રહેવાનો અર્થ છે તેજ અર્થ હયાં છે. હયાં ત્યારે સાફ કહે છે કે દીનના સીધાન્તો બુરા મીનોને મારવા માટેના છે, દ્રવાઓને મારવાના છે, નહી કે વટલાવવાના. દેવ-બુરો મીનો જગતનો દુસ્મન છે તેને મારવાજ જગત થયું-હસ્તી થઇ-ઝરથોસ્તી દએન અને બીજી દીનો થઇ છે. એવો દીનનો સીધાન્ત નહી જાણનારાઓ વટલાવવાની વાત કરે છે. દેવને મારવું તો બુલંદ ગતી છે, જેમાં મઝદાતે જે દીનોની રચના, દીનના પુજકોનું સ્થાન કીધું છે તેને મદદ કરવાની વાત છે. પણ વટલાવવામાં મઝદાની રચના સાથે ભુલ કાઢીને ઓર ભુલ કરવા જેવું છે. દએનમાં દેવને બાંધવાનું એટલે ગુનાહો જયાંથી થતા હોય, જે દીનોમાં કે જગામાં થતા હોય, ત્યાંથી ગુનાહોને તોડવાનું છે; અને નહી કે વટલાવવાનું; એટલે એક દીનમાંથી બીજીમાં લાવવાનું અને તેથી કુદરતના પોતાના હિસાબને ગુંચવવાનું.

**વંદીદાદ પરગર્દ ૩-ફકરા ૪૧** માં કહે છે કે અએ સ્પિતમ ઝરથુસ્ત્ર, મઝદયસ્ની દએન તે દીનના પુન્નરીની બેડી તોડે છે (તેમ બીજી બદીને-બીજાની બદીઓ જેવી કે) ઠગાઇને કાઢી નાખે છે, જાદુ બુરા ઇલ્મથી મારવાના કામને કાઢી નાખે છે; અશોને મારવાનાં એટલે ભલી વ્યવસ્થાને મારવાનાં કામને દુર કરે છે એટલે દેવ=અવ્યવસ્થાને દુર કરે છે; નસેઃ દાટવુ (કે જેથી દેવો વધે છે તે)ને દુર કરે છે; પુલગુઝાર નહી થવાય-તનાસકમાં પડાય તેવા ગુના-હોથી એટલે દેવની દખલથી થતા ગુનાહોને દુર કરે છે; તમામ ગુનાહો (જેઓ દએવ-દ્રવાઓથી થાય છે તેઓ)ને દુર કરે છે. હયાં દીનમાં દેવને તોડવાનું છે, પોતામાંના દેવને તેમ પારકાના દેવને તોડવાનું છે તેની વીગત ખુલ્લી છે.

**વંદીદાદ ફરગર્દ ૩ ફકરો ૪૨** આમ કહે છે કે અયે ઝરથુસ્ત્ર, જેમ સખત ફુંકાતો પવન દક્ષીણ તરફથી ફુંકીને વાતાવરણને બધી તરફથી સાફ કરે છે, તેમ મઝદયસ્ની દએન અષોઇ ઉપર જતા માણસને, અષોઇ ઉપર જવામાં અટકાવ મુકતા ખરાબ વીચાર-બોલ-કામોને સાફ કરી નાખે છે. **દુન્યામાં નેકી કીધેલીજ સારી એટલે દેવથી દુરજ રહેવું ભલુ છે કે પાપ થાય નહી.** બલી માઝદયસ્ની દએન શીક્ષાને કાપે છે (એટલે દીનની તરીકત ઉપર રહેનારનો રસ્તો દીન મોકળો કરી નાખે છે કે જેથી તે શખ્સની નેકીથી બીજી દીનોનેબી તેટલોજ ફાયદો થાય). હયાંબી દીનનું શીક્ષણ **નાઇસીમી દએવોનું** છે, નહી કે વટલાવવાનું, એમ સીધ્ધ થાય છે.

**મઝદયસ્ની દએનમાં બધાજ જઇ શકે નહી-લાયકજ જઇ શકે.**

ગાથા ૪૪-૧૧ માં કહે છે કે : **તત[1] થ્વા[2] પેરેસા[3] એરેશ[4] મોઇ[5] વઓચા[6] અહુરા.[7]**

તે[1] ॥ તુને[2] ॥ પુછુ છું[3] ॥ તે સાચ્ચું-જેવું કુદરતમાં પડેલું છે તેવું[4] ॥ મને[5] ॥ અએ દાદાર[7] ॥ કહો-જાહેર કરો.[6]

**કથા[7] તેંગ-આ[8] વીજેમ્યાત[9] આરમઇતિશ[10]**
**અએબ્યો[11] મઝદા[12] થ્વોઇ[13] વખ્યેતે[14] દએના[15]**

તારી[13] ॥ દીન[15] ॥ જેઓને[11] ॥ જાહેર કરવામાં આવશે[14] ॥ તેઓમાં[8] ॥ **આરમઇતિશ[10]** (એટલે સુન્દર મનસ્ની-સંપુર્ણ મનસ્ની એટલે સત્યતા અને તે સાથે આવતી સભ્યતા-ખાકસારી-સબરયાત-તમીઝ-બરદાસ્ત વીગેરે શકિતરૂપના ગુણો) ॥ કેવી રીતે- કયારે[7] ॥ દાખલ થશે?[9] ॥

કયારે એટલે જ્યારે તેઓનું રૂવાન બરજીસી વર્ણનું અને તન આતરેમાનો કરકોની ગતીનું થશે ત્યારે; અને કેવી રીતે એટલે તેવું રૂવાન અને તન એટલે તેઓ **આરમઇતિ**વાળા જલ્દીથી થઈ શકવાના હોય-તેવી વજેના થયા હોય-તેવી રીતના થયા હોય તેઓજ દએનમાં દાખલ થવા લાયકના છે.

**અજેમ[16] તોઇ[17] આઇશ[18] પોઉરુયો[19] ફ્રવોઇવીદે[20]**
**વીસ્પેંગ[21] અન્યેંગ[22] મઇન્યેઉશ[23] સ્પસ્યા[24] દ્વએષંઘહા[25]**

હુ[16] (પોતે) ॥ તેઓમાંથી[18] ॥ પહેલા નંબરનો એટલે સર્વથી સરસ એટલે **આરમઇતિ**વાળો[19] ॥ જણાયલો છું.[20] ॥ તેઓમાંનો, દીનમાં હોયલાઓમાંનો[18] ॥ હુ[16] ॥ તુને[17] ॥ સૌથી સરસ[19] ॥ જણાયલો છું, એટલે દેવ

વગરની હાલતનો દેખાયો છું, માટે દએનમાં રહેવા લાયકનો છું.[૨૦] ‖ વીસ્પેંગ[૨૧] ‖ અન્યેંગ[૨૨] ‖ બીજા[૨૨] ‖ બધાઓ એટલે આરમઇતી સભ્યતા વગરનાઓને[૨૧] ‖ મઇન્યેઉશ બાતેનીના[૨૩] ‖ દવએષંઘહ્વા બ્યાધીવાળા, હવસોવાળા-દવેશના મેળવાળા એટલે દેવવાળાઓ તરીકે[૨૪] ‖ જોઉં છું.[૧૪] ‖ આવાઓના રૂવાનો અન્ય વર્ણના અને તન મીનો કરકોના કાબુ વગરના હોય, જેઓ ત્યારે દીનમાં જવા લાયક નથી, કેમકે તેઓનો દેવ-દેવવાળું મન દએનને પાળશે નહી, માટે તેઓ માટે તેઓને બરની દીનો દાદારે ફાધેલી છે જે તેઓને પાર પાડશે, એવો તાત્પર્ય ખુલ્લો નીકળે છે. જે કોઇમાં આરમઇતિની સભ્યતા હોય તો તે ખાલી તે સભ્યતાને ખાતરબી પોતાની બાપીકી દીન બદલે નહી, કેમકે તેથી બીજાઓના દીલ દુખી થાય, કે જે દીલ દુખી થવામાં સભ્યતા જેવું હોય નહી. દીન બદલનારમાં કંઇને કંઇબી લાલચ સ્વાર્થ હોય, જે આરમઇતિ નહી પણ તરોમઇતીના કહેવાય.

## દીનને શોભાવનાર કોણ? દીનને મદદ કરનાર કોણ? પારકાને દીનમાં લાવવાથી અને એમ અનેકોના દીલ દુખાવ્યાથી અને તેને માટે ખોટું ખરૂં કર્યાથી શોભા મળતી નથી; પણ દેવને જીતવાથી, હવસોને જીતવાથી એટલે શરીરનાં મંદીરમાં દાદારની સત્તા ચલાવી દાદારને વસાવવે એટલે દેવને મારવે દીનને શોભા મળે છે.

તેને માટે ગાથા ૪૪-૯ માં કહે છે કે:

**તત[૧] થ્વા[૨] પેરેસા[૩] એરેશ[૪] મોઇ[૫] વઓચા[૬] અહુરા[૭]**
**કથા[૮] મોઇ[૯] યાંમ[૧૦] યઓશ[૧૧] દએનાંમ[૧૨] યઓજ્દાને[૧૩]**
**યાંમ[૧૪] હુદાનાઉશ[૧૫] પઇતિશ[૧૬] સખ્યાત[૧૭] ક્ષથ્રહ્યા[૧૮]**
**એરેષ્વા[૧૯] ક્ષથ્રા[૨૦] થ્વાવાંસ[૨૧] અસીશ્તીશ[૨૨] મજદા**
**હદેમોઇ[૨૩] અષા[૨૪] વોહુચા[૨૫] ષ્યાંસ[૨૬] મનંઘહ્વા.[૨૭]**

અએ દાદાર[૭] ‖ તુંને[૨] ‖ તે[૧] ‖ પુછુ છું[૩] ‖ તે મને[૫] ‖ સાચ્ચું જેમ હોય તેમ[૪] ‖ કહો[૬] ‖ પાકીઝગી આપનારી[૧૧] ‖ દીન[૧૨] ‖ અને તેના ફરમાનો[૨૨] ‖ કે જેને[૧૪] ‖ એક મીનોઇ ડહાપણવાળા[૧૫] ‖ તારા જેવા એટલે યઝત જેવા[૨૧] ‖ મીનોઇથી મેળવેલી દીનની સત્તાવાળા એટલે દીન શીખવવાનો અધીકારવાળા[૧૮] ‖ દીનના પતી દીનદસ્તુરે સરદારે[૧૬] ‖ મને[૯] ‖ શીખવ્યા[૧૭] ‖ તેઓને-તે ફરમાનોને-દીનને[૨૨] ‖ કઇ રીતે અને કયારે[૮] ‖ પવિત્ર રાખું, પાળું,

શોભા આપું.[13] (અહિંયાં કહે છે કે રૂવાનની વર્ણ બરજીસી હોય અને તન મીનો કરફોની સત્તાવાળુ હોય ત્યારેજ દીનની બારીક તરીકતો માનીને પાળવાની એરદ આવે અને દીનની ફરજ પરહેજ કરવાની રીતથીજ ખુદને તેમ દીનને પવીત્રાઇ મળે જેથી દીનને શોભા મળે. દીનને પવીત્રાઇ મળે એટલે દીનનું કામ જગતમાંથી દેવને દુર કરી પવીત્રાઈ અપાવવાનું છે-ફરજ બજાવવાનું છે તે થઇ શકે) ॥ અગ્રે મઝદા ॥ 'એરેષ્વ[19] ॥ ક્ષથ્ર[20] ॥ સત્યવાળી ઇનસાફી[15] ॥ સત્તાની રૂયે[20] ॥ અપવહિસ્ત[24] (અને) ॥ બહમનની સાથે[25-26] ॥ એકજ મકાનમાં[23] ॥ તું રહેનારો[21] (છે) ॥ (તેમ હું મારામાં અષ અને બહમન વસાવીને તું દાદારને મારામાં આણું—આણવા જેવો થાઉં કે જે દીનની તરીકતો વગર થઇ શકતું નથી. આવું બધું કરૂં ત્યારેજ દીનને શોભા મળે). હવાં દીનનો શીખવનાર **હુદાનાઉશ**=ચઝતી ડહાપણનો **પઇતિશ**=પતી જેવા એટલે ઉસ્તાદ સરદાર **થ્વાવાંસ**=તું મઝદા જેવી એટલે ચઝતી **ક્ષથ્રહુયા**=સતાવાળો હોય એટલે ઉરૂ ને ઉંબીવાળો-બેદાર રૂવાનવાળો એટલે ખુપવાળો આથ્રવન યઓઝદાથ્રેગર હોય એટલે પુર્ણ સત્ય અને ઇનસાફ અને તમીઝ-ખાકસારીવાળો ઇનસાન હોય છે એમ કહે છે. એવાઓથીજ દીનની શોભા છે. તેઓ વટલાવવા જેવું અન્યાયી કામ કરે નહી પણ ઇનસાફની રૂયે શીખવે કે દીનમાં ગમે તેમ પારકાઓને લાવ્યે તેથી દીનને શોભા મળતી નથી. વટલાવવાથી દીનને શોભા મળતી નથી તેનો આ ચીતાર છે.

**દીનનો દરજ્જો જે સર્વોત્તમ છે તેને સ્વીકારી માન આપનારનું પુન્ય. દીન બીજી દીનોની સરદાર અને નગેહબાન છે તેવો દીનનો દરજ્જો છે તે દરજ્જો પારકી દીનવાળાઓને વટલાવવે કદીબી રહેજ નહિ. વટલાવવાથી દીનનું અપમાન થાય છે.**

ગાથા ૪૯-૫ માં કહે છે કે:-

**અત[1] હુવો[2] મઝદા[3] ઇજાચા[4] આજૂઇતિશ્ચા[5]**
**યે[6] દએનાંમ[7] વોહુ[8] સાસ્તા[9] મનંઘહા[10]**
**આર્મતોઇશ[11] કસ્ચીત[12] અષા[13] હુજેન્તુશ[14]**
**તાઈશ્ચા[15] વીસ્પાઈશ[16] થ્વહમી[17] ક્ષથ્રોઇ[18] અહુરા.[19]**

જે કોઇ[6] ॥ બહમન વસેલા મન અંતકરણથી, નીખાલેસ દીલ અને

મનોવૃતીથી, ખરા એતેકાદવાળા અંતકરણથી[૮-૧૦] ॥ દીનને[૭] ॥ ભલી એટલે પરદુખ-ભંજનની થઇને બીજાને રાહત આપે-દાદ લે તેવી ઇનિસાફી[૮] ॥ સરદારી આપે છે,[૯] ॥ તે પોતે[૧] ॥ અએ મઝદા[૩] ॥ ખરેખરજ[૨] ॥ ખરી ઇચ્છા-ખરી દોલત[૪] ॥ ખરૂં સુખ આબાદી[૫] ॥ (જગતમાં પાંથરનાર થાય છે) ॥ એવો કોઇબી દીનને સરદારી આપનાર[૧૨] ॥ આરમઇતીને લીધે-સભ્યતાને લીધે-તમીઝ ખાકસારી સંપુર્ણ મનસ્ની સત્યતા રાખવાને લીધે[૧૧] ॥ અષોઇ-કુદરતની રાદો વ્યવસ્થા રાખવાને લીધે[૧૩] ॥ મીનોઈ ડહાપણવાળો-ભલા પુન ચીથ્રવાળો[૧૪] (ગણાય છે) ॥ તે બધી[૧૫] ॥ તમામ[૧૬] ॥ ઇચ્છા[૪] ॥ આબાદીને લીધે[૫] ॥ અએ અહુરા[૧૯] ॥ તારે લગતી[૧૭] ॥ સત્તામાં[૧૮] (તે પુજ્યપાત્ર થઇ રહે છે). ॥ હયાં ઝરથોસ્તી દીનનું સર્વોપરીપણું-સરદારીની સીધી નોંધ છે. હયાં ઝરથોસ્તી દીનની સરદારીથી જગતમાં આબાદી બને છે-ઇનસાફ જામે છે એમ કહે છે. હયાં વટલાવવા જેવી ગેર-ઇનિસાફી વર્તણુકની જગા નથી.

## ઝરથોસ્તી દએનમાં વટલાવવાનું નથી પણ બુરાઇને-દેવને-બુરી આઇનો જેમાં દએવીક ગતી છે તેને તોડવાનું છે, જે વીગત હા ૫૧-૧૩ માં ખુલ્લી છે.

**તા દ્રેગવતો[૧] મરેદઈતી[૨] દએના[૩] એરેજાઉશ[૪] હકતીમ,[૫] ચેહયા[૬] ઉર્વા[૭] ખ્રઓદઇતી[૮] ચિન્વતો[૯] પેરેતાઓ[૧૦] આકાઓ,[૧૧] ખાઇશ[૧૨] બ્યઓથનાઇશ[૧૩] હિઝવસ્ચા[૧૪] અષહયા[૧૫] નાંસ્વાઓ[૧૬] પથો.[૧૭]**

રાસ્તીની[૪] ॥ દએન[૩] ॥ ખરેખરજ[૫] ॥ દરવંદીને-દ્રવાઓની ગતીને[૧] ॥ મારી નાંખે છે.[૨] ॥ તે દેવની ગતીવાળાનું[૬] ॥ રૂવાન[૭] ॥ જાણીતા[૧૧] ॥ ચીન-વદ[૯] ॥ પુલ ઉપરનો[૧૦] ॥ અશોઇનો[૧૫] ॥ રસ્તો[૧૭] ॥ પુગી વળવા[૧૬] ॥ પોતાના[૧૨] ॥ કામો[૧૩] (અને) ॥ જબાનને જોરે[૧૪] ॥ (ઇચ્છે છે; પણ નહી પુગવે) ॥ વીલાપ કરે છે.[૮] ॥ અહિંયાં દીન કે જેમાં અશોઈ છે તે દરેક દીન એટલે મુળ દએન કે પેટા દીનો દરેકનું કર્મ દેવને મારવાનું છે-નહી કે વટલાવવાનું-તેની ખુલ્લી નોંધ છે.

ગાથાના અને અવસ્તાના આ બધા ઉપર કહેલા ફકરાઓમાંથી સાફ દેખાય છે કે દીનમાં વટલાવવાનું નથી. પણ મઝદયસ્નીદીન બધી દીનોના સરદાર હોવે તેઓની પાસબાની કરે છે એટલે તેઓમાં દેવને-જડતાને-અંધકારને ધુસતા અટકાવી શકે છે. હવે મુળ પાંચ વર્ણ છે તેઓની પાંચ દીનો છે, જેઓ મઝ-દયસ્ની ઝરતોશ્તી દીનમાં જગા રાખે છે, જેઓની ઉપર ઝરથુશ્ત્રની આણ છે, જેઓ ઝરથોશ્તી દીનમાંથી પોતાને વખને બહાર પડશે; તે દીનોનો સરદાર રક્ષક ઝરથોશ્તી દીન છે, તે દીનો દેવ-જડતાના ભોગ નહિ થઇ પડે તે જોવાનું જરથોશ્તી દીનનું કામ છે, વીગેરે વીગેરે વીગત જોઇએ, કે જેથી વટલાવવા જેવું દીનમાં નથી તે માલમ પડે. અહુનવઇર્યનો કુલ ભેદ યથાના કલામમાં. આ કલામની સમજ યઝશ્ને હા ૧૯ માં. કલામના ત્રણ પદો હુમત-હુખ્ત-હુવરશ્તનો ભેદ એટલે કુલ હસ્તી-નીસ્તીનો ભેદ બતાવે છે, એટલે ફ્રશો-ગર્દ કેમ થશે તે બતાવે છે. ગેતીમાંથી ફ્રશો-ગર્દ થશે માટે ગેતીના ચાર ધંધા, પાંચ રતુઓ-તેઓની પાંચ વર્ણો-તેઓની પાંચ દીનો; તે બધાથી રાઇતી હુનકરેથ એટલે રાદી નતીજો એટલે ફ્રશો-ગર્દ થશે, તે બધા વિષે. ઝરથોશ્તી દીન મુળ દીન છે, જેને દએનયાઓ યા આહુઇરિશ ઝરથુશ્ત્રિશ કહે છે, તેમ દએનાંમ યા હાતાંમ વહિશ્તા કહે છે તેની નોંધ ગાથા હા ૪૪-૧૦ માં તેમ અન્ય ઠેકાણે છે તેના ભેદની સમજ. ગાથાઓ પાંચેપાંચ વર્ણો-રતુઓ માટે છે. અશો ઝરથુશ્ત્ર અને ગાથાના સુત્રો પાંચેપાંચ તકએષ=દીનો માટે, કુલ માનવ માટે છે-જે વર્ણ તે સુત્રોથી બધા રતુ-ઓને દોરવે છે તેના ભેદ હોશબામના 'હક્ષ્ય અજેમ'ના ફકરામાં છે.

યઝશ્નેનો હા ૧૯ અહુનવઇર્યનો ભેદભરમ ખોલે છે. અહુનવઇર્ય તે સાહેબનો હોકમ છે-edict છે, કે જેમાં સૃષ્ટીના થવાની અને મોક્ષે પુગ-વાની વીગત છે. આ અહુનવઇર્ય કઇ રીતે જાહેર થયો-આવ્યો-કયાં હતો, શા માટે આવ્યો તે બધી હકીકતોનું અહિંયાં કામ નથી. પણ આપણુને તો અહુનવઇર્ય દાદારનો હોકમ છે, દાદારની મરજી છે, કે જેમાં સૃષ્ટીનું થવું

અને મુક્તિ વગેરેનો ભેદ રહયો છે તેની સાથે કામ છે. જગત થયું એટલે હસ્તી-નીસ્તી થઇ તેબી અહુનવઇર્યં પ્રમાણેજ થઇ. ગેતી થઇ તે માંહેલી પેદાશ થઇ, પેદાશની જાતો થઇ, ભોગવટાઓ થાય છે અને છેડો આવશે તે બધું આ અહુનવઇર્ય પ્રમાણેજ છે. ત્યારે ગેતીની ઉપર કેટલી વર્ણો છે-કેટલી સરદારી મુખીપણું છે, ગેતીનો છેડો રાદી રીતે કેમ આવશે એટલે ફ્રશો-ગર્દ કુલ્યાતી મુક્તિ કેમ થશે, આ બધું જે બનવાનું છે, જે બની રહે છે, તેને યઝતો કઇ રીતે કરી ચલાવે છે, ચલાવશે, તે બધોજ ભેદ આ અહુનવઇર્યંમાં છે. આમ છે માટે આ ૧૯ મા હા કે જે અહુનવઇર્યની તાવીલ છે તેમાં જાતજાતની વીગતો આવી છે. પણ તે માંહેલી ૧૬ માં ફકરાની વીગત જે આપી છે તેમાં આ ગેતી કે જે ઉપરથીજ ફ્રશો-ગર્દ શરૂ થવાનો છે તે ગેતીની વર્ણો-તે વર્ણોના સરદારો વીગેરેનો ભેદ ઘણી ગુહય ઇબારતમાં આવે છે તે જોઇએ. ત્યાં પાંચ વર્ણો અને મુળ પાંચ મુળ દીનોનો ભેદ આવે છે.

હા ૧૯ કરદો ૧૬ ના અવસ્તા આ છે:

**અએતત્ચ[1] વચો[2] મજદાઓ[3] ઉખ્તેમ[4] થ્રિ અફ્રસ્મેમ[5] ચથ્રુ[6] પિશ્ત્રેમ[7] પન્ચ[8] રતુ[9] રાઇતિ[10] હનકેરેથેમ[11] કાઇશ[12] હે[13] અફ્રસમાંન[14] હુમતેમ[15] હૂખ્તેમ[16] હવરશ્તેમ.[17]**

અર્થ આ છે:

મઝદાએ[3] ‖ બોલેલો-જાહેર કીધેલો[4] ‖ તે[1] ‖ માંથ્ર[2] ‖ ત્રણ પદવાળો[5] (છે). ‖ ચાર[6] ‖ ધંધા હોય[7] ‖ પાંચ[8] ‖ સરદારો[9] (હોય) ‖ છેડો[11] ‖ રાદી ભલો સાચ્ચો[10] (આવશે) ‖ તેના[13] ‖ પદો[14] ‖ કયાં[12] (છે) ‖ હુમતને લગતા[15] ‖ હુખ્તને લગતા[16] ‖ હવરસ્તને લગતા[17] (છે). ‖

ઉપરના તરજુમાની સમજ આ છે કે: **અએતત્ચ વચો મઝદાઓ ઉખ્તેમ**=મઝદાનો જાહેર કીધેલો-બોલેલો અહુનવઇર્યં માટેનો આ **વચ**=કલામ નામે અહુનવર **થ્રિ અફ્રસમેમ**=ત્રણ પદવાળો છે. આપણે જાણીએ છીએ કે યથા અહુ વઇર્યોનો કલામ ત્રણ લીટીમાં લખાય છે. પહેલી લીટી **હ્યા** શબ્દ આગળ, બીજી લીટી **મઝદાઇ** શબ્દ આગળ, ત્રીજી લીટી **વાસ્તારેમ** શબ્દ આગળ પુરી થાય છે. પછી કહે છે કે યથાનો આવો ભેદી કલામ, કે જે મઝદાનો અસલ હોકમ અહુનવઇર્યંનો ભેદ ખોલે છે, જેમાં જગતમાં શું શું થશે અને છેલ્લે ફ્રશો-ગર્દ કેમ થશે તે આવે છે, તેમાં ફ્રશો-ગર્દ થવા માટેના રાદી ધંધાઓ કેટલા કુલ માનવ જાતમાં થાય, તે માટે કહે

છે કે: **ચથ્રુ પિશતરેમ**=ધંધા ચાર હોય. કુલ માનવ જાતની વર્ણ કેટલી અને તે વર્ણ માટેની આણુ-સરદારી કોણની હોય, માટે કહે છે કે: **પન્ચ રતુ**=પાંચ સરદારો હોય. એટલે કુલ જગત મુળ પાંચ વર્ણોની હોય કે જેઓને ચલાવનાર મુળ સરદાર રતુઓ પાંચ હોય. પછી કહે છે કે **રાઇતી હુનકેરેથેમ**=તે ચાર ધંધા અને પાંચ રતુઓની ખીસ્કારીથીજ જે છેડો આવશે તે રાદી રીતનો આવશે એટલે તેઓથી જગત ફ્રશો-ગર્દ પુગશે. પછી કહે છે કે: **કાઇશ હે અકુસમાંન**=તેના પદો (જે ત્રણ છે તે) કયા છે. જવાબ આપે છે કે હુમતને લગતા-હૂખ્તને લગતા-હવરસ્તને લગતા છે. હયાં હુમતનો અર્થ યઝતોના અને અષવનોના મુળ વિચારોનો છે એટલે યઝતોની હસ્તી માટેની ખીસ્કારીનો છે. હૂખ્તનો અર્થ યઝતોના અને અષવનોના પુર્ણ સત્યની વાણીઓનો છે એટલે યઝતોની નીસ્તીના જગત માટેની ખીસ્કારીનો છે અને હવરસ્તનો અર્થ યઝતોના અને અષવનોના પુરૂષાર્થનો છે એટલે યઝતોની ગેતીને માટેની ખીસ્કારીનો છે કે જેમાં ફ્રશો-ગર્દ લાવવાનો ભેદ છે. હુમત-હૂખ્ત-હવરસ્તના એવા અર્થો ખુદ આ હામાંજ આપેલા છે. આખા અહુનવઇર્યના કલામમાં આખી સૃષ્ટીના થવાનો ચલાવવાનો અને મુકિતએ પુગવાનો અર્થ છે એમ કહે છે. આ હા ત્યારે સૃષ્ટીની અંદરનો ભેદ ખોલે છે કે જે ભેદ યથાના કલામમાં આવે છે. આ હા ત્યારે કહે છે કે વર્ણો અને તેઓના સરદારો અને દાનો પાંચ હોય. પછી કહે છે કે **કાઇશ પિશત્રાઇશ** તે (ચાર) ધંધા કયા છે. કહે છે કે **આથ્રવ, રથએશતાઓ, વાસ્તર્યો ફ્રુયાંસ, હુઇતીશ.** આથ્રવન, રથેસ્તાર, વૃધ્ધી કરનાર ખેડુત અને કારીગર. પછી કહે છે કે આ ચાર ધંધા અને પાંચ રતુઓથી મનસ્ની-ગવસ્ની કુનસ્ની આખરે ભલીજ થશે. અને આખરે ગએથાઓ એટલે જડ તેમ સુક્ષ્મ રીતની તનોમંદ હાલત રાખતું જગત કે માનવ કે ચીજો બધાજ **'અષ ફ્રાદેન્તે'**=અષોઇમાં આબાદ થશે એટલે ફ્રશો-ગર્દ થશે. ત્યારે જગતના લોકોની પાંચ વર્ણો થઇને તે જગત મુળ પાંચ સરદારોથી દોરવાશે તે હકીકત હયાં છે. પછી કહે છે કે **કય રતવો** તે (પાંચ) સરદારો કયા એટલે કઇ વર્ણોને લગતા છે. જવાબ આપે છે કે **ન્માન્યો, વીસ્યો, જન્તુમો, દખ્યુમો** એટલે ન્માનની, વીસની, જન્તુની અને દખ્યુની વર્ણોના-વર્ણોને લગતા તે સરદારો છે. **ઝરથુસ્ત્રો પુખ્દો આઓંઘહાંમ દખ્યુનાંમ યાઓ અન્યાઓ રજોઇત ઝરથુસ્ત્રોઇત:** આ બધા દેશો જેઓ ઝરથુસ્ત્રની પાદશાહીથી જુદા છે તેઓનો પાંચમો સરદાર ઝરથુસ્ત્ર છે, એટલે ચાર વર્ણોના ચાર સરદાર ઉપરાંત પાંચમો સરદાર તરીકે ઝરથુસ્ત્ર છે, એટલે તે ચાર અન્ય વર્ણો જે પાંચમી બરજીસી વર્ણથી જુદી છે તેઓના ચાર

સરદારો તો છે, પણ તે ઉપરાંત તેઓનો સરદાર ઝરથુસ્ત્રઓ છે. એટલે આ અન્ય વર્ણો ચાર છે જેઓના પોતાના ચાર સરદાર છે જે ચારે સરદારો ઝરથુસ્ત્રની દસ્તુરી હેઠળના છે. પછી કહે છે કે: **ચથ્રુ રતુશ રઘ ઝરથુશ્ત્રિશ:** ઝરથુસ્ત્રના **રય** શહેરના-રયની આણુવાળાના તે ચાર સરદાર છે એટલે ઝરથુસ્ત્રની સીધી આણુની વર્ણના ચાર સરદાર છે જેઓ **ન્માનને** લગતા, **વીસને** લગતા, **જન્તુને** લગતા અને **ઝરથુશ્ત્રીપણા**ના છે. હયાં ત્યારે કુલ જગતની વર્ણોને માટે ન્માન, વીશ, ઝન્તુ, દખ્યુ, ઝરથુસ્ત્રિ શબ્દો આપેલા છે. તેમ ઝરથુસ્ત્રિ વર્ણની અંદર જે પેટા-વર્ણો છે જેઓ ચહડ ઉતર છે તેઓનેઓ ન્માન, વીશ, ઝન્તુ, દખ્યુ, ઝરથુસ્ત્રિની કહી છે. ન્માનની વર્ણ સૌથી ઉંચી તોરની ઝરથોસ્તીપણાની છે. વીસની ઉતરતી હલકી છે, ઝન્તુની વર્ણ ગુજરેલી હાલત દેખાડે છે અને ઝરથુસ્ત્રિ વર્ણ તે વીસના ઉતરતા તેમ ઝન્તુના ગુજરેલાની ઉંચી થતી જાત દેખાડે છે. હયાં ત્યારે મુળ વર્ણો પાંચ છે-તેઓના પાંચ રતુઓ કહેતાં ગાથાઓ છે કે જેઓને માટેજ ગાથાની પાંચ બંદગીઓ છે તેનો ભેદ આવે છે, જેને ઉપર જણાવેલો છે.

હવે તે પાંચ વર્ણોની પાંચ દીનો છે તેની નોંધ આ અહુનવઇર્યની તાવીલ જે ૧૯ મા હા તરીકે છે તેમાં છે તે જોઇએ. આ હાના ૧૪ મા ફકરાના છેલ્લા વાક્યમાં આ પાંચ દીનોનો ભેદ આપેલો છે. કહે છે કે: **પંચ તકએપ વીસ્પેમ વચો ફ્રવાકેમ હુઉઇમ વચો અહુરહે મઝદાઓ:** અહુરમઝદના **વિસ્પેમ**=તમામ વચો કલામો **હુઉઇમ**=સંપુર્ણ અને રક્ષણ કરે તેવા એટલે ભણવા માટેના અને **ફ્રવાકેમ**=નસીહતરૂપ છે. તે **વચો** તલેસમાતીક વાણીઓ સમજ આપે છે કે **પંચ તકએષ**=મુળ પાંચ ધર્મો છે, પાંચ દાતોબરી કહેતાં પંચ પેગામ્બરી છે. પહેલવી સમજમાંઓ પાંચ દાતોબરીનો ખ્યાલ આપેલો છે.

હયાં ત્યારે કુલ માનવ વર્ગની પાંચ વર્ણો છે. તેની પાંચ દાતોબરી-ધર્મો છે અને તેના ચલાવનારા છે. કુલ પાંચ વર્ણો ન્માન, વીસ, ઝન્તુ, દખ્યુ, ઝરથુસ્ત્રિના ભેદી લોધતમાં વર્ણવાયલી છે. તેમ વળી પેગામ્બરની ખુદ વર્ણનાઓઓ ન્માન, વીસ, ઝન્તુ, અને ઝરથુસ્ત્રિના ચાર વીભાગોથી વર્ણવાયલા છે. ત્યારે પાંચ રતુઓ છે એટલે ઉપર કહેલી માનવની પાંચ તકએપ-દીનો-દાતોબરીના ઉસુલ પાંચ રતુઓ છે જેઓને **ગાથાઓ** કહે છે. પાંચ ગાથાઓમાં ઝરથુસ્ત્ર ગાથા મુળ તે ચાર ગાથાનો સરદાર છે અને અહુરાની સાથે છે. એમ છે માટે ઝરથુસ્ત્રિ દીન તે બધી દીનોની માદર છે-મુળ છે અને ઝરથુસ્ત્ર ગાથા જે તે ચાર ગાથાના સરદાર છે તેની છે, એટલે અહુરા સાથે

રહેતા ઝરથુસ્ત્ર ગાથાની છે. માટે ઝરથુસ્ત્રિ દએનને દીનના કલમામાં યઝશ્નેના બારમા હામાં અને અન્ય ઠેકાણે હોશબામની બંદગીમાં, તેમ તીર યસ્ત ફકરા ૫૯ માં **ઈમામ દએનાંમ યાંમ આહૂઇરીમ ઝરથુશ્ત્રિમ** તરીકે ઓળખે છે એટલે અહુરાની–અહુરા સાથના ઝરથુસ્ત્રની આ દીન તરીકે ઓળખે છે. આ દએનને અષો ઝરથુસ્ત્ર પોતે અહુરાના અને ઝરથુસ્ત્ર ગાથાના દાતો-બર થઇને આણે છે; અને તેમાંથી બીજી ચાર દીનો–તકએષોને કાઢે છે. માટેજ ગાથા હા ૪૪–૧૦ માં તેમ બીજે અનેક ઠેકાણે એ દએનને **દએ-નાંમ યા હાતાંમ વહિશ્તા** કહી છે. **હાતાંમ**=હસ્તીના મરકઝો તરફ પુગાડનારી પુગાડવા માટે હયાતી મેળવતી દીનોમાંની ઉંચામાં ઉંચી ભલામાં ભલી દએન તરીકે કહી છે. ગાથા પેગામ્બર સાહેબનો જમાનો બતાવે છે તેમાં તે બીજી દીનો નાનાં બચ્ચાં તરીકે હતી અને તે દીનો માઝદયસ્નીવાળી માયની સાથેજ હતી, જાહેર થયલી નહી પણ પોખાતી થતી જતી હતી. ગાથાના બધા સુત્રો ત્યારે તે બધી **પંચ તકએષ** માટે છે. તે સુત્રો–સીધાન્તો કંઇ ખાલી ઝરથોસ્તિ વર્ણ માટે નથી. તે સુત્રો–સીધાન્તો **પંચ તકએષ** કહેતાં પાંચ દાતોબરી–દીનો માટે છે. તે સુત્રો–સીધાન્તો પાંચ રતુઓ માટે એટલે મુળ પાંચ સરદારો માટે છે તેમ તે સુત્રો–સીધાન્તો પાંચેપાંચ વર્ણો જેઓ ન્માન –વીસ–ઝન્તુ–દખ્યુ–ઝરથુસ્ત્રોતેમો તરીકે છે–તે બધાઓ માટે છે. એમ ગાથાના બધા સુત્રો–સીધાન્તો પાંચેપાંચ મુળ તકએષ અને મુળ વર્ણો માટે છે. હોશે-બામના **હક્ષ્ય અજેમચીત**ના ફકરામાં અષો ઝરથુસ્ત્ર પોતે જગતમાં અહુરાની તરફથી અને અહુરાના ગાથા ઝરથુસ્ત્ર તરફથી આવીને ન્માન–વીસ–ઝન્તુ–દખ્યુના **ફ્રતેમા** કહેતાં પાંચેપાંચ વર્ણના દાતોબરને ચલાવશે તેનો ભેદ આપેલો છે. ઉપર જોયું છે કે જગતના લોકોની વર્ણ માટે ન્માન–વીસ–ઝન્તુ–દખ્યુ શબ્દો છે. હયાં **અજેમચિત યો ઝરથુશ્ત્રો** શબ્દો 'હું અષો ઝરથુસ્ત્ર દૂન્યામાં આવેલો પેગામ્બર' માટેનો છે અને **અંઘહાઓ દએનયાઓ યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** એટલે અહુરાની આ ઝરથોસ્તી દએન–આવા શબ્દોમાંનો ઝરથુસ્ત્રિ 'શબ્દ અહુરાની સાથના ઝરથુસ્ત્ર ગાથા જેવણ પંચ રતુ જે હા ૧૯ મા કહયા છે તે પંચ રતુઓના સરદાર છે કે જેઓની વતીની પાંચેપાંચ વર્ણોની દીનોને અષો ઝરથુસ્ત્ર ઉભી કરી જાય છે તે ઝરથુસ્ત્ર ગાથા બતાવે છે. બધી વર્ણોને દોરવનાર ઝરથુસ્ત્ર છે–ઝરથુસ્ત્રિ દીનથી તે દોરવણી થશે તેમાં ઝરથોસ્તિ દીન માતા છે જેણી બીજી દીનોને દોરવશે તેવો અર્થ અહિંયાં નીકળે છે. દીનોને દોરવનાર–નસીહત આપનાર કદીબી વટલાવવાની વાત કરે નહી, પણ દીનમાં જો દએવ ઘુસે તેને દુર કરવાની વાત કરે. એમ ત્યારે

ગાથામાં જે સુત્રો છે તેઓ મઝદયસ્નિ માતારૂપ દએન માટે અને તેણીની દીકરીરૂપ **દએનાઓ** કહેતાં બધીજ દીનો માટે એટલે કુલ માનવ જાત માટે છે. ત્યાં એક કે બીજી દીનમાં વટલાવવાનું છેજ નહી. ત્યાં સામાન્ય નીયમ છે. એમ છે માટે ગાથામાં વટલાવવાનો અર્થ હોય નહી–છેજ નહી પણ દેવને મારવાનો અર્થ છે, જેની લંબાણ વીગત ઉપર જોઇ ગયા. હવે ગાથામાં આવેલી દીનોનો ભેદ જોઇએ.

**ગાથામાં દીનોનો ભેદ–તેની સમજ. ઘણી દીનોનો ભેદ ગાથા હા ૩૧–૧૧; ૩૩–૧૩; ૩૪–૧૩; ૪૬-૬; ૪૯–૯ માં અને ફરવરદીન યશ્તમાં છે. દએનાઓ શબ્દ દીનો તરીકે છે, ફરમાનો તરીકે નથી તેની તપાસ. ગાથા ૩૧–૧૧ માં દીનો થઇ, તે દીનો પ્રમાણેનાં શીક્ષણો એતેકાદ થયા તેની નોંધ. એ ફકરામાં દીનોનો શબ્દ જુદો અને દીનોની તરીકતો–સીધાન્તો માન્યતા–ફીદાગીરીના શબ્દ જુદા આપેલા છે માટે દએનાઓ શબ્દનો અર્થ દીનોજ થાય તેની પુરવારી. દીનો દાદારની બનેલી છે. માનવોનો જુદી જુદી દીનોમાં થતો જન્મ દાદારથી દાયેતે=નકી થયલો છે તે બધાંનો ભેદ.**

**દએના** શબ્દ દએન માટે છે. પહેલી એકવચનમાં છે. **દએનાંમ** શબ્દ બીજી એકવચનમાં છે. **દએનાઓ, દએનાઓસ્ચ** શબ્દો બીજી બહુવચનમાં છે. **દએનાઓ** એટલે દીનો એટલે એકથી અનેક દીનો. આ **દએનાઓ** શબ્દ ગાથામાં અને ફરવરદીન યશ્તમાં આવે છે. ગાથા હા ૩૧–૧૧; ૩૩–૧૩; ૩૪–૧૩ અને ૪૬–૬; ૪૯–૯ માં **દએનાઓ** એટલે દીનો એમ શબ્દ આવે છે. વળી ફરવરદીન યશ્ત ફ. ૭૪ માંબી **દએનાઓ** શબ્દ આવે છે જે સઓ-ષ્યંતોને લગાડેલો છે અને તે **દએનાઓ** શબ્દની આગળ **આસ્નાઓ** અને **મનાઓ** શબ્દોબી આપેલા છે, કે જેથી **દએનાઓ** શબ્દનો અર્થ અનેક દીનો છે એમ સીધ્ધ થઇ જાય છે. વળી **દએનાંમ યાંમ હાઇતિનાંમ વહિશ્તા** શબ્દોથી દીનોનો ભેદ સમજાય છે. બહેસ્ત–બહેરેહ ખ. રૂ. કામાજી પોતાના ઝરથુસ્ત્ર નામાના ૧૬૨ મે પાને એ શબ્દ ઉપર તુકતેચીની કરતાં કહે છે કે એ શબ્દનો અર્થ ઘણી દીનો એમજ થાય છે. જ્યારે તે ઝરથુસ્ત્ર નામાનો બીજીવાર પ્રગટ કરનાર કહે છે એ શબ્દમાં અંતકરણનો અર્થ આવે; દીનોનો અર્થ નહી આવે. તેવણ ગમે તે કહે પણ ફરવરદીન યશ્તમાં **આસ્નાઓ-**

**મનાઓ-દએનાઓ**ને સઓષ્યંતોના કહયા છે કે જેમાંથી **દએનાઓનો** અર્થ તો ધણી દીનોનોજ નીકળે છે. સઓષ્યંતનો અર્થ અવસ્તામાં ધણી બહોળી રીતે લીધેલો છે. એક માણસ જો નેકી કરતો હોય તો તેનેબી સઓષ્યંત કહયો છે. પેગામ્બર સાહેબની આગળ અને પાછળના માઝદયસ્નિ દીનના લાવનાર **વખશાવર**નેબી સઓષ્યંત કહયા છે, તેમ અન્ય વર્ણોની દીનોના દાતોબરને= મહાન પુરૂષોનેબી સઓષ્યંત કહે છે. સઓષ્યંત શબ્દની વ્યાખ્યા પછીથી આવશે. ફરવરદીન યસ્તમાં વળી (૧) **અઇર્યનાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરીનાંમ** એટલે **આર્ય દેશના નરનારીઓ** (૨) **તૂઇર્યનાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરીનાંમ** એટલે **તુરાન દેશના નરનારીઓ** (૩) **સઇરિમનાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરીનાંમ** એટલે **સઇરિમ દેશના નરનારીઓ.** (૪) **સાઇનિનાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરી-નાંમ** એટલે **સાઇનિ દેશના નરનારીઓ** (૫) **દાહિનાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરીનાંમ** એટલે **દાહિ દેશના નરનારીઓ** (૬) **વીસ્પ-નાંમ દખ્યુનાંમ નરાંમ નાઇરીમ**–એમ દેશદેશના નરનારીઓને યાદ કીધા છે. ત્યાં મઝદયસ્નિ દએનને પોતાને '**દએનયાઓ યત હાઇતિ-નાંમ વહિશ્તા**': હસ્તી તરફ લઇ જનારી, હસ્તીના મરકઝો ઉપર લઇ જતી, હૈયાતી ભોગવતી રહેતી દીનોમાં ઉત્તમ એમ કહી છે. ત્યારે ફરવરદીન યસ્તમા કહેલા સઓષ્યંતો જે યઝસ્ને હા ૧૯ ના પંચ રતુની દાતોબરી બતાવે છે તેઓની **આસ્નાઓ** અર્થ આસ્ને ખેરદોના એટલે જાતી અકકલોનો છે, કે જે ખેરદો તેઓના ખીલેલાં અંતકરણોમાંજ રહે છે. એમ ખીલેલી ખેરદ-**આસ્નાઓ** સાથેજ અંતકરણનો અર્થ જોડાયલો છે અને તેઓની **મનાઓ**નો અર્થ તેવી આસ્ને ખેરદની અંદરથી થતા જુદા જુદા મનનો–મનની ગતીઓનો છે કે જે ખેરદ અને અંતકરણને તાબે રહે છે અને તે આસ્ને ખેરદ અને તે આસ્ને–ખેરદથી ઉપજતા મનથી થતી દએનાઓનો અથ જુદી જુદી દીનો છે. કામાજીના ઝરથુસ્ત્ર નામાનો બીજીવાર પ્રગટ કરનાર શરેહ કરતાં કહે છે કે **દએનાઓ**ની આગમચના **આસ્નાઓ** અને **મનાઓ** શબ્દ આવે છે તેથી **દએનાઓ**નો અર્થ અંતકરણ એટલે અશોઇ અને દરૂજી વચ્ચે પીછાણ કરવાની શકિતનો થાય છે. જો એમ હતે તો **મનાઓ** અને **આસ્નાઓ** અને **દએનાઓ** શબ્દોને બહુવચનમાં નહી પણ એકવચનમાં મુકતે, કેમકે ખેરદ અને મન એકસરખા થવાથી ભલા બુરા વચ્ચેની તપાસની શકિત એકજ રીતની ઉભી થયલી હોય, અને તેવી એકજ રીતની શકિત વર્ણવા એકવચનનો શબ્દ વપરાય. પણ હયાં તો તે શબ્દો બહુવચનોમાં

છે. તે સઓષ્યંતોની જુદી જુદી ખેરદો તેઓના ખીલેલા અંતકરણોમાં છે માટે જુદા જુદા ખીલેલાં મનો છે એમ તેઓની જુદી જુદી શકિતઓ છે માટે જુદું જુદું જ્ઞાન એટલે વધતું ઓછું જ્ઞાન તે ખેરદો રાખતા અને ખીલેલા મનોવાળાં અંતકરણમાંથી દીનો તરીકે જાહેર થઇ રહે છે. એમ છે માટેજ ત્યાં **આસ્નાઓ** અને **મનાઓ** અને **દએનાઓ** શબ્દો બહુવચનમાં છે જેથી જુદી જુદી દીનનો અર્થ ખુલ્લો થાય છે. મરહુમ શેઠ ખ. રૂ. કામાબી **દએ-નાઓ**નો અર્થ દીનોનોજ કરે છે. બીજા બધાઓ **દએનાઓ**નો અર્થ દીનના ફરમાનોનો કરે છે. પણ 'દીનના ફરમાનો બીજાને શીખવ્યા' એવું અવસ્તામાં જ્યારે કહેવામાં આવે છે ત્યારે ઉપર હમોએ કહયું છે તેમ કેઠેબી દએનાઓ શબ્દ વાપર્યોજ નથી પણ **સાસ્ના, સ્રવંઘહ, દાંસ્તવા, આસેન્દા** એવા શબ્દો વાપરેલા છે. અષી યસ્તમાં કે બીજે ઠેકાણે દીનના શીક્ષણો-સીધાન્તો શીખવવાની-તે પ્રમાણે કામ કરાવવાની વાત આવે છે ત્યારે દીનના સીધાન્તો માટે **દએનાઓ** નહી પણ **ફ્રસસ્તીમ** શબ્દ આવે છે. **ફ્રસસ્તિ**નો અર્થ તોઈીક-શિક્ષણ-શીખામણનો છે જે અર્થો ઉપરથી તેઓના પરિણામ તરીકેનો કીર્તીનો અર્થ ઉભો થાય. **દએનયાઓ** શબ્દ કદીબી કેઠેબી એમ વાપરેલો નથી. **દએનાઓ**માં ત્યારે દીનોનોજ અર્થ છે. વળી ગાથા ૩૧-૧૧ ના ફકરામાં **દએનાઓ** શબ્દ સાથે તે **દએનાઓ**ના **ચ્યઓથ્ન**=તરીકતો, તે **દએનાઓ**ની **સેંગહસ્ચ**=શીક્ષણો, તે **દએનાઓ** ઉપરની **વરેનંગ**=જુદો જુદો એતેકાદ અને **વસાઓ**=મરજી કહેતાં પીદાગીરી એમ નોખા નોખા શબ્દો આપેલા છે, જે ઉપરથી **દએનાઓ** શબ્દનો અર્થ દીનોજ છે, તેનો શક રહેતો નથી.

**હા ૩૧-૧૧ માં કહે છે કે:**

**હયત[1] ને[2] મઝદા[3] પઓઉર્વીમ[4]-ગએથાઓસ્ચ[5] તષો[6] દએનાઓસ્ચ[7]**

**થ્વા[8]-મનંઘહા[9] ખ્રતૂશ્ચા[10] હયત[11]-અસ્તવંતેમ[12] દદાઓ[13] ઉશ્તનેમ[14]**

**હયત[15] ચ્યઓથનાઓ[16] સેંગહાસ્ચા[17]-યથા[18] વરેનંગ[19] વસાઓ[20] દાયેતે.[21]**

અએ મઝદા[3] ‖ જ્યારે[1] ‖ સપ્પર્ પહેલા[4] ‖ તારી[8] ‖ વીચારશકિતથી[9] ‖ તનોમંદ હયાતીનું જગત-તે માંહેલી વસ્તી[5] ‖ (અને) દીનો[7] ‖ તેં બનાવ્યા[6] ‖ કે પછી[11] ‖ હમુને[2] (માનવને) ‖ જાતી અકકલ[10] (અને) ‖ જડ હયાતીનુ[12] ‖ જીવન[14] ‖ તેં આપ્યા[13] ‖ જે તરફ[18] (ઉપર કહેલી દીનોમાંની જે દીનમાં) ‖ હમારે માટે માનવ માટે[2] ‖ એતેકાદો[19] ‖ (તે તે દીનો માટેની) ખાહેશ[20]

(તે દીન ઉપરની ફેદાગીરી) || મુકરર કરવામાં આવ્યા[૨૧] || (જે દીનમાં માનવની સરજત જોડાઇ) તે તરફ[૧૫] || (તે દીનમાંની) તરીકતો-ફરજો-કાર વ કેરફેહ[૧૬] || દીની સીધાન્તો[૧૭] || તે આપ્યા[૧૩] ||-મુકરર કરવામાં આવ્યા.[૨૧] ||

આ ફકરામાં સાફ ખુલ્લે ખુલ્લુ કહે છે કે જડ હયાતીના માનવને દાદારે ઉભો કીધો કે તેની સાથે દીનો ઉભી કીધી. હયાં ત્યારે ૧૯ મા હાની પેલી **પંચ દકએષ**=પાંચ દીનો, **પંચ રતુ**=તેના પાંચ સરદારો, અને નમાન-વીસ-ઝન્તુ-દખ્યુ એટલે **જુદી** જુદી પાંચ વર્ણોનીજ વીગત આપેલી છે. કહે છે કે દીનો થઇ અને **યથા**=જેને માટે જે દીન **દાયેતે**=મુકરર કરવામાં આવી **હુયત**=તે દીનનો **વરેનંગ**=એતેકાદો અને **વસાઓ**=દીન ઉપરની ઇચ્છા ફીદાગીરીઓ તેને માટે **દાયેતે**=મુકરર કરવામાં આવ્યા. આ ફકરામાં **દએનાઓ** શબ્દ દીનો માટે છે; દીનના ફરમાનો માટે-કાયદા માટે નથી કેમકે પછીથી **વરેનંગ** અને **સેંગહાંસ્ચા** શબ્દો એટલે એતેકાદ અને સીધાન્તો શબ્દોબી આપેલા છે એટલે **યથા**-જે તરફ-જે દીનમાં તેને **દાયેતે**=મુકરર કરવામાં આવે તે દીનનો **વરેનંગ**=એતેકાદ **વસાઓ**=ઇચ્છા ફીદાગીરી, તે દીનની **શ્યઓથ્ના**=તરીકતો કાર વ કેરફે અને તેની **સેંગહુાંસ્ચા**=દીની સીધાન્તો તેને માટે **દાયેતે**=મુકરર કરવામાં આવ્યા-તેને આપ્યા. હયાં દીનો છે, તે દીનોના એતેકાદો-ફીદાગીરીઓ છે તે દીનોની તરીકતો અને **સેંગહાસ્ચા**=ફરમાનો છે એમ ખુલ્લું છે. **દએનાઓ**નો ખુલ્લો અર્થ દીનોનો છે. વળી હયાં **દાયેતે** શબ્દ છે. આ શબ્દ ઉપરથી જાહેર થાય છે કે દીનો દાદારની કીધેલી છે માનવની નહી. દીનોને દાદારેજ **દાયેતે**=મુકરર કરી આપેલી છે. તેમ વળી કઇ દીનમાં માનવને જન્મવું તેણી દાદારેજ નકકી કીધું છે, કેમકે કહે છે કે **યથા**=જે તરફની દીન તેને માટે **દાયેતે**=મુકરર કરવામાં આવી તે દીનનો એતેકાદ-તરીકત-ફીદાગીરી-સિધાન્તો તેને મળ્યા. **દાયેતે** શબ્દ કર્મણી વર્તમાન કાળ ૩/૧ માં છે એટલે મુકરર કરવામાં આવે છે એમ અર્થ બતાવે છે. આ ફકરા ઉપરથી કોઇબી કહેશે કે ગાથામાં એક દીનમાંથી બીજી દીનમાં વટલાવવા કહયુંજ નથી. દીનોને દાદારે કીધેલી છે એમ કહયું છે; માનવે કીધેલી કહી નથી. માણસોનો જન્મ જુદી જુદી દીનમાંબી દાદારેજ નેમેલો છે. ના, કહે છે કે દીનો તો દાદારે પહેલેથીજ કીધી છે અને દરેકને કુદરતના હીસાબસર સોંપી છે. કુદરતે જુદી જુદી દીનો બનાવી અને જુદી જુદી વર્ણોને તે દીનો વહેંચી આપી, તો પછી માનવ જો તે કુદરતનાં કામ વચ્ચે આવી કુદરતના કીધેલાને નહી કીધેલુ કરી વટલાવે તો માનવે કુદરત સામે બળવો કીધેલો કહેવાય. આ સાર આ ફકરા ઉપરથી સાફ સાફ નીકળે છે.

## ગાથામાં દીનોનો ભેદ છે તેમાંનો ૩૩-૧૩ માં આવેલા ભેદની સમજ. ઉસ મોઇ ઉજારેષ્વાના ફકરાની ઉંડી તાવીલ. બોય દેતી વખતે મુવેદ સાહેબ જગતને દુઆ દે છે કે તારે દીનોનો ભરમ સમજીને સલુકાઇવાલા-સહનસીલતાવાલા થવું કે જેમ અષો ઝરથુશ્ત્ર હતા. એ મોતેબર ફકરાઓની સમજ; જેમા વટલાવવાની જગાજ નથી. તેનો ખ્યાલ.

**હવે ગાથાનો ૩૩-૧૩ નો ફકરો લઇએ.** આ ફકરો આતશની ન્યાએશમાં શરૂઆતમાં આવે છે જેને દરેક બસ્તે-કુસ્તીઆન ભણનાર દરરોજ પઢે છે, અને જે ફકરો દરેક અગીઆરી આતશબહેરામમાં બોય દેતી વખતે અનેક વખત પઢાય છે. ગાહે ગાહે બોય દેતી વખતે એટલે કુદરતના આશીશોને તે આતશ અને તે યઓઝદાથ્રેગર ખેંચીને જગતને આપે છે તે દરેક કેરફેહ= સવાબના કામ વખતે ત્યાં પઢાય છે કે દીનોનો ભેદ મને અને જગતને શીખાડવામાં આવો. આ ફકરો ભણતી વખતે અનેક દુઆઓ થઇ રહે છે તેમાં એક દુઆ એમ થાય છે કે **દએનાઓ**=બધી દીનોનો ભેદ-તે બધી દીનો દાદારનીજ છે તેનો ભેદ અએ આરમઇતી! (એટલે તમીઝ સબ્યાતા-સબરયાત-બરદાસ્ત-બુન્દક મન-સ્નીની આપનારી અએ શકિત!) મને અને જગતને શીખવ કે **જેથી દીનો માટેની લડાઇઓ જગતમાંથી દુર થાય. ઉસ મોઇનો આ મોતેબર ફકરો પઢતાં એક અષવન ખાલી સુખડથી આતશને રોશન કરી શકે છે.** દીનો દાદારની છે અને તે દીનોને ચલાવવી એ આતશના પુજારીઓ જેઓ જગતના આતશને રોશન રાખે છે તેઓનું લક્ષણ છે. શું આવી બુલંદ દીનમાં વટલાવવાનું છે? આ ફકરો જોઇએ:

**ઉસ[1] મોઇ[2] ઉજારેષ્વા[3] અહુરા[4] આર્મઇતિ[5] તેવીષીમ[6] દસ્વા[7] સ્પેનિશ્તા[8] મઇન્યૂ[9] મઝદા[10] વંઘ્રહુયા[11] જવો[12] આદા[13]**

**અષા[14] હજો[15] એમવત[16] વોહૂ[17] મનંઘહા[18] ફ્સેરતૂમ[19]**

**રફેદ્રાઇ[20] વૉઉરૂ અષાને[21] દાઇષી[22] મોઇ[23] યા[24] વે[25] અબિફ્રા[26]**

**તા[27] ક્ષથ્રહયા[28] અહુરા[29] યા[30] વંઘ્રહેઉશ[31] અષીશ[32] મનંઘહો[33]**

**ફ્રો સ્પેન્તા આર્મઇતે[34] અષા[35] દએનાઓ[36] ફ્રદક્ષયા.[37]**

અએ અહુરા,[4] ‖ મને[2] ‖ નીરમળ કર.[3] ‖ ઉંચાઇએ પુગાડી[1] ‖ બુરાઇના પંજામાંથી છોડવ.[3] ‖ આરમઇતી જેવી[5] ‖ ઇચ્છા વાસ્ના એટલે તમીઝ-

બરદાસ્ત–અહુરમઝદના હોકમને બર લાવવાની ઉસ્તવારી[૬] ‖ આપ.[૭] ‖ અએ મઝદા,[૧૦] ‖ ઉત્તમમાં ઉત્તમ અતી ઘણો રૂવાનીક ફાયદો આપતી[૮] ‖ મીનો યઝતી ગતી મારફતે[૬] ‖ શ્રેષ્ટમાં શ્રેષ્ટ રીતે તરીકત પાળવાથી વૃધ્ધી માટેના ફાયદા તરીકે[૮] ‖ મીનો ગતી[૬] ‖ આપ.[૭] ‖ વંઘહુ=ભલાઇથી એટલે યઝતી શકિતઓ જેઓમાં બહમનની ખાસીઅત–વંઘહુ વસેલી છે તેના ભંડારથી[૧૧] (તેને જોરે) ‖ અર્પણ કરવાની બંદગીને માટેની[૧૨] ‖ તોફો હાલત એટલે યઝતી ગતી આવી વસે તેવી હાલત, આલાત–ઝઓથ્ર થવાની હાલત[૧૩] ‖ (મને આપ) ‖ અશોઇથી[૧૪] (મળતી) ‖ શકિત[૧૫] (દરૂજને તોડવાની ગતી) ‖ હીમ્મત[૧૬] (અમ યઝત જેવી ગતી) ‖ (મને આપ). ‖ ભલા નીસ્કામી[૧૭] ‖ મન જેમાં બહમન વસેલો છે તેવી ગતીથી[૧૮] ‖ પસે–રતુની હાલત–મારાઓને શુધ્ધ કરીને તેઓના સરદાર થવાની હાલત[૧૬] ‖ (આપ) ‖ અએ અહુરા[૨૫] ‖ બહોળી રીતે જોવા માટે એટલે પોતાની અંદરનું જગત જોઇ તેને જોરે પછી બહારનું જગત જોવા માટે એટલે મોક્ષની હાલત મેળવના માટે[૨૧] ‖ (અને તેથી ઉભો થતો) પરમ આનંદનો ઝરોહ ઉભો કરવા માટે[૨૦] ‖ બહમનને લગતા[૩૧-૩૩] (અને) ‖ શહેરેવરને લગતા[૨૮] ‖ આશીશો[૩૨] ‖ જે[૨૪] ‖ તારા[૨૫] ‖ ખાસ રીતના અચુક[૨૬] (છે) ‖ તેઓને[૨૭] ‖ મને[૨૩] ‖ આપ.[૨૨] ‖ અએ આગળ વધારતી સ્પેન્ત આરમઇતી–તમીઝ બરદાસ્ત સહનશીલતા આપતી શકિત,[૩૪] ‖ અષને જોરે[૩૫] ‖ દીનોને–મુળ દીન જે મઝદયસ્નની છે તે મુળ દીનના સીધાન્તો જેઓ જુદી જુદી દીનો તરીકે સઓષ્યંતોથી બહાર પડેલા છે તેવા બધા ભેદોને[૩૬] ‖ વધતાં પ્રમાણમાં મને બતાવ.[૩૪] ‖

સરળ રીતે આ તરજુમો એવી રીતે લખી શકાય કે અએ અહુરા તું મને નીરમળ–પાક–આઝાદ કર–હવસોથી દુરનો કર માટે તનોમંદ હયાતી સાથે લાગેલી બુરાઇઓ હવસોના પંજામાંથી જે પાંચે ઇન્દ્રીઓને લાગુ પડેલી છે તેવી ત્રુટીઓના પંજામાંથી છોડવ. આરમઇતી જેવી–આરમઇતીમાં છે તેવી ઇચ્છા વાસના વીચારો જેવા કે તમીઝ–બરદાસ્ત–સત્યતા, પોતે ભાર ખમીને બીજાને રાહત આપવાનો સ્વભાવ–ઉસ્તવારી મારામાં ઉભી કર. અએ મઝદા, યઝતી શકિતઓ મારફતે તરીકતો પાળવાના ફાયદા તરીકે મીનો ગતી=શરીરમાંની કુદરતની દરોસ્તી મને આપ. વંઘહુની ગતી એટલે બહમનની ભલી ગતી–પરમાર્થી ગતી મારી અંદર કરીને તેને જોરે મને આલાત બનાવ, એટલે બહમનને મારામાં વસાવીને યઝતોને મારામાં વસાવ, કે જેથી મારામાંની યઝતી ગતીને બીજાઓ પુગી શકે. વળી મને અશોઇથી મળતી શકિત જે

દુરૂજને તોડે છે તે અને હીમ્મત આપ કે જેથી જગતનાં દુખને પુર હીમ્મતથી તોડવા આગળ વધું. આવી બહમનની અને અષની શકિત મેળવીને પછી મને **ફસે–રતુ** થવાની હાલત આપ એટલે મારા અંશો અને મારી અર્ધાંગના સુધરી મારા જેવી થઇને મારામાં મળે એમ કર–એમ તેઓ મારામા મળીને હું ખએત્વોદથે પુરું તેવી શકિત આપ. **ઉસ્મોઇ ઉજારેશ્વાથી ફસેરતુમના** ફકરામાં બતાવેલી આવી મુરાદ માગ્યા પછી **રફેદ્રાઇ વોઉરૂ ચષાનેનો** ફકરો છેક **ફ્રદક્ષ્યા** લગી પઢે છે જેમાં પછી વધુ દુઆઓ માંગે છે, શું માંગે છે? અએ અહુરા, **વોઉરૂ ચષાને** બહોળી રીતે જોવા માટે એટલે અંતર જગતને જોઇને પછી બહારનું જગત જોવા માટે ગતી આપ; એટલે અંદરનું સુધારી બહારના જગત સાથે એકતાન થવાનું કરી આપ–તેથી ઉભો થતો **રફેદ્રાઇ**=પરમ અમર આનંદનો ઝરોહ આપ. આ બધું મેળવવા માટે **ક્ષથ્રહયા યા વંઘહેઉશ અષીશ મનંઘહો:** બહમન અને શાહેરીવરને લગતા આશીશો **યા**=જે **વે**=તારા **અબિફ્રા**=અચુક છે, **દોઇષી**=તેઓને આપ. પછી કહે છે કે **ફ્રા સ્પેન્તા આરમઇતે**=વૃધ્ધીમાં વધારનાર અએ આરમઇતી, તારા ગુણોની શકિત હમોને આપીને **અષા**=અષોઇ ઉભી કરીને વ્યવસ્થાનો કુદરતનો ભેદ જે પાંચ વર્ણોને લગતો છે તે શીખાડીને **દએનાઓ ફ્રદક્ષ્યાઓ**=દીનોનો ભેદ શીખવ, એટલે મઝદયસ્ની દએન મુળ માતા છે જેમાંથી બીજી દીનો તેણીનાં ફરઝંદ તરીકે નીકળે છે, જેણીઓ અમુક વખત લગી સાથે રહી બહાર પડે છે, જેણીઓ ઉપર તે મુળ માતાની તકેદારી છે, તે મુળ દીનના જોતીઓએબી તે બીજી દીનો માટે ભલુંજ ઇચ્છવું–તેણીઓ તરફ સહનશીલતા બતાવવી–તેણીઓમાં દેવ–અધમતા નહી પેસે માટે તરીકતો પાળી તેઓને બેહરે આપવો વીગેરે–જે બધું દીનો માટેનું શીક્ષણ છે તે શીખવ.

હમો ઉપર કહી ગયા છીએ કે હમારી **અવસ્તા બા ક્નૂમમાં દએના-ઓનો અર્થ** દીનના ફરમાનો કીધા છે તેમાં **દીનનો** ખ્યાલ ક્નૂમ પ્રમાણે બધી દીનોની માતા અને તેનાં ફરમાનો એટલે પેટા દીનોનો છે. ત્યાં એ બાબદને મોઘમમાંજ રાખી છે તેમ વળી ઘણી ચીજોને મોઘમમાંજ રાખવી પડી છે, જેઓને તેઓના બરવકતે મોકાએજ ખોલવામાં લાભ માલમ પડે છે. હયાં ભણનાર જે અનેક ચીજો માંગે છે તે **આરમઇતીની** પાસે માંગે છે, કેમકે સહનશીલતા અને સલુકાઇ અને વીવેક–માન–સભ્યતા ગ્રહણ કરાવીને બુંદક મનસ્ની એટલે પોખાળ મોટામાં મોટી એટલે સંપુર્ણ મનસ્ની જે હાદા-રની છે, જે પરમ સત્ય છે, જે ખુદપરસ્તીથી દએવીક એટલે આધુરી અને

અજ્ઞાનતાવાળી ગુમાનીથી નીરાળી છે માટે પુર્ણું રીતની અને રોશન જ્ઞાનવાળી માટે પરદુખભંજની છે, જેને હા ૩૧-૧૧ માં **થ્વા મનંઘહ્રા**=તારી મનશકિત-તારી એટલે દાદારની મનશકિત કહી છે, કે જેથીજ દાદારે જડ જગત અને તેની વસ્તી અને દીનો કીધા છે એમ કહયું છે-તે બુન્દક મનસ્ની મેળવી આપનાર આરમઇતી છે, માટે તેણીની પાસે બુન્દક મનસ્નીને લાયકની જે મુરાદ છે તે માંગે છે કે જે મુરાદ દીનો તરફની સહનશીલતા બતાવવા માટેની છે. ભણનાર અત્યંત સહનશીલતા-વીવેક-સભ્યતા માંગે છે કે જેથી દીનોનો ભેદ સમજાય અને વર્ણ વર્ણ તરફની ફરજ અદા કરી શકાય. આવા અતી સુંદર સંપુર્ણ-પોખાળ સહનશીલતાવાળા વીચારને બોય દેનાર મુબેદ એક આશીરવાદ તરીકે જગતમાં પાંધરે છે. એવી મોતેબર વીચારોની દીનમાં-આરમઇતીની બુન્દક મનસ્નીના કમાલ વીચારોની દીનમાં ત્યારે તે વીચારની તદન સામેનો વીચાર જે વટલાવવાનો છે તે વીચાર કદી હોયબી કે, તે વાંચનારજ જોઈ લેશે. ભણનાર આમ આરમઇતીની શકિત મારફતે દીનોનો ભેદ સમજી લઇને એકરાર કરે છે કે અષો ઝરથુસ્ત્રમાં ખરેખરજ એવી આરમઇતી વસી છે માટે તો અષો ઝરથુસ્ત્ર પોતાનું બધુંજ જગત માટે-જગતનાં કલ્યાણ માટે-જગતની તે પાંચ વર્ણો અને દીનો માટે અર્પણ કરી રહયા છે. જેમ અષો ઝરથુસ્ત્ર કરે છે તેમ હુંબી કરૂં એમ દુઆ છે. શું આવી દુઆ વટલાવવાનો વીચાર કદીબી સાંખી શકે? કહે છે કે:

**અત[1] રાતાંમ[2] જરથુશ્ત્રો[3] તન્વસચીત[4] ખ્ખ્યાઓ[5] ઉશ્તર્નેમ[6] દદાઇતી,[7] પઉર્વતાતૅમ[8] મનંઘ્રહસ્ચા[9] વંઘ્રહેઉશ[10] મજદાઇ[11] શ્ય-ઑથનહ્યા[12] અષાઇ[13] યાચા[14] ઉખ્દખ્યાચા[15] સેરઑષૅમ[16] ક્ષથ્રેમચા.[17]**

ઝરથુસ્ત્ર[3] ‖ પોતાના[5] ‖ તનના[4] ‖ જાન વઠીકને[6] ‖ તે એટલે ખાસ રીતે[1] ‖ રાદી ભેટ (તરીકે) એટલે આશોદાદ[2] (તરીકે) ‖ આપી દે છે[7] ‖ પરમાર્થી ભલી ગતીના[10] ‖ મન સાથની એટલે બહમન સાથની[9] ‖ (પોતાની) આગેવાની પેશ રફતારી-મરદાન પાશુમતુમના દરજ્જાને-ઉતમતાને[8] ‖ મઝદાને[11] (અર્પણ કરે છે એટલે મઝદાની ખાહેશ જગતમાં ફેલાવવા માટે અર્પણ કરે છે તેમ) ‖ ભલાં મનની એટલે બહમનની[9 10] ‖ (મરજી જગતમાં ચાલી રહે માટેબી અર્પણ કરે છે); ‖ કામ કરવાની[12] (આખેરની નેમ) ‖ અષ-વહીસ્તને[13] (અર્પણ કરે છે); ‖ તે બધી[14] ‖ વાણીઓની[15] (વાણીઓ જે સાચ્ચી જબાનમાંથી નીકળે છે, તેમ આલાતો તેમ નાના આલાતો નામે સુદરેહ

કુસ્તીમાંથી નીકળે છે તેવી વાણીઓ—નાદોની ) ॥ તાબેદારીને એટલે સરોશની માફક દાદારની મરજી બજાવવાની હોકમ—બરદારીને[૧૬] ॥ (અને તે આલાતો—નાના આલાતો નામે સદરો કુસ્તી જેઓ સત્યના નાદથી ભરેલા છે તેઓને અપાયલી) મીનોઇ સત્તાને[૧૭] ॥ ( સરોશ તેમ શહેરેવરને અર્પણ કરે છે). ॥

ત્યારે સરળ રીતે એમ કહેવાય કે અષો ઝરથુસ્ત્ર પોતાના તનુ—જીવનને આશોદાદ તરીકે અર્પણ કરે છે. પોતાનો **પેઉર્યે**નો દરજ્જો, મરદાંન પાશુમતુમનો—પેશ રફતારીનો—કુલ નીસ્તીમાં પેશ હોવાનો દરજ્જો બહમનને અર્પણ કરે છે એટલે પરમાર્થ માટે અર્પણ કરે છે. પોતાની અષોઇ અપ-વહીસ્તને અર્પણ કરે છે એટલે પોતાનું પુન્ય જગતને આપે છે. પોતાની દીનની આલાતોની હીકમતો પોતાના માંથ્રો જે દાદારે બનાવેલા છે તે બધું શહેરેવરને—ભલી રાદી સત્તાને અર્પણ કરે છે કે જેથી તે અર્પણ કીવેલાનો સદ ઉપયોગ થાય.

ઝરથુસ્ત્ર આમ કુલ જગતને માટે—ઉપર કહેલી દએનાઓ દીનો કે જેનો ભેદ આરમઈતી શીખવે છે તે દએનાઓ માટે પોતાનું બધુંજ દાદારને અને અમ-શાસ્પંદોને અર્પણ કરે છે કેમકે તે જગત અને તે દએનાઓ દાદારથી અને અમશાસ્પંદોથીજ છે કે જેનો ઇશારો ૩૧—૧૧ માં છે તે ઉપર જોઇ ગયા છીએ. આવા ખ્યાલાતોમાં વટલાવવાની જગાજ ક્યાં હોય? હોઈ શકેજ નહી.

**ગાથા હા ૩૪—૧૩ માં દીનો શા માટે થઇ—દરેક દીનમાંથી મુકિતએ પુગાય—દરેક દીન બરહક છે જો કે મરતબામાં ફરક રાખે છે, દરેક દીનના મધ્યમાં ન્માનનો જરથોશ્તીપણાનો ભેદ છે વીગેરેની નોંધ છે, જેમાં વટલાવવા જેવું કદીબી હોયજ નહી તેની સમજ. ગાથા હા ૪૬—૬ માં દીનો વિષેની સમજ છે, જેમાં બીજી દીનોમાં જન્મ લઇ લઇને વધવાનું કાંય આવે, જ્યારે કોઇ પોતાની એક દીનમાંથીજ પાર કાંય પડે તેનો ભેદ છે. આ ફકરો વટલાવવાનો સખ્ત વીરોધ કરે છે તેની તપાસ.**

હવે ગાથા હા ૩૪—૧૩ કે જેમાં **દએનાઓ** શબ્દ છે તેનો ભેદ જોઇએ.

હયાં ભણનાર દાદાર પાસેથી અમુક ખુલાસાઓ માંગે છે, જેમાં દીનનો ભેદ જગતની વર્ણમાં છે તેનો સવાલ છે. હયાં **દએનાઓ સઓષ્યન્તાંમ**

સઓષ્યંતોની દીનો એમ શબ્દ છે. સઓષ્યંત એટલે ભવીષ્યમાં આવવાના દીન બોરદારાંનો, દીનોને લાવનારાઓ. મુળ પાંચ દીનો છે. મુળ ઝરથોસ્તી દએનમાં તે બીજી ચાર દીનો પેદા પડીને પોખાએ છે. અશો ઝરથુસ્ત્ર તેઓને પોતાની મુળ દીન મારફતે પોખે છે. પછી સઓષ્યંતો આવીને ભવીષ્યમાં તેઓને ચલાવે છે. ત્યારે મુળ દીન જે મઝદયસ્ની છે તેને જેમ ભવીષ્યમાં સઓ-ષ્યંતો તાજે કરે છે તેમ તે મુળ મઝદયસ્ની દએનથી પોખાયલી ચાર દીનો-નેબી ઝરથુસ્ત્ર પછીના વખતમાં સઓષ્યંતો આવીને જગતમાં ચલાવે છે. એવે અર્થે અહીંયાં **દએનાઓ સઓષ્યન્તાંમ**=સઓષ્યંતની દીનો એમ શબ્દો આપેલા છે. આ ૩૪–૧૩ નો ફકરો આ છે.

**તેમ[1] અદ્દવાનેમ[2] અહુરા[3] યેમ[4] મોઇ[5]—મ્રઓશ[6] વંઘ-હેઉશ[7] મનંઘહો[8]**

**દએનાઓ[9] સઓષ્યન્તાંમ[10] યા[11]—હુકેરેત[12] અષાતચીત[13] ઉર્વાક્ષત[14]**

**હ્યત[15] ચિવિશ્તા[16] હુદાબ્યો[17] મીઝ્દેમ[18]–મઝદા[19] યેહ્યા[20] તૂ[21] દાથ્રેમ.[22]**

અએ અહુરા,[3] ‖ તે[1] ‖ માર્ગ જે દુઇનો–હાનાની મારામારીને એકય-તામાં લાવે છે સમાવી દે છે[2] ‖ એટલે ઝઘડાઓ મટાડીને મીનોઇ ઇશકમાં મેલાપ લાવે છે તે માર્ગ ‖ ભલા નીસ્કામી[7] ‖ મનનો બહમન વસેલાં મનનો–બહમનનો[8] (છે) ‖ જે માર્ગ વીષે[4] ‖ મને[5] ‖ તેં કહેલું[6] ‖ (તે વીષે તેમ વળી) ‖ ભવીષ્યમાં જગતનું ભલુ કરવા માટે આવનારાઓની[10] ‖ દીનો,[9] ‖ જેથી–જે દીનો મારફતે[11] ‖ નેકીનો કરનાર–તે દીન પ્રમાણેની પતમાનની તરીકતો પાળનાર[12] ‖ અશોઇ વીગેરેને એટલે અશોઈ અને તેનો નતીજો ઉભો કરીને[13] ‖ અમર સુખ ભોગવે છે[14] (મુક્તિ મેળવે છે) ‖ (તે વીષે, તેમ વળી) ‖ ભલાઇ સાથના ડહાપણવાળાઓને[17] (દાદારની હીકમતમાં ભલાઇજ છે એવું સમજાવનારાઓને–દીનો તેની હીકમતમાંજ છે એમ સમજાવનારા-ઓને) ‖ જે[15] ‖ બદલો[18] ‖ આપવા નક્કી કીધું છે–કબુલેલુ છે[16] ‖ જેનો[20] ‖ અએ મઝદા[19] ‖ અપાવનાર[22] ‖ તું[21] ‖ (છે તે બધા વીષે મને સમજાવ). ‖

સરળ રીતે આમ કહી શકાય કે અએ અહુરા **તેમ અદ્દવાનેમ**=તે માર્ગ કે જે દુઇને એકયતામાં લાવે છે એટલે ઝઘડાઓને મટાડી દોસ્તી ઇશ્ક

લાવે તે માર્ગ જે **વંઘહેઉશ મનંઘહો**=બહમનનો છે, જે માર્ગ વીષે તેં મને કહયું હતું તે માર્ગ, માટે મને ખુલાસો કર. તેમ વળી **દએનાઓ સઓષ્યન્તાંમ**=સઓષ્યંત એટલે દીનોના લાવનારાઓ જેઓ ભવીષ્યમાં દીનો લાવશે તેઓની **દએનાઓ**=ભવીષ્યની દીનો કે જેઓ મારફતે **હુકેરેત**=નેકી કેરફેનો કરનાર, તે દીનની પતમાનની તરીકતોનો પાળનાર **અષાતચીત**=અષોઈ અને તેના નતીજાઓ ઉભા કરી **ઉર્વક્ષત**=સુખ ભોગવે છે વૃધ્ધી મેળવી શકે છે તે વીષે મને સમજાવ. એટલે દીનોમાંથી પસાર થઇને છેલ્લી દીનમાં આવવેજ અષોઈ મેળવી શકીને મીનોઈ સુખ મળશે એવુંજ હમેશાં બનતું નથી. પણ જે દીનમાં તે જન્મેલો હોય તે દીનના મધ્યમાં જો તે જાય એટલે તે દીનના હરબેરેઝ ઉપર ચઢે–તે દીનની ઉંચાઇએ તે જઇ શકે, તો ત્યાંથીબી તેને અષોઇ મલીને અમર સુખ મળી શકે એટલે તુંને તે પુગી શકે–એવા જે ભેદો છે તે મને સમજાવ. દીનો શા માટે થઇ? તે દીનોમાં શા માટે જન્મ કુદરત આપે છે? ખુદની પોતાની દીનમાંથી યા દીનોમાંથી પસાર થઇ છેલ્લી માદર દીનમાં અવતરીને અષોઇ મેળવીને સુખ મેળવવા માટે તે બધું છે. શું હયાં વટલાવવા જેવો લેશ માત્ર વીચાર આવે કે? છેલ્લે કહે છે કે અએ દાદાર, **હુદાબ્યો**=ડહાપણવાળાઓને એટલે દાદારની બધી હીકમતો સુખ દુખ વગેરે હદ+ઇનસાફથીજ છે–ના દીનોનું થવું તેની હીકમતમાંજ અને હદ અને ઇનસાફથીજ છે એવી બધી સમજવાળા ડહાપણના રાખનારા માટે **હચત**= જે **મીજદેમ**=બદલો **ચિવિશતા**=આપવા તેં નક્કી કીધું છે જેનો આપ-નાર તુંજ છે તેના ભેદ વીષે મને કહે. હયાં દીનોથીજ સુખ મળે છે. દરેક દીનમાંથી દાદારને પુગાશે વીગેરે ભેદો કહયા છે કે જ્યાં વટલાવવાની જગાજ નથી. હયાં કહે છે કે દરેક દીનનો પુંજારી જો **હુકેરેત** હોય એટલે પોતાની દીનના પતમાન ઉપર હોય તો ખરેખરજ તે દાદારને પુગવાનોજ. કેમકે તે **હુકેરેત**=પોતાની દીનની તરીકતો પતમાન ઉપર એટલે પુર્ણ ચોકસાઇ અને સત્યતાથી પાલવે અષોઈ ઉભી કરવાનોજ. હયાં એક વધુ ભેદ આવેલો છે કે જેને હમોએ **અચરતા બા ક્નુમ**માં જગા આપી છે. કહે છે કે **દએ-નાઓ**=દીનો છે જેઓ તે મુળ દએન નામે મઝદયસ્ની દએનનાજ ફરમાનને પોતાના મધ્ય જેને **ન્માન** કહે છે તેમાં રાખે છે માટે જુદી જુદી દીનો ભલેને હોય, પણ જો તેનો પુજારી તેના મધ્ય=પતમાન ઉપર જાય તો તે મુળ દીનનાજ ફરમાનોને પુગે. ત્યારે કોઇબી દીનનો પુરો ભક્ત જ્યારે તેની દીનના મધ્ય ઉપર ચઢે છે ત્યારે મુળ દીનમાંજ આવેલો કહેવાય. આવો ઉંડો ભેદ હા ૩૪–૧૩ માં છે. પણ જે કોઈ પોતાની દીનના મધ્ય ઉપર ચઢી

શકે તેવી ખેરદ–આસ્ન નહી રાખે તોપછી તેને દીનોમાંથીજ જવું પડે છે, જેનો ભેદ હા ૪૬–૬ માં છે. ગાથાના આવા મુળ સીધાન્તોમાં વટલાવવાનો અર્થ હોયજ કેમ? જો દરેક દીનમાંથી દાદારને પુગાતું હોય એમ ગાથાનો હા ૩૪–૧૩ ફકરો કહે તો પછી વટલાવવાની વાતજ કેમ આવે? અને જો બીજી દીનવાળો તે દીનના પતમાન ઉપર જવાનીબી ખેરદ રાખી શકતો નહી હોય તોપછી તેને તે મુળ દીન ઉપર લઈ જવામાં અર્થજ શું છે જેનો ભેદ ગાથા ૪૬–૬ માં છે. ગાથાના આવા સિધાન્તો જે પાંચેપાંચ દીનો માટે છે ત્યાં વટલાવવાની વાત કરવી તે ગાથાના દરજ્જાને ઉતારી નાંખી સંકોચીત ખ્યાલના બનાવવા જેવું છે. વળી આ હા ૩૪–૧૩ માં દીનો ઝરથુસ્ત્રના વખતમાં જાહેરમાં નહી હતી પણ મુળ દીન સાથે જોડાયલી હતી અને પછી ભવીષ્યમાં એટલે ઝરથુસ્ત્ર પછીથી તેઓના બરવકતે જાહેર થઇ હની તેનો ભેદ આવે છે. ત્યાં **દએનાઓ સઓષ્યન્તાંમ** કહી છે એટલે સઓષ્યંતોની દીનો કહી છે. એ શબ્દો શું બતાવે છે? દીનો શબ્દ કહે છે કે અશો ઝરથુસ્ત્ર સાથે એટલે તેવણુની દીન સાથે દીનો જે બીજી છે તે હતી. પણ **સઓષ્યન્તાંમ** શબ્દો કહે છે કે તેઓ ભલેને માદર દીન સાથે હતી–હૈયાત હતી પણ ભવિષ્યમાં છુટી થવાની અને ચાલુ થવાની હતી. ભવીષ્યમાં તે દીનો જગતમાં જાહેર થાય તેવી હાલતમાં તે વખતે રહીને તે મુળ દીન સાથે તેઓ (તે દીનો) જોડાયલી હતી. કેમકે કહે છે કે **સઓષ્યન્તો**ની તે દીનો થશે એટલે ભવીષ્યમાં લોકોનું જગતનું તારણ કરનાર આવશે તેઓની તે દીનો થશે એટલે દીનો જો કે ઝરથુસ્ત્રની મઝદયસ્ની દીન સાથે હતી છતાં જાહેર હતી નહી પણ ભવીષ્યમાં જાહેર થશે. વળી ગાથામાં અન્ય ઠેકાણે હા ૪૪–૧૦ મા **'હાતાંમ'** શબ્દ આપેલો છે એટલે હસ્તી તરફ લઇ જવા માટેની હૈયાત દીનો સંસ્થાઓ એમ શબ્દ આપેલો છે તેમાંથીબી એજ સાર નીકળે છે કે **દીનો** એકથી વધુ ઝરથુસ્ત્રના જમાનામાં હતી. પણ આ હા ૩૪–૧૩ નો **સઓષ્યંત** શબ્દ કહે છે કે ઝરથુસ્ત્રના વખતમાં તો મુળજ દીન હતી કે જે મુળ દીનમાંજ બધીજ દીનો હતી. પછી તે મુળ દીનમાંથી ભવીષ્યમાં આવનાર સઓષ્યંતો તે તે દીનોને કાઢીને આશ્કારા કરશે. જે સાહેબો ક્ષ્નૂમની હકીકતથી નાવાકેફ છે તેઓ **દએનાઓ**નો અર્થ દીનો કરવા માટે પસંદ કરતા નથી. તેઓ ઝરતોસ્તી દએનનો કુદરતમાંનો દાવો તેમ અશો ઝરથુસ્ત્રનો કુદરતમાંનો દાવો જો કે દીનમાં છે છતાં અતીશયુકિત ગણીને કબુલ કરતા નથી. ક્ષ્નૂમના જ્ઞાનમાં તો તે બધું રોશન છે કે જેનો ચિતાર હાલની અવસ્તામાં કેઠે અને કેઠે છેજ.

હવે દીનો અનેક છે એવા ભેદોવાળો બીજો ફકરો જે ગાથા હા ૪૬–૬ નો છે તે જોઇએ. અવસ્તા આમ છે:

**અત[1] યસ્તેમ[2] નોઇત[3] ના[4] ઇસેમ્નો[5] આયાત[6]**

**દ્રુજો[7] હવો[8] દામાંન[9] હઇથ્યા[10] ગાત[11]**

**હવો[12] જી[13] દ્રેગવાઓ[14] યે[15] દ્રેગવાઇતે[16] વહિશ્તો[17]**

**હવો[18] અષવા[19] યહમાઇ[20] અષવા[21] ફ્રયો[22]**

**હયત[23] દએનાઓ[24] પઓઉર્‌યાઓ[25] દાઓ[26] અહુરા.[27]**

ત્યારે જો[1] ‖ (કોઇબી) માણુસ[4] ‖ (દીન પ્રમાણે સાબેત કદમ રહેવાની –ઉંચ દ્રષ્ટીવાળો થઈ રહેવાની) ઇચ્છાનું જોમ રાખતો થઈ, રોશનફેલ મુખ્તારી કરવાનું જોમવાળો થઇ[5] ‖ જે કોઇની પાસે[2] ‖ આવતો–આવ્યો હોય[6] ‖ નહી તો[3] ‖ તે પોતે[8] ‖ ખરેખરજ[10] ‖ દરૂજની[7] ‖ પેદાશ–વસ્તી તરફ[9] ‖ જાય.[11] ‖ ખરેખરજ[13] ‖ જે કોઇ[15] ‖ દરવંદ માટે–અષથી દુર રહેનાર માટે[16] ‖ સઉથી ભલો (છે)–ભલું ઇચ્છવામાં પહેલા નંબરનો[17] (છે)–‖ તે પોતે[12] ‖ દરવંદ એટલે અષથી દુર રહેનાર ફરેબવાળો (છે)–પોતે ફરેબ ખાઇ બીજાને ખોટે રસ્તે મુકનારો છે માટે દરવંદ[14] (છે). ‖ જેને માટે[20] ‖ અષવન[21] ‖ દોસ્તીવાળો ઇશ્કવાળો[22] (છે) ‖ તે પોતે[18] ‖ અશોઇવાળો વ્યવસ્થીક[19] (છે). ‖ એમ છે માટે[23] ‖ અએ અહુરા[27] ‖ સપ્પર પહેલેથીજ[25] ‖ દીનો[24] ‖ તેં આપી છે.[26] ‖

દીનો પેદા કરવાની શું અગત્યતા છે તે હયાં સમજાવે છે. દીનોમાંથી જન્મ લઇ લઇને આગળ વધવે તનનો દએવ ધીમે ધીમે સુધરતો આવશે. શરીરમાંની દ્રવંદી દરૂજી ગતી જે શરીરમાં કુદરતી રીતેજ આવેલી છે તેઓને તોડવાના દરૂજ-પરહેજના નીયમો જરતોસ્તી દીનમાં આપેલા છે તે માન્ય રાખીને પાળવાનું સુજે એવી **આસ્ને ખેરદ**=જાતી અકકલ જેઓમાં હોય નહી અને એવી **ગોશોસ્રુત ખેરદ** શીખીને જેઓ મેળવે નહી તેઓમાં એવી દરૂજ-પરહેજની આસ્ને ખેરદ ઉભી કરવા તેઓને દીનોમાંથી પસાર કરાવે છે. એવે અર્થે દીનો થઈ છે એમ કહે છે. આ ફકરો વટલાવવાની સખત વીરૂધનો છે કેમકે હેઠળી દીનવાળાઓ ઉપલી દીનોનો ભેદ સમજીને જીંદગી ગુજારી શકેજ નહી; અને પછી જો તે હેઠળી દીનવાળાઓને ઉપલીમાં લાવે તો તે હેઠળી દીનવાળાઓ ઓર બુરાઇમાં રહી ગુનાહમાં ફસી જાય. પહેલી અને બીજી લીટીઓમાં જે સીધાન્તો–નીયમો કહયા છે તે સીધાન્તો માટેની ખેરદ બાંધવાજ દીનોમાંથી

પસાર કરાવવામાં આવે છે. જો એવી ખેરદ બંધાઈ નહી હોય છતાંબી જો તેઓને હેઠલી દીનોમાંથી ઉપલીમાં વટલાવે તો 'કુતરો નહી ઘરનો કે ઘાટનો'ના જેવો બનાવ બની જાય. દીનોને શરૂઆતથી કાંય કીધી? કહે છે કે **હુયત**= એટલા માટે કીધી એટલે ઉપરની ચાર લીટી પ્રમાણેની ખેરદ બંધાવવા માટેજ **પઓઉરૂયાઓ**=પહેલાથીજ દરૂજો-દેમાનની સ્રષ્ટી થઇ—અહુરાએ કીધી.

પહેલી લીટીનો તરજુમો જુદા જુદા વીદવાનો કંઇક હેરફેર રાખીને કરે છે છતાં તે બધા તરજુમામાંથી એકજ સીધાન્ત નીકળી આવે છે. ત્યાં આ તાત્પર્ય છે કે જે કોઇબી મજબુત મનનો થઇને આવે નહી, ઉંચી નેમ રાખીને આવે નહી, પોતે કંઇક જોમ રાખતો હોય છતાંબી બતાવે નહી એટલે જે કોઇ રોશન ફેલ-મુખતારી રાખે નહી તો તે દરૂજની તરફ જશે એટલે પાપવ્રત્તીનો થવાનોજ. અહિંયાં કહે છે કે માનવે રોશન ફેલ રાખવો જોઇએ કે જેથી નેકીએ પુગાય. દીનના જે ફરમાનો છે તેઓને રોશનફેલથી પાળવા જોઇએ કે જેથી શરીરનો દરૂજ હણાય. અને જો એમ નહી કરે તો તેના શરીરના હવસો હદની બહાર વધવાના; તે દરૂજની પેદાશ તરફ જવાનો. ત્યારે રોશન ફેલ રાખવો—પાપો થાય તો રોશન ફેલ કરવો એટલે તેનો એકરાર કરીને તે પાપ ફરીથી નહી કરવાનો નીશ્ચય કરવો, એટલે **મહેર પતેત** રાખવા એ એક સીધાન્ત છે કે જેથી માનવને ખબર પડી જાય છે કે તેમાં હવસો તો છે પણ તેઓને રોકવા જોઇએ. આ એક સીધાન્ત થયો. પછી કહે છે કે જે કોઈ દરવંદો માટે અતી ભલો છે એટલે જે કોઇ દરવંદોને તેઓની દર-વંદીમાં ઉત્તેજન આપે છે—અશોઇ વીરૂધ જવાનાં કામોમાં તેને ઉત્તેજન આપે છે તે પોતેજ દરવંદ છે. એટલે જે કોઇ પોતાનો સંબંધ દરવંદો સાથે જોડે છે, પોતાનો દમ=ઉસ્તાન, મીશ્ર=વીચાર—ઓલો દરવંદો સાથે જોડે છે, દરવંદોની વાસ્ના રાખે છે તે દરવંદજ થવાનો એટલે અશોઇએ પુગવાનો નહી, પણ જે કોઈ અશો લોકોને ચાહે છે—તેઓની વાસ્નામાં રહે છે તે અશોઇએ પુગશે. આવી રીતના માનવોબી રહે છે એટલે ઉપર કહયા છે તેવા રોશન ફેલ નહી રાખનારા અને હવસોને વધારનારા તેમ દરવંદી કામને ઉત્તેજન આપનારા માનવો છે કે જેઓમાં દરૂજ જબર રહે છે. તેઓ અશોઇની તરીકતો પાળવાના નહીજ માટે તેઓને માટે તેઓને બરની દીનો દાદારે પહેલાંથીજ કીધી છે. હેઠલી દીનો કે જેઓમાં સખત દરૂજ—પરહેજની તરીકત નથી તે દીનોમાંથી તેને પસાર કરાવીને પછી ભલી ખેરદ બંધાવી આપે છે. પણ જેઓ અશોઇ તરફના છે તેઓને માટે દરૂજ—પરહેજના સખત કાનુનની દીન કીધી છે. એમ માનવોની

આવી ચહડ ઉતર મતી હોવે કહે છે કે **હુયત=એને લીધે દાદારે પોઉરૂયાઓ=** શરૂઆતથી એટલે તેવા માનવો ઉભા થવા લાગ્યા ત્યારથી એટલે દરૂજો-દેમાન =દરૂજનું જગત શરૂ થયું ત્યારથીજ '**દએનાઓ દાઓ અહુરા**': અહુરાએ જુદી જુદી દીનો આપી છે. બુરી મતીવાળા માટે તેને બરની અને ભલી મતીવાળાને માટે તેને બરની-એમ અહિંયાં દીનો શા સારૂ થઈ છે તેનો ભેદ ખોલે છે. માનવમાંજ જુદી જુદી જાતી અકકલ-આસ્ને ખેરદ હોવાને લીધે તે આસ્ન અને મન પ્રમાણે દાદારે સઓષ્યંતોને તેવી આસ્ન અને મનને રૂચે તેવી દીનોને બનાવી આપીને તેઓ મારફતે ચલાવેલી છે. ગાથાના આ ફકરામાં ત્યારે કહે છે કે દીનો જે કંઇ દાદારે કીધી અને તે દીનોમાં માનવોને જન્મ આપ્યો, તે તે માનવોના મીનો રૂવાનીક ફાયદાને માટેજ કીધું. માનવને જો કદી કોઇ ધર્મ બદલવાની ફરજ પાડે તો તે શખસ દાદારની તે નેમને ભારંભે પાડે છે અને તે બેઉ માનવો વૃધ્ધીમાં પાછળ હટે છે-એમ આ ફકરો વટલાવવાની વીરૂધમાં છે.

દીનો અનેક છે એવા ભેદોવાળો બીજો ફકરો જે ગાથા હા ૪૯-૯ નો છે તે જોઇએ. અવસ્તા આમ છે:

> **સઓતૂ[1] સાસ્નાઓ[2] ફૃષેંગહયો[3] સુયે[4] તશ્તો[5]**
> **નોઈત[6] એરેશ-વચાઓ[7] સરેમ[8] દદાંસ[9] દ્રેગ્વાતા[10]**
> **હુયત[11] દએનાઓ[12] વહિશ્તો[13] યૂ જેન[14] મીઝદે[15]**
> **અષા[16] યુખ્તા[17] યાહી[18] દેજામાસ્પા.[19]**

વૃધ્ધીને લગતો-વૃધ્ધી થવા માટેનો[3] ‖ ફાયદો કરવા માટે[4] ‖ ઘડાયલો-પેદા પડેલો[5] (ફરશોસ્તર) ‖ શીક્ષણો-સીધાન્તો[2] ‖ સાંભળશેજ[1] (બજા લાવ-શેજ-અમલમાં મુકશેજ). (સીધાન્ત કયો છે? આ છે કે) ‖ સાચ્ચી જબાન-વાલાઓએ[7] (અશોઈ ઉપર જવાના ઉમેદવારોએ) ‖ દરવંદો મારફતે-અશોઇને નહી પાળનારા-માનનારા મારફતે[10] ‖ સરદારીને[8] ‖ ચાલતી કરવાની-લેવાની[9] ‖ નથી.[6] ‖ જેમ-જેવી રીતે[11] ‖ દીનો એટલે ખીલેલાં-યઝત વસેલાં-યઝતને મળેલાં અંતકરણોની શકિતઓના જાહેર દુન્યવી આકારો દીનો તરીકે છે તે દીનો[12] ‖ ઉત્તમાં ઉત્તમ[13] ‖ બહુમન વસેલી આલાતરૂપ થયલી ભેટા[15] (મેળવવા)માં ‖ જોડાયલી છે[14] ‖ (તેવીજ રીતે) ‖ અશોઇથી-અશોઇને જોરે[16] ‖ **યાહી** એટલે મહાભારત કામો જે જગતમાંથી દેવને તોડવાનાં છે છે તે કામોને કરનારા મહા પ્રતાપી તલેસ્માતીક શકિતવાળા[18] ‖ (ગુસ્તાસ્પ અને તેવણના જેવા બીજાઓ) ‖ ડાહયા-સાત કાળનું જાણનારા જામાસ્પ

સાથે[૧૯] ॥ જોડાય છે.[૧૭] ॥ (જેથી શું થાય છે? માટે કહેવા ધારે છે કે જેથી જામાસ્પને તે બધાઓના મોટા મોટા કામોની ખબર પડયાજ કરે છે અને જામાસ્પ મારફતે સાત કાળનું ભાન તે બીજાઓનેબી થઈ રહે છે. જોડાણુ એવી ઉત્તમ ચીજ છે, માટે દરવંદોની સાથે એટલે જુઠ્ઠાઓની સાથે-અશોઇથી દુર રહેતાઓની સાથે સાચ્ચાઓએ-અશોઇ તરફ જવા માગનારાઓએ જોડાવુ નહી-નહી તો તે સાચ્ચાબી જુઠ્ઠા થઈ જશે. દીનની એવી **સાસ્ન**=શીખામણુ છે જે ફરશોસ્તર પાળી-શીખવી રહે છે.

અહિંયાં પહેલાં કહે છે કે **ફ્ષેંગહયા સુયે તશ્તો:** જગતનો ફાયદો જે મીનોઇ છે તેમ વળી દુન્યવીબી છે તે ફાયદો-ફાયદાઓ લાવી અપાવવા માટે ખાસ રીતનો પેદા કીધેલો ફલાન ફલાન નર એટલે ફરશોસ્તર **સાસ્નાઓ**=સીધાન્તો-દીનની શીખામણ પ્રમાણે ચાલવાનોજ. જેને ખાસ રીતે અમુક કામ કરવા પેદા કીધો હોય તે તો તે કામ કરે એમાં નવાઈ નથી. અહીંયાં ફરશોસ્તરની વાત છે. કહે છે કે તેવણુને તો દીનને ચલાવવા દાદારે પેદા કીધેલા માટે દીનના સીધાન્તોને **સ્રઓતૂ**=સમજવાના એ નક્કી છે. એમ દીનને શીખવીને પાળશે કે જેથી બીજાઓ ઉપર તેવો છાપ પડે. દીનના સીધાન્તો પ્રમાણે લોકો ચાલે એ દુઆ છે. આ સીધાન્ત કયો છે? કહે છે કે જેમ દીનો ઉત્તમમાં ઉત્તમ બહમન વસેલી ભેટો મેળવવા માટે એક બીજા સાથે મળે છે; જેમ મોટા **યાહી** એટલે મહાભારત કામો કરનારાઓ-ગુસ્તાસ્પ જેવાઓ અશોઇને લીધે જામાસ્પ જેવા સાત કાળના જાણુનારાને મળે છે,-એમ એકબીજા સાથે મળીને એકબીજા જેઓ સરખા છે તેઓને મદદ કરી રહે,-તેમ એક સાચ્ચા માટે અશોઈ ઉપર જવા લાયકના માણસે દરવંદ કે જે જુઠ્ઠો છે અશોઇને માનતો નથી તેની સાથે મળવું જોઇએ નહી, કેમકે તેથી સાચ્ચાની સચ્ચાઇ વધીને તે સાચ્ચો અશવન થવાને બદલે ઉતરી પડીને ખુદ જુઠ્ઠો થશે. **એમ અહિંયાં લાયકે લાયક સાથેજ મળવું એમ કહે છે.** એવોજ વીચાર **ફરવરદીન યશ્ત**માંથી છે, જ્યાં કહે છે કે **યોઈ હુપ્ત હમો મનંઘહો, યોઇ હુપ્ત હમો વચંઘહો, યોઇ હુપ્ત હમો શ્યઓથ્નાઓંઘહો, અએષાંમ અસ્તિ હમેમ મનો, હમેમ વચો, હમેમ શ્યઓથ્નેમ;** તે સાત અમશાસ્પંદો એક નહી પણુ અનેક વીચારોના માટે જુદા જુદા વીચારો બોલો-ખીશકારીવાળા હોવા છતાં **હમો** એટલે મળતા વીષયના વીચારોવાળા-તેવા મળતા વીષયના બોલો અને કામોવાળા છે. તેઓ તેવા વીચાર-બોલ-કામ જે જુદા છતાં **હમો** છે-મળતા વીષયના છે, તેવા

વીચારો-બોલો-કામો સાથે રહીને એકએકને મળીને-**હુમેમ મનો**=એક વીચાર-બોલ-કામ જે છેલ્લી નેમ બતાવે છે તેને માટે કામ કરે છે. અહિંયાંબી તે અમશાસ્પંદો મળે છે એમ કહે છે. અહિંયાં શીખવે છે કે મળવું તેમાં '**ઉશતાન**=**દમ**' અને '**મિથ્ર**=**વિચાર**' અને '**સ્તોતો**-એટલે **ચળવળો**'ની ગતીને મેળવવી કે જેથી વૃધ્ધી કે ઘટતી થાય. જો સાચ્ચો નર એક દરવંદને મળે તો સાચ્ચાનો **ઉશતાન-દમ, મીથ્ર-વીચાર, સ્તોતો**-ચળવળો ઉતરી પડીને ઘટતી-વાળો થાય. દીનો જુદી જુદી છે છતાં એકએકમા મળતા વીષયની છે માટે મળે છે. **યાહુી**=અશો ઝરથુસ્ત્રના મોટા ચેલાઓ જેઓ જગતમાંથી દેવોને નાબુદ કરવાનું મહા પ્રતાપી કામ કરે છે તેઓબી અશોઇને લીધે અશોઇના કમાલ્યતના રાખનાર જામાસ્પ સાથે મળે છે, જેથી સાત કાળનું જ્ઞાન જે જામાસ્પને છે તે જ્ઞાન તેઓને મળે છે.

અહિંયાં નોંધવું કે **દએનાઓ** શબ્દ સીધાન્તો માટે નથીજ, કેમકે ઉપર **સ્રઓતૂ સાસ્નાઓ**=દીનના સીધાન્તો તેવણ સમજશે એમ કહે છે જેમાં સીધાન્તો માટે **સાસ્નાઓ** શબ્દ છે માટે **દએનાઓ** શબ્દનો અર્થ સીધાન્તો થાયજ નહી. અહીંયાંથી **દએનાઓ**નો અર્થ દીનો તરીકે ખુલ્લો થાય છે. એમ ત્યારે આગળ કહેલું છે તેમ કેટલાકો **દએનાઓ**નો અર્થ **દીનનાં** ફરમાનો કરે છે તે વાજબી નથી. કેટલાકો **દએનાઓ**નો અર્થ અંતકરણો-અંતકરણની શકિતઓનો કરે છે. **દએનાઓ**નો અર્થ અંતકરણ લેવો, અંતકરણની શકિત લેવો કે દીન લેવો તે બધું સરખુંજ છે-એક બીજાનાં કારણ પરીણામરૂપ છે એમ આગળ કહી ગયા છીએ, જેની વધુ સમજ આવી છે. અહિંયાં નોંધવું કે **દએનાઓ** શબ્દને ખાસ રીતે **મ્યઝદ**=ભેટ સાથે જોડેલો છે. ભેટ દીન માટે અપાય એ ખુલ્લું છે. ભેટોને માટે દીનો મળે તે સમજાય તેવું છે એટલે દીનો એક બીજાની બહેનપણીઓ છે-મઝદયસ્ની દીનની દીકરીઓ છે માટે ભેટો જે એકબીજાને મળે તે વહેંચી લે. પણ સવાલ ઉઠે છે કે **દએનાઓ**નો **અર્થ** જે બે રીતનો છે-એક ખીલેલાં અંતકરણનો એટલે અંતકરણની શકિતનો અને બીજો તેવી **અંતકરણની** શકિતના જાહેર આકાર તરીકેના ધર્મો દીનોનો રહે છે તે બે રીતના અર્થોમાંનો કયો દરોબસ્ત અર્થ અહીંયાં હા ૪૯-૯ માં લાગુ પડે છે. હકીકત-મારેફતના નિયમે જોતાં તો બેઉ અર્થ અહિંયાં લાગુ પડે છે કેમકે જાહેર દીન લો તો તેના બાતેનીમાં તે દીનના લાવનાર સઓશ્યંતના અંતકરણની શકિત જે મઝદયસ્ની દીન અને દાદારથી મળેલી છે,તે અંતકરણની શકિત છેજ. એમ દીનનું કેહર્પ છે અને તે કેહર્પમાં તે **દએના**=અંતકરણ છે.

એમ દીનની એક વ્યકિત થાય કે જેમાં વ્યકિત તરીકે દીન હોય અને તેની અંદર રહેતું અંતકરણબી સાથેજ રહે. એટલે એમ અર્થ થાય કે દીનોના કેહર્પો એકએકને મળે તે,—તે તે દીનોના કેહર્પોમાંના **દએના**=અંતકરણો જે દાદારને મળીને મજબુત થાય છે તેવાં અંતકરણોની શકિતઓને લીધેજ મળે છે એ વાત તો હકીકત—મારેફતના નિયમે ખરી છે. પણ દીન જે જાહેર આકારમાં છે તે દીનને તો **મ્યઝદ**=ભેટો અપાય છે—તે મ્યઝદથી તે દીન ટકે છે, માટે દીનો—ધર્મો પોતાના ટેકાવ માટે મ્યઝદ—ભેટ માગે એ વાત રોશન છે; તેમ અંતકરણ જે ખીલેલું છે માટે દાદારને મળેલું છે કે જેનો જાહેર આકાર દીન છે, તે **અંતકરણ** કંઈ ભેટ માટે મોહતાજ નથી, કેમકે તે અંતકરણ પોતાની **દએના** તરીકેની ખીલેલી હાલત રાખવા માટે એટલે પોતાનું જોડાણ દાદાર સાથે ટેકવી રાખવા માટે તો યઝતોની ગતીઓ નામે **બઓદ** માંગે છે. આવાં ખીલેલાં અંતકરણ નામે **દએના**ની ઉપર **બઓદ** પડે ત્યારેજ તે **દએના**નો સ્વભાવ **અહુ** તરીકેનો એટલે યઝતી થાય. પણ આવા ખીલેલાં અંતકરણ નામે **દએના**ને જ્યારે કોઇ જોતી **મ્યઝદ** આપે ત્યારે તો તે **દએના**ને પોતાની શકિત તે મ્યઝદના આપનારને આપવી પડે. એમ તે ખીલેલું અંતકરણ નામે **દએના** તો દાતાર બક્ષેશ કરનાર થાય માટે ખીલેલાં અંતકરણ નામે **દએના** પોતે મ્યઝદની ખાસ્તાર નથી, કેમકે મ્યઝદમાં કંઇ **દએના**ને ખીલવેલું રાખવાની ગતી નથી. ના, તે ખીલેલું અંતકરણ નામે દએના તો મ્યઝદ આપનારને ટેકવી શકે. પણ ખીલેલું અંતકરણ નામે **દએના** પોતે જે ચીજની ઉમેદવાર—ખાસ્તાર છે તે **બઓદ** કહેતાં યઝતી ગતી છે કેમકે તે **બઓદ**થીજ તે ખીલેલું અંતકરણ નામે **દએના** તેવું સાબેત રહી શકે. એમ ત્યારે **દીન**—ધર્મ પોતાના ટેકાવ માટે **મ્યઝદ** માગે પણ ખીલેલાં દાદારને મળેલા અંતકરણ નામે **દએના** જે ધર્મ—**દીન**નો બાતેન ઝરોહ છે તે ખીલેલું અંતકરણ નામે **દએના** પોતાનો ટેકાવ માટે **બઓદ** માંગે. અહિંયાં '**મ્યઝદ**'ની ખાસ્તારી બતાવી છે માટે અહિંયાં મારેફતી દ્રષ્ટીબીંદુવાળી જાહેર **દીનો**ની વાત છે; જાહેર **દીનો**ની હકીકત એટલે મુળ તરીકેના **દએના**=ખીલેલાં અંતકરણની શકિતઓની વાત નથી એ ધ્યાનમાં રાખવું જોઇએ.

અહિંયાં ઉપરના હા ૪૯–૯ માં ત્યારે બે બાબદો આવે છે કે જે બેઉથી **દીન**માં વટલાવવાનું નથી એમ સીધ્ધ થાય છે. પહેલાં એ કે **દીનો** ભલી ભેટ એક બીજા પાસેથી લેવા એક બીજાને મળે છે. તેમાંથી સાફ માલમ પડે છે કે એક **દીન**માંથી બીજી **દીન**માં લાવવું એટલે વટલાવવા જેવું તેઓમાં હોયજ નહી, કેમકે દરેક **દીન** પોતાના પુજારીને આગળ વધારશી, કે જેને માટેજ મ્યઝદ

તેણી બીજા પાસેથી લેશે. બીજી બાબદ એ છે કે અહિંયાં કહે છે કે **જેવાએ તેવા સાથેજ મળવું. જુઠઠો દરવંદ અષોઇના તલબગાર સાથે મળે તો સાચ્ચો પોતે જુઠો બને.** એમ જે કોઈ જે દીનમાં છે તે તેજ દીનનાઓ સાથે મળી શકે. જો તે અન્ય **દીન**નો શખ્સ બીજી **દીન**માં આવે તો તે બેઉની ગતીઓ એકબીજા સાથે અનુકુળ થાય નહી. એમ ત્યારે હા ૪૯-૯ માં જે સીધાન્ત કહે છે તે સીધાન્ત પ્રમાણેજ વટલાવવાનું **દીન**માં નથીજ. જેવાએ તેવા સાથેજ મળવું એટલે એક **દીન**નો તેજ **દીન**નાની સાથે મળી શકે-બીજી **દીન**નાઓ સાથે તે મલી શકે નહી. અનુકુળતાનો આ સીધાન્ત છે.

ઝરતોસ્તી **દીન** કુલ્યાતી છે. બધી **દીનો**ની માદર છે. બધી **દીનો** ઝરતોસ્તી **દીન**ની અંદર પોખાય છે-તે બધી **દીનો**ના **દીન બોરદારા**નો કોણ કોણ થશે તેબી ઝરથુસ્ત્રજ નકકી કરી તેઓની કુનીઅત એટલે બાપ-દાદાની વંસાવળીનો પાયો મુકે છે. **દીનો**ના મધ્યમાં **ન્માન** એટલે મઝદયસ્ની **દીન**જ છે કે જે **ન્માન** કહેતાં મઝદયસ્ની મધ્ય ઉપરથીજ **દીનો**ના ચકરાવા એકએકમાં સમાય તેવા દોરવામાં આવે છે-એવી ક્ષ્નુમીક હકીકતોથી જેઓ નીદોંસ હોય-જાણીતા નહી હોય તેઓને **દએનાઓ** એટલે અનેક **દીનો** ગાથામાં કેમ આવે-આવી શકે એવો ખ્યાલ આવે; એટલેજ તેઓ **દએના**નો **દીન** ઉપરાંતનો બીજો અર્થ હોવો જોઇએ એમ માનીને તે બીજો અર્થ લગાડવા પ્રેરાય. ત્યારે આ મોતેબર ફકરા પ્રમાણે દીનો બધીજ સ્તુને પાત્રની છે. એક બસ્તે કુસ્તીઆન દીનને એક મ્યજદ આપે તેનો અમુક ભાગ તો બીજી દીનોને મળવાનોજ. ના, દરેક દીનનો પાયોજ મઝદયસ્ની ઝરતોસ્તી દએન છે. તે પાયો જે મધ્ય છે જેને **ન્માન** કહે છે તે ઉપરથીજ બીજી દીનોના ફેરાવાઓ-અમલાઓ થયા છે. પણ જ્યારે તે તે અન્ય દીનોનો પાયો લચે છે-જ્યારે તે તે અન્ય દીનોના ફેરાવાઓ અન્ય મરકઝો ઉપરથી થાય છે ત્યારેજ તે તે અન્ય દીનોમાં દ્રવાઓનું ચલણ ચાલે છે, ત્યારે તે તે અન્ય દીનોને **જુદદીન** કહે છે, તેઓને **અઘદીન** કહે છે. આવી ગતી થાય તેને સમારનાર ઝરતોસ્તી દીનની પાવીકતની પાવમહેલની સંસ્થાઓ છે. એમ છે માટેજ ખાસ કરીને ઝરતોસ્તી દીનમાં પાવીકત સ્થાપીત થયા છે. બીજી દીનોમાં પાવીઓ છે પણ તેઓ સ્થાપીત થઇ નથી તેઓને કામચલાઉ તરીકે ઉભી કરીને પછી તે પાવીઓને રદ કરે છે.

**દએના શબ્દનો દીનના** ફરમાનો તરીકેનો અર્થ નાદરોસ્ત છે તે અહિંયાંથી તેમ હા ૩૨-૧૧ માંથી તેમ અન્ય ઠેકાણેથી દેખાઇ આવે છે

કેમકે આ હા ૪૯-૯ ના તેમ હા ૩૧-૧૧ ના બેઉ ફકરામાં બેઉ શબ્દો નામે **દએનાઓ** અને સીધાન્તો માટેનો **સારનાઓ** શબ્દ વાપરેલા છે. પણ **દએના**નો અર્થ અંતકરણ થાય છે તે અર્થ **દીન**ના અર્થનોજ છે જે કારણ પરીણામ રૂપનોજ છે. **દએના**માં **દી** જેવું એવો મુળ છે. **દએના** એટલે જોવાની મારફત. જે માનવોમાં અંતકરણ **દએના** ખીલેલું હોય એટલે પોતામાંની અંતરજગત અને બહારના જગતને જોવાની શકિત જાગૃત હોય તે માનવોના **દએના**-અંતકરણ ઉપર યઝતોનો **બઓદ**નો પ્રવાહ ઉતરે છે એટલે યઝતોના દએનાનો=અંતકરણોમાંની શકિતઓનો રોહ-ધોધ તે માણસોના દએના=અંતકરણ ઉપર ઉતરે છે. ત્યારે ખીલેલું દએના અંતકરણ તે છે કે જેમાં યઝતો અને દાદારના અંતકરણો એટલે દએનાનો રોહ ઉતરે અને પછી તેવા ખીલેલા દએનાનો રોહ જગત ઉપર તે માનવ મારફતે ઉતરે. ત્યારે દએના એટલે અંતકરણ ખીલવેલો માનવ, યઝતના દાદારના દએના-અંતકરણો સાથે મલેલોજ હોય. દીનને દએના તરીકે કાંય કહી છે? દાદારના **દએના**નો-અંતકરણનો રોહ અશો ઝરથુસ્ત્રના દએના-અંતકરણ ઉપર પડીને પછી દાદારના દએનાનો તે રોહ અશો ઝરથુસ્ત્રના તે દએનામાંથી દીન ધર્મ તરીકે બહાર પડે છે માટે દીન ધર્મને દએના તરીકે ઓળખે છે. દાદારનું અંતકરણ નામે દએનામાં દાદારનો જે ભેદ છે દાદારની જે ગતીઓ છે તેઓજ, દીનો-ધર્મો તરીકે જગતમાં જાહેર થઇ રહે છે. એમ દએના એટલે ખીલેલું અંતકરણ અને દીન ધર્મ બેઉ કારણ પરીણામરૂપના છે. કોઈ એક અશવનના ખીલેલા એટલે દાદારથી યઝતોથી અશો ઝરથુસ્ત્રથી તે દીનોના કેહર્પને મળેલા અંતકરણ-દએના ઉપર કંઇ ભલાઇ-ભલો પ્રવાહ-નેકી ઉતરે તો તે ભલાઈ-નેકીની અસર દાદારના દએનાથી યઝતોના દએનાથી અશો ઝરથુસ્ત્રના દએનાથી તે સઓષ્યંતોના દએનામાં અસર કરી તેઓના દએનામાંથી જાહેર થયલી દીનોમાં અસર કરે. ત્યારે કોઈ એક **મ્યઝદ** જે બાહનની યઝત વસેલી હોય તે મ્યઝદ જો કોઇ એક દીન-ધર્મને અર્પણ થાય તો તે મ્યઝદ તે ધર્મ-દીન જે તેના સ્થાપકના દએના-અંતકરણનો દુન્યાનો આકાર છે તે દીન-ધર્મમાં તેમ દએના જે યઝતોના અશવનોના છે તેઓમાં બધેબધજ પંથરાય. અહિંયાં કહે છે કે **અશોઇ**થી જેમ **યાર્હી** એટલે ઝરથુસ્ત્રના મહાભારત ચેલાઓ એક એકને **મદદ** કરે છે મળે છે તેમ મ્યઝદથી **દએનાઓ** દીનો જેઓ દાદારના યઝતોના ઝરથુસ્ત્રના સઓષ્યંતોના દએનાઓ-અંતકરણોમાંથી ઉતરી આવે છે તેઓ મલી રહે છે. એમ ત્યારે **દએનાઓ** એટલે મુળ પાંચ દીનો જેઓ દાદાર-યઝતો-ઝરથુસ્ત્ર અને સઓષ્યંતોના મળેલા દએનાઓ અંતકરણોમાંથી નીકળે છે એમ તેઓ.

દએનાઓ=દીનોનો ભેદ જ્યારે આવો ગુહ્ય છે, દીનો એક એકને મળીને સઓષ્યંતોના, અશો ઝરથુસ્ત્રના અને યઝતો અને દાદારના દએનાઓ=અંતકરણોને મળેલી છે તો પછી એક દીનમાંથી બીજી દીનમાં વટલાવવું—એ સીધાન્તજ ખોટો પુરવાર થાય છે.

**ગાથાઓના સીધાન્તો કુલ માનવ માટે—પાંચેપાંચ વર્ણની દીનો માટે; દીનો કાંય થઇ? દીનોમાંથી કાંય પસાર થવાનું તેનો ભેદ હા ૪૬—૬ માં. દીનો તરફ સહનશીલતા રાખવી તે ઉત્તમ ધર્મ છે તેનો ભેદ હા ૩૩—૧૩ માં. દીનો દાદારે કીધી છે—તેઓમાં અમુક અમુક માનવ જન્મશે તે દાદારેજ નકકી કીધું છે તેનો ભેદ હા ૩૧—૧૧ માં. દરેક દીનમાંથી માનવ મુકિતએ પુગે તેનો ભેદ હા ૩૪—૧૩ માં. આવી ગાથાની હકીકત વટલાવવાનું કહેજ નહિ, તે સાદી અકકલની વાત છે. જગતની રજેરજમાં દેવ પેઠો માટે દીનો થઇ, ઝરથુશ્ત્ર ઉતરયા, સઓષ્યંતો થયા, તે બધાનો ભેદ ફ્રવરદીન યશતમાં. દએના =અંતકરણ અને દએના=દીન બેઉ અર્થો ઇલ્મ્યતની નજરમાં એકજ. એક કાંય હોય છે તેની સમજ. માઝદયસ્ની દીનને ઝર-થુશ્ત્ર અગાઉ ઘણાઓ લાવેલા. પેગમ્બરે દીન સ્થાપી ત્યારે વટલાવવાનું હતુંજ નહિ તેની સમજ.**

ગાથાઓનાં સીધાન્તો બધી પાંચેપાંચ વર્ણો માટે કાંય છે, ગાથાઓના સીધાન્તો સામાન્ય માનવ માટે કાંય છે, ગાથાઓમાં પાંચે પાંચ વર્ણની દીનોનો સમાવેશ કાંય છે તેનો ભેદ આપણ ઉપર જોઇ ગયા છીએ. દીનોને કાંય દાદારે કીધી હશે—માનવને દીનો કાંય પસાર કરવી પડે છે, તેની ઉકેલ આવી ગાથાઓમાં આપી છે—જુઓ ગાથા હા ૪૬—૬. તેમ દીનો તરફ સહનશીલતા રાખવી માનવનો ઉત્તમ ધર્મ છે એમ કહયું છે—જુઓ ગાથા હા ૩૩—૧૩. તેમ દીનો કુદરતથી થઈ છે માણુસથી થઈ નથી અને માણુસોને અમુક અમુક દીનમાં જન્મ આપવાનું નકકી કરનારબી કુદરતજ છે એમ શીખવ્યું છે—જુઓ ગાથા હા ૩૧—૧૧. તેમ દરેક દીનમાંથી માનવ

મુક્તિએ પુગી શકે છે એમ શીખવ્યું છે—જુઓ ગાથા હા ૩૪–૧૩. **ગાથાઓની આવી ઉત્તમ હકીકતમાં વટલાવવાનું છે એમ કહેવું તે તેના ઉત્તમપણાનું ખુન કરવા જેવું છે.**

હવે ફ્રવરદીન યસ્તના ૭૪ મા અને બીજા આગળના ફકરા જોઇએ કે જેમાં દીનોને, દીનોના સઓષ્યંતોને યાદ કીધા છે અને દએવબંદીજ કરવા બધું થયું છે તેનું મુળ કારણ બતાવેલું છે. જગતમાંનો દેવ જગતનો પરમ દુશ્મન છે, જગતમાં તે પેઠો છે તેને દુર કરવાજ દીનો થઈ છે, તે ભેદ ત્યાં છે તે જોઇએ. પછી તે દેવને દુર કરવાનો એકરાર એક મઝદયસ્ની દીનના કલમામાં કરે છે તે એકરારના યઝસ્નેના **નાઇસીમી દએવો**ના બારમા હામાંથી જોઇએ. ફ્રવરદીન યસ્ત ફકરા ૭૪ માં કહે છે કે **આસ્નાઓ યજમઇદે, મનાઓ યજમઇદે, દએનાઓ યજમઇદે, સઓષ્યંતાંમ યજમઇદે:** સઓષ્યંત એટલે દુન્યાને ફાયદો કરનારના રૂવાનોની આસ્ને ખેરદ જાતી અકકલ સાથે એકતાન થઇએ છીએ. આગળ તરજુમો કરીએ તે પહેલાં સઓષ્યંત શબ્દની કઇ વ્યાખ્યા કરીએ. એ શબ્દ 'સુ'=ફાયદો કરવો ઉપરથી થયલો ભવિષ્ય કૃદંતનો આકાર છે. સઓષ્યંત શબ્દમાં ભવિષ્ય કાળનો ઇશારો છે. પેગમ્બરને પોતાને ખાસ રીતે બતાવેલા છે. તેવણને વક્ષુરે–વક્ષુરાન કહ્યા છે, જેવણને આસ્ને વીરના એટલે યઝતી અકકલના **પોઉર્વતેમ**=સૌથી આગેવાન **ઉરૂરઓસ્ત અસ્તો**=યઝતી દુત કહયા છે. પણ અષો ઝરથુસ્ત્રની આગળના તેમ પાછળના મઝદયસ્ની દીન લાવનારાઓને સઓષ્યંતોને નામે ઓળખેલા છે. સઓષ્યંતમાં જગતને એવો ફાયદો કરવાનો અર્થ છે કે જે ભવિષ્ય લગી ટકી રહે. એ મતલબે સઓષ્યંત શબ્દમાંના 'સુ'=ફાયદો કરનાર મુળ ઉપર ષ્ય ભવિષ્યની નીશાની લાગેલી છે. એવી રીતે પેગામ્બરની અગાઉ જે વક્ષુર થઈ ગએલા તેઓની લાવેલી મઝદયસ્ની દીનની અસર તેઓના ભુતકાળથી તે તેઓના તે ભુતકાળ પછીના (આગળના નહિ) એટલે તે ભુતને લગતા ભવિષ્ય લગી એટલે હાલના કાળ લગી ચાલેલી. પેગમ્બરની આગળ કે પાછળના કેહેના જમાનાના રાએનીદાર કહેતાં દીનોને આરાસ્તે કરનારને સઓષ્યંત કહે છે કે જેઓ પોતાની શુભ ગતીને પોતાના જમાના પછીના ભવિષ્ય લગી ચલાવી શકે છે. તેમ એક માનવ જો પરમ નેકી કરે અને જગતમાં ભલું કરે તો તેનેબી **દખ્યુનાંમ**=દેશનો સઓષ્યંત કહે છે. ઝરથુસ્ત્ર પેગામ્બરની આગળના માઝદયસ્ની દીનના લાવનારાને વક્ષુરને નામે ઓળખતા, તેમ તેઓને સઓષ્યંત તરીકેબી ઓળખતા કેમકે તેઓની લાવેલી દીન તેઓના

વખતથી ભવિષ્ય લગી રહેલી. પેગામ્બરની પછીના રાએનીદારો=દીનને આરાસ્તે કરનારનેબી સઓષ્યંત કહે છે, કેમકે તેઓની રાએનીદારી-દસ્તુરી તેઓના વખતથી ભવિષ્ય લગી ટકશે. તેમ વળી મઝદયસ્ની દીનના થડમાંથી નીકળતી બીજી દીનો જે અષો ઝરથુસ્ત્ર પછીથી થએલી હતી તે દીનોને આરાસ્તે કરનારનેબી સઓષ્યંતજ કહે છે. જે કોઇબી દીન બહાર પડીને જગતને પોતાના વખતથી ભવિષ્ય લગીમાં ફાયદો પુગાડે તે દીનના લાવનારને સઓ-ષ્યંત કહે છે. જ્યારે તે દીનમાં દ્રવાઓ દાખલ થાય અને તે દએન '**અઘ દએન**'-'**દુઝદએન**' જુદદોન થાય ત્યારે તે દીનમાંથી તે **અઘમાંથ્ર**-તે **દુશ્મત-દુઝુખ્ત-દુઝવરશ્ત** કાઢવા જે નર અવતરે તેનેબી સઓષ્યંત કહે છે. સઓષ્યંત શબ્દમાં જગતને ફાયદો કરવાનો અર્થ છે, કેમકે ઝરથોસ્તી માઝ-દયસ્ની દએનના કે તેમાંથી નીકળતી બીજી દએનના ચલાવનારાઓ કુદરતી વર્ણે મઝદયસ્ની રહેતા હતા અને તેઓને એટલે તે દીનોને ચલાવનારાઓને શીક્ષણો -તાલીક આપનારા મઝદયસ્ની પેશરવોજ હતા, કુદરતના ભેદમાં તેઓને એટલે તે દીનોના ચલાવનારાઓને દાખલ કરાવનાર-ચલાવનાર તે મઝદયસ્ની દએનના પેશરવોજ રહેતા હતા, જેઓ તે દીનઓરદારમાં-તે દીનને ચલાવનારમાં **આસ્ન ખેરદ** ખીલવી **મન** ખીલવી **દએના**નું અંતકરણ કરી એટલે આઝાદ-કુદરત વસેલું અંતકરણ કરીને પછી તે **દએના**ને કુદરતમાંની તેની જીરમ-વર્ણના રતુ સાથે જોડી આપતા હતા. આમ થયું હતું તેથીજ તે દીનઓરદાર બરાબર રીતે દીનને જાહેર કરીને ચલાવતા જે ભવિષ્ય લગી ટકતી હતી. આમ થતું હતું થઇ ગયું અને થશે માટે દીનોને જાહેર કરીને ચલાવનારને તેમ બગડેલી દીનોને આરાસ્તે કરનારાઓને સઓષ્યંતજ કહ્યા છે, જેઓનો ચેરાઘ તો ઝરથોસ્તી માઝદયસ્ની દીનની હકીકતમાંથીજ સળગતો હતો. **સઓષ્યંત** શબ્દ માટેની આટલી ટુંક પણ અર્થસુચક વ્યાખ્યા કામની થઇ પડશે.

હવે ફ્રવરદીન યસ્તનાં ઉપર આપેલાં વાક્યના ભેદમાં ઉતરયેં. સઓ-ષ્યંતોની પાછળ જગત ચાલે તેજ તેઓની શકિતનો પુરાવો છે. આવા-ઓમાં જાતી અક્કલ રહે છે. અનેક સઓષ્યંતો તેવી અક્કલ ધરાવે છે માટે **આસ્નાઓ**=જાતી અક્કલનું બહુવચન હયાં વાપરેલું છે. પછી આગળ કહે છે કે **મનાઓ યઝમઇદે:** આવા જાતીઅક્કલના સઓષ્યંતોના **મન** કહેતાં વીચારો જ્ઞાન સાથે એકતાન થઇએ છીએ. અનેક સઓષ્યંતના અનેક મન માટે **મનાઓ** બહુવચનનો લોઘત આપેલો છે. પછી કહે છે કે **દએનાઓ યજમઇદે: દએના**નો અર્થ ઉપર જોયું તેમ અંતકરણ

અને તે અંતકરણમાંથી નીકળતી દીન એઉનો થાય છે. સઓષ્યંતો પાંચેપાંચ વર્ણની દીનના રહે છે. ઝરથોસ્તી દીનને જમાનાઓમાં ઉંચકનારનેબી સઓ-ષ્યંતો કહે છે. વળી તે બીજી દીનોને તાજે કરવા જે અધીકારી પુરૂષો આવે છે કે જેઓનેબી ઝરથોસ્તી દીનનાજ સઓષ્યંતો શીખવે છે મદદ કરે છે, તેઓનેબી સઓષ્યંત કહે છે. હયાં ત્યારે પાંચેપાંચ વર્ણોની દીનોને ઉંચકનાર સઓષ્યંતોને સામટા યાદ કીધા છે કે જેવી રીતે એજ યસ્તમાં જુદા જુદા દેશોને–તે દેશોના લોકોનેબી **અઇર્યનાંમ દખ્યુ, તુર્યનામ દખ્યુ** વીગેરે વીગેરે નામે યાદ કીધા છે. આવા બધા સઓષ્યંતનાં અંતકરણો કુદરત વસેલાં છે અને તેવાં તે અંતકરણમાંથી નીકળતી ગતીઓ તે દીનો છે. એમ હયાં દીનોની યાદ છે. સાધારણ તરજુમામાં તો અંતકરણ તરીકે તરજુમા આપી શકાય કે જેમ હમોએ હમારી ફ્રરવરદીન યસ્તના તરજુમામાં કીધું છે. પણ ખાસ મોકાઓ ઉપર વધુ ઉંડાણ ભેદમાં જવા દીનોનો અર્થ વાસ્તવીક રીતે આપી શકાય. આ વાસ્તવીકપણું હાલી સંજોગનું છે તે વાંચનાર જોઈ શકશે. માણસના અંતકરણમાંજ માણસની દીન હોય પણ તે અંતકરણ કયું? કંઇ આજના આપણ બધા સ્વાર્થી ગુનાહગારોના જેવું બંદ સંકોચીત અહીથી ઘેરાયલું અંતકરણ નહી. જે માનવો એક યા બીજા હવસોવાળા અને મનની ગરરીવાળા અને દરેક રીતે સ્વાર્થી છે–જેઓમાં પરદુખભંજનનો સ્વભાવ નથી તેઓના દુટી અને પાંસરીઓની કમાન વચ્ચેનાં **ફ્રરાહ** નામનાં ૧૧ માં ચખ્રમાં અહીસાંપની ખસલતના શેતાનનું જોમ છે. અહી–શેતાન વસેલુ તે **ફ્રરા-હ**નું ચખ્ર તેનાં અંતકરણનું **દશમું ચખ્ર** જે છાતીમાં હૃદય–હાર્ટ આગળ છે તેને ઘેરે છે, જેથી આજનાઓનું એટલે સામાન્ય માનવનું અંતકરણ **આંઝં-**ગનું એટલે બંદ એટલે ખુલ્લું આઝાદ રહેતું નથી. આવા બંધ અંતકરણ-માંથી ખરૂં જ્ઞાન બહાર પડે નહી એટલે દીન શું છે તે માલમ પડે નહી. પણ જ્યારે દુટી અને પાંસરીઓની કમાન વચ્ચેનાં **ફ્રરાહ**ની અંદરનો દેવ તાબે આવે ત્યારેજ અંતકરણ ખુલે એટલે કુદરતની **બઓદ**ને એટલે યઝતી જ્ઞાનને–ભલા આશીશોને તે ખુલેલું અંતકરણ મેળવી શકે કે જેમાંથી **દએન**નો દરયાવ બહાર નીકળે. સઓષ્યંતો શબ્દ કહે છે કે તેઓ જગતનું તારણ કરનાર રહે છે કે જે તારણ ભવિષ્ય લગી પુગશે. એમ છે માટે સઓષ્યંત શબ્દમાં ભવિષ્ય કૃદંતનું રૂપ આવે છે. આવા સઓષ્યંતો સ્વાર્થી હોય નહી. તેઓના અંતકરણ કુશાદે રહે કે જેની ઉપર દાદારનું યઝતોનું ઝરથોસ્તી મુળ દએનનું ખોરેહ=મીનો આશીશો ઉતરે. આવાં અંતકરણની બહાર પડતી–આસકારા થતી ગતીને **દએન** કહે છે. ત્યારે **સઓષ્યંતોનાં અંતકરણ** કહો કે

દીનો કહો બેઉ ઇલ્મિયતમાં તો હકીકત–મારેફતનો ભેદ બતાવે છે. હયાં ત્યારે દીનોની વીગત છે. હયાં ફ્રરવરદીન યસ્તમાં ફ્રવષીની હકીકત છે. ફ્રવષીઓ કોણ છે, જગતમાં તેઓ શું કરે છે તેની બીના છે. હયાં ઉપર કહેલાં વાકયમાં સઓષ્યંતો કે જેઓનાં રવાનો ફ્રવષીને મળેલા છે તેઓની યાદ કીધી છે, તેમ પછીથી જાતજાતના જાનવરોની યાદ કીધી છે. આમાં મોટો ભેદ છે. જગતમાં દુન્યામાં માનવનો બચાવ તો માનવ કરે પણ જાનવરોનો બચાવ કોણ કરે? જેઓ સઓષ્યંતો છે તેઓ માનવ ઉપરાંત જાનવરોનો બચાવ–વૃધ્ધી કરે છે. આ બચાવ કોણની મારફતે અને કોણની સામે કરવાનો છે? ફ્રવષી તેઓનો બચાવ દ્રવાઓ સામે કરે છે. માટે ૭૬–૭૭ ના ફકરામાં બે મીનોનો ભેદ આપેલો છે. કહે છે કે બે મીનોએ જ્યારે પેદાશને બનાવી ત્યારે ફ્રવષીઓ દેખરેખ કરનાર તરીકે ખડે પગે ઉભેલી હતી. જ્યારે બુરો મીનો જગતમાં પેઠો–જ્યારે દેવે જગતમાં ધસારો કરી જગતનો નાશ કરવા માંગ્યું ત્યારે તે બુરા મીનોને–તે દેવને હદમાં રાખવા બહમન અને આતશ જગતમાં સાથે સાથે પેઠા. એમ બુરા મીનોને જગતનો નાશ કરતાં તેઓએ અટકાવ્યો ખરો, પણ તે દેવ જે જગતમાં પેઠેલો તેને બહાર કાઢી શકેલા નહી. દેવને બહાર કાઢવાજ અસલ માદર દીન અને તેમાંથી સઓષ્યંતોની દીનો થઈ છે. અસલ માદર દીન ઉપર જોયું તેમ આસ્તાદ યઝદનું કેહર્પ છે, કે જેના હમકાર તરીકે **દીન યઝત** અને **ચિશ્તી યઝત** છે. અસલ દીન જેને **મઝિશ્ત–રઝિશ્ત** દીન કહે છે તે એક યઝતી કેહર્પ છે. જેમ અમશાસ્પંદો છે–યઝતો છે એટલે સાત અમશાસ્પંદો ૩૩ અહુ ૩૩ રતુઓ કેહર્પરૂપમાં છે, જેમ **મઝદદાત અહુ-રદાત** કેહર્પરૂપમાં છે તેમ માઝદયસ્ની દએનબી કેહર્પરૂપમાં છે કે જે દએનને જગતની ઉપર અનેક જણ લાવેલા પણ જે દએનને અષો ઝરથુસ્ત્ર પુર્ણ રીતે લાવી શકેલા છે. **ગયોમર્દ, હોશંગ, તેહમુરસ્પ, જમશેદ, ફ્રેદુન, કૈકાઉશ, કૈખશરૂ, વીશતસ્પ, હોમ** અને એ ઉપરાંત અનેક નરો ઝરથુસ્ત્રની અગાઉ મઝદયસ્ની દીનને લાવેલા હતા. દીનકર્દના પુસ્તક સાતમાં તેઓ બધાની વીગત છે જેની સમજ આ અદનાની પહેલી **નીકીઝ** પાને ૩૫૯ થી શરૂ થાય છે, તેમ જેની કંઇક સમજ બહેસ્ત બહેરેહ ખ. ૨. કામાજીના ઝરથોસ્તી નામાના ૧૬૬ મે પાનેથી શરૂ થાય છે. દીનકર્દમાં કહે છે કે વખતે વખરોહર ઝરથુસ્ત્ર સાહેબની આગમચ ઘણા **વક્ષવરાન** એટલે વક્ષુરાન=પેગમ્બરો, **પરસ્તગાન** અને **યાઇત્યુનતારાન**=પેગામ્બરી દરજ્જાના નરો અહુરમઝદના કાસદો તરીકે ઉતરી મઝદયસ્ની દીન લાવેલા હતા. તે બધા-

ઓનેબી સઓખ્યંતો કહે છે. તેઓની લાવેલી દીનમાં દેવનો ધસારો થયલો હતો, માટે **ગેઉશ ઉરવાએ** જગતની નવરચના કરવા માંગેલી એટલે અષો ઝરથુસ્ત્રે મઝદયસ્નિ દીનના કેહર્પને–તે આસ્તાદ યઝદને તેના હમકાર દીન અને અષી યઝત સાથે જગતમાં લાવવાની તૈયારીઓ કીધેલી હતી. તેવણે **ગાસ** એટલે જલ્વાવાળી સંસ્થા નામે પાવમહેલ કુદરતના ઉપઇરી–દખ્યુમાં તેમ ગેતીના હરબેરેઝમાં બાંધીને જગત ઉપર આખી દએનના ભેદને એવી કમાલ્યતમાં લાવ્યા કે તેમાંથી પાંચ વર્ણોની **દએનાઓ** નીકળી શકે, કે જેનો ભેદ ફ્રવરદીન યસ્ત તેમ ગાથામાં છે જેની હકીકતી સમજ માટે લ્નુમ છે. હયાં કહેવાની આ મતલબ છે કે દીનમાં વટલાવવા જેવું નથી, પણ દેવને બાંધવાનું છે. પેગમ્બરે દીન સ્થાપી ત્યારે કંઈ વટલાવવાનું હતું નહી કેમકે અસલથી મઝદયસ્ની દીન તો ચાલુજ હતી પણ દ્રવાઓથી બીસમાર થએલી, માટે અષો ઝરથુસ્ત્રે ખુદ તે દએનના કેહર્પ આસ્તાદ યઝતને તેના હમકાર દીન અને અષી યઝત સાથે જગતમાં એવી રીતે પાવમહેલમાં ઉતારેલું છે કે જેથી જગતમાં દીનોને સઓષ્યતો નબળે દહાડે લાવી શકશે.

મઝદયસ્ની દએન કે જેનું કેહર્પ **અર્શતાત** છે તેનો દરજ્જો યઝત તરીકેનો છે તેનો એક દાખલો આપીશું. તીર યસ્તમાં ૨૩ મા ફકરામાં **તીર યઝત** જ્યારે **અપઓશ** નામના દેવથી પાછો હઠે છે ત્યારે તીર યઝત અહુરમઝદ આગળ પોતાનો હાલ દરશાવે છે અને મઝદયસ્ની દએન આગળ પોતાના હારવાનું વાસ્તવીક કારણ નીચે આપેલી રીતે રજુ કરે છે. કહે છે કે લોકોની મનસ્ની જયારે બુરી થાય છે ત્યારે બુરાઇ દુન્યા ઉપર જામે છે અને તેમાંથી અપઓશ દેવની ખોટી ગરમી ઉગી નીકળે છે કે જ્યારે તીર યઝતની બારાનને વરસાવવાની સજીવન શકિત ખેંચાઇ જાય છે. તીર યઝત કહે છે કે **સાદ્રેમ મે અહુરમઝદ:** મારી ઉપર અફસોશ અએ દાદાર અહુરમઝદ. હયાં કહે છે કે દાદાર તારા ઇનસાફમાંજ આ થયું છે; હું કંઇ ફરયાદ કરતો નથી. કહે છે કે **ઉર્વિશતેમ આપો** અએ પાણીઓ આ–મારૂ પાછુ હઠવું મારી હાર છે એટલે વૃષ્ટી કરવાના કામમાં દેવથી પાછો હઠેલો છું. પછી કહે છે કે **બખ્તેમ દએને મઝદયસ્ની** અએ મઝદયસ્ની દએન એમ જે **બખ્ત** બદલો મને મળ્યો તે ઇનસાફથીજ છે. હયાં **દએને મઝદયસ્નીને** તીર યઝત એક જીવતા જાગતા કેહર્પ તરીકે યાદ કરે છે. આ દએનને તેમી પુર્ણ કમાલ્યતમાં અષો ઝરથુસ્ત્ર લાવેલા છે કે જેને તેટલા માટે **મઝિશ્ત** અને **વહિશ્ત** અને **સ્રએશ્ત** અને **રઝિશ્ત** કહે છે, કેમકે તે દએનની અંદરથીજ

બીજી **દએનાઓ** નીકળી છે માટે તે મુળ દએન **મઝ્દિશ્ત** કહેતાં તે બધીઓને ઘેરનારી–સમાવનારી છે. આવી મોટી **મઝ્દિશ્ત** દએનમાંથી બીજી દએનોને પછી સઓષ્યંતો લાવે છે અને જગતમાં ચલાવે છે, અને તે દીનો મારફતે દેવને જગતમાંથી ધીમે ધીમે પાછો હઠાવે છે. જ્યારે જ્યારે તે દીનોનું જોમ નરમ પડી દેવનું જોમ વધી તે દીનો દેવના કબજામાં જઇ **'અઘ દએન' 'દુઝ દએન'** થાય છે, ત્યારે બરવકતે સઓષ્યંતો ઉતરે છે, જેઓમાં આસ્તે ખેરદ રહે છે, જેઓમાં દએના રહે છે, જેથી તેઓ મઝદયસ્ની દએનના કેહર્પમાંથી તે તે દીનોને શોધીને આશકારા કરે છે. ફરવરદીન યસ્તના તે ૭૪ મા ફકરામાં આવી હકીકત પડી છે.

ત્યારે મઝદયસ્ની દએન ઝરથુસ્ત્રની અગાઉ થઇ હતી માટે પેગામ્બર જ્યારે ઉતર્યા ત્યારે બીજાઓને વટલાવેલા નહી, પણ દએવના કબજામાંથી દએનને છોડવી તે ઉસુલ કેહર્પ જે **અર્શતાત** છે તેને જગતમાં લાવીને તેના હમકાર દીન અને **ચીશ્તી યઝત** સાથે પાવમહેલમાં આરાસ્તે કીધી હતી. ત્યારે **વટલાવવા જેવું દીનમાં છેજ નહી અને સ્પેનામીનની કુદરતમાંબી છેજ નહિ. પણ દેવને બાંધવાનું સ્પેનામીનની કુદરતમાં અને દએનમાં છે. વટલાવવું એ દેવની દલ્લત છે.**

**ઝરથોશ્તી ગતી જે બરજીસ મુળ વર્ણની છે તે કોણને મલે? મઝદયસ્ની દએનને મળે. મઝદયસ્ની દએન કદીમ જમાનાથી ચાલુ છે. મઝદયસ્ની દએન અને ઝરથોશ્તી દએનનો સંબંધ શો છે? અસલની મઝદયસ્ની દીનો અને અપો ઝરથુશ્ત્રની આહુઇરીશ–ઝરથુશ્ત્રિશની કમાલ ગતીની મઝદયસ્ની દએનનો સંબંધ અને તેવા કદીમ જમાનાના મઝદયસ્ની થવાના ભેદ વગરનાઓ ઝરથોશ્તી થઇ શકે નહી. બુનક–પાસબાની કદીમ ઇરાનની દુઆ હતી. બુનક–પાસબાનીનો ભેદ ગાથા ૩૦–૧૦ માં. બુનક–પાસબાની બહેરામ વરઝાવંદના વખત લગી રહે તે દુઆ ચીશ્રેમ બુયાદની બંદગીમાં**

આપણે જોઇ ગયા છીએ કે મઝદયસ્ની દીન કદીમ જમાનાથી ચાલુ છે. ચાલતા **દરેઘો ખદાતની** શરૂઆતથીજ ચાલુ છે. હાલી **દરેઘો ખદાત** આગળા **દરેઘો ખદાતનો** સીલસીલો રાખે છે. આવો સીલસીલો થવાની

હીક્રાઝતમાં બીજી અન્ય દીનોના ચીથો પાસબાની પામે છે. અષો ઝરથુસ્ત્રે જ્યારે મઝદયસ્ની ઝરથોસ્તી દીન આણી ત્યારે તેવણની અગાઉથીજ માઝદયસ્ની દીન તો હતીજ. **ગયોમર્દ, હુશંગ, તેહમુરસ્પ, જમશેદ, ફરેદુન, કેકાઉસ, કેખશરૂ, વીશકરીપ્ત** અને બીજા અનેક વખ્શવરોએ માઝદયસ્ની દીન આણી હતી, કે જેઓમાં દ્રવાઓ પેઠેલો હતો. એજ મઝદયસ્ની દીનને તેના પુર બહારમાં આહુઇરીશ ઝરથુશ્ત્રિશના વધારાની સાથે અષો ઝરથુસ્ત્રે આણી છે.

આગળના માઝદયસ્નીઓના બુનનાઓને આ આહુઇરીશ ઝરથુશ્ત્રિશની મઝદયસ્ની દીનમાં દાખલ થવાનો હક મળ્યો છે. ગમે તેવાઓને દીનમાં દાખલ થવાનો હક મલ્યો નથી. માટેજ શરૂઆતમાં કહે છે કે **ફ્રવરાને મઝદયસ્નો ઝરથુશ્ત્રિશ વીદએવો અહુર–ત્કએષો: મઝદયસ્નો**=હું મઝદયસ્ની છું, એટલે કદીમ મઝદયસ્ની દીનમાંનો ઉતરી આવેલો છું, ઝરથુસ્ત્રી એટલે અષો ઝરથુસ્ત્રની **આહુઇરીશ ઝરથુશ્ત્રિશ** સાથની મઝદયસ્ની દીનવાળો થયો છું. **વીદએવો**=આગલી મઝદયસ્ની દીનમાં દાખલ થયલા દેવના કાયદાને તર્ક કીધા છે વીગેરે. હયાં ઝરથોસ્તી થવાનો હક માઝદયસ્નીનેજ છે એમ ખુલ્લું કહે છે. એવીજ રીતનો એકરાર દીનના કલમામાં છે. ત્યાં કહે છે કે **મઝદયસ્નો અહ્મી**=હું બાપદાદે મઝદયસ્ની છું. **મઝદયસ્નો ઝરથુશ્ત્રિશ** એટલે આહુઇરીશ ઝરથુશ્ત્રિશની મઝદયસ્ની દીન જે દેવરહિતની થઇ છે તેની દીક્ષા લીધી છે. એટલે અગાઉનો મઝદયસ્ની છું પણ હવે નવી અને આહુઇરીશ ઝરથુશ્ત્રિશના વધારાની મઝદયસ્ની દીન જે ઝરથુસ્ત્ર લાવ્યા છે તેનો અંગીકાર કરી ઝરથોસ્તી થયો છું. કેટલાકો કહે છે કે આપણે બધાજ એટલે દરેક બચ્ચું જન્મથી કંઇ ઝરથોસ્તી નથી. તે તો પછીથી નવજોત વખતે ઝરથોસ્તી થાય છે માટે બીજાઓ બહારનાઓબી ઝરથોસ્તી થઈ શકે કે જેમ આપણે થઇએ છીએ. આ સાહેબો કેવળ ભુલેલા છે **મઝદયસ્નો અહમી**=હું મઝદયસ્ની છું. બાપદાદે મઝદયસ્ની છું. એ કલામ તેઓ કાંય ભુલી જાય છે? **મઝદયસ્નો અહ્મી** શબ્દોનો ખરો અર્થ–ખરો ભેદ જો તેઓ નહિ જાણતા હોય તો જાણે કે મઝદયસ્ની દીન તો કદીમ જમાનથી ચાલી આવે છે જેનું બ્યાન પહેલવી દીનકર્દમાં છે. કદીમ જમાનથી ચાલી આવતી મઝદયસ્ની દીનનું બ્યાન કામાજીના ઝરથુસ્ત્ર નામામાં પાને ૧૮૩ થી છે. **અર્દ વીસુર યશત બા માએની** નામની નાની કેતાબ જે એરવદ તેહમુરસ દીનશાહ અંકલેશ્વરીઆએ ઇ. સને ૧૮૭૪ માં બહાર કાઢી છે તેના દીબાચાના ૨૩ મા પાના ઉપર એવણ શરેહ

કરે છે કે "જ્યારે જહાક, અફ્રાસ્યાબ, વેસેના છોકરાઓ અરજાસ્પે ઈરાની-ઓનીજ રીતે બંદગી કરી છે તો તે ઉપરથી જણાય છે કે એ વખતે ઇરાનીઓ તુરાનીઓ એકજ ધર્મ પાળતા હોવા જોઇએ અને ધર્મનો તફાવત જરથોસ્તના વખતથીજ થવો જોઇએ." અહીંયાંબી એજ અર્થ નીકળે છે કે મઝદયસ્ની દીન કદીમ જમાનાથીજ ચાલુ છેજ. તેજ કદીમ દીનને **આહુ-ઇરીશ ઝરથુશ્ત્રિશ**ના વધારાથી અષો ઝરથુસ્ત્ર લાવેલા.

વળી વર્ણો–દીનો દાદારે કીધી છે. માનવને કઇ દીનમાં અને કઇ વર્ણમાં જન્મવું તેબી દાદારેજ નેમ્યું છે, એમ દીનો દાદારે કીધી છે. વર્ણોબી દાદારે કીધી છે અને વર્ણોની દીનમાં તે વર્ણવાલાને જન્મવાનુંબી દાદારેજ નકકી કીધું છે, જેનો ભેદ ગાથા હા ૩૧–૧૧ માં છે તેને ઉપર વર્ણવી ગયા છીએ. **ગએથાઓસ્ચ તષો દએનાઓસ્ચ:** દીનોને તથા તનોમંદ હયાતીને દાદારે કીધી. **દાયેતે**=દાદારથી નેમાયુ નકકી થયું. શું? **હયત ષ્યઓથનાચા સેંગહાસ્ચા:** તે દીનોની તરીકત અને શીક્ષણો અને **વેરેનેંગ**=તે દીનો ઉપરનો જુદો જુદો એતેકાદ, એટલે એતેકાદો અને **વસાઓ** મરજીઓ=તે દીનો ઉપર ફેદા થવાની ગતીઓબી **દાયેતે**=નેમાઇ ગઇ છે. એમ ત્યારે બચ્ચું જન્મે છે તે બાપદાદાની ઓલાદમાંથી એટલે બુનો કે જેઓમાં બાપદાદાની ઓકાદ કહેતાં દીની માન્યતા હોય તેમાંથી. આવો ભેદ તેઓએ ગોખવો. માનવની ઓકાદ એટલે માનવના બુનમાં રહેલી દીનની માન્યતા અને નેકી વ કેરફેહ અને તેથી તે બુનમાં રહેતી દીનની ગતીનો જોશ. માનવે પોતાની **ઓકાદને** બાલે કરવાની જરૂર છે જેને **બુનક પાસબાની** કહે છે. માણસનું બુન રહે છે જેમાં નાનુ બુન–બુનક રહે છે જે તે માનવની દીનની વાસ્ના અને તે માનવના સ્વભાવ વીગેરે મળીને થઈ રહે છે. આવા બુનકને બાલે કરવું કે જેથી તેવા બુનકવાલા બુનમાંથી બાપ કરતાં સવાયું મઝદયસ્ની ફરઝંદ ઉતરે અને પછી જ્યારે તે **આહુઇરીશ ઝરથુશ્ત્રિશ**ના વધારાની અષો ઝરથુસ્ત્રની માઝદયસ્ની દીનને અખત્યાર કરે ત્યારે પરમાર્થનું ખરૂં કામ **વીદએવોનું** ખરૂં કામ તે કરી રહે. બુનક પાસબાની હોય તો માઝદયસ્ની ઇરાન રહે, નહી તો નહીજ, માટે તો **ચિથ્રેમ બુયાદ**ની બંદગીમાં દુઆ કરે છે કે બહેરામે વરઝાવંદ લગી **ચિથ્રેમ બુયાદ અહમી ન્માને:** આ ઘરમાં–આ મઝદયસ્ની ઝરથોસ્તી ઓલાદમાં તે **ચિથ્ર** કાયમ રહે–નબળું પડે નહી–બીજી વાસ્નાથી રંગાય નહી. એ કઇ રીતે થાય? માટે કહે છે કે **પિથ્વેમ બુયાદ અહમી ન્માને:** તે ઓલાદમાં **પિથ્વ**=ખોરાક આવે એટલે મઝદયસ્ની ઝરથુશ્ત્રિ

વાસ્નાનો ખોરાક આવે, ખરૂ મઝદયસ્નીપણું કરાર પકડે. કે જેથી શું થાય? કહે છે કે **તોખ્મ પિથ્વેમ બુયાદ અહુમી નમાને:** તેવા મઝદયસ્ની ઝરથોસ્તી ઓલાદના ખુનમાંથી તેના **પિથ્વ**થી નવું **તોખ્મ** અતી બાલે નીકળે. આવું અતી બાલા **તોખ્મ પિથ્વ** એટલે બાલે થયલું બાપદાદેથી ઉતરતું ઝરથોસ્તી માઝદયસ્ની ખુન અને તેના ગુણોની તેહકીક ગાથા હા ૩૦-૧૦ માં છે. ત્યાં કહે છે કે:

**અદા[1]-જી[2] અવા[3] હુજો[4] અવો[5] બવઇતી[6] સ્કેન્દો[7] સ્પયથ્રહ્યા.[8]**

**અત[9] અસિશ્તા[10] યઓજન્તે[11] આ-હુષિતોઇશ[12] વંઘ્હેઉશ[13] મનંઘ્હો[14]**

**મજ્દાઓ[15] અષખ્યાચા[16] યોઇ[17] જજેન્તી[18] વંઘ્હાઉ[19] સ્રવહિ[20]**

જેઓ[17] ॥ ભલાઇવાળી-નીસ્કામ વૃત્તીની[19] ॥ (મા-બાપોની) માંઘ્રની બંદગી[20] (ના અવેજ)માં, કીરતીવંત નામના ભરેલા આશીરવાદીક ખોરેહમંદ પ્રભાવમાં-(તેઓના તેવા ખુનમાંથી) ॥ જન્મેલા છે[18] (તેઓ ભલા નુરમંદ પ્રભાવ સાથે જન્મેલા છે, મા-બાપની ઉંચ ખુનક પાસબાનીવાળા તોખ્મોની બુન્યાદ-ઓકાદ સાથે જન્મેલા છે તેઓ) ॥ જ્યારે[9] ॥ મઝદાના[15] (અને) ॥ નીસ્કામ વૃત્તીના[13] ॥ મનવાળા એટલે બહમનના[14] (અને) ॥ અશોઇવાળા[16] (અષવહીસ્ત સાથના) ॥ ભલા રહેઠાણુમાં-ભલી તલેસમાતીક અસરોની દોરવણીમાં[12] ॥ જોડાય છે[11] (શરીક બને છે-આણુમાં આવે છે) ॥ કે તુરતજ[10] ॥ ખચીતજ કંઇબી શક વગર[1-2] ॥ નપુશક જેવો નીરબળ થયલો, હેઠે પડેલો[3] ॥ નાશકારક[8] ॥ દરૂજનો[4] ॥ આશરો-ટેકો-પકડ[5] ॥ છીન્નભીન્ન[7] ॥ બની રહે છે[6] ॥ ટુંકમાં એમ કહે છે કે **યોઇ**=જેઓ **વંઘ્હાઉ**=ભલી, ભલાઇ ઉભી કરવાની પરદુખભંજનની નીશકામ વૃત્તીની '**સ્રવહી**'=બંદગીના અવેજમાં-માબાપના કીરવંત નામના ભરેલા ખોરેહવાળા પ્રભાવમાં=તેઓના તેવા ખુનમાંથી **જજેન્તી**=અતી પરોપકારી રીતના જન્મે છે, તેઓ જ્યારે ભલા અષોઇવાળા મઝદાના, બહમનના અષવહિસ્તના રહેઠાણુમાં જોડાય છે એટલે ખુનક પાસબાનીના મઝદયસ્ની તોખ્મમાંથી જન્મેલો જ્યારે **આહુઇરીશ ઝરથુશ્ત્રિશ**ના વધારાની ઝરથોસ્તી માઝદયસ્ની દીનમાં દાખલ થાય છે ત્યારે **અવા હુજો અવો બવઇતી સ્કેન્દો સ્પયથ્રહ્યા:** તેને લાગેલા નાશકારક દરૂજનો ટેકાવ તુટી જાય છે-તેનો દરૂજ તદ્દનજ નાબુદ થાય છે. હયાં જન્મવા માટે **જજેન્તી**

યઝશ્ને હા ૧૨ માં કહે છે કે **નાઇસીમી દએવો: દએવો**=જડતાને, અજ્ઞાનતાને–અહુની તાબેદારી નહી કરવી તે મુળ અજ્ઞાનતા છે અને તેવી અજ્ઞાનતા રાખનાર વ્યકિતઓને જે કેહેબી હોય ત્યાંથી **નાઇસીમી** (અથવા **નાઇસ્મી**)=નાશ પામતા કરી–કરાવી રહું છું–તે દએવો નાશ પામતા થઈ રહે તેવો જોશ–તેવી તલેસમ જે ઝરથુસ્ત્રે કીધી છે તે તલેસમના તે જોશને જેટ આપુ–અપાવી રહું છું. (**નાઈસીમી** ક્રિયાપદ પ્રયોજ્ય વર્તમાન કાળમાં છે).

**ફ્રવરાને મઝદયસ્નો ઝરથુશ્તિરશ વીદએવો અહુર તકએષો:**

શબ્દ augmeatation એટલે ખુબીનો વધારો બતાવે છે એટલે ભલા મઝદયસ્ની ખુનમાંથી જે જન્મે છે તે બાપ કરતાં વધુ ખુબીથી ભલાઇના વધુ જોમથી જન્મે છે. આ ફકરો બાપદાદાના ભલા ખુનની તારીફ ગાય છે. ત્યારે કોઇબી બચ્ચું જન્મથી વર્ણમાં અને તે વર્ણની દીનમાં દાખલ થવા માટેનું બખ્ત લાવ્યા વગર જન્મતું નથી. મઝદયસ્ની બચ્ચું તે છે કે જેનો બાપ મઝદયસ્ની-જેની માતા મઝદયસ્ની. આવું બચ્ચુંજ કહી શકે કે **મઝદયસ્નો અહમી** હું મઝદયસ્ની છું. આવાંજ બચ્ચાંને **મઝદયસ્નો ઝરથુશ્ત્રિશ** તરીકે **એકરાર** કરવાનું બખ્ત મળે છે એમ દીનનો કલ્મો સાફ સાફ ખુલ્લુ કહે છે. **આવી** હકીકત પડેલી છે તે નોંધવું. ત્યારે કહેવું કે આપણુ દરેક જણ જન્મથી ઝરથોસ્તી નથી-પછીથી થઇએ છીએ એ અજ્ઞાનતાથી ભરેલું છે. માઝદયસ્ની વાસ્ના વગરના કોઇનેબી ઝરથુશ્ત્રિ ગતી મળેજ નહી. મઝદયસ્ની વાસ્ના બેઉ માઝદયસ્ની બાપ અને માતામાંથીજ મળી શકે. મઝદયસ્ની વાસ્ના પરણેતરના મઝદયસ્ની માબાપમાંજ આવે. નીતીભંગના બચ્ચાંમાં નહી આવે, એ સારાંશ ખુલ્લો નીકળે છે. ત્યારે માબાપમાં મઝદયસ્નીપણું હોવું જોઇએ, એ પહેલો સવાલ છે-પહેલો મુદ્દો છે, કે જેઓનુંજ ફરઝંદ મઝદયસ્ની તરીકેનું જન્મેલું કહેવાય.

કદીમ ઇરાનમાં પહેલાના ઓતરેલા વટલેલા મઝદયસ્નાનોના ફરઝંદોને પાછા અમુક મુદ્દત પછી લેવાનો હોકમ હતો તેમાં ઉપર કહેલો ભેદ હતો. જાણવું કે તેવાઓના કદીમ બાપદાદા મઝદયસ્નાનો હતા, જેઓ જમાનાના દોરથી ઉતરી પડેલા. આવાઓના ફરઝંદોમા તે કદીમ મઝદયસ્ની ખુનની કંઇકિ વાસ્ના રહેલી હતી જે **વાસ્નાને** તે જમાનાના દીન આગાહ દીન દસ્તુરો ખીલવતા હતા. તે માબાપોને અમુક ક્રીયા જેને **'સીશા'**ની ક્રીયા કહે છે તેમાંથી પસાર કરાવી તેઓમાં મઝદયસ્ની બહાર જગાડતા હતા. આવા કાયદાની નકલ પાછળ ઇસલામે કીધેલી છે. જો કોઇ ગેરઇસલામી બાઇ કે માટીડો ઇસિલામી માટીડા કે બાઇને પરણવા માગે તો તેઓએ પહેલાં ઇસલામી થવું પડે છે. આજે **'સીશા'**નો ભેદ કોઇ જાણતું નથી તો તે સીશુ માટેની બીકટ ક્રીયાઓની માહેતી તો ક્યાંથીજ હોય. આજના આવા વખતમાં એ સવાલ આવેજ નહી. વળી તે દીનમાં આવનારની કોઇક પેઢીના માબાપ બેઉ મઝદયસ્ની હોવા જોઇએ તેબી નોંધવાનું છે. ઝરથોસ્તી શહેનશાહતના ગુઝસ્તે ઝમાનાની ગુઝસ્તે હકીકતને તો બહેરામ વરઝાવંદ વગર બીજો કોઇબી તાઝે કરી શકશે નહી તેની નોંધ લેવાની છે. એ સીવાય બીજી કોઇબી બાબદ

દીનમાં લેવા માટેની નથીજ. આજે કેટલાક સાહેબો જે જે ફકરાઓને દીનના વટલાવવાના હોકમ તરીકે—ના, વટલાવવું સવાબ છે એવી મતલબના કહીને બતાવે છે તે બધામાંથી તો દીનની સર્વોપરીપણાનો ભેદ કહેતાં દએવને જગતની વસ્તી—દાનોમાંથી કાઢવાનો ભેદ અને અર્થ નીકળે છે જે માટેનો એક ખાસ લેખ છે. **દાદ દીન બેહુ મઝદયસ્નાન આગહી રવાઇવાળા** ફકરામાંબી તેવોજ અર્થ છે. ત્યાં **હુફ્તે કેશ્વરની** વાત છે એટલે આખી નીસ્તીની વાત છે. આજે તો **હુફ્ત કેશ્વરની** સમજબી રહી નથી. આવાઓ ગમે તેમ બોલી દીનના દરયાવ દીલને સાંકડુ કરે છે તેની કુદરતમાં મોટી જોખમદારી છે તે તેઓએ જાણવું જોઇએ. કદીમ ઇરાનના ઇતિહાસમાં એકબી મોકો એવો થયો નથી કે જે વખતે વટલાવવાનું થયું હોય. આમ છે એવું જાણવા છતાંબી ગમે તે બોલવું તેમાં શો અર્થ છે. સાસાન જમાનમાં જ્યારે આરમીનીઆમાં ઝરથોસ્તીઓ ખ્રીસ્તી થઇ જતા હતા ત્યારે તેઓને દીન શીખવવાનું એક ખાતું રાજ તરફથી ઉભું થયલું હતું. જેઓ વટલી જઇ આતશબહેરામોને બુજાવતા હતા તેઓને શીક્ષા કરવાની ખાસ બેઠક થઇ હતી. એ ઉપરાંત બીજું કઇબી કદીમ ઇરાનમાં થયું નથી. મઝદયસ્ની ખુનને જાળવવાની તરકીબ ઇરાનના પડયા પછીથીબી જાણીતી હતી. આજે તેવું કશું છેજ નહી. તેવું હતું તેની માન્યતાબી રહી નથી.

**હવે યઝશ્ને હા ૧૨ જોઇએ જેમાં દેવને બાંધવાનો એકરાર માઝદયસ્નીઓ કરે છે. યઝશ્નેની ક્રીયા વખતે જે હુઓમીક ફેરેશ્તો થાય છે તેબી એજ એકરાર કરે છે માટે તો યઝશ્નેમાં તે બારમો હા આવેલો છે. યઝશ્ને હા ૧૨ મા દએવને—દ્રુજાઓને દરેક તરફની જડતામાંથી તોડવાનો એક ઝરથોશ્તીનો પેમાન છે અને યશ્નમાં થતી ફેરેશ્તાઇ શકિતઓનોબી તે પેમાન છે.**

યઝશ્ને હા ૧૨ માં કહે છે કે **નાઇસીમી દએવો : દએવો**=જડતાને, અજ્ઞાનતાને—અહુની તાબેદારી નહી કરવી તે મુળ અજ્ઞાનતા છે અને તેવી અજ્ઞાનતા રાખનાર વ્યકિતઓને જે કેડેબી હોય ત્યાંથી **નાઇસીમી** (અથવા **નાઇસમી** )=નાશ પામતા કરી—કરાવી રહું છું—તે દએવો નાશ પામતા જોશને થઇ રહે તેવો જોશ—તેવી તલેસમ જે ઝરથુસ્ત્રે કીધી છે તે તલેસમના તે જેટ આપું—અપાવી રહું છું. (**નાઇસીમી** ક્રિયાપદ પ્રયોજ્ય વર્તમાન કાળમાં છે).

**ફ્રવરાને મઝદયસ્નો ઝરથુશ્તિશ વીદએવો અહુર તકએશો :**

મઝદયસ્ની ઝરથોસ્તી તરીકેનો, દેવથી-જડતા અજ્ઞાનતાથી જુદા હોવાનો, અહુરાની વૃધ્ધીની આઇનવાળો હોવાનો એકરાર કરૂં છું, તે એકરાર ઉપર સાબેત રહેવાનું પેમાન આપું છું.

**સ્તઓતા અમેષનાંમ સ્પેન્તનાંમ, યશ્તા અમેષનાંમ સ્પેન્તનાંમ:** અમશાસ્પંદોની **સ્તઓતા**=સ્તુતી કરનાર તરીકે, અમશાસ્પંદો સાથે **યશ્તા**=યસ્ન કરનાર-એકતાન થનાર તરીકે રહું છું-રહેવા એકરાર કરૂં છું.

**અહુરાઇ મઝદાઇ વંઘહુવે વોહૂમઇદે વીસ્પાવોહૂ ચીનહ્મી અશાઉને રએવઇતે ખરેનંઘ્હુઇતે: વિસ્પવોહુ**=કુલ ભલાઇને કુલ નેઆમતના ભલા ચીઝો-બીયાંઓને **વંઘહુવે**=ભલા-નીસ્કામ વૃત્તીના, **વોહુમઇદે**= **વોહુમન્ત**=ભલાઇવાળા પરમાર્થી, **અશાઉને=અશો રએવઇતે=** **રયોમંદ** એટલે જ્ઞાનથી ચળકતા મબલખ દોલતવાળા **ખરેનંઘ્હુઇતે**=ખોરેહ આપનારા અહુરમઝદ માટેના-અહુરમઝદ તરફના **ચીનહ્મી**=ગણું છું-કબુલ રાખું છું.

**યા જી ચીચા વહિશ્તા:** કારણ કે ખરેખર જે કંઇબી ઉત્તમમાં ઉત્તમ છે (છે તે તારૂંજ છે).

**યેંઘહે ગાઉશ, યેંઘહે અષેમ, યેંઘહે રઓચાઓ, યેંઘહે રઓચેબીશ રોઇથ્વેન આથ્રા: યેંઘહે**=જે (દાદાર)ની **ગાઉશ**=કુલ કુદરત અને કુદરતની ચળવળો છે જે (દાદાર)ની **અષેમ**=અપ-વ્યવસ્થીક ગતીઓ છે, જે (દાદાર)ની **રઓચાઓ**=રોશનીઓ (કુલ જગતના સત્વ છે) જેનું **આથ્રા**=નુર (જે સુખ આપે-સુખ આપવા પોતા તરફ ખેંચે તે નુર) **રઓચેબીશ**=અનંત રોશનીઓ એટલે અનગ્ર રઓચનાં આસ્માનના તારાઓ સ્તરો જેઓ આખી હસ્તી-નીસ્તીની બધી જાતજાતની અમર કે નાશવંત વ્યકિતઓના **ઉશ્તાનો**=મીનોઈ દમ આપનારાઓ છે તેવા તે સ્તરો સાથે **રોઇથ્વેન**=મળ્યા કરે છે.

**સ્પેન્તાંમ આરમઇતીમ વંઘુહીમ વરેને: વંઘુહીમ**=ભલી પરદુખભંજનની સ્પેન્તી વૃધ્ધી કરનાર આરમઇતીને **વરેને**=હું પસંદ કરૂં છું (તેણીના હોકમને માથે ઉઠાવું છું-તેણીના એતેકાદનો થાઉં છું).

**હા મોઇ અસ્તુ:** તેણી મારી થાય (તેણીનો હમકાર હું થાઉં-તેણીના જેવું કામ કરૂં એટલે ખાકસાર થાઉં).

**ઉસ ગેઉશ સ્તુયે તાયાઅત્યા હુજ'ધ્રહુત્યા :** ગેઉશ=ગવની કુદરતથી થતી માનવ તેમ જગતની આ હયાતીને **તાયાઅત્યા**=ચોરોથી (અહીના દેવના હોમલાથી) **હુજ'ધ્રહુત્યા**=લુટારૂથી (યાહોમ છડેચોક ધસતા દ્રવાઓથી) **સ્તુયે**=સ્તુતી કરી તે સ્તુતીના તલેસ્માતીક માંથ્રોથી અને પાવ મહેલના જોરે ઉસ=દુર લઈ જઈ બચાવી લઈ જાઉં એમ જુધ્ધીએ લઈ જાઉં.

**ઉસ[1] માઝદયસ્નીનાંમ[2] વીસાંમ[3] જયાનયએચા[4] વીવાપતચા[5] :** મઝદયસ્નાનોના[2] || મોહલ્લાને[3] (તરીકત ઉપર સાબેત નહી રહી શકે તેવાને) || નુકશાનથી[4] || પાણીની તંગીથી–ટીપણુથી[5] (એટલે ભલી રીતના ચલનના તંગીથી ભલાઈવાલાના આશીશોની તંગીથી થતા દુખોથી) || **સ્તુયે**=સ્તુતી કરી માંથ્રોના બળથી પાવમહેલના જોરે || દુર લઈ જાઉં.[1] ||

**ફ્રા[6] મનએઇબ્યો[7] રાઓંધ્રહે[8] વસેયાઇતીમ[9] વસેષેઇતીમ[10] :** મીનોના સરદારોને લગતાઓ[7] એટલે પાવમહેલના ત્રેવીસ રતુઓને મળેલાઓ જેઓ દ્રવાઓની સામેના થઈ મારા–મારે લગતા–મારા ફરમાનબરદારો થયા છે તેઓને || કાયદાસરતું આવવુ[9] (એટલે પાવીકતની સંસ્થામાં દાખલ થવું) || અને કાયદેસરતું રહેવુ[10] (એટલે કશવાલા શહેરો મહોલ્લાના ઘરો) || ભેટ કરીશ–રાદ બક્ષેશ તરીકે આપીશ.[6-8]

**યાઇશ[11] ઉપઇરી[12] આય[13] જેમાં[14] ગઓબીશ[15] બ્યન્તી[16] :** જેઓ એટલે ઉપર કહેલા મારે લગતાઓ મીનોઈના સરદારો–પાવમહેલના રતુઓની આણુ હેઠળનાઓ–દેવને મારનારાઓ[11] || ગવની મીલકત સાથે એટલે રાદી કુદરતી રીતે સવાબ મેળવતા રહીને[15] || આ[13] || જમીન ઉપર[14] || રહે છે.[16] ||

**નેમંધ્રહા[17] અષાઇ[18] ઉઝદાતા[19] પઇતી[20] અવત[21] સ્તુયે[22]:** **અશોઇ** તેઓને મળે માટે[18] || અંતકરણના ઉભાણુથી–ખરી લાગણીથી[19] || તે[21] || બદલા માટે[20] || નમનતાઈની નેમાજથી[17] || સ્તુતી કરતો ઉસ્તવાર રહીશ.[22] ||

**નોઇત[23] અહુમાત[24] આજયાઓનીમ[25] નોઇત[23] વીવાપેમ[26] ક્ષ્તા[27] માઝદયસ્નીશ[28] અઓઇ[29] વીસો[30] નોઇત[23] અસ્તો[31] નોઈત[23] ઉશ્તાનહે[32] ચીન્માની[33] :** જડ તનના કે[31] || જાનના–સુક્ષ્મ તનના[32] || પ્યાર ખાતર એટલે લાભ મેળવવા માટે[33] || મઝદયસ્ની[28] ||

મોહલ્લા[30] ॥ તરફ[26] ॥ નુકસાનને[25] ॥ તે તંગીને[26] ॥ તે તરફથી–કોઇબી તરફથી[24] ॥ આવવા–ઉભા રહેવા દેવસ[27] ॥ નહી.[23] ॥

**વી° દએવાઇશ[1] અધાઇશ[2] અવંધ્રહૂશ[3] અનરેતાઇશ[4] અકોદાબીશ[5] સરેમ શ્રૂયે.[6] હાતાંમ[7] દઓઝીરતાઇશ[8] હાતાંમ[9] પઓષરતાઇશ[10] હાતાંમ[11] અવંધ્રહુતેમાઇશ[12] વી[13] દએવાઇશ[14] વી[15] દએવવતબીશ[16] વી[17] યાતુશ[18] વી[19] યાતુમતબીશ[20] વી[21] કહ્યાચીત[22] હાતાંમ[23] આતરાઇશ[24] વી[25] મનેબીશ[26] વી[27] વએબીશ[28] વી[29] શ્યઓથ્નાઇશ[30] વી[31] ચિથ્રાઇશ[32] વી[33] ઝી[34] અના[35] સરેમ[36] શ્રૂયે[37] યથના[38] દ્રેગવાતા[39] રાંક્ષ્યન્તા.[40]**

ભલાઇ–પરમાર્થ વગરના[3] ॥ દએવોથી[1] (તેઓના) ॥ કામો બુરાઇઓથી[2] ॥ સચ્ચાઇ વગરની ગતીથી[4] ॥ બુરાઇ આપનાર–બુરાઇ ઉત્પન્ન કરનાર ગતીથી[5] ॥ દુર–જુદો[6] (છું). ॥ હયાતી ભોગવનારાઓમાંના[7] ॥ અતી જુઠ્ઠા,[8] ॥ હયાતી ભોગવનારાઓમાંના[9] ॥ અતી ગંધાતા[10] (તન–મન–રવાનના અતી બુરા), ॥ હયાતી ભોગવનારાઓમાંના[11] ॥ અતી બુરા–ભલાઇના છાંટા વગરના[12] ॥ (એવા તે) દએવોથી[14] ॥ દુર[13] (છું) ॥ (તેઓની) સરદારીને તરછોડું છું–રદ કરૂં છું.[6] ॥ દએવો જેવાથી–દએવને લગતાઓથી[16] ॥ દુર[15] (છું). ॥ જાદુગરોથી[18] (જડ મતીના ઝુલ્મગારોથી) ॥ દુર[17] (છું). ॥ જાદુગરો જેવાથી જાદુગરોને લગતાથી[20] ॥ દુર[19] (છું). ॥ હયાતી ભોગવનારાઓમાંના[23] ॥ કોઇબી[22] (નારી દેવ–દેવીથી) ॥ બુરા નરોથી[24] ॥ દુર[21] (છું). ॥ એમ[36] ॥ ખરેખરજ[34] ॥ આ બધા[35] ॥ દરવંદોથી–અશોઇને–દીનના હોકમને ઠોકરે મારનારાથી[39] ॥ નુકશાની પહોંચાડનારાથી[40] ॥ મનથી વીચારથી[26] ॥ દુર[25] (છું). ॥ વચનથી બોલથી[28] ॥ દુર[27] (છું). ॥ કામોથી[30] ॥ દુર[29] (છું). ॥ જાહેર રીતે એટલે તેઓ સાથના દરેક જાતના વહેવારથી–તેઓના તોખ્મ બુનવાળાથી[32] ॥ દુર[31] (છું). ॥ (તેઓની) સરદારીને[38] ॥ તરછોડું છું.[33 37] ॥ વધુ સરળ રીતે અને અર્થના વધુ સમજ માટે એમ લખાય કેઃ—

**વીદએવાઇશ અઘાઇશ અવંધ્રહૂશ અનરેતાઇશ અકોદાબીશ સરેમશ્રુયે:** પરમાર્થ વગરના એટલે પુરા સ્વાર્થી નીચ દેવોથી 'વી'=દુરનો છું. દેવોની બુરાઇઓથી–સચ્ચાઇ વગરની ગતીથી, બુરાઇઓવાળી ગતી–રસમોથી જુદો છું. તે દેવોની સરદારીને માનતો નથી–તરછોડું છું.

**હાતાંમ દઓઝીરતાઇશ હાતાંમ પઓષરતાઇશ હાતાંમ**

**અવંઘ્રહુતેમાઇશ વી દએવાઇશ વી દએવવતબીશ: હાતાંમ**=હસ્તીમાં જવા માટે મુકિતએ પુગવા માટે જીવી રહેલાઓમાંના (તે દેવો) એટલે તે મુકિતએ પુગવા માંગતાઓમાં દાખલ થતા દેવો અતી જુઠ્ઠા છે—(એમ દાખલ થઇને તે મુકિતએ પુગતાને ઉતારી પાડનારા દેવો અતી જુઠ્ઠા છે).

**હાતાંમ**=હસ્તીમાં જવા માટે જીવી રહેલાઓમાંના (દેવો) અતી ગંધાતા છે એટલે તે મુકિતએ પુગવા માટેની જીવતી ચીજોમાં દાખલ થઇને તેઓની મુકિત દુર કરનાર દેવો ઘણીજ બુરી સંગતના છે).

**હાતાંમ**=હસ્તીમાં પુગવા માટે મુકિતએ જવા માટે જીવી રહેલામાંના (દેવો) એટલે તે મુકિતએ પુગનારમાં દાખલ થઇ તેની મુકિતનો અટકાવનાર દેવો ભલાઇના જરાબી છાંટા વગરના છે. એવા દખલ કરનાર દેવોથી અને દેવો જેવાઓથી દુર છુ. આ દેવો જેવા કોણ છે? **વી યાતુશ વીયાતુમતબીશ:** જાદુગરો-જડ ઇલ્મદારોથી—જાદુગરને લગતાઓથી દુર છું. **વી કહ્રયાચીત હાતાંમ:** હસ્તીએ મુકિતએ પુગવા માટે જીવનારાઓમાંના—તેઓમાં ધુસીને તેઓની મુકિત અટકાવી રહેતા કોઇબી (નારી દેવ)થી દુર છું. **આતરાઽશ**=બુરા નરોથી દુર છું. **વી મનેબીશ વી વચેબીશ વી શ્ય-ઓથનાઇશ વી ચિથાઇશ:** તેઓના વીચાર, બોલ, કર્મો અને જાહેર રીતના વહેવારથી તેમ તેઓના તોખ્મ—ખુનવાળાઓથી દુર છું. અથવા એમબી કહેવાય કે તે બધા દેવોથી—દેવોને લગતાઓથી હું મારા મન—વીચારથી, બોલથી, કામોથી, સામાન્ય વહેવાર તેમ ખુનના વહેવારથી દુર છું. **વી જી અના સરેમ ધ્રુયે યથના દ્રેગવાતા રાંક્ષયંતા:** એમ ખરેખરજ આ બધા નુકશાન કરનાર એટલે મુકિતએ પુગાડવામાં ખતરો મુકનાર દએવો—દ્રવંદોથી એટલે દીનના હોકમને ઠોકરે મારી દેવ—દ્રવાઓને પોતામાં રાખનારથી દુર છું. તેઓની સરદારીને તરછોડું છું. હયાંથી માલમ પડશે કે **હાતાંમ** એટલે દરેક દરેક જીવતી ચીજો જે મુકિત માટે થઇને જીવે છે તેમાંથી દેવને દુર કરવાનો આ પેમાન છે, અને જેઓ દીનની સામે જઇને દેવને પોતામાં રાખે છે, જેઓને દ્રવંદ કહે છે તેઓથી દુર રહેવાનો પેમાન છે. હયાં વટલાવવા જેવી કંઇબી વાત નથી. **દેવ એટલે વુદ્ધીમાં ખલલ કરતી અજ્ઞાનતા. હયાં બીજી દીનનાઓને દેવ કહયા નથી. જેઓ એમ કહે છે તેઓ મઝદયસ્નની દીનને મોટું અપમાન કરી મોટામાં મોટું અસત્ય બોલે છે, જે એક મઝદયસ્નીનું કામ નથી પણ દરવંદનું કામ છે—કહેતાં ઝરથુશ્ત્રી ફરમાનથી વેગળા થઇ દેવને પોતામાં રાખનારનું કામ છે.**

હયાં **મનએશ્ચ્યો** કહયા છે એટલે મીનોઈ રીતના સરદારો જેઓ ફ્રશો-ગર્દ લાવનાર છે, જેઓ ઝરથુસ્ત્રના પાવમહેલમાંના રતુઓ છે, તે રતુઓને લગતા દીનદારો કહયા છે. તે રતુઓને લગતા દીનદારો ઝરથુસ્ત્રના છે એટલે દેવથી જુદા છે. આવા દીનદારો નવજોતી પામીને સદરો કુસ્તી પહેરીને પાવ મહેલના તે મીનો સરદારો સાથે બરસ્નુમવાલા સુદરેહ પહેરાવનાર મુબેદ મારફતે જોડાય છે.

**અથા અથા[1] ચોઇત[2] અહુરો[3] મઝદાઓ ઝરથુશ્ત્રેમ[4] અદાક્ષયએતા[5] વીસ્પએષૂ[6] ફ્રરષનએષૂ[7] વીસ્પએષૂ[8] હંજમ્નએષૂ[9] યાઇશ[10] અપેરેસયતેમ[11] મઝદાઓસ્ચા[12] ઝરથુશ્ત્રસ્ચા.[13]**

બધા[6] ‖ સવાલ જવાબોમાં[7] ‖ બધા[8] ‖ મેલાપોમાં[9] ‖ મઝદા અને[12] ‖ ઝરથુસ્ત્રે[13] ‖ જે કંઇ[10] ‖ વાતચીત કીધી[11] ‖ તે પ્રમાણે[1] ‖ અહુરાએ[3] ‖ ઝરથુસ્ત્રને[4] ‖ તાકીદ કીધી[2] ‖ ફ્રરમાવ્યું,[5] ‖ (કે દેવોને તોડીને રોશનીમાં ફેરવવા-પાવમહેલ કરીને તેમ હદ+ઇનસાફથી કરવું-રન્જેરજમાંથી દીનોમાંથી વર્ણોમાંથી એમ દેવને તોડવો). ‖

**અથા અથા[1] ચોઇત[2] ઝરથુશ્ત્રો[3] દએવાઇશ[4] સરેમ[5] વ્યાશ્રવીતા[6] વીસ્પએષૂ[7] ફ્રરષનએષૂ[8] વીસ્પએષૂ[9] હુનજમ્નએષૂ[10] યાઇશ[11] અપેરેસયતેમ[12] મઝદાઓસ્ચા[13] ઝરથુશ્ત્રસ્ચા;[14] અથા[15] અઝેમચીત[16] યો[17] મઝદયસ્નો[18] ઝરથુશ્ત્રીશ[18] દએવાઇશ[19] સરેમ[20] વીશ્રુયે[21] અથા[22] અનાઇશ[23] વ્યાશ્રવીતા[24] યે[25] અષવા[26] ઝરથુશ્ત્રો.[27]**

બધા[7] ‖ સવાલ જવાબમાં[8] ‖ બધા[9] ‖ મેળાપોમાં[10] ‖ અહુરમઝદ[13] ‖ ઝરથુસ્ત્રે[14] ‖ જે કંઇ[11] ‖ વાતચીત કીધી[12] ‖ તે પ્રમાણે[1] ‖ તાકીદે[2] ‖ ઝરથુસ્ત્ર[3] ‖ દેવોની[4] ‖ સરદારીને[5] ‖ રદ કરી શકયા[6] (દેવને મારીને રોશનીમાં ફેરવી શકયા); ‖ તેજ પ્રમાણે[15] ‖ હું જે[17] ‖ માઝદયસ્ની ઝરથોસ્તી[18] ‖ (છું તે) ‖ દેવોની[19] ‖ સરદારીને[20] ‖ તજુ છું[21] ‖ જેમ[22] ‖ તે[25] ‖ અષો[26] ‖ ઝરથુસ્ત્ર[25] ‖ તેઓથી[23] ‖ (દુર જઇ તેઓને) ‖ તજી શકેલા હતા તેમ.[24] ‖

હયાં દેવને મારવાની-તજવાની ખુલ્લી વાત છે. હયાં વટલાવવા જેવું કશુંએ નથી. દેવ પછી કેહેબી હોય,-તન-મન-રવાન કે જગતમાં કે દીનોમાં કે વર્ણોમાં. દેવને કેમ તજવો-મારવો માટે પાવમહેલ અને ક્રીયાકામ સુદરેહ કુસ્તી છે, જે બધાને આલાત કહે છે-હથ્યાર કહે છે એટલે અધીકારી ચીજ

કહે છે, જેઓને ઝઓથ કહે છે–યઝત વસીને ક્ષથ–અધીકાર મેળવેલા કહે છે. આવી સત્તા જે દેવને મારવા માટે છે તેને બરબાદ કરવી નથી. **દીનના** કાયદાઓને જ્ઞાન **મારીને બેલગામ સુદરેહ પહેરાવવો તે મહા પાપ છે કે જેથી દેવ બંધાવાને બદલે મજબુત થાય છે.**

**યા વરનાઓ આપો:** જે વર્ણ અને વેરેન–એતેકાદ પાણીઓના છે એટલે ખોરદાદ અમશાસ્પંદની શકિતઓ પાણીરૂપમાં ગેતી લગી પંથરાઇ તરો–તાઝગી અખંડપણું આપે છે તેવી ગતીઓની જે વર્ણ–એતેકાદ છે;

**યા વરનાઓ ઉરવરાઓ:** જે વર્ણ–વેરેન એતેકાદના ઉરવરો છે ઝાડપાન છે, જેઓ દાદારનો આશીશ સંઘરી છાયારૂપ થઇને તે બધાને શાંતી આપે છે અને એવી શાંતી આપનારી બીજી ગતી રાખે છે તેવા પરદુખ-ભંજનના ઉરવરોનો જે એતેકાદ વર્ણ છે;

**યા વરના ગાઉશ હુદાઓ:** જે વર્ણ–એતેકાદની ગાઓદાદ છે એટલે હુદાતવાળી ભલા કાયદાવાળી તે કાયદાઓને ચલાવનારી મીનોઈ શકિત છે અને તેણીના સંબંધના વરસીઆજી છે તેમ ગેઉશ તષ્ન અને ગેઉશ ઉરવા જેઓ ગેતીની કુદરતને ચલાવે છે તેઓ છે–(જેણીઓ જગત માટે કષ્ટી ખમી રહે છે–જગતનો ભાર ખમી જગતને અષો ઝરથુસ્ત્રની હમકારીથી તારણુ આપી રહે છે–તેણીઓ કે જેઓ અહુરાના અંતકરણના માલીક બહમનની નાયબો છે તેણીઓની જે વર્ણ–એતેકાદ છે);

**યા વરનો અહુરહે મઝદાઓ:** જે વર્ણ અને એતેકાદના અહુરમઝદ છે; **યે ગામ દદા યે નરેમ અષવનેમ:** જેણે કુદરત કીધી–જીવજાન કીધા–હયાતી કીધી અને અષવન નરને કરીને અધીકારી બનાવ્યા.

**યા વરનો અષ ઝરથુશ્ત્રો:** જે વર્ણના ઝરથુસ્ત્ર હતા; **યા વરનો કવ વિસ્તાસ્પો**=જે વર્ણના કય વિસ્તાસ્પ હતા;

**યા વરનો ફરષઓસ્ત્રા જામાસ્પા:** જે વર્ણના ફરશોસ્તર જામાસ્પ હતા;

**યા વરનો કસચીત સઓષ્યંતાંમ હઇથ્યા વરેઝામ અષઓનાંમ:** જે વર્ણના અષો રાસ્તીનાં પુંજારી રાસ્તીને–તરીકતોને–નેકીઓને ચલાવનાર સઓષ્યંતોમાંના કોઇબી એટલે દરેકે દરેક હતા;

**તા વરેનાચા તકએષાચા:** તે **વરેનાચા**=ખાસ વર્ણ અને **વેરેન**

એટલે એતેકાદ અને **ત્કએષાચ્યા**=તરીકત-રસમો-કાયદા જે દીને-મઝદયસ્નીના છે તે વર્ણુ-રસમનો (હું છું).

હયાં **વરનો** શબ્દ પાંચ મુળ વર્ણ અને તેઓની પાંચ દીનો માટે છે અને **ત્કએષો** શબ્દ આપીને દીનનો અર્થ સાબેત કરે છે.

હવે મઝદયસ્ની ઝરથોસ્તી તરીકેનો છેલ્લો એકરાર કરે છેઃ—

**મઝદયસ્નો અહ્મી**=હું માઝદયસ્ની છું,

**મઝદયસ્નો ઝરથુશ્ત્રિશ**=મઝદયસ્ન ઝરથોસ્તી છું એટલે ઝરથોસ્તી-પણે પુગેલો માઝદયસ્ની છું. **ફ્રવરાને આસ્તુતસ્ચા ફ્રવરેતસ્ચા: આસ્તુ-તસ્ચા**=દીનના માંથ્રના ભણનાર તરીકે, **ફ્રવરેતસ્ચા**=દીનની સ્તુતીઓ જેવી કે યસ્ન ન્યાયસ્નના ભણતરો ઉપર દીન ઉપર સાબેત એતેકાદવાળા થયલા તરીકે, **ફ્રવરાને**=એકરાર કરૂં છું, દીન ઉપર એતેકાદ લાવનાર તરીકે બીગુમાન થઇ દીનને કબુલું છું.

**આસ્તુએ હુમતેમ મનો:** હુમત પ્રમાણેના મનવાળો વીચારવાળો થવા સ્તુતી કરૂં છું એટલે યઝતોના જેવા કુલ કુદરતને જાણે તેવા મનવાળો થવા દુઆ ગુજારૂં છું.

**આસ્તુએ હુખ્તેમ વચો:** હુખ્ત પ્રમાણેની સાચ્ચી જબાનવાળો થવા સ્તુતી કરૂં છું એટલે યઝતોની સત્ય વાણી creative word જેથી નીસ્તીનું જગત થયું છે તેવી-બોલે તે ફળે તે સત્ય વાણીવાળો થવા દુઆ ગુજારૂં છું.

**આસ્તુએ હ્વરશ્તેમ શ્યઓથ્નેમ:** હવરસ્ત પ્રમાણેના નેકીના કામો કરનારો થવા સ્તુતી કરૂં છું. એટલે યઝતોની ગેતી બનાવવાની કારસાજી જે દાદારના હોકમ પ્રમાણેની સવાબની છે, તેવા સવાબ પ્રમાણેના સવાબો-કારો કેરફેવાળો-તરીકતવાળો થવા દુઆ ગુજારૂં છું.

**આસ્તુએ દએનાંમ વંઘુહીમ માઝદયસ્નીમ**=ભલી પરદુખ-ભંજનની મઝદયસ્ની દીન ઉપર બીગુમાન થઈ તેની સ્તુતી કરૂં છું;

**ફ્રસ્પાયઓખેદ્રામ**=જે દીન મારા તારાની મારામારી, પાપ સવાબ વચ્ચેની હોજાતોજી જે મનમાં થાય છે, હું-તું અને તેનો ભેદ અને તે માટેનો અંતરો જે મનમાં થઇ રહે છે તેવી બધી અંતર-મારામારી દુર કરનારી;

**નિદાસ્નઇથિષેમ**=જે દીન શરીરરૂપ હથ્યાર જે જન્મ મરણનું રૂવા-નનું કેદખાનું છે તેને ખુલ્લું કરાવી ભવોમાંથી છોડવનારી;

**ખએત્વદથાંમ**=જે દએન ખએત્વ મેળવી અપાવી એટલે શરીરના પાપોની સાંકળ બંદમાંથી છોડવી પાપરહીતની હાલત એટલે દરૂજથી સ્વતંત્ર થવાની હાલત મેળવી અપાવીને, તેમ તે દરેકને લગતી હેઠળી વસ્તીઓને દરૂજની પકડમાંથી તેવા સ્વતંત્ર કરાવી અપાવી તે દરેકને લગતી અર્ધ અંગનાને તેમ પાપથી-દરૂજથી સ્વતંત્ર કરાવી અપાવી તે બધાને મેળવીને એક કરાવનારી એટલે તે બધાના મીનોઈ રીતના મેલાપો-લગનો કરાવીને અખંડતાએ પુગાડનારી છે;

**અષઓનીમ**=જે દીન અષવન છે કહેતાં કેહર્પરૂપની યઝત તરીકેની જીવતી જાગતી છે. જેમ યઝત કાર કરે છે તેમ કેહર્પ રાખી કાર કરનારી છે;

**યા હાઇતીનાંમચા**=જે દીન હસ્તીના એટલે અમર હાલત મેળવવા માટેનાં અણુદીઠ મરકઝો તરફ પુગાડનારી જે દીનો હયાત છે તેઓમાં;

**બૂષ્યઇનતિનાંમચા**=જે દીન ઘણા દુરના ભવિષ્યમાં જગતનો ફ્રશો-ગર્દ થશે એટલે કુલ જગત દાદારને મળી જઈ શકે તેવી હાલતનું થવાનો સમય ઘણા દુરના ભવીષ્યમાં ગેતી ઉપર શરૂ થશે, તેવા ઘણા દુરના ગેતી ઉપરના સમયને નજદીક લાવનારી દીનો જે ભવીષ્યમાં થશે તે બધી દીનોમાં;

**મઝિશ્તાચા**=મોટામાં મોટી એટલે તે બધી દીનો સંસ્થાઓને સમાવનારી માદરરૂપની;

**વહિશ્તાચા**=તે બધામાં અતી ઉત્તમ;

**સ્રએશ્તાચા**=શ્રેષ્ટમાં શ્રેષ્ટ છે એટલે દાદારના કેહર્પની-હસ્તીની તે ખુબસુરતી તરફ લઇ જવામાં અતી આકર્ષક અને તેથી જગતની માયાનું બંધન તોડવામાં અતી મજબુત છે;

**યા આહુઇરિશ ઝરથુશ્ત્રિશ**=જે દીન અહુરમઝદી-ઝરથોસ્તી છે. અહુરમઝદી છે એટલે અહુરમઝદની પોતાની છે. ઝરથુસ્ત્રિ છે એટલે ઝરથુસ્ત્રને લગતી છે. આ ઝરથુસ્ત્ર તે ઝરથુસ્ત્ર નામના ગાથા એટલે યઝત છે કે જેવણુના નાયબ તરીકે ઝરથુસ્ત્ર પેગામ્બર છે. આ ઝરથુસ્ત્ર ગાથા જે બીજા ચાર ગાથાઓના સરદાર છે એટલે માનવોની બીજી ચાર વર્ણો અને તેઓને લગતી ચાર મુળ દીનોના સરદારો-મીનોઇ રીતના ચલાવનારાઓના સરદાર છે માટે બધી દીનોના મીનોઇ સરદારોના મીનોઇ સરદાર છે અને બધી દીનોની જગતમાં વ્યવસ્થા કરાવનાર છે માટે તે બધી દીનોને જગતમાં પોતાના નાયબ તરીકેના ઝરથુસ્ત્ર પેગામ્બર મારફતે મોકલાવીને તે દીનોને જન્મ અપાવનાર છે; એમ છે માટે અહુરાની તે દીનને ઝરથુસ્ત્રિ કહી છે.

**અહુરાઇ મઝદાઇ**=અહુરા મઝદા માટે (થયલા; તેવણુની મુરાદ જે જગતનો ફ્રશો-ગર્દ કરવાની છે તે માટે થતા);

**'વીસ્પાવોહુ'**=બધી નેઆમતોને (પુરી પાડનારી છે);

**ચીનહ્મી**=તે દીનને કબુલું છું-અખત્યાર કરૂં છું.

**અએષા અસ્તી**=આવી છે **દએનયાઓ મઝદયસ્નોઇશ આસ્તૂઇતિશ**=મઝદયસ્ની દએનની સ્તુતી.

આટલા ટુંક બ્યાન ઉપરથી વાંચનારાઓ મઝદયસ્ની ઝરથોસ્તી દએનનો ખરો રહસ્ય જોઇ શકશે. દીનને જોવાનો ખરો ચશ્મો **ક્ષ્નૂમ** છે તેની સત્ય જીકરને કોઇબી કબુલ કરશેજ. દ્રવાઓનો અર્થ શું છે, કુદરતમાં તેની ઉસુલ શું છે, આ જગતમાં તે વણાયો છે વીગેરેની હકીકતની અજ્ઞાનતામાં અને તે ઉપરાંતના અનેક લોબતોના ખરા ઉકેલ વગર દીનને ખરો ઇનસાફ મળતોજ નથી-મળવાનોબી નથી એમ કહેવું પરમ સત્ય છે તે કોઇબી જોઈ શકશે.

જે સાહેબો પોતાને ઘણાજ સહનશીલતાવાળા બીજી સંસ્થાઓને માન આપનારા પોતાને ગણે છે જેઓ ઝરથોસ્તી દીનની વર્ણુની ક્ષ્નૂમની ફીલસુફીને હસીને કહેતા કહે છે કે આ લોકો સાંકડા મનના છે અને હમારૂંજ ખરૂં છે બીજાનું નહી એવી જીકર કરે છે તેઓ આજે આ સવાલમાં પોતે કેટલા બધા સંકોચીત માન્યતા ઉપર ઉતરી પડે છે તેનું તે સાહેબોને ભાન થતું નથી. ગાથા કે જે કુલ જગતનો ધર્મ છે જેમાં દીનોની ઉકેલ છે જેમાં સામાન્ય દેવ કહેતાં પાપના મુળને મારવા કહયું છે તેવા મોતેબર ખ્યાલને સંકોચીત કરીને તે દએવને મારવાના ખ્યાલને બીજી દીનોને લાગુ પાડીને વટલાવવાની વાત કરવી તે તેઓની સ્કોલરશીપને લાઝમ નથીજ. નાઇસીમી દેવમાં તેઓ વટલાવવાનું જોય તે ઉપરાંતના બીજા જગતના દેવને રોકવાના શીક્ષણમાં તેઓ મારીને મુસલમાન કરવાની વાત લાવે એમાં તેઓને શોભા નથીજ. ક્ષ્નૂમ શું ચીજ છે? દાદારની અંતર ખુશાળીનો દરયાવ છે-તેમાં ફરી રહેલી કીસ્તી છે-તે કીસ્તીમાં બેસી તે દરયાવમાં કોણ ફરી રહે છે? પેગામ્બર સાહેબ સઓષ્યંતો દીનોના દીનબોરદારો સ્પેનામીનની કુદરત. ક્ષ્નૂમ તે બધાની ખુશાળી છે. તે તો સીરફ દેવનીજ ધમી તરીકેની થાય. આવા દરયાવ દીલની દીનને આવી સંકોચીત કરવાનું શું તેઓ સવાબ સમજે છે? ક્ષ્નૂમના આવા ખુલાસાઓ ગ્રામરની રૂઢીથી થતા તરજુમાઓ પ્રમાણેનાજ છે તેઓ ઉપર દરયાફત કરવો તેઓને લાજમ છે.

# છેલ્લો સાર.

ઉપરના લખાણ ઉપરથી, કોઇબી જોઈ શકશે કે ઝરતોસ્તી દીનમાં, બીજા ધર્મવાળાઓને, જેઓ કુદરતથી મળેલા પોતાની વર્ણ પ્રમાણેની વેરેન એતેકાદના–દીનના રસ્તા ઉપર જઈ રહયા છે તેઓને ગમે તેવું સમજાવીને યા બીજી કંઇ લાલચોથી યા જોરજબરીથી, દીનમાં લેવા કહયુંજ નથી. જેને મીશનરી ધર્મ તરીકે આજે કહે છે તેમાં તો ખાસ મીશનરીઝ એટલે ધર્મ ફેલાવવાનું કામ કરનારાઓ રહે છે કે જેઓ ઠેકાણે ઠેકાણે ફરી ફરીને, પોતાના ધર્મની વાએજો કરી કરીને, બીજાઓને પોતાના ધર્મમાં દાખલ થવા આમંત્રણ કરે છે–ના લલચાવે છે. તેઓ કહે છે કે હમારા ધર્મમાં આવશોજ તોજ તમુને મુકિત મળશે, નહી તો તમારો બળતા દોઝખમાં નાશ થશે. દીનને ચાલુ કરવા માટે આવી રીતના પ્રચારો કરવાનો હોકમ જરાકબી ઝરથોસ્તી દીનમાં છેજ નહી, તે આ લખાણમાં દાખલાઓ દલીલોથી પુરવાર કીધું છે. આવી રીતનો ઝરથોસ્તી ધર્મ કોઇબી બુરામાં બુરા જમાનામાં હતોજ નહી અને હોઇ શકેજ નહી. જેઓ કહે છે કે ઝરતોસ્તી ધર્મ મીશનરી છે, તેઓ શું એમ કહેવા માંગે છે કે ઝરતોસ્તી ધમ પોતે ગમે તેવું સામા ધર્મ માટે બોલીને, સામાને ગમે તેવું સમજાવીને, દીનમાં લેવાનું સવાબ છે એમ શીખવે છે એટલે કુદરતની પ્રગટીકરણના અચળ નિયમો સામે બોલવાનું એટલે જુઠ્ઠું બોલવાનું સવાબ ગણે છે. કેળવાયલા કહેવાતા ઝરતોસ્તીઓ શું આ રીતે દીનને સમજે છે? જો તેઓ દીનને એમ સમજતા હશે, તો તેઓને આ લખાણોમાંથી, તેઓની ભુલ કયાં છે, તે ખરેજ જણાઇ આવશે, એવી હમારી ખોદાના ઘર લગીની ખાત્રી છે.

પણ હવે પછીના બીજા ભાગમાં, કહેવાતા વટલાવવા માટેના ફકરાઓનો ખરો રદીયો આપેલો છે અને વંદીદાદની ત્રીજી પરગર્દનો ખુલાસો આપેલો છે, જેમાં પોતાના ધર્મમાંથી વટલી ગયલાઓને પાછા લેવાનો ઇશારો છે, જે તદ્દનજ જુદી બાબદ છે, જેથી ઝરતોસ્તી ધર્મ વટલાવનારો ધર્મ કહેવાય નહી. આ બાબદો હવે પછીના બીજા ભાગમાંથી ખુલ્લી થશે માટે હવે તે ભાગ છાપવાનો શરૂ કરવાની રજા લઇએ છીએ.

# ભાગ બીજો.

## અમુક દિશાએથી નીચેના ફકરાઓને વટલાવવાની બુરહાન તરીકે બતાવ્યા છે.

## પણ તે ફકરાઓમાં વટલાવવાની જરાબી હકીકત છેજ નહિ તે માટેનો વાદવીવાદ. તે ફકરાઓનો તરજુમો અને સાર.

આ લખાણ પહેલાં આગલું લખાણ નામે "દએનની દ્રષ્ટીબીંદુ અપો જરથુશ્ત્ર અને મઝદયસ્ની દએન અને બીજી મુળ દીનો અને કુલ જગત માટે શું છે? મઝદયસ્ની દએન સાર્વજનીક છે એટલે બધી દીનોની પાસબાન છે, અને કુદરતે તે દીનોને જે જગાએ મુકી છે ત્યાંથી તેઓ પાછળ નહી હઠે પણ કંઇક આગળજ વધે એવી તકેદારી કરનારી અને તેવું કરવા માટે પુર જોમ-કુદરત રાખનારી અને તે માટે આસુ-કઈરયાંમ=ચાલાકી-હોશીઆરીથી કામ કરનારી, મોષુ-કઈ-રયાંમ=જલદીથી કામ કરનારી અને તેથી હુ-અઈવિ-તચિનાંમ=તે ભલી નેમોમાં મચી રહેલી છે અને તેના જોતીએબી બસ્તે-કુશતીઆન થઇ તેમ મચી રહેવું;-નાના સઓખ્યંતો થવું તેનો ખરો ચીતાર અવસ્તાના ગાથા ફકરાઓમાંથી ક્સ્નુમીક હકીકતને જોરે. દીનની આવી દ્રષ્ટીબીંદુમાં વટલાવવા જેવું હોઈ શકેજ નહી તેના વાસ્તવીક દલીલો. દીનમાં દેવબંદી છે-વટલાવવાનું નથી તેનો ચિતાર."—આવું લખાણ જે અહિંયાં પહેલા ભાગ તરીકે છે તેને પહેલા વાંચવાની ભલામણ કરીએ છીએ કે જેથી આ હવે પછીનું લખાણ સહેલાઇથી સમજ પડી આવશે.

આ બધા ફકરાઓ મરહુમ એરવદ સાહેબ તેહમુરસ્પ દીનશાહજી અંકલેસરીઆ તરફથી વટલાવવાની શહાદતો તરીકે જાહેર થયલા છે અને તેઓમાંના કેટલાક ફકરાઓ ૧૯૦૪ ના સાલમાં ઉભી થયલી ૧૧ ધર્મ-અભ્યાસીઓની નાની સબ-કમીટીએ વટલાવવાની શહાદતો તરીકે જાહેર કીધેલા છે.

**(૧) વટલાવવા માટેની પહેલી બુરહાન તરીકે ફ્રુરવરદીન યશતનો ફકરો ૪૧ માના અમુક શબ્દો બતાવીને તેમાંથી વટલાવવાનું છે એમ કહી રહે છે, પણ તેમાં તેવું કશુંબી નથી પણ ઉલટું જ છે તે જોઇએ.**

તે શબ્દો આ છે :

**યો અષવ ઝરથુશ્ત્રો રતુશ અસ્ત્વઇથ્યો ગએથયાઓ બરેષ્નૂશ બિપઇતિશ્તનયાઓ**

જેનો અર્થ આ છે :—

**યો અષવ ઝરથુશ્ત્રો**=જે અષો ઝરથોસ્ત **અસ્ત્વઇથ્યો ગએથયાઓ**=હાડમંદ તનોમંદ જગતનો–પેદાશનો '**રતુ**'=સરદાર અને **બિપઇતિશ્તનયાઓ**=બે પગવાળાઓનો **બરેષ્નૂશ** એટલે મુળ આગેવાન છે.

**બરેષ્નૂશ** એટલે માથાની ટાલકીનો ભાગ એટલે માનવનો ઉંચામાં ઉંચો ભાગ કે જેની ઉપર માનવ માટેની ઉંચાઈ નથી. ઝરથુસ્ત્ર ત્યારે માનવોમાં ઉંચામાં ઉંચા એટલે ટાલકી જેવા છે. જેમ ટાલકી વગર માનવ જીવે નહી તેમ ઝરથુસ્ત્ર માનવની હૈયાતી અને કુલ જગત માટે અવષ્યના છે.

જાણવું કે હયાં રતુશ શબ્દ એટલે સરદાર મુખી આપેલો છે અને પછી **બરેષ્નૂશ** શબ્દ આપેલો છે જેનો અર્થબી સરદાર મુખી ઉપરાંત કંઇક વધુ છે, સીરફ મુખી સરદારનો અર્થ નથી. આ વીષેનું બ્યાન હ્ઓમનની દ્રષ્ટીબીંદુમાં આપેલું છે જ્યાં અષો ઝરથુસ્ત્રને માનવ જાતની ઉપરના યઝતી કહયા છે. **ટાલકી** જો ફુટી જાય તો માનવની જીંદગી ધાસ્તીમાં આવી પડે તેમ જો અષો ઝરથુસ્ત્રની '**રતુગીરી**' સરદારી જગતમાં ધાસ્તીમાં આવી પડે તો **માનવ–જગતની** હૈયાતી નીરવાહ અને વૃધ્ધી ધાસ્તીમાં આવી પડે; એવો ભેદ બતાવવા હયાં રતુ અને બરેષ્નુશ બે શબ્દો આપેલા છે. અષો ઝરથુસ્ત્રને–તેવણની દીનને બેઉને હયાં ટાલકીના જેવા અવષ્યના, જગતની હયાતીને છુવડાવનારા કહયા છે.

**ઝરથુશ્ત્ર આવા છે માટે દરેક જણને ઝરથુશ્ત્રની દીનમાં લેવું જોઇએ એમ અનુમાન કેટલાક સાહેબો કાઢે છે.**

પણ જગતની હયાતીમાં દીનો તે જગતના અનુયાઈ તરીકે આવે છે. જો અનુયાઇ તરીકેની દીનોને આઝુરદે કરે તો જગતની તે હયાતીના અંગોને–

ટાલકીને આઝાર પુગે એમ સમજવું સહેલ છે. આ સાહેબો અષો ઝરથુસ્ત્રના રતુનો ભેદ અને બરેષ્નુશનો ભેદ સમજેલા નથી. વટલાવવે તે તે દીનો કે જેમાંથી વટલાવીએ તેઓનું અપમાન થાય છે તેમ તેઓને કંઇકબી નુકસાન થાય છે. બરેષ્નુશના ભેદના ઝરથુસ્ત્ર આવું નુકસાન કરવા કેમ કહે! કેમકે તેથી તે રતુનેબી નુકસાનજ છે.

ઉપર કહેલું પેગામ્બર માટેનું વાક્ય શાને માટે આવેલું છે માટે તે આખો ફકરો જોઇએ, કે જેથી આવો ઉપર કહ્યો તેવો ભાવાર્થ તેમાંથી નીકળતો માલમ પડે.

ત્યારે ફરવરદીન યશ્તનો ૪૧ મો ફકરો કે જેમાંથી ઉપલું વાક્ય લીધું છે તે આખા ફકરાના આ અવસ્તા છેઃ—**દાથીશ અહ્માઇ વોહુ ખરેનો યો હીશ અથ ક્રાયજાઇતે, યથ હીશ હો ના યજત યો અષવ ઝરથુશ્ત્રો રતુશ અસ્તવઇથ્યો ગએથયાઓ બરેષ્નુશ બિપઇતિશ્તનયાઓ કહ્માઇચિત યાઓંધ્રહાંમ જસો, કહ્માઇચિત આજંધ્રહાંમ બિવિવાઓ:**

**યથ**=જેમ **હીશ**=તેણીઓને–ફ્રવષીઓને (દાદારના જગતમાં ફેલાયલી દાદારના ડહાપણની શકિતઓને) **'હોના'**=તે મહાન અહુની જાતના નર **યો અષવ ઝરથુશ્ત્રો**=જે અષો ઝરથુસ્ત્ર (છે જે) **અસ્તવઇથ્યો ગએથયાઓ**=હાડમંદ તનોમંદ હયાતીઓનો (નીસ્તીની કુલ જગતનો) **રતુ** સરદાર છે **બરેષ્નૂશ બિપઇતિશ્તનયાઓ**=બે પગવાળી વ્યકિતઓમાં અવષ્યના છે–ઉંચે ચઢેલો આગેવાન (છે); **યાઓ**=જે બધા **યાઓંધ્રહાંમ**=મોટા બનાવોમાંના **કહ્માચિત**=કોઇનેબી **જસો**=પુગી વળનારા (છે), **આજંધ્રહાંમ**=આફતોમાંની **કહ્માચિત**=કોઇનેબી **બિવિવાઓ**=બીહવડાવનારા (છે, તેવા તે અષો ઝરથુસ્ત્ર તે ફ્રવષિઓને) **યજત**=આરાધીને એકતાન થયા હતા. (અને ઉપર કહ્યું છે તેવું જગત માટેનું 'રતુ'નું કામ અને 'બરેષ્નુશ'નું કામ કરી શકેલા), **અથ**=તેમ જો **હીશ**=તે ફ્રવષીઓને **યો ક્રાયજાઇતે**=જે કોઇબી આરાધે તો **અહ્માઇ**=તે કોઇનેબી તેણીઓ **વોહુ ખરેનો**=ભલુ પરમાર્થી ખોરેહ આશીશો **દાથીશ**=આપનારી (થાય છે).

હયાં **બિપઇતિશ્તનયાઓ** એટલે બે પગવાળો–એવો શબ્દ વાપરેલો છે જેમાં બે પગની વસ્તીનો અર્થ છે. બે પગની વસ્તી સીરફ માનવનીજ રહેતી નથી, પણ નીસ્તીની જગતના અદ્રષ્ય મરકઝો ઉપર રહેલી **જીન–પરી–ઉલવી–સેફલી** તેમ **અરદાફ્રવષ**ના સાહજનમાં જોડાયલી **ખએત્વોદથે**

પુગેલી, નહી કલ્પી શકાય તેવી વ્યકિતઓનીબી રહે છે. સીરફ માનવ તરીકે કહેવું હતે તો નર, મષ્ય, મરેતાનો, ઝિવન્તો એવા શબ્દો વાપરતે. પણ આ **બે પગવાળાઓમાં** બે પગની વ્યકતી એવો અર્થ છે કે જેમાં માનવ ઉપરાંત બીજી ઘણી છે એમ લીધેલું છે. ઝરથુસ્ત્ર આ બધા માટે અવષ્યના છે. આટલા ઉપરથીજ અષો ઝરથુસ્ત્રના મહાન દરજ્જાનો ખ્યાલ આવી શકે છે, યઝતી જાતનો ખ્યાલ આવી શકે છે.

હયાં કુલ જગતના સરદાર તરીકે અને જગતની વૃધ્ધી માટે અવષ્યના તરીકે ઝરથુસ્ત્રને લીધા છે, તેમાં ઝરથુસ્ત્રનું મીશન જે જગતના ભાર ખમનાર **ગેઉશ ઉરવાને** મદદ કરવાનું છે, તેણીના હમકાર તરીકે થવાનું છે, તેનો અર્થ છે. જગતમાં દાદારે ભાતભાતની ચીજો બનાવી તેમાં માનવના મુળ પાંચ વર્ણો અને મુળ પાંચ દીનો બનાવી છે. આવી હકીકત યઝશ્નેના ૧૯ મા હા જે અહુનવઈર્યની તાવીલ માટે છે તેમાં છે, જે માટે જુઓ દીનની દ્રષ્ટીબીંદુનું લખાણ. આ પાંચે પાંચ દીનોના દીન **ઓરદારાન–ફ્તેમા–સઓષ્યતો**ના ઉપરી તરીક અને તે બધા માટે અવષ્યના તરીકે ઝરથુસ્ત્રને કહયા છે. **દીનો છે. દીનોના સઓષ્યંતો ઝરથુશ્ત્ર પછી આવશે એટલે અન્ય દીનો ઝરથુશ્ત્ર પછીજ પછીથીજ ઉગશે. દીનોને દાદારે કીધી છે. દીનોમાંથીજ તે દીનનો હુકેરેત=તે દીનની પતમાનની તરીકત પાળનાર મુકિતએ પુગશે–દીનો એક બીજાને પોતામાંનું પુન્ય એક બીજાને પુન્યની તંગી વખતે આપે છે; એવા ભેદો ગાથામાં છે** જે દીનની દ્રષ્ટીબીંદુના લખાણમાં આપેલા છે. જગતની આવી દીનો, વર્ણો, કુલ નીસ્તીની ચીજો–હૈયાતીઓ બધાને ચલાવનાર ઉપરી તરીકે ઝરથુસ્ત્ર છે જેને માટે રતુ શબ્દ અને બરેજ્નુશ શબ્દ છે.

હયાં કહે છે કે અષો ઝરથુસ્ત્ર યઝતી નર છે. જેમ યઝતો–ગેઉશો એટલે **ગેઉશ ઉરવા** અને **ગેઉશ તષન** દાદારની તે સૃષ્ટીને અદ્રષ્ય રીતે ચલાવે છે તેમ અષો ઝરથુસ્ત્ર અને તેવણની દીન અને તે દીનના જોતીઓ તે ગેઉશોના–યઝતોના દેખીતા હમકારો છે તેમ દીનોને ચલાવનાર–નેગાહબાન છે. આવો અર્થ ઉપરનાં ટાંકેલાં વાકયમાં છે. વટલાવવા જેવું કંઇબી હયાં છેજ નહિ. દીનોની નેગેહબાની કરવી–દીનોના રતુ થવું–બરજ્નુશ થવું એ હકીકત વટલાવવાની વીરૂધની છે. દીનોમાંથી જડતા=દેવને કાઢવાનો અર્થ રતુ અને બરેજ્નુશમાં છે.

**વટલાવવાના આ ફકરાઓ ટાંકનાર એરવદ તેહમુરસ–દીનશાહ અંકલેસરીઆ તે બધામાંનો આ ઉપર કહેલો ફકરો ટાંકીને અમુક અર્થો કરે છે. પણ શરેહમાં તેવણ કંઇ ખાસ એવું કહેતા નથી કે જેમાંથી વટલાવવાનો અર્થ નીકળે.**

**પહેલા એવણે આપેલા એ ફકરા બાબેનો અર્થ જોઇએ. એવણ તરજુમો કરે છે કે:**

(તે ફ્રવષીઓ) તે શખ્સને ભલુ ખુરેહ બક્ષનારીઓ છે કે જે (શખ્સ) તેઓને એ રીતે ઇજે કે જેમ તેઓને અશો ઝરથુસ્ત્ર જેવા નરે ઇજી, જે (ઝરથુસ્ત્ર) હાડમંદ દુન્યાને લગતાઓનો **રદ** (યાને રૂવાનને અશોઇ અપાવનાર સરદાર) હતો અને બે પગાંઓનો (યાને માણસોનો) વડો (Head) હતો.

**હવે એવણ શરેહ કરે છે કે:**

એ ફકરામાં હજરત ઝરથોસ્તને તમામ હાડમંદ દુન્યાનો રતુ સરદાર અથવા ધર્મનો વડો અને તેમાં બેપગાંઓ યાને માણસોનો મુખ્ય વડો (Head) ગણેલો છે. એ જગોએ હજરત ઝરથુસ્ત્રને તમામ દુન્યાનો સરદાર તથા તમામ માણસોનો વડો જણાવેલો છે તે ઉપરથી ખુલ્લુ દીસે છે કે હજરત ઝરથોસ્ત ફકત ઇરાનીઓનોજ સરદાર અથવા પેગામ્બર નહી હતો પણ દુન્યાના તમામ લોકોનો તે પેગામ્બર થઇ ગયો છે.

આટલુજ કહીને એવણ અટકે છે. પણ આ સાર ઉપરથી એવણ એમ કહેવા માંગે છે કે અશો ઝરથુસ્ત્ર જો દુન્યાનો સરદાર છે તોપછી બીજી દીનના લોકોએ તે ઝરથુસ્ત્રની સરદારી મેળવવા વટલવું જોઇએ.

પણ આવો સાર–શરેહ ઉપરના તરજુમામાંથી નીકળી શકેજ નહી અને નીકળતોબી નથી. કુલ જગતના તેવણ સરદાર રતુ છે તેમાંથી એ અર્થ નીપજે છે કે જગતમાં જે જે દીનો છે તે તે દીનોનાબી તેવણ સરદાર છે એટલે તે તે દીનોના દીન–બોરદારોના ઉપરી અને મદદ કરનાર ચલાવનાર છે. જો એવણ તે તે દીનોના ઉપરી હોય–ચલાવનાર હોય તોપછી દરેક દીનનું ભલુંજ તેવણ જોય. આવા સારમાં વટલાવવાનો અર્થ આવે નહી કેમકે વટલાવવે એક દીનમાંથી એક જોતીને ખુંચવી લેવો પડે છે એટલે તે દીનને ગોયા લુટે છે. આવું લુટવાનું કામ અશો ઝરથુસ્ત્ર જેવણ તે દીનના રતુ નીગાહબાન છે તેવણ કેમજ કરે.

રતુનો અર્થ એમ સરદાર નીગાહબાનનો છે; જેવણ જગતને ચલાવે છે

તેનો ભેદ ઉપર કહયો છે. નેગાહબાન કદીબી જગતને લુટે-હેરાન કરે નહી-લોકોના દીલ રંજીદા કરે નહિ. વટલાવવે જે દીનમાંથી વટલાવે છે તે દીનના લોકોના દીલો રંજીદા થાય છે.

ત્યારે આ ફકરામાંનો રતુ અને બરેષ્નુશ શબ્દો વટલાવવાની સામેનો વીચાર આપે છે તે જોઈ શકાશે.

---

## (૨) વટલાવવાની બીજી શહાદત તરીકે ટાંકેલુ વાકય જે ફરવરદીન યશત ફકરા ૯૨ માં છે તે.

આ વાકયમાંબી ઉપરની માફક વટલાવવાની કંઇબી વીગત છેજ નહી. ઉપરના ફકરાની માફકજ હયાંબી અષો ઝરથુસ્ત્રની દાદારના નાયબ થવાની મકદુર દેખાડેલી છે કે જેથી તેવણુ કુલ જગતની-તે જગતની દીનોની વર્ણોની ઉન્નતી થવાનો સામાન મુકી જાય છે. આ ફકરામાંબી એવણુ કુલ જગતના એટલે દીનોના પાસબાન છે માટે તેમાંથી વટલાવવાની વીરૂધની મતલબ નીકળે.

વટલાવવા માટે બતાવેલા ફકરાના અવસ્તા આ છે:—

**સ્તઓત અષહે યત્ મજિશ્તહેચ વહિશ્તહેચ સ્રએશ્તહેચ પઇતિ ફ્રખ્શ્તચ દએનયાઓ યત્ હઇતિનાંમ્ વહિશ્તયાઓ:**

અષોઈ જે મોટામાં મોટી-ભલામાં ભલી-ખુબસુરતમાં ખુબસુરત છે તેને (અશો ઝરથુસ્ત્રે) વખાણી, હસ્તી તરફ મોક્ષ તરફ લઈ જતી જીંદગી ભોગવતી હૈયાત (સંસ્થાઓ મરકઝો દાનો)માંની સૌથી સરસ દીનના સમજાવનાર હતા.

હયાંબી આખો ફકરો જોવો જોઇએ કે જેથી તે ફકરામાંના આ વાકયની ખરી મતલબ દેખાઇ આવે. પણ પહેલાં **હાઇતિનાંમ** શબ્દની નોંધ લઇએ કેમકે એ શબ્દમાંથી વટલાવવાની વીરૂધનો અર્થ નીકળે છે. **હાઇતિનાંમ**માં ખાલી **'હયાત'** **'જીવતી'**નો અર્થ નથી. એ શબ્દમાં **'હસ્તી તરફ લઇ જતી હયાત'** એવો અર્થ છે. જો દીનો બધી હસ્તી તરફ લઈ જતી હોય માટે હયાતી પામી હોય તો પછી એકમાંથી બીજી દીનમાં જવાનો અર્થંજ શું છે.

હવે આખો ફકરો જોઇએ:—તે ફકરાના અવસ્તા આમ છે.

**યહ્મિ પઇતિ વીસ્પેમ્ માંથ્રેમ્ અષેમ્ સ્રવો વીસુયત. અહુ રતુશ્ચ ગએથનાંમ્ સ્તઓત અષહે યત્ મજિશ્તહેચ વહિશ્તહેચ સ્રએશ્તહેચ પઇતિ ફ્રખ્શ્તચ દએનયાઓ યત્ હઇતિનાંમ્ વહિશ્તયાઓ.**

**યઋિ[1] પઇતિ[2] વીસ્પેમ[3] માંથ્રેમ[4] અષેમ[5] સ્રવો[6] વીસ્રૂયત:[7]** ॥ જેવણુને[1] ॥ પુર્ણ રીતે[2] ॥ બધા[3] ॥ માંથ્રો,[4] ॥ અષોઇ ઉભા કરે તેવા[5] ॥ શીક્ષણો કલામો[6] ॥ સંભળાયા હતા[7]–દાદાર તરફથી સંભળાવવામાં આવ્યા હતા. (કાંય એવણુનેજ સંભળાવવામાં આવ્યા હતા?)

**અહુ[8] રતુશ્ચ[9] ગએથનાંમ[10]** ॥ (કેમકે) ॥ કુલ ગએથાના–કુલ જગતના–દેખીતી તનોમંદ હાલત કે જેમાં અણદીઠ રીતની તનોમંદ હાલત રહે છે તેવી તનોમંદ જગતના[10] ॥ તેવણ અહુ શાહ[8] ॥ અને રતુ દોરવનાર સરદાર હતા.[9] ॥ (એવા તેવણે જગતમાં શું પરાક્રમો કીધેલા?)

**સ્તઓત[10] અષહે[11] યત્[12] મજિશ્તહેચ[13] વહિશ્તહેચ[14] સ્રએ-શ્તહેચ[15] પઇતિ[16] ફ્રષ્શ્તચ દએનયાઓ[17] યત[18] હુઇતિનાંમ[19] વહિશ્તયાઓ[20]:** ॥ અષોઇ[11] ॥ જે[12] ॥ વિસ્તારમા મોટામાં મોટી–કુલ હસ્તી નીસ્તીને ઘેરે તેવી છે–જે હસ્તી તેમ નીસ્તીના વિસ્તારમાં બધેબધ ફેલાયલી છે[13] ॥ તે (અષોઇ) સાથે[11] ॥ જે[12] (અષોઇ) ॥ ભલામાં ભલી બધી હસ્તી નીસ્તીનું પરદુખભંજનની નીશકામ વૃત્તીએ કામ કરનારી[14] (છે) ॥ તે અષોઇ સાથે[11] ॥ જે[12] (અષોઇ) ॥ ખુબસુરતમાં ખુબસુરત છે એટલે દાદારની ખુબસુરતી જે સંસારનાં કે આ જગતના ખેંચાણ એટલે ખુબસુરતી કરતાં અતી ઘણી છે તે દાદારની ખુબસુરતી તરફ લઇ જનાર છે એટલે જગતની માયાનાં બંધન-માંથી મુકત કરાવનારી છે[15] ॥ તેવી તે અષોઇની સાથે[11] ॥ તેવણ એકતાન થયા–તે અષોઇની સ્તુતી કીધી–સ્તુતી કરનાર થયા.[10] ॥ દએન[17] ॥ કે જે[18] ॥ **હુઇતિનાંમ**=હસ્તીએ લઇ જનારી, હસ્તી–મુકિતએ લઇ જનારી સંસ્થા–મુળ દીનોમાંની[19] ॥ ઉત્તમમાં ઉત્તમ[20] (એટલે મુળ રૂપ) છે ॥ તેવી તે મુળ દીન-ના[17] ॥ (ઝરથુસ્ત્ર) સમજાવનાર[16] (હતા).

હયાં કહે છે કે ઝરથુસ્ત્ર અષ સાથે એકતાન થયા એટલે એકમતના થઇ અષનું કામ કરવા લાગ્યા. અષ એ બંદોબસ્તી–વ્યવસ્થા કરનારી શકિત છે કે જેથી દાદારે હસ્તી નીસ્તીને રચી છે અને તેમાં અનેક ચીજો કીધી છે, જેમાંની પાંચ વર્ણો અને તે વર્ણોની પાંચ દીનો કીધી છે, જેની સાથે આપ-ણુને હમણાની સમજ માટે કામ છે, કે જે પાંચ દીનો વર્ણોના ઇશારાઓ ગાથામાં તેમ યઝશ્નેના હા ૧૯ માં છે. જે માટે જુઓ આગળો લેખ.

આવી અષને અષો ઝરથુસ્ત્રે જગતમાં ચલાવી એટલે અષના નીયમ પ્રમાણે યતી દીનોનો પાયો તેવણે મુકયો. આ દીનોને **હુઇતિનાંમની** કહી

છે. **હુઇતિનાંમ** શબ્દ '**હુન્ત**' ઉપરથી છે. '**હુન્ત**' શબ્દ '**અહુ**' હોવુનો વર્તમાન કૃદંત છે. હુન્ત ઉપરથી શન્ત saint શબ્દ છે. કહેવાની મતલબ એ છે કે **હુન્ત** શબ્દમાં હૈયાતી–જીંદગી જે હસ્તી તરફ લઈ જશે તેવો અર્થ છે. આ **હુન્ત** શબ્દ ઉપરથી છઠ્ઠી વીભકિત બહુવચન તરીકે **હુઇતિનાંમ** શબ્દ એટલે હસ્તી તરફ લઇ જનાર (શું?) સંસ્થા કે મરકઝો કે દીનોમાંની એમ અર્થ થાય.

જ્યારે દીનો ભલે ચહડ ઉતર હોય પણ ઉપર જોયું તેમ અષના ધોરણે હોય કે જેના ઇશારાઓ ગાથામાં છે અને હસ્તી તરફ લઇ જનાર હોય તો પછી ત્યાં વટલાવવાનું શું હોય? આ ફકરોબી આગલા ૪૧ ફકરાની માફકજ અર્થ રાખે છે. એમાં વટલાવવા જેવો કંઇબી અર્થજ નથી. હયાં ઝરથુસ્ત્રને જગતના '**અહુ**' કહયા છે એટલે જેમ શહેનશાહ તરફથી મોટા ગવરનર જનરલો નાના શાહ તરીકે શહેનશાહતના પ્રતીનીધી તરીકે નેમાય છે તેવા તે જગતના શહેનશાહ અહુરાના પ્રતીનીધી તરીકે છે. જગતમાં જેબી કંઈ થશે તે બધાના ઉપર અહુ–શાહ તરીકે તેવણ છે. જગતમાં જે પાંચ વર્ણોની પાંચ મુળ દીનો તેના દીન–બોરદારાનોથી થશે તે દીન–બોરદારાનો= દીનના લાવનારાઓ જેઓને **ફ્રતેમા** કહયા છે–સઓષ્યંતો કહયા છે એટલે ઝરથુસ્ત્ર પછી આવનાર કહયા છે તે બધાના અહુ–શાહ–ફરમાનના આપનારા તરીકે ઝરથુસ્ત્રને કહયા છે. તેવણ રતુ છે એટલે દાદારના ફરમાનના ફરમાન–બરદાર છે–દાદારના દુત છે એટલે દાદારની મખલુકાતના સરદાર છે–દોરવનાર નેગેહબાન છે એટલે પાંચે પાંચ દીનો બરવકતે ઉગે–તેઓના બધા સરદારો બરાબર તેવા લાયક પેદા પડે તેવી બધી સામગ્રી ઉભી કરાવનારા છે. ત્યારે અષો ઝરથુસ્ત્ર અહુ છે એટલે શાહ છે રતુ છે એટલે સરદાર છે. ઝરથુસ્ત્ર આખી હાડમંદ જગતના હૈયાતીના શાહ તરીકે કોણની ઉપર છે? આખી હાડમંદ જગતની દીનોના દીન–બોરદારોની ઉપર તેવણ ફરમાનના આપનારા છે. જો એમ છે તો તેવણ તે તે દીનોના પાસબાન છે. જો પાસબાન છે તો તે તે દીનની વ્યવસ્થા કરનાર–ઇનસાફના રાખનારા છે. આવા અષો ઝરથુસ્ત્ર માટેના ખ્યાલમાં કદીબી વટલાવવાનો અર્થ આવે? કદીબી નહીજ. કોઇ કહેશે કે એવણના વખતમાં બીજી દીનો તો હતી નહી તોપછી તેવણનો અહુ તરીકેનો એલકાબ તે દીનો માટે કેમ લાગ્યો? જાણવું કે ગાથા ૪૪–૧૦ માં મઝદયસ્ની દીનને **હાતાંમ વહિશ્તા** કહે છે. જેમ ફ્રવરદીન યસ્તના આ ફકરામાં કહે છે તેમજ કહે છે એટલે એમ અર્થ થયો કે

હસ્તી તરફ લઇ જનારી દીનો હૈયાત તો તેવણના વખતમાં હતી પણ તેઓ છોકરવન હતી માટે માતારૂપ મઝદયસ્ની દીનથી છુટી પડેલી નહી. પણ ગાથા ૩૪–૧૩ માં કહે છે તેમ સઓષ્યંતો આવશે ત્યારે તે દીનો છુટી થશે. એમ દીનોના મુળો તો ઝરથોસ્તી મઝદયસ્ની દીનમાં છે જેથી મઝદયસ્ની ઝરતોસ્તી દએનને ફ્રવરદીન યસ્તના ૮૯ મા ફકરામાં **મઇદયો-ષાદેમ**=વચમાં બેસાડેલી અને આસપાસનાને ખુશ કરાવતી રમાડતી કહી છે. જેમ માય વચમાં બેસી રહે અને છોકરાઓ આસપાસ ફરી વળેલાં હોય કે જેઓને તે માદર ખુશ કરી રહેલી હોય તેવીજ રીતે એ મઝદયસ્ની દએન માદરૂપની '**મઇદયો-ષાદેમ**'=વચમાં બેસીને આસપાસ રહેલી પેટા દીનોને શાદમાન કરી રહેલી છે એમ કહે છે. એમ ત્યારે ગાથાઓના સીધાન્તો તે બધાજ દીનો માટે છે. એમ ઝરથુસ્ત્ર બધી દીનોના શાહ છે. ઝરથુસ્ત્ર રતુ છે–સરદાર છે એટલે દાદાર જેવણ જગતના કુલ મુખ્તાર શાહ છે તેવા તે શાહના તેવણ ફરમાન બરદાર છે. જેમ યઝસ્ને હા ૧૯ માં કહે છે તેમ દાદારે પાંચ દીનો કરવા ધારી છે તેનું દાદારનું કામ કરનાર ઝરથુસ્ત્ર છે. એમ દીનોની સ્થાપના થવાનો પાયો તેવણ મુકે છે. હયાંથી માલમ પડશે કે દીનોની ઉપયોગીતા માનવ માટે છે માટે તો દાદારે દીનો કીધા, અને ઝરથુસ્ત્રે તેઓનો પાયો મુકયો છે. હયાંથીબી વટલાવવાનો અર્થ આવે નહી કેમકે માનવની લાયકાત પ્રમાણેજ દીનો થઇ માટે તે લાયકાતનાં ધોરણને ઉઠલાવીને બીજી લાયકાતવાળી દીનોમાં લઈ જવાનો હોકમ અપાયજ નહી. વળી આગળ એજ ફકરામાં કહે છે કે **અષ મઝિશ્ત** છે એટલે મોટામાં મોટી છે. હયાં **અષ**નો અર્થ શકિતરૂપનો સ્થાપીત થાય છે. કુલ જગતનો પાયો **અષ** છે. જગતનો પાયો **અણદીઠ આતશ** છે કે જેમાં **અષ**નું સ્થાન છે. આખી હસ્તી નીસ્તી દાદારમાંથી નીકળતા **અષ સાથના આતશી ગતીના પાયા ઉપરથીજ છે. અષ** આવી છે. આવી કુલ નીસ્તારની **અષને** અષો ઝરથુસ્ત્રે ઇજી તે અષની સ્તુતી કીધી–અષના નાદ-ફરમાન સાથે એકતાન થયા એટલે **અષ**નું કામ જે કંઇ જગતમાં છે તે કામના હમકાર થયા. દીનો જે દાદારે કીધી છે જેના પાલનથીબી એક ભકત મુકિતએ પુગે છે એમ ગાથા કહે છે, તે દીનોનો પાયોબી તે **મઝિશ્ત અષ**નો નાનો ભાગજ છે. જો ઝરથુસ્ત્ર આખા **મઝિશ્ત અષ**ના પુજારી છે–ખાદમ સેવક છે તો તે **મઝિશ્ત** અષના નાના ભાગો જે ઉપર દીનો થઈ તે **અષ**નાબી ખાદમજ છે એટલે પાસબાનજ છે. તે દીનોનો **અષ**નો પાયો જોખમાય નહી–તે દીનો તેટલા માટે **વહિશ્ત** ભલી નીખાલસ રીતે રહે એવી સગવડ તકેદારી કરવાનું કામજ તેવણનું છે. દીનોમાં જડતા–અધમતા–દ્રવાઓ દાખલ થાય નહી તે જોવાનું

કામ તેવણનું છે. ઝરથુસ્ત્રના અહુ તરીકેનું કામજ તે છે. આવા ખ્યાલમાં વટલાવવાનું કેમજ આવે? વળી દીનો બધી હાતાંમ છે એટલે હસ્તી તરફ લઇ જવા હૈયાત છે, તો પછી દીનોમાં વટલાવવાનો વીચાર કેમજ આવે! આવી રીતે આ આખા ફકરામાં જે જે ખ્યાલો છે તે બધામાંથી વટલાવવાની વીરૂધનાજ વીચારો નીકળે છે.

**હવે વટલાવવા માટેની શહાદત તરીકે આ ફકરાને પેશ કરનાર એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ આ ફકરાનો તરજુમો આપી સાર આપીને વટલાવવાનો ભેદ બતાવવા માંગે છે તેની વીગત જોઇએ કે જેમાં તેવણ નીશફળ ગયલા છે.**

**એરવદ સાહેબનો તરજુમો :—**

જે (જરથોસ્ત)ને દરેક માંથ્ર, તથા અષોઇ ભરેલો કલાંમ સંભળાવવામાં આવ્યો હતો (યા જેની ઉપર ખોદા તરફથી વહી ઉતરી હતી). અને જે તમામ જેહાનનો અહુ (તનને લગતો સરદાર) અને રતુ (રૂવાનને લગતો સરદાર) હતો; અને જે ઘણીજ મોટી, ઘણીજ ભલી અને ઋષ્ટ અશોઇ (યાને કુદરતના રોહમાં વહેતા **ખરા માર્ગ**)નો વખાણનાર હતો, અને જે (પોતાના વખતમાં) જે ધર્મો ચાલુ હતા તે સઘળાઓ કરતાં ઘણાજ ખુબીવાળા ધર્મનો જાહેર કરનાર થયો હતો.

આ છેલ્લી લીટીમાં કહે છે કે જે ધર્મો ચાલુ હતા તે સઘળાઓ કરતાં ઘણાજ ખુબીવાળા ધર્મનો જાહેર કરનાર થયો હતો–તે બ્યાનમાં એમ સાર આવે કે તે ચાલુ ધર્મો ખુબીવાળા તો હતા પણ તેઓ બધા કરતાં તે ઝરતોસ્તી દએન ઘણી ખુબીવાળી હતી, એમ અહિંયાં સરખામણી કીધી છે. એમજ ત્યારે બધી દીનો ખુબીવાળી ઘણે કે થોડે દરજ્જેની છે ત્યારે તો તે ધર્મો દેવયસ્ની કહેવાય નહી. એમ જ્યારે દીનો ઘણી કે થોડી ભલી છે તોપછી વટલાવવાનો અર્થ તેમાં આવે નહી. **હકતિનાંમ**માં ભલાઇએ પુગાડતી હયાત (દીનો–સંસ્થામાં)નો એવો અર્થ છે જે અર્થ ખુદ બ ખુદ તે શબ્દના મુળમાંથીજ નીકળે છે; છતાંબી અહિંયાં જે તરજુમો કીધો છે તેજ લઇએ તોબી તેમાંથીબી એવોજ અર્થ નીકળે છે જે અર્થ ખુદ વટલાવવાને ટેકો આપતોજ નથી.

**હવે એરવદ સાહેબ સાર ખેંચે છે તે જોઇએ:—**

એવણ કહે છે કે: એ ફકરામાં જણાવ્યા મુજબ હજરત ઝરથોસ્તની ઉપર ખોદા તરફથી ધર્મનો સખુન યાને વહી જાહેર થયો હતો અને એ

પેગામ્બર તમામ દુન્યાનાં લોકોનો અહુ તથા રદ યાને આ ફાની દુન્યાને લગતા તન તથા મીનોને લગતાં રૂવાનનો રાહબર સરદાર હતો.

આપણે પહેલાં એવણના આટલાજ સારનો અર્થ જોઇએ પછીનો ભાગ પછીથી જોઇશું. ઝરથુસ્ત્ર અહુ અને રદ હતા એટલે એવણ કહે છે તેમ આ ફાની દુન્યાને લગતા તન તથા મીનોને લગતા રૂવાનનો રાહબર સરદાર હતા. આ વાક્યનો અર્થ શું થાય? ફાની દુન્યાને લગતા તનનો અર્થ એમ થાય કે ફાની દુન્યામાં જે બધી તનોમંદ વ્યક્તિઓ થઈ ગઈ તેઓના એવણ સરદાર હતા. દીનોને લાવનારાબી આ ફાની દુન્યામાં તનોમંદ હાલતમાં આવેલા માટે તે બધી દીનોને લાવનારાના એવણ સરદાર હતા, અને ખરેજ '**અહૂ**' જે દુન્યાનો છે તેમાં એજ અર્થ છે. ત્યારે જો અશો ઝરથુસ્ત્ર બીજી દીનોના પેશ-રવોના સરદાર હતા એટલે હીફાઝત કરનારા હતા, તો પછી તેવણ બીજી દીનોમાં લુટ ચલાવવાનું કાંય શીખવી જાય, કેમકે વટલાવવું એમાં દીનોમાંથી તેના પુજારીને ખુંચવી લેવાનોજ અર્થ આવે. એમ ત્યારે એરવદ સાહેબ પોતે જે લખે છે તેમાં પોતાની માન્યતાનું ખંડન કરે છે.

હવે એવણની શરેહને આગળ ચલાવીએ.

એવણ કહે છે કે: બીજું એજ ફકરા ઉપરથી એવું પણ દીસે છે કે જરથોસ્તે પોતે જે દીન લોકોમાં ફેલાવી તેની આગમજ લોકોમાં બીજી અનેક દીનો ચાલુ હતી તે સઘળી દીનોમાં આએ જરથોસ્તી દીન ઘણીજ ખુબીભરેલી હતી અને ત્યાર પછી જે દીનો થઇ તેમાં પણ સરવોપરી છે.

હવે આટલા સારને જોઇએ.

આ ફકરામાં **દએનાઓ હયત હુઇતિનાંમ**=હસ્તી મુક્તિ તરફ લઈ જતી હૈયાત (સંસ્થા દીનો)માંના એમ શબ્દ છે તેમાં પેગામ્બર સાહેબની અગાઉની દીનો એમ શબ્દો નથી. પેગામ્બરની દીનની સાથે અન્ય દીનો તે દીનની દીકરીઓ તરીકે હતી જેનો ભેદ હમોએ આગલા લેખમાં કહયો છે. આ દીનો સઓષ્યંતોથી થશે એટલે ઝરથુસ્ત્રના વખત પછીથી થશે એટલે સઓષ્યંતોથી આરાસ્તે થશે એટલે સઓષ્યંતોની દીનો થશે એમ ગાથામાં કહે છે અને ખુદ એરવદ સાહેબબી કહે છે કે ત્યાર પછીથી જે દીનો થશે-એટલે ભવીષ્યમાં જે દીનો થશે તે બધી દીનોમાં ઝરથોસ્તી દીન ઘણીજ ખુબીવાળી છે. એટલે બીજી દીનો થોડી ખુબીવાળી છે. પણ તેઓ કંઇ દીવાનોની દેવયસ્ની નથીજ. આટલો સાર એવણના ઉપલા લખાણમાં છે જેમાંથી વટલાવવાનો અર્થ જરાબી નીકળે નહી.

પછી એરવદ સાહેબ આગળ કહે છે કે :

"હવે જેની ઉપર ખોદા તરફથી વહી ઉતરે અને જે **તમામ દુન્યાના સરદાર** તરીકે હોય **તેની જાહેર કીધેલી દીન** ચોકસ દેશને માટે અથવા ચોકસ લોકોને માટેજ નહી પણ તમામ મખલુકાતને માટે મોકલેલી હોય." ખરેજ આવો સાર કાઢવો ઝરથોસ્તી દીન અનુસારજ નથી. ખુદ ગાથાઓમાં સઓષ્યંતોની દીનો કહી છે એટલે સઓષ્યંતો જેઓ જગતનું કલ્યાણ કરનાર ખોદા તરફથી આવેલા છે તેઓ ઉપર દાદારનો પેગામ ઉતરે છે.

ત્યારે એમ એવણ કાંય કહેતા હશે કે સીરફ અશો ઝરથુસ્ત્ર ઉપરજ વહી ઉતરી. ના, અશો ઝરથુસ્ત્ર ઉપર તો **'યાન'** ઉતરી હતી જ્યારે બીજા તેવણુની રતુગીરી હેઠળનાઓ ઉપર વહી-બસારત ઉતરેલી, કેમકે દાદારના પેગામો ઉતરે તેમાં તબકકાઓ મરતબા-દરજ્જા-હોય. અશો ઝરથુસ્ત્ર ઉપર દાદારનો પુર્ણ પેગામ ઉતરેલો કેમકે તેવણ જગતના ગુરૂ એટલે જગતમાં થવાની દીનોના મહાપુરૂષોના રતુ-દોરવનાર હતા. આનો અર્થ એ છે કે તે તે દીનોના ગુરૂઓ ઉપર તો તેઓને જે જે દીનો અપાયલી તે તે દીનોનેજ લગતો પેગામ ઉતરેલો હતો, જ્યારે અશો ઝરથુસ્ત્ર ઉપર તો તે બધા દીનને લાવનારાઓને દોરવવાનો પેગામ હતો, માટે તે બધી દીનોના ભેદોને જાણીને દોરવવાનો પેગામ હતો. એવી રીતે ત્યારે એરવદ સાહેબનો ઉપલો સાર બીજી દીનોના લાવનારાઓને ગેરદીનસાફ કરનાર-ઝરતોસ્તી દીનના સીધાન્તોથી ઉલટો છે.

ગાથાના સપ્પર પહેલા કરદા પ્રમાણે ઝરથુસ્ત્રને **યાન** મળી એટલે દાદારના જેવોજ અખીકાર જગતને ચલાવવા માટે મળ્યો, અને પછી જાહેર થયું કે અશો ઝરથુસ્ત્ર અહુ છે અને રતુ છે તો તેનો અર્થ એ થયો કે અશો ઝરથુસ્ત્ર તમામ ચીજો વ્યકિતઓ-સરદારોનો ઉપરી છે એટલે જગતની દીનોના લાવનારના ઉપરી છે, ઝરથુસ્ત્ર રતુ છે એટલે દાદારના હોકમોને ચલાવનારા સરદાર છે.

ત્યારે વાંચનાર જોઇ શકશે કે આ ફકરાના તરજુમામાં કે એવણના સારમાં વટલાવવાની જરાબી બુરહાન છેજ નહી.

---

## (૩) વટલાવવાની ત્રીજી શહાદત તરીકે ટાંકેલુ વાકય જે યજશ્ને હા ૬૫ ના ફકરા ૯) માં છે તે.

આ વાકયમાંથી વટલાવવાની કંઇબી વીગત છેજ નહી. હયાં તો મોટી મોટી યસ્ન-મોટાં મોટાં માંથ્રો દાદારથી ઝરથુસ્ત્રને મળે છે અને ઝરથુસ્ત્ર તે

યસ્ન માંથ્રો લાયકોને આપી જાય છે જેથી ઝરથોસ્તી દીનની તેમ અન્ય દીનોની વ્યવસ્થા થઇ રહે છે,–એવા ઉંડા ભેદો છે–તેમાંથી તો વટલાવવાની વીરૂધની મતલબજ નીકળે.

આ નવમા ફકરામાંનું આવું વાક્ય છેઃ—

**યાં અહુરો મઝ્દાઓ જરથુશ્ત્રાઇ ફ્રવવચ ફ્રા જરથુશ્ત્રો ગએથાબ્યો અસ્તવઇતિબ્યો**

જેઓને (જે માંથ્રો યસ્નને) અહુરમઝદે ઝરથુસ્ત્ર માટે જાહેર કીધા–કહયા, જે (યસ્ન–માંથ્રો) ને હાડમંદ જગતને આગળ વધારનાર વૃધ્ધીએ લઈ જનાર ઝરથુસ્ત્રે તે હાડમંદ જગત માટે જાહેર કીધા.

અહિંયાં એરવદ સાહેબે **યાંમ** શબ્દ આપ્યો છે. ગેલ્ડનરમાં એ શબ્દ **યાં** તરીકે છે. **યાં** શબ્દ સંબંધી સવનામ ૨/૩ નર જાતીમાં છે અને **યાંમ** શબ્દ સંબંધી સર્વનામ નારી જાતી ૨/૧ માં છે તે નોંધવું હમો **યાં** બહુવચન લઇશું.

આ વાકયને સમજવા માટે આગળનો આખો ફકરો જોઇએ. આ આખો ફકરો જોઇ–તેનો અર્થ જોઇને પછી તેની ઉપરથી સાર કાઢીશું કે જેમાંથી વટલાવવા જેવું કંઇજ નથી એમ સાફ દેખાઈ આવશે. બલકે તેથી ઉલટી વીગત પ્રગટી નીકળશે.

આ ફકરો આમ છે :

**આપો ગાતવ રામોઇદ્દ્વેમ :** અએ **આપો**=પાણીઓ કહેતાં અએ આશીશો જેઓ વૃધ્ધીને પાણી માફક ચલાવી રહે છે તેવા અએ આપો–આશીશો **ગાતવ**=આ ગાતુ ઉપર–પાવમહેલ ઉપર અને ત્યાંથી જગત ઉપર **રામોઇદ્દ્વેમ**=રામેશની લાવવા માટે તમો રગી રહો–રામેશની પાંથરવા તમો ભલે પધારો.

**યવત જઓત યઝાઇતે :** જ્યાં લગી જોતી ભણનાર–કાયદેસર માંથ્ર ભણીને દુઆ માંગનાર, તમારી સાથે એકતાન થાય છે–કાયદેસરથી તમોને બોલાવે છે (ત્યાં લગી તમો તો પધારવાનાજ. તમો **આપને**–આશીશોને તો કાયદેસરથી બોલાવવાનો હોકમ છે કે જેઓ તરફ તમો ખુશીથી આવશોજ. પણ ગેરકાયદેવાલા–પાવીકતનો ભંગ કરનારા તરફ તમો **આપો**–આશીશોના પાણીઓ કુદરતના હદ+ઇનસાફથી આવી શકતા નથી).

માટે કહે છે કે:–

**કથ જઓત ખ્સાત વચ આપો વંઘ્રઉહીશ યજાઇતે : કથ**=કેવી રીતે (આવી આવી તરીકતોથી–તરતીબોથી) ધારણા ફળો તેવા ખાસ **અર્થ** માટે **ખ્સાતવચ**=શીખવેલા માંથ્રોને જોરે, **જઓત**=જોતીએ **આપો વંઘ્રઉહીશ**=ભલા એટલે ભલાઈ આપતા પરદુખભંજનના પાણીઓ (આશી-શો–હાજતમંદોની હાજતો પુરી કરતા, તેઓનું દુખ તોડતા પાણીઓ–આશી-શો)ને **યજાઇતે**=યઝ થઇને બોલાવવા જોઇએ–આરાધવા જોઇએ–એકતાન થવું જોઇએ.

**કુથ બવાત્ હિતો હિજવાઓ યેજિ અન્–ઍરૅથૅ યજાઇતે : યેજિ**=અગર જો **અન્–ઍરૅથૅ**=અર્થ વગર (હાજતમંદોની હાજત પુરી કરવાની મનસ્ની વગર પોતાના સ્વાર્થ અર્થે પરદુખભંજનના નીયમને ઓળં-ગીને) તેઓને–આશીશોને–આપોને–પાણીઓને **યજાઇતે**=ખેંચવા માંગે–એકતાન થવા માંગે–બોલાવે તો **કુથ**=કઈ રીતે (આવી આવી હદ+ઇનસાફની રીતે) **હિતો હિજવાઓ બવત**=તેની ઝબાન બંધાયલી થશેજ (એટલે આશીશો ખેંચવા જોઇતું સત્ય મંદ પડવે–માંથ્રો તુટી જવે આશીશો ખેંચાશે નહી–તેની ઝબાનની શકિત તુટશે–આશીશો ખેંચવાનો પાવર જતો રહેશે).

આવા માંથ્રો કેવા છે?

**કુથ વચો અવિબ્રૂત યા હે ચખ્સે અએથ્ર–પઇતિશ : તે વચો**=માંથ્રો, (સત્ય–નસીહતો–યસ્નો વગેરે) **યા**=જેઓને **અએથ્ર–પઇતિશ**=તે ઉસ્તાદે–તે હેરબુદે **હે**=તેને–તે શખ્સને **ચખ્સે**=શીખવ્યા તેઓ (તે માંથ્રો–યસ્નો) **કુથ**=કેવી રીતે (એટલે ચોકસ રીતે જેમ શીખવ્યું છે તેમજ અમલથી ચાલી કરીને) **અવિબ્રુત**=કામે લગાડે=નતીજો આપી શકે.

**કુથ તાઓ ક્રયો બવાંન્ : કુથ**=કેવી રીતે (તે ચોકસ શીખવેલી રીતેજ) **તાઓ**=તેઓ–તે આપો–આશીશો (તે માંથ્રથી–યસ્નથી) **ક્રયો**=પ્રસન્ન થઇ માશુક માફક તે ભણનાર તરફ ખેંચાઇ ભણનારને મુબારક **બવાન્**=થશે–ફળશે.

**કુથ તાઓ ઇષુદો બવાંન્ : કુથ**=કેવી રીતે (તે ચોકસ શીખવેલી રીતેજ) **તાઓ**=તેઓ–તે આપો–તે આશીશો **ઇષુદો** કરજદાર–કરજ ફીટાડવા બંદેવાર એટલે કરજ ફીટાડેલા **બવાન**=થશે એટલે કરજદારની માફક બંદેવાર થઇ અહેશાનમંદીથી તેની આગળ રજુ થઇ દુઆ પાર પાડશે.

**કુથ્ર તાઓ રાતયો બવાંન:** કુથ્ર=કેવી રીતે (તે ચોક્સ શીખવેલી રીતેજ તે આશીશો અને તેઓને ખેંચવા માટેના માંથ્રો) રાતયો=રાદી બક્ષેશ કરનાર તરીકે પોતાનો જાન અર્પણ કરનારા **બવાન્**=થશે-થઇને દુઆ ફળી-ભુદ કરશે.

આ માંથ્રો-આશીશો કોણના છે-કયાંથી આવ્યા?

**યાં અહુરો મજદાઓ જરથુશ્ત્રાઇ ફ્રવચ ફ્રા જરથુશ્ત્ર ગએથાબ્યો અસ્તવઇતિબ્યો:** **યાં**=જેઓને-જે માંથ્રો-યસ્નોને (અને તેઓથી જે આશીશો ખેંચાય છે તેઓને) અહુરમઝદે ઝરથુસ્ત્ર માટે જાહેર કીધેલા છે. **ફ્રા જરથુશ્ત્રો**=વૃધ્ધી કરનાર જગતને આગળ વધારનાર ઝરથુસ્ત્રે હાડમંદ જગત-જેહાંન-નીસ્તી ગેતી માટે તે યસ્ન-માંથ્રો તેઓથી ખેંચાતા આશીશો જાહેર કીધેલા છે.

હ્યાં **આપો**=આશીશોને ખેંચવાની હકીકત છે ચોક્સ માંથ્રો યસ્નો દાદાર તરફથી ઝરથુસ્ત્રને મલ્યા. ઝરથુસ્ત્ર જગતના અહુ અને રતુ છે એટલે જગતના શાહ તરીકે-દાદારના સરદાર તરીકે કામ કરનાર છે માટે તે મહાન કામ કરવા મલ્યા. દીનોનો પાયો મુકવા માટે બધુ મળ્યું તેમ બીજુ અન્ય કામ જે જરથોસ્તી દીનનું છે તે કરવા તે બધુ મલ્યું. ઝરથુસ્ત્રે પાવમહેલમાં તે આપોને-તે આશીશોને માંથ્ર-યસ્નથી ખેંચવા પોતાના ચેલાઓને શીખવ્યું. તે ચેલાઓએ પોતાના ચેલાઓને શીખવ્યું. જેઓ તે માંથ્ર યસ્નનો ગેરઉપયોગ કરે છે તેઓની ઝબાન બંધ થાય છે.

અહિંયાં આવા બ્યાનમાં-આવી મતલબના વાકયમાં વટલાવવાની વાતજ કયાં આવી? તે વાકય કે જેમાં કહે છે કે જે માંથ્રો-યસ્નો વગેરેને દાદારે ઝરથુસ્ત્રને આપ્યા તે બધા જગતની વૃધ્ધી માટેનાજ હતા. અષો ઝરથુસ્ત્ર અહુ હતા-રતુ હતા માટે તેવણને મલ્યા જેથી અષો ઝરથુસ્ત્રે જગતની જે રચના હતી તેને સુધારી દીનોની સામગ્રી કીધી; સઓષ્યંત જે થવાના છે તેઓની નેમણુંક કીધી. આ બધું જે ભવિષ્યમાં થવાનું છે તેને માટે અષો ઝરથુસ્ત્રે પોતાના ચેલાઓને-ઝરથુસ્ત્રોતેમોને તે બધું જે દાદારે તેવણને આપેલું તે બધું આપ્યું,-એ મતલબે કે તેઓ જગતમાં ફ્રશો-ગર્દ લાવવા માટે તેમ ભવીષ્યમાંના દીનના લાવનારને તે શીખવીને દીનોને પ્રગટ થવામાં મદદ આપે. આવો ભેદ આ ફકરાનો છે તેમાં વટલાવવાની વાતજ કયાં છે? **ખાસ કહે છે કે જેઓ તે માંથ્રો-યસ્નોને કાયદાસર નહિ ઇજે તેઓની**

ઝબાન બંધ થાય. જેઓ તે માંથ્રને કાયદાસર વાપરી શકે નહી તેથી તો તેઓને નુકસાન થાય. ખરેજ હયાં તો માંથ્ર–યસ્ન–પાવમહેલ વીગેરે ઝરથુસ્ત્રની દીનની ગુહ્ય સુક્ષ્મ બાજુનો ભેદ છે; ઝરથુસ્ત્ર જેવણ ગેતીના અહુ છે રતુ છે તેવણના જગત માટેના કામ કરવાના અવઝારોની તેહકીક છે એટલે દીનોને ઉભી કરવાના અવઝારોના મારફતોની તેહકીક છે; એટલે વટલાવવાની વીરૂધની તેહકીક હયાં છે. જે દીનોને ઉભી કરવા ઝરથુસ્ત્ર અવઝારો મુકી જાય, જે દીનોને ઉભી થવાની તદબીર મુકી જાય, જે ઉભી થતી દીનોમાં જડતા નહી પેસે તેવી સગવડ કરી જાય તો તેવી દીનોનું નુકસાન કરવા તેવણ કેમજ કહી શકે.

જે માંથ્રો–યસ્ન અહુરમઝદ તરફથી ઝરથુસ્ત્રને આખી હાડમંદ જગત માટે–તેની વૃધ્ધી માટે મલ્યા તેમાં વટલાવવાનો નહી પણ માંથ્ર–યસ્ન વગર જગતની મુક્તિ નથી એવો અર્થ છે. જે સાહેબો માંથ્ર–યસ્નને કેટલું ગણે છે તેઓને આ વાકય સાચ્ચી હકીકત શીખવશે. જે સાહેબો તરીકત જે સાધારણ છે તેને માનતા નથી–જેઓને તરીકત વગરની દીન જોઇએ છે તે સાહેબો કુલ જગતની બધી દીનોના લોકોને આવી તરીકત સાથની યસ્ન–માંથ્રોવાળી દીનમાં કાંય લાવવા કહેતા હશે?

ઝરથુસ્ત્ર જગતના અહુ છે–રતુ છે માટે જગતની વ્યવસ્થા માટે આ માંથ્રો–યસ્નો ખાસ રીતે ઝરથુસ્ત્રને આપ્યા. **ગએથાબ્યો અસ્તવઇતિબ્યો** =હાડમંદ જગત માટે તે અપાયું તે, ઝરથુસ્ત્રની અહુગીરી શાહીપણું–દીનો ઉપરની સત્તા અને રતુગીરી દાદારની ફરમાન–બરદારી બતાવે છે. ઝરથુસ્ત્રની સત્તા દાદારના હોકમ પ્રમાણેજ છે. દાદારના હોકમ–અહુનવઇર્યમાં પાંચ દીનોને ઉભી કરવાની વીગત છે જે યઝસ્નેના હા ૧૯ મા છે, માટે દાદારથી જે કાંઇ ઝરથુસ્ત્રને મલ્યું તે બધી પાંચ દીનો માટેજ છે. આવો ઉંડો ખ્યાલ આ શબ્દોમાં છે જેમાં વટલાવવા જેવી કંઇ વાતજ નથી–ના, તેથી ઉલટું છે.

**હવે એરવદ અંકલેસરીઆ આ ફકરામાંની આ લીટીનો તરજુમો આપીને શરેહ કરે છે તે જોઇએ.**

અવસ્તાનું વાકય ટાંકે છે કે:

**યાંમ અહુરો મઝદાઓ જરથુશ્ત્રાઇ ફ્ર વચચ ફ્રા જરથુશ્ત્રો ગએથાબ્યો અસ્તવઇતિબ્યો.**

તરજુમો આપે છે કે :

જે (સખુનો) અહુરમઝદે જરથોસ્તને જાહેર કીધા અને તે ઝરથોસ્તે હાડમંદ દુન્યાના લોકોને જાહેર કીધા છે.

તેવણ પહેલા શરેહ કરીને કહે છે કે મજકુર બીજા દાખલામાં (એટલે આગલી શહાદતમાં) જણાવ્યું છે કે હજરત જરથોસ્તને અહુરમઝદ તરફથી વહી ઉતરતી હતી તે વાતને નીચલો દાખલો પણ ટેકો આપે છે.

પહેલા આટલી શરેહ ઉપર બોલીશું.

કોઈ કહેશે કે હઝરત શબ્દ સામાન્ય રીતે પેગામ્બર માટે લખે તેમાં શું ખોટું છે. હજરત શબ્દ તો મુસલમાન લોકોમાં તેઓના પેગામ્બર માટે છે. ઝરથુસ્ત્ર સાહેબને કાં તો અશો ઝરથુસ્ત્ર કહેવા, નહી તો એકલા ઝરથુસ્ત્ર તરીકે કહેવા. જ્યારે એવણ સાહેબ પોતેજ ઉપર કહી ગયા છે કે અશો ઝરથુસ્ત્ર ગેતીના અહુ અને રતુ છે; અહુમાં આપણે જોયું તેમ જગતની દરેકે દરેક ચીજોનો સાહેબ દોરવનાર એટલે તનોમંદ હયાતીનો-તનનો સાહેબ થવાનો અર્થ છે, ત્યારે તો હજરત શબ્દ અશો ઝરથુસ્ત્રને લગાડવે એવણનો પુરો મરતબો રહેતો નથી. વળી ઉપર કહયું છે તેમ એવણની ઉપર તો દાદારનો પુર્ણ પેગામ ઉતરેલો જેને **યાન** કહે છે. વળી જમ્યાદ યસ્તમાં કહે છે કે **કવએમ ખરેનો** જે દાદારનું ખોરેહ-આશીશ છે જે આશીશ દાદારનો ભેદભરમ સમજાવે છે, તે **કવએમ ખરેનો** અશો ઝરથુસ્ત્રને પુર્ણ બહારમાં મળેલો છે. વળી અશો ઝરથુસ્ત્રને અવસ્તામાં તો દાદારની સાથે મોહડે મોહડું **પુરસો પાસુખ** કરતા જે ચીતારેલા છે તે કંઇ અતીશયુકિત નથી, કેમકે અશો ઝરથુસ્ત્રનું કેહર્પ અમશાસ્પંદોમાંનું એક હતું માટે તે અમશાસ્પંદીનું કેહર્પ દાદારની સામે ઉભુ રહી શકતું હતું. આવી વાતચીતની ગતી રાખતું અશો ઝરથુસ્ત્રનું તન-મન બધામાં **યાન** હતી, દાદારની નેઆમતોની પુર્ણ બક્ષેશો અને અધીકાર હતા. વહી તો નાની સરખી બસારત રહે છે કે જે ઘણા જણા ઉપર ઉતરે, જ્યારે અશો ઝરથુસ્ત્ર તો એકલા એકજ હતા કે જેવણે દાદારની **સાસ્ન** સમજેલી એવી હકીકત ખુદ ગાથામાં છે. એમ ત્યારે ઝરથુસ્ત્રની ઉપર વહી ઉતરેલી હતી એમ કહેવું તે અશો ઝરથુસ્ત્રના દરજ્જાને ઉતારી પાડવા જેવું છે.

**હવે આ એરવદ સાહેબની વધુ શરેહ જોઇએ.**

એવણ પછી આગળ કહે છે કે :—

એ નીચલા દાખલામાં જણાવ્યા પ્રમાણે અશો ઝરથુસ્ત્રે જે કાંઈ આએ દુન્યાના લોકોને શીખવ્યું છે તે અહુરમઝદ તરફથી તેને શીખવવામાં આવ્યું છે અને જે કાંઈ અહુરમઝદ તરફથી શીખવવામાં આવ્યું હોય તે કંઇ ચોકસ ટોળાને જાહેર કરવા માટે નહી પણ તમામ જેહાનને શીખવવા વાસ્તે મુકરર કરે છે.

હવે એરવદ સાહેબના આ સારનો જવાબ આપીએ: આ મજકુર વાક્ય (**યાં અહુરો મજદાઓ ઝરથુશ્ત્રાઇ ફ્રવચચ ફ્રા જરથુશ્ત્રો ગએથાબ્યો અસ્તવઇતિબ્યો** જેનો અર્થ ઉપર આપેલો છે) કે જેને માટે એવણ શરેહ કરે છે, તે તો ઉપર જોઇ ગયા છીએ તેમ માંથ્રો—અને યસ્નો માટે છે. તેમાં માંથ્રો છે અને એરવદોએ શું કરવું તેની વીગત છે, તેમાં કંઇ જેહાનના લોકો માટેની સલાહ નથી પણ ઝરથોસ્તી યસ્ન–માંથ્રોથી આશીશો ખેંચવાની લાયકાતની તાકાતની અને તે યસ્નમાં ભણવાના માંથ્રની વાત છે.

બીજું એ કે એક બારગી જો આપણે તેમાં ઝરથુસ્ત્રની **સાસ્નાઓ** =શીખામણો સીધાન્તોની તેહકીક આવેલી માની લઇએ તોબી તેમાંથી કંઇ વટલાવવાનો અર્થ નીકળેજ નહી, કેમકે ગાથામાંની તે તેહકીકો એવી છે કે જે પાંચે પાંચ દીનોને લાગુ પડે, કેમકે ઉપર સમજાવ્યું છે તેમ અશો ઝરથુસ્ત્ર જે માઝદયસ્ની દીન લાવ્યા તે '**યા આહુઇરીશ ઝરથુશ્ત્રિ**'ના વધારાની છે એટલે બધી દીનોને ઉગાડી શકે તેવી છે કે જેની સમજ આગલા લેખમાં આપી છે. વળી ઝરથુસ્ત્ર જગતના અહુ હતા માટે દીનોના, દીન–બોરદારાનના નસીહતના આપનાર હતા માટે તે દીનોને તેવણની નસીહતો લાગુ પડે.

ત્યારે એવણની શરેહ કે ઝરથુસ્ત્રને અહુરમઝદ શીખવે તો તે કુલ ગેહાન માટે હોય તે **ઉપર કહેલી હમારી મદ નજરથી** ખરું છે. **પણ જો તેમાંથી એવણ વટલાવવાનો અર્થ કાઢે તો તે તદદન હસવા સરખું છે.** એવણ સાહેબ શું અન્ય દીનોને શેતાનની કાઢેલી ગણે છે? શું એવણ સાહેબ એટલા બધા intolerant એટલે શહનશીલતા વગરના છે કે પારકાને સાંખી શકે

નહી. ભલેને એવા વીચારો એવણુના હોય પણ તે વીચારો દીનના નથીજ. દવાનોમાં અન્ય દીન નહી આવે. દીનો તો ગાથા મુજબ ખુદ દાદારનીજ છે; અને અશો ઝરથુસ્ત્ર જગતના અહુ છે એટલે જગતની દીનો જે દાદારે કીધી છે અને તે દીનોના દીન-ઓરદારાનો જેઓને દાદારે જન્મ અપાવ્યો છે તેઓના અહુ છે એટલે ચલાવનાર છે. વળી અશો ઝરથુસ્ત્રને જગતને શીખા-મણુ આપવાનો કુદરતી હક છે કેમકે તેવણુ રતુ છે એટલે દાદારનું જે કીધેલું છે—દાદારે દીનો જે કીધેલી છે તેઓને ચલાવવા માટે દાદારના ફરમાનોને બજા લાવનારા છે. ત્યારે કહેવું કે ઝરથુસ્ત્રને દાદારે શીખવ્યું માટે તે કુલ જેહાન માટે છે માટે તેમાંથી વટલાવવાનું નીકળે તે ખરેજ ઉતાવળ્યા વીચારનું છે.

એક તરફથી અશો ઝરથુસ્ત્રને દાદારથી નેમાયલા જગતના અહુ અને રતુ તરીકે ઓળખવા-દાદાર તરફથી તેવણુ સમાજને જગતને જાહેર કરે છે તે માન્ય કરવું અને પછી બીજી તરફથી એમ કહેવું કે દીનમાં વટલાવવાનું છે તોપછી આ સીધ્ધો સાર નીકળે કે એવણુ દીનો-દીનોના પેશવાઓ સઓ-બ્યતો ફ્રતેમાઓ કે જેઓને દોરવનાર ઝરથુસ્ત્ર છે તે દીનો અને પેશવાઓને દાદારના નહી પણુ દએવના ગણે !

ખરેજ આવો સાર કોઇબી કાઢે. એમ ત્યારે ઉપલા અવસ્તા વાકયમાં કે તેવણુના સારમાં વટલાવવાની બાબદ નીકળી શકતીજ નથી તે કોઇબી મુનસફ મીજાજથી જોઇ શકશે.

## વટલાવવાની ચોથી શહાદત તરીકે ટાંકેલા ફ્રવરદીન યશતના ૯૩ અને ૯૪ ફકરા.

આ બે ફકરાઓમાં એક વાકય છે કે **ઇદ અપાંમ વીજસાઇતિ વંઘ્રહુવિ (વંઘ્રઉહિ) દએન માજદયસ્નિશ વીસ્પાઇશ અવિ કર્ષ-વાન યાઇશ હપ્ત: મઝદયસ્ની દએન** હવે પછીથી **વિસ્પાઇશ**= તમામે તમામ સાતે **કેશ્વરો**માં હવે ફેલાઈ જશે. આ વાકય ઉપરથી વટલા-વવાની શહાદત તેઓ પેશ કરે છે. પણુ ખુદ આ વાકયમાં વટલાવવાની વાતજ આવતીજ નથી આ બાબદને તુલોતવીલ જોઇશું. પહેલાં આ બે ફકરાઓને ટાંકીશું :—

**(૯૩) યેહે જ઼ાંથએચ વખ્શએચ ઉર્વાસેન્ આપો ઉર્વરાઓ-**

**સ્ચ, યેહે જાંથએચ વખ્ષએચ ઉખ્ષિન્ આપો ઉર્વરાઓસ્ચ, યેહે જાંથએચ વખ્ષએચ ઉશતાતેમ નિમ્રવન્ત વીસ્પાઓ સ્પેન્તો-દાતાઓ દામાંન.**

**યેહે**=જેવણના (અષો ઝરથુસ્ત્રના) **જાથએચ**=જન્મવામાં **વખ્ષએચ**=વધવામાં **આપો**=પાણીઓ (પ્રગટીકરણ) **ઉર્વરાઓ**=ઉરવરો (આશીશો જેઓ પ્રગટીને ચલાવે છે તેઓ) **ઉર્વાસેન**=ખુશાળ થયા. **યેહે**=જેવણના **જાથએચ**=જન્મવામાં **વખ્ષએચ**=વધવામાં **આપો**=પાણીઓ **ઉર્વરાઓસ્ચ**=ઉરવરો **ઉખ્ષિન**=વધવા લાગ્યા; **યેહે**=જેવણના **જાથએચ**=જન્મવામાં **વખ્ષએચ**=વધવામાં **વીસ્પાઓ સ્પેન્તો દાતાઓ**=બધી સ્પેનામીનથી ચાલુ થયલી **દામાંન**=પેદાયશો **ઉશતાતાતેમ**=ભલે પધાર્યાના પોકારો-ધન્યવાદના પોકારો **નિમ્રવન્ત**=બોલવા લાગી (આવા-કે)

**(૯૪) ઉશતા-નો જાતો આથ્રવ યો સ્પિતામો જરથુશ્ત્રો, ફ્રા-નો યજાઇતે જઓથ્રાબ્યો સ્તરેતો-બરેસ્મ જરથુશ્ત્રો, ઇદ અપાંમ્ વીજસાઇતિ વંધ્રઉહિ દએન માજદયસ્નિશ વીસ્પાઇશ અવિ કર્ષ્વાંન્ યાઇશ હપ્ત.**

**ઉશતા**=શુક્રાના (હજારો હઝાર-તારા શુક્ર કે) **નો**=હમારે માટે **આથ્રવ**=એક આથ્રવન **યો**=જે **સ્પિતામો જરથુશ્ત્રો**=સ્પિતમ ઝરથુસ્ત્ર (કરીને છે તે) **જાતો**=જન્મયો છે. **ફ્રા-નો**=(હવેથી) હમોને વૃધ્ધી થવા માટે **જરથુશ્ત્રો**=તે ઝરથુસ્ત્ર **જઓથ્રાબ્યો**=આલાતોથી-યઝત વસેલી ચીજોથી **સ્તરેતો-બરેસ્મ**=બરસમને પાંથરનાર (થઇ) (ક્રીયાનું ક્ષેત્ર યઝતે પુગેલું કુદરત લગી પંથરાયલું કરીને) **યજાઇતે**=ઇજિશે. **ઇદ**=હયાં **અપાંમ**=હવે પછીથી **વંધ્રહુવિ દએન માજદયસ્નિશ**=ભલી નીશકામ વૃતીની મઝદયસ્ની દએન **વીસ્પાઇશ અવિ કર્ષ્વાંન યાઇશ હપ્ત**=તમામ રીતે કેસ્વરો જેઓ સાત (છે તેઓ) ઉપર **વીજસાઇતિ**=ફેલાઇ જશે.

હયાં આપો=પાણીઓ એટલે પ્રગટીકરણ-ઉરવરો ઝાડપાનો એટલે અશીશો રાખતી મારેફતો અને બધી સ્પેનામીનની વૃધ્ધી કરતી પેદાએશોને કુદરતના અનુયાઇઓ તરીકે લીધી છે,-કુદરત જે સ્પેનામીનની છે તેના જાહેર આકાર પ્રતીનીધી તરીકે લીધી છે,-કુદરત જે વૃધ્ધીનું કામ કરી રહે છે તેની મોટી જાહેર મારેફતો તરીકે લીધી છે. ટુંકમાં તેઓને કુદરતના exponent તરીકે ખુદ કુદરત તરીકે લીધી છે.

આ ફકરાઓ ગાથા હા ૨૯ નો વળતો જવાબ છે. ગાથા હા ૨૯ માં ગેઉશ ઉરવા એટલે જગતની—ગેતીની કુદરતનો આત્મા જગત ઉપરના દેવના દોરને નાબુદ કરી જગતની નવરચના કરવાની અરજી દાદાર પાસે કરે છે. તે કુદરતનું રવાન એટલે સાક્ષાત કુદરત કહે છે કે જગત ઉપર દેવોનો ભાર પુષ્કળ વધી ગયો છે. હું કુદરત ઉપર તે દેવોનો ભાર ઘણોજ પડે છે માટે મારા તે ભારને ઓછો કરનાર કોઇ નરને મોકલો કે જે નર તે દેવોના દોરને જગતમાંથી તોડે. તેના જવાબ તરીકે **અષ**—અર્દીબેહેસ્ત અમશાસ્પંદ કહે છે કે અષો ઝરથુસ્ત્ર દેવોના તે દોરને જગતમાંથી નાબુદ કરવા બરવકતે ઉતરશે. ઝરથુસ્ત્ર તે બુરા દેવોને નાબુદ કરી જગતની નવરચના કરશે. આ વીષેનું કંઇક બ્યાન આગલા દ્રષ્ટીબીંદુના લખાણમાં છે. હયાં કુલ જગતને માટે ઝરથુસ્ત્ર આવશે એમ કહયું છે. કુલ જગતને હફ્ત કેશ્વર ઝમીન કહે છે. જાણવું કે ગેતી તો એક કેશ્વરમાં આવે. ત્યારે શશ કેશ્વરો તો અદ્રશ્ય નીસ્તી તરીકે છે. આખી વીશાળ નીસ્તી કે જેના દરયાવમાં આપણી ગેતી એક ટીપાંનું ટીપુંબી નથી તે આખી વીશાળ નીસ્તીમાં દેવોનો દોર હદની બહાર વધી ગયલો છે—**દ્રેગવોદેબીશ અએષેમેમ**=બુરાઓથી થએલા બુરા ગુબારોનો જીવતો થએલો **અએષમ** વધી ગયો છે જે **તુર બરાતુર** તરીકે જગતનો નાશ કરવા ધુરકી રહયો છે. **તુર બરાતુર**ને મારનાર—જગતનો બંદોબસ્ત કરનાર એકલો ઝરથુસ્ત્રજ છે બીજો કોઇજ નથી એમ ત્યા ખુલ્લું કહે છે. પછી જ્યારે ત્યાર પછીથી **ગેઉશ ઉરવા**ના હમકાર તરીકે—જગતની નવરચના કરનાર તરીકે ઝરથુસ્ત્ર ગેતીમાં જન્મે છે ત્યારે **ગેઉશ ઉરવા**ની કુદરત ખુશાલીમાં આવે છે જેના બ્યાનો આ ફરવરદીન યસ્તના ઉપરના ૯૩ અને ૯૪ ના ફકરામાં છે. તે કુદરત એટલે તેના જાહેર અનુયાયીઓ કહે છે કે શુક્રાના, આખરે ઝરથુસ્ત્રનો જન્મ થયો છે. હવે સાતે કેશ્વરમાંથી દેવ નાબુદ થશે અને મઝદયસ્ની દએન ત્યાં બધેબધ જામશે. એટલે સ્પેનામીનની જય પોકરાશે. ત્યારે સાતેસાત કેશ્વરોમાં મઝદયસ્ની દીન તમામ રીતે કુલ્યાતી રીતે પંથરાશે તેનો ભેદ આ છે કે **દેવ**=બુરાઇ જે તે વખતે હદની બહાર હતી તે જશે અને તેને બદલે **'દાદ દીન—બેહ મઝદયસ્નાન'**=ભલી મઝદયસ્ની દીનના—કાયદા—ઇનસાફ પંથરાશે, નેકી વ્યાપશે, **ફ્રશો—ગર્દ**નો બહાર ઉભો થશે. પણ કેટલાકો મઝદયસ્ની દીન સાતે કેશ્વ-રોમાં પંથરાશે તેમાં બીજી દીનો પાછી હઠશે—નાબુદ થશે એવો અર્થ કરીને વટલાવવાની બુરહાન લાવે છે તેનું શું નીરાકરણ છે? મઝદયસ્ની દીનની શું વ્યાખ્યા છે તે આ સાહેબો જાણતા નથી. ઝરથુસ્ત્રના વખતમાં અને

તેવણુની આગળના ચારથી પાંચ હઝાર વર્ષમાં જગરેલ પછીના નવા શરૂ થતા **દરેધા ખદાતે**માં મઝદયસ્ની દીન એકલીજ જગત ઉપર હતી. અનેક નરો તે દીનને લાવતા હતા, પણ દેવોથી તે દીન ખરાબ થતી જતી હતી, જેથી આખરે કુદરતના રૂવાને દેવોના દોરને તોડનાર મહાન ઝરથુસ્ત્રના ઉતરવાની માંગણી કાધેલી. આ બધી મઝદયસ્ની દીનમાં પાંચે પાંચ મુળ દીનોને સમાવનારા આકારો હતા. તે બધા માનવો **ખુને માઝદયસ્નાનોજ** હતા પણ કેટલાકો દેવોનો **અઘ–માંથ્રો**નો અમલ કરી દએવયસ્ની થતા હતા. આમ મઝદયસ્ની દીનની યઝદાન પરસ્તી કે જેમાં પાંચે પાંચ વર્ણો અને તેઓની **દીનો** સમાતી હતી તેઓ, અને દએવ પરસ્તી કહેતાં જડતાની પરસ્તી એમ બે સામસામી હરીફાઇઓ હતી. અપો ઝરથુસ્ત્રે ભલી મઝદયસ્ની દીન જે **મઝિશ્ત** છે મોટામાં મોટી છે એટલે પાંચે પાંચ દીનોને સમાવનારી છે, જેમાં તે ચાર દીનો ગરભીત હાલતમાં છે, તે **મઝિશ્ત દીન** જે વળી **રઝિશ્ત** છે એટલે અતી સાચ્ચી અતી ઘણી ગોઠવણી કરાવનારી છે એટલે ચારે ચાર ગરભીત દીનોમાં '**રઝ**'=નેકી–વ્યવસ્થાની ગોઠવણી કરાવનારી છે–તેઓને મોટી કરીને બરવકતે બહાર કાઢવાનો હોકમ રાખે છે, જે '**વહિશ્ત**' ભલામાં ભલી એટલે મુળરૂપ છે તેને દએવ રહિતની કરી–શુધ્ધ હાલતમાં આણીને કુલ જેહાનમાં પાંથરી હતી એટલે દીનોની ભલાઇ જગતમાં પાંથરી અને દેવોની ઘટતી–બુરાઇને દુર કાધી. મઝદયસ્ની દએન બધી દીનોને સમાવે છે તે હકીકત તે દીનને લગાડેલા **મઝિશ્ત** શબ્દ એટલે મોટામાં મોટી એ શબ્દ ઉપરથી સાબેત થાય છે. મઝદયસ્ની દીન પોતામાંની ગરભીત હાલતની ચારે ચાર દીનોને બરવકતે આરાસ્તે કરશે તેનો ભેદ **રઝિશ્ત** શબ્દમાં છે. **રઝ** એટલે ગોઠવણી કરવી ભલાઇનો બંદોબસ્ત કરવો. માટે **રઝિશ્ત** એટલે સાચ્ચો બંદોબસ્ત અતી ઉત્તમ રીતે તે દીનો માટે કરનારી એમ અર્થ છે. વળી દીનો મઝદયસ્ની દએનની સાથેજ છે પણ છુટી થઇ નથી, માટે મઝદયસ્ની દીન બધી દીનોને સમાવે છે પણ તેઓ બરવકતે ભવીષ્યમાં છુટી થશે. સઓષ્યંતો એટલે ભવીષ્યમાં આવનારા જનસમાજની ઉન્નતી કરનારાઓ તેઓને મઝદયસ્ની દીનથી નોખી કરી જગતમાં ચલાવશે, તે ભેદ ગાથા હા ૩૪–૧૩ માં છે. વળી પાંચ દીનો ગેતી માટે થશે–તે ભેદ યઝશ્નેના ૧૯ મા હામાં છે. તેઓ મઝદયસ્ની દીન સાથે હયાત છે પણ સાથે છે તેનો ભેદ ગાથામાંના હા ૪૪–૧૦ ના **હાતાંમ** શબ્દમાં છે. પણ તેઓ ઝરથુસ્ત્રના વખતમાં સાથે છે, તેઓ સઓષ્યંતોની ભવીષ્યની દીનો થઇ છુટી થશે તે ભેદ ગાથા

૩૪–૧૩ માં છે. **મઝદયસ્ની દએન** બધી દીનોને રાખીને પોખી રહે છે બધી દીનો જેણીઓ મઝદયસ્ની દએનનાં બચ્ચાં જેવી છે તેઓને રમાડી રહે છે, તે ભેદ ફ્રવરદીન યસ્ત ફકરા ૮૯ ના **મઇદયોશાદેમ** બોલમાં છે. **મઇદયોશાદેમ** બોલમાં **મઇદયો**=મધ્ય; **હદ**=બેસવું; **શા**=ખુશાળ કરવું એવા મુળ છે. મધ્યમાં બેસી આસપાસ્નીને ખુશાળ કરતી એવો એ શબ્દનો અર્થ છે. તે દીન **મઇદયોશાદેમ** છે એટલે મધ્યમાં મુળ તરીકે બેસીને આસપાસનીઓને ખુશહાલ કરનાર છે. એમાં મઝદયસ્ની દીન અન્ય દીનોને બચ્ચાંની માફક રાખે છે તેનો ભેદ છે.

આ બધા ઉપરથી માલમ પડશે કે ફ્રવરદીન યસ્તના ૯૪ મા ફકરામાં મઝદયસ્ની દીન હફ્ત કેસ્વરમાં પંથરાશે એમ કહયું છે તેમાં મુળ દીનનું–મુળ વૃક્ષનું બ્યાન છે, કે જેની પાંચ ડાળી તે અન્ય દીનો છે તેની સાથેજ રહેલી છે. દએના એટલે દીન. દએના એટલે અંતકરણ. દાદારના દએના અંતકરણમાંથી જે ચલીત થયું તેને દીન કહે છે. ત્યારે દએના અંતકરણ અને દએના દીન બેઉ સાથે જતા શબ્દો છે. દએનાઓ એટલે દીનો અથવા મુળ દીનના સીધાન્તો જે સીધાન્તોમાંનો દરેક ખુદ છુટી છુટી દીન તરીકે બહાર પડશે તેઓ. ત્યારે હયાં મઝદયસ્ની દીન જગતમાં ફેલાશે કરીને કહયું છે તેમાં એમ અર્થ છે કે તે મઝદયસ્ની દીન તેના પાંચ મુળ સીધાન્તો સહીત જેઓ પાંચ અંતર દીનો તરીકે છે તેઓ સહીત કુલ નીસ્તીમાં પંથરાશે. એમ છે માટેજ દીનોને ગાથામાં દાદારની આપેલી અને હાલે ઝરથુસ્ત્રની કુલ્યાતી દીન સાથે જીવતી રહેલી હૈયાત પણ જોડાયલી અને સઓષ્યંતોથી ભવીષ્યમાં જાહેર થતી વગેરે કહી છે. આજે જેમ અન્ય દીનવાળાઓ અને વટલાવવા માટેની આ બુરહાન લાવનારાઓ દીન દીન વચ્ચે હરીફાઇ હોય એમ ધારે છે અને તેથી પોતાની દીનમાં બીજાને વટલાવવા ઇન્તેજાર છે તેવો ખ્યાલ મઝદયસ્ની દીનના શીક્ષણોમાં નથી. ઝરથુસ્ત્રની તેમ તેવણુની આગળની મઝદયસ્ની દીનો જે થઇ ગઇ હતી તેઓ યઝદાંન પરસ્તી હતી એટલે **યઝ** થવા લાયકની હતી જેમાં પાંચે પાંચ દએષો સાથે સાથજ રહેલી હતી. પણ ઝરથુસ્ત્રના વખત પછીથી સઓષ્યંતોએ આવીને મઝદયસ્ની દીનમાંથી તે તે દીનોને જુદી કરીને ચલાવી છે. માટે ઝરથુસ્ત્ર પછાની સઓષ્યંતોથી થએલી દીનોમાં જ્યારે દેવ પેઠા ત્યારે દીન દીન વચ્ચે હરીફાઇ થઇને વટલાવવાનું થયું. પણ ઝરથુસ્ત્રના વખતમાં તેમ તેવણુ અગાઉની મઝદયસ્ની દીન તો પાંચે પાંચ સીધાન્તોની તે દીનોને

પોતામાં સમાવતી હતી. માટેજ તેને **મઝિશ્ત** મોટામાં મોટી, **રઝિશ્ત** એટલે પાંચે પાંચ દીનોને બહાર કાઢીને રાહે રાસ્તી ઉપર મુકનારી કહી છે. આમ ત્યારે આ ૯૪ મા ફકરામાં કહેલી મઝદયસ્ની દીન તો તે મુળ દીન છે કે જેમાં બીજી દીનો ગરભીત રીતે રહેલી છે. હયાં ત્યારે એક દીન ઉપર બીજી દીનને સરસાઈ આપીને વટલાવવાનો ખ્યાલ **બીલકુલ નથી તેની સમજ આવશે.**

**હવે એરવદ અંકલેસરીઆ આ ફકરાઓનો તરજુમો અને સાર આપીને વટલાવવાનું તેમાંથી દેખાડવાનો પ્રયત્ન કરે છે તેમાં તેવણ કયાં કઇ રીતે ભુલે છે તે જોઇએ.**

પહેલાં એવણ શરેહ કરે છે કે ફરવરદીન યસ્ત ફકરા ૯૩–૯૪ માં હજરત જરથોસ્તના જન્મવાથી તમામ કુદરતે ખુશ થઈ હરખનો પોકાર ઉઠાવ્યો કે જરથોસ્ત જન્મયો છે માટે હવે હફતે કેશ્વર જમીન ઉપરથી બદીનો નાશ થશે અને હવેથી ભલી મઝદયસ્ની દીનનો ફેલાવો થવાને લીધે દુન્યામાંના લોકો તથા કુદરતી વસ્તુઓ ઉપર ચાલતી પીડા–આફતનો અટકાવ થશે.

**પછી પોતે સાર કાઢીને મત આપે છે કે:**

આ ફકરાની આવી ઉપર કહેલી વીગતમાં એવો અર્થ ઉભો થાય કે મઝદયસ્ની દીન જગતમાં પથરાય. કેમકે શરેહનો ઉપલો એક ભાગ બોલી રહયા પછી શરેહનો બીજો ભાગ તરીકે કહે છે કે: આ ફકરામાં ઝરતોસ્તી ધર્મ હફત કેશ્વરમાં ચાલુ થવાની–જારી કરવાની વાત ખુલ્લી રીતે લખાયલી છે એટલે પોતે મોઘમમાં ઇશારો કરે છે કે વટલાવવાની વાત છે.

**હવે આ સારની તપાસ લઇએ કે તે સાર કેટલો બધો બીવજુદ અને સામસામેના મતો રાખે છે માટે કુઝુલ છે.**

જો એવી માન્યતા આ સારમાં હોય કે દીનો ઝરથુસ્ત્ર અગાઉ હતી (કે જે હકીકત ખોટી છે એમ જોઈ ગયા છીએ) તોપછી તે સારમાં કાં તો એમ માન્ય રખાય કે બીજી દીનો દએવની હતી–કુદરતની સફેદ બાજુએ નહી કીધેલી પણ દએવે–કુદરતની કાળી બાજુએ કીધેલી. આવા સારને કોઇબી વીચારવંત માનવ માનેજ નહી–ના, મઝદયસ્નિ દીન ઉપરનું તે લાએબલ Libel કહેવાય કેમકે મઝદયસ્નિ દીન તો અન્ય દીનોની માદર છે વીગેરે બધું ગાથામાં તેમ **અવસ્તામાં છે તે પહેલા ભાગમાં જોઈ ગયા છીએ.**

પણ જો એ શરેહમાં બીજી દીનોને કુદરતે-દાદારે કીધેલી માન્ય રખાતી હોય-ત્યારે તો એ સારના શબ્દો કે લોકો ઉપરના અને કુદરતી ચીજો ઉપરના દુખો દુર થશે, તો તેનો અર્થ એમ થયો કે દીનો ઉપરના દુખને મઝદયસ્ની દીન દુર કરશે. એમ જે વીગત આ સારની-તેના પહેલા ભાગની નીકળી તોપછી છેલ્લાં વાકયમાં દીન બધેજ ફેલાશે- એમ કહીને બીજી દીનોનો નાશ થશે એવું જે અનુમાન કરવા ધારે છે તે ઉલટી વાત થઇ. ત્યારે એરવદ સાહેબના આ સારમાંજ બે મતો છે; એક મત આ છે કે કુદરતી ચીજો ઉપર આફ્રત જે કંઈ પડી છે તેને આ નવી દીન દુર કરશે. કુદરતી ચીજોમાં દીનોને લેવાય કેમકે-દીનોને કુદરતે કીધી છે. અહિંયાં સાર નીકળે છે કે દીનો ઉપર ભાર છે-અહીરીમનની અભડામણ છે. ત્યારે એક મત એવો થયો કે દીનો ઉપરનો ભાર આ નવી દીન દુર કરશે. હવે બીજો એનાથી ઉલટો મત શું નીકળે છે તે જોઇએ. કહે છે કે મઝદયસ્ની દીન ગેતીમાં ફેલાશે એનો અર્થ એવણ સાહેબ કરે છે કે બધી દીનો જશે અને એકજ દીન રહેશે. ત્યારે બીજો મત એ થયો કે કુદરતી તે ચીજોનો એટલે તે દીનોનો નાશ ઝરથુસ્ત્રથી થશે. એમ કુદરતી ચીજ-દીનોને તારવી અને વળી તેનો નાશ કરવો એવા બે મતો આ શરેહમાં આવે.

જો કોઈ એવા સામસામા વીચારો આ સારમાં નહી લેવા માગે તો પછી એ શરેહ કરનાર દીનોને દએવની ગણતો હોય. ત્યારે એરવદ સાહેબે આ સાર જે કાઢેલો છે તે કંઇબી અર્થ વગરનો સામસામેના વીચારો અને ફુઝુલ છે. દીનોને દએવની ગણનાર માનવ ખરેજ ભુલેલો હોય. એમ મઝદયસ્ની દીનને નામે કહેવું તે તે દીનનું લાએબલ છે. ખુદ ગાથામાં દીનોને વખાણી છે-દીનોને દાદારની કીધેલી ગણી છે વગેરે. મઝદયસ્ની દીનનો ભેદ જાણ્યા વગર 'હાંક સુલેમાન ગાલ્લી' માફક બીનજોખમદારીનું લખ્યા જવું એક વીદવાનને નહીજ છાજે. જો ઝરથુસ્ત્રની અગાઉ મઝદયસ્ની દીનને અનેક વહુરો જગત ઉપર લાવતા હતા કે જેમાં ઘટતી પેસતી હતી એમ જો માને તો પછી સાત કેસ્વરમાં દીન પંથરાય તેમાં વટલાવવાની વાત આવેજ નહી. પણ જો ઘણી દીનો હોય અને તેઓ કુદરતની દાદારની હોય એમ જો એ શરેહ કરનાર માને, તો તેવણની શરેહ મુજબ લોકો જેઓ તે દીનોમાં છે તેઓ ઉપર અને કુદરતી ચીજો તરીકે તે દીનો છે તેઓ ઉપરથી નવી ઉગતી મઝદયસ્ની દીન ભાર ઓછો કરશે-આમાં વટલાવવાનું આવેજ નહી કેમકે ભાર ઓછો કરનાર કઇ દીનોને વટલાવવાના કુકર્મથી દુખ દે નહી. પણ જો ઘણી દીનો

હોય અને તેઓમાં શેતાન પેઠો હોય એટલે બદી પેઠી હોય અને તેઓને નવી દીન ઉગારે એમ જો આ શરેહ કરનાર માને તો તેમાંથી વટલાવવાનો અર્થ નીકળે નહી.

પણ વટલાવવાનો અર્થ આ શરેહમાં ત્યારેજ નીકળે કે જ્યારે બધી દીનોને દેવની કહે. આમ માનવું અને જાહેર કરવું મઝદયસ્ની દીનનું લાએબલ છે.

ત્યારે હફ્ત કેસ્વરમાં મઝદયસ્ની દીન ફેલાશે તેમાં શો અર્થ હોય તે ઉપર હમો કહી ગયા છીએ જેને ફરી ફરી કહેવાની જરૂર નથી. પણ આટલું તો હાક મારી મારીને કહેવાનુંજ છે કે ઝરથુસ્ત્રના વખત અગાઉ બીજી દીનો મઝદયસ્ની દએનમાંથી છુટી પડીને દુન્યા ઉપર હતી નહી; દુન્યાના લોકો મઝદયસ્નીજ હતા ભલેને ઘણાઓએ દીવાનોનો રસ્તો લીધો હોય. એ હકીકતને ખુદ આ એરવદ સાહેબે પોતાની ઇસ્વી ૧૮૭૪ માં છાપેલી અર્દવી સૂર યસ્ત બા માએનીની નાની કેતાબના દીબાચાનાં ૨૩ મા પાનાં ઉપર કહી છે. ત્યાં એવણ કહે છે કે જહાક–અફ્રાસીયાબ, વેસેના છોકરાઓ અર્જાસ્પ ઇરાનીઓની રીતેજ બંદગી કરે છે તો તે ઉપરથી જણાય છે કે એ વખતે ઇરાનીઓ અને તુરાનીઓ એકજ ધર્મ પાળતા હોવા જોઇએ અને ધર્મનો તફાવત જરથોસ્તના વખતથી થવો જોઇએ. આવું મત ખુદ આ એરવદ સાહેબનું બી છે. ઝોહાકની પાદશાહી દુન્યા ઉપર હતી. પછીથી દુન્યાની પાદશાહી ઇરાની અને તુરાનીઓ વચ્ચે વહેંચાયલી હતી. અહિંયાં અફ્રાસીયાબ કહયો છે તે તુરાનનો ચીનનો અને મહાચીનનો શાહ છે એટલે અરધી દુન્યા ઇરાનની છે અને બીજી અરધી તુરાનની છે. અરજાસપબી તુરાન ચીન–મહાચીનનો શાહ છે–જેમાંબી ઉપરનોજ અરધી દુન્યા ઉપરની સાહેબીનોજ અર્થ છે. એમ ત્યારે આ નામો ઇરાન સીવાયની બાકીની દુન્યાના શાહોના છે માટે દુન્યાનો તે ધર્મ મઝદયસ્નિ છે એમ ખુદ એરવદ સાહેબજ કહે છે. તેઓ દીવાનોના દોસ્ત થયલા હતા. ત્યારે દીવાનોના રસ્તામાંથી તે ભુલેલા મઝદયસ્નીઓને તારવામાં વટલાવવાનુ આવે નહી.

ત્યારે ઉપરની શરેહમાં કાં તો કંઇબી ઢંગઢરો નથી અથવા બીજી દીનોને દેવોની કહીને મઝદયસ્ની દીનને ખોટું લગાડવાનો અપજશ તેમાં છે.

**એવણનો તરજુમો:**

જેના (જરથોસ્તનાં) જનમ્વાથી અને મોટા થવાથી પાણી અને વન-

સ્પતીઓ ખુશ થયા, જેના જનમ્વાથી તથા મોટા થવાથી પાણી અને વન-સ્પતી વેહયાં તથા ખીલ્યાં, જેના જનમ્વાથી અને મોટા થવાથી તમામ સ્પેનામીનની પેદાએશોએ સુખુનો શુકરાના જાહેર કીધા કે–આપણા સુભાગ્ય કે જનમ્યો આથ્રવન સ્પિતમાન જરથોસ્ત !......................કે હવે અહિંયાં (આએ દુન્યામાં) ભલી માઝદયસ્ની દીન તમામ હફ્ત કેસ્વર જમીન ઉપર ફેલાવો પામશે.

આ તરજુમો લઇએ તો તેમાંથીબી વટલાવવાનો ભેદ નહિ પણ ઝરથુસ્ત્રની રતુગીરી–અહુગીરીના સ્થાપીત થઇને ચાલુ થવા માટેની ખુશાળી હર્ષના ઉદગારોનો ભેદ નીકળે છે.

ઝરથુસ્ત્ર જગતના અહુ થયા એટલે જગતની તમામે તમામ વસ્તુના ઉપરી થયા એટલે દીનો જે થશે તેના કાઢનાર અને ઉપરી મુળ અધીકારી થયા જેવણુજ દીન–ઓરદારાનોને ગોતી કાઢશે.

ઝરથુસ્ત્ર જગતના રતુ થયા એટલે દાદારના ખાદમ થયા એટલે દાદારની મરજી પ્રમાણેની જગત રચનાને મુકિતએ લઈ જનાર થયા એટલે જગતની સંસ્થાઓ દીનોમાંથી દ્રવાઓને કાઢનાર થયા. આવા ઝરથુસ્ત્ર આખરે જનમ્યા, ગેઉશોની દાદ લેવાઈ તેની ખુશાળીના આ ઉદગારો છે.

તમામ હફ્ત કેસ્વરમાં સીરફ ગેતી નહી આવે પણ આખી નીસ્તી જે અદ્રષ્ય છે તે આવી જાય. ઝરથુસ્ત્ર પોતે અહુ તરીકે અને રતુ તરીકે થવા જે કંઇ હથ્યાર લાવે છે–મીનો સત્તા લાવે છે તે મઝદયસ્ની દીન છે. મઝદયસ્ની દીન ઝરથુસ્ત્રની અહુગીરી રતુગીરીનો જવાબ છે. આવા અહુગીરી અને રતુગીરીના જવાબ તરીકેના આ મઝદયસ્ની દીનમાં એક મુળ ઉરવર ઝાડનું થડ ઉભુ થવાનો અર્થ છે–એટલે એવું ઝાડ ઉભું થયું છે કે જેમાંથી અનેક ડાળીઓ અન્ય દીનો તરીકે થશે. આવા મુળ ઝાડ ઉરવરના આશીશો જગત ઉપર પડશે–દાદ–ઈનસાફ જગતમાં વ્યાપશે અને બીદાદગર અહીરીમન જગતમાંથી તુટશે. મઝદયસ્ની દાદ આપનાર વૃક્ષ ઝાડ જે જગત ઉપર ફેલાશે ત્યારે તે મુળ ઝાડના થડે ડાળીઓ તો કાઢીજ હશે ડાળીઓ પાતરાઓ કાઢયાજ હશે એમ થાય તોજ તે ઝાડ પંથરાય. ત્યારે આ મુળ ઝાડ અને તેનું પંથરાવું મઝદયસ્ની માદર દીન અને તેણીમાંની ગરભીત રહેલી દીનોનું જગતમાં પંથરાવું હવેથી બરવકતે થશે તેની આગાહી છે. અહિંયાં આ તરજુમા ખુદમાંબી વટલાવવા જેવું કંઇજ નથી.

## (૫) વટલાવવાની પાંચમી શહાદત તરીકે ટાંકેલો યઝશ્ને હા ૯ ના ફકરાઓ ૧૪ અને ૧૫.

આ બે ફકરાઓમાં વટલાવવાનો સહેજબી ઇશારો નથી. ત્યાં તો અષો ઝરથુસ્ત્રને ગાથા હા ૨૯ મુજબનું જે મહાન કામ જગતમાંથી દેવોને દુર કરીને ભલાઇ પાથરવાનું અપાયું છે તેને બજાવવાની વીગત છે. ત્યાં કહે છે કે દેવો જેઓ જમીન ઉપર ફરતા હતા તેઓને નાબુદ કીધા. વટલાવવા માટેનો આ ફકરાઓ બતાવનાર પારકી દીનવાળાઓને જો દેવો કહે તો તે ખરેજ સાચ્ચું નથીજ. અહુનવઇર્યના તલેસ્માતીક માંથ્રોની અતી બલીસ્ત શક્તિથી દેવોને જેર કીધા એમાં વટલાવવાનું શું આવ્યું? આવું કહેનાર આ ફકરાઓમાંના અહુનવઇર્યં શબ્દનો ભેદ સમજતા લાગતા નથી. અને અહુનવઇર્યની શક્તિ માંથ્ર તરીકેની છે તેના ભેદોનેબી સમજતા લાગતા નથી અને દેવોનો અર્થબી સમજતા લાગતા નથી. અહુનવઇર્ય ઝરથુસ્ત્ર પઢયા અને દેવોને જમીનમાંથી નાબુદ કીધા તેમાં જો એ લેખક એમ અર્થ કરે કે ઝરથુસ્ત્રે બીજી દીનોને નાબુદ કરી મઝદયસ્ની દીન ફેલાવી તો તે ખરેજ બરાબર નથી. દેવોની સમજ શું છે તેઓને આ જગત સાથે શું વાસ્તો છે શું નીકટ સંબંધ છે તે વીષે જુઓ આ લેખનો પહેલો ભાગ. ઝરથુસ્ત્રે પોતાના જમાનામાં દેવોને ગારત કીધા એમ જે કહે તે બનાવ જે બની ગયો તે તો કુદરતમાં ગુહ્ય રીતે થયલો હતો. જેમ વરસાદ પડે છે–ધાન્ય ઊગે છે–તોફાનો થાય છે–ધરતીકંપો થાય છે તેમ કાળી કુદરત જે હવા કે જમીનમાં કે જગતની રજેરજમાં વ્યાપેલી હતી તેમાં ઝલઝલા–ધરતીકંપો કરીને તેનો નાશ કાધેલો. આવી બાબદને વટલાવવાનું સ્વરૂપ આપવું સીરફ બેખબરી બતાવે છે.

હવે આ ૧૪ મો અને ૧૫ મો ફકરો જોઇએ :—

**(૧૪) સૂતો[૧] અઇર્યેને વએજહિ[૨] તુમ[૩] પઓઇર્યો[૪] જરથુશ્ત્ર[૫] અહુનેમ વઇરીમ[૬] ફ્રસ્રાવયો[૭] વી–બેરેથ્વન્તેમ[૮] આખ્તૂઇરીમ,[૯] અપરેમ[૧૦] ખ્રઓઝ્દ્યેહ્ય[૧૧] ફ્રસૂઇતિ.[૧૨]**

**(૧૫) તૂમ[૧૩] જેમરૂ–ગૂઝો[૧૪] આકેરેનવો[૧૫] વી–પે[૧૬] દએવ[૧૭] જરથુશ્ત્ર,[૧૮] યોઇ[૧૯] પર અહ્માત્[૨૦] વીરો–રઓધ[૨૧] અપતયેન્[૨૨] પઇતિ[૨૩] આય[૨૪] જેમા,[૨૫] યો[૨૬] અઓજિશ્તો[૨૭] યો[૨૮] તંજિશ્તો[૨૯] યો[૩૦] શ્વક્ષિશ્તો[૩૧] યો[૩૨] આસિશ્તો[૩૩] યો[૩૪] અસૂ–વેરેથ્રજાંસ્તેમો[૩૫] અબવત્[૩૬] મનિવાઓ[૩૭] દામાંન્.[૩૮]**

(૧૪) ઇરાન વએજમાં[૨] (આરમઇતી વસેલી જમીન કે જે દેવને બાંધે તેવી સરે જમીન છે તેમાં) ॥ કુદરતના નાદ સમજીને બીજાને સમજાવવામાં જાણીતો થયલો[૧] ॥ (ઝરથુશ્ત્ર તું છે) ॥ (એવો) તું[૩] ॥ ઝરથુસ્ત્ર[૫] ॥ જગતમાં બધેબધ ફેલાઇને રહેલો અને વીખ્યાતી પામેલો[૮] ॥ ચાર દીશામાં ચાર મુળ નાદો તરીકે[૯] (આતશ–ખાસ્તર, ઝરવાન, ઉરૂ, સ્તોતો, ફ્રવષીના નાદો તરીકે) ચાર જુદી જુદી રીતે નીકળીને ગવાઇ રહેલા ॥ અહુનવરને[૬] ॥ સપ્પર પહેલો[૪] ॥ ભણીને સંભળાવ્યો[૭] ॥ અને પછીથી[૧૦] ॥ ૨૧ નસ્કોના માંથ્રોના ગાયનમાં[૧૨] (તે અહુનવરને) ॥ કુદરતમાં જેવી છે તેવી ચાર મુળ રીતની કેરાહતના સુરોથી, તેવી કુદરતના જેવી રીતે અડગ ધ્યાનથી–કુદરતની બરાબરીમાંજ[૧૧] ॥ (ગણાય શકાય એમ કીધું).

(૧૫) અએ ઝરથુસ્ત્ર[૧૮] ॥ તું[૧૩] ॥ કે જે[૨૬] ॥ ડબલ રીતે કામ કરતી–પાયુ થ્વોરેસ્તારની રીતે કામ કરતી એટલે બુરાને ભલાઇમાં ઘટતી અને ભલાઇએ જે પુગે છે તેને સંભાળી લેતી એમ ડબલ રીતની[૩૭] ॥ પેદાએશમાં[૩૮] ॥ અઓજની કુદરત શકિત કે જે અમશાસ્પંદોમાં રહે છે તેવી શકિતનો[૨૭] (છે) ॥ જે[૨૮] ॥ કેહર્પની પુર્ણતા જે અકરનેની ગતીને પુગી વળે છે તેવી ભલી અતી બલીસ્ત વ્યવસ્થાવાળો હમકેહર્પી એ અમશાસ્પંદોનો[૨૯] (છે) ॥ જે[૩૦] ॥ યઝતો જેવી ચાલાકીવાળો–અગ્ગમ પહુંમની બધી ગતીને પુગી વળનારો[૩૧] (છે) ॥ જે[૩૨] ॥ જે ઘડીએ જે થવાનું હોય–બગોબખ્ત પ્રમાણે થવાનું હોય તેને પુગી વળવાની ચપળતાવાળો[૩૩] (છે) ॥ જે[૩૪] ॥ પુર્ણ રીતનો ફતેહમંદ[૩૫] (છે તેવો) ॥ તેણે ઉભો કીધો[૩૬] (દાદારે ઉભો કીધો) ॥ (હઝારો દરદ તારી ઉપર) ॥ (આવા) તું[૧૩] (ઝરથુસ્ત્રે) ॥ બધા કુખ્યાતી રીતના જાતજાતના[૧૬] ॥ દએવ એટલે અહુની સામે જતી ગતીઓને[૧૭] ॥ જેઓ[૧૯] ॥ અત્યાર લગીમાં[૨૦] (ઝરથુસ્ત્રના આવવા લગીમાં) ॥ આ[૨૪] ॥ ઝમીન ઉપર[૨૫] ॥ બાનહરીફ બધાને ઘેરે તેમ[૨૩] ॥ વીર નર જેવા માનવનો ઘાટ અને વીર નર જેવી શકિત રાખી અજીત જેવા થઇ[૨૧] ॥ ધમચકરી પાડી રહયા હતા[૨૨] ॥ તે બધા જાત જાતના[૧૬] ॥ તે દેવોને[૧૭] ॥ જમીનમાં દટાયલા ઢંકાયલા[૧૪] ॥ (હારેલા નાહીમ્મત થઇ ભરાઇ બેઠેલા) ॥ કીધા.[૧૫] ॥

આ ઉપરના તરજુમા ઉપરથી સાફ દેખાય છે કે **દેવો** જેઓ અનેક જાતના છે જેઓની સમજ આગળા ભાગમાં છે તે દેવોને આ જગતમાંથી ઝરથુસ્ત્રે દુર કીધા હતા. એવું મહાન કામ કરે તેવા ઝરથુસ્ત્રને દાદારે તેવોજ **કીધેલો કે જેનો ભેદ ગાથા હા ૨૯ માનાં તતષા શબ્દમાં છે જેની સમજ**

આ લેખના પહેલા ભાગમાં છે. હયાં અષો ઝરથુસ્ત્ર ગેઉશ ઉરવાની યઝતી શક્તિના હમકાર છે જેનો ભેદ ગાથા હા ૨૯ માં છે તે ભેદ નીકળી આવે છે. દેવોને જગતમાંથી દુર કીધા–જગતને જડતા અધમતા જાદુગીરીથી દુર કીધી તેમાં દીનો અને વટલાવવાને શુ સંબંધ છે? શું હયાં વટલાવવાની આવી દલીલ લાવનાર એરવદ સાહેબ એમ ધારે છે કે અન્ય દીનો તે **વીસ્પે દએવ** છે.

દીનો અને મઝદયસ્ની દીનનો સંબંધ આગળા ભાગમાં છે. દીનો દાદરેજ કીધી છે–દીનોમાં જન્મવું દાદારના હોકમથી છે અને કોઇબી દીનનો **હુકેરેત** પતમાન ઉપર રહે તો તે માનવ મુક્તિ મેળવે છે એવો ભેદ ગાથામાં છે. દીનો મઝદયસ્ની દીનમાંથી ભવીષ્યમાં આવતા સઓષ્યંતોથી જાહેર થશે એવો ભેદ ગાથામાં છે તે દીનોને વીસ્પે દએવ તરીકે જો કોઈ ગણે તો તે સરયાંમ નાદરોસ્ત દરોસ્તી છે એટલુંજ નહી પણ મઝદયસ્ની દીનને અને અષો ઝરથુસ્ત્રને ખોટું લગાડનાર છે. હયાં અહુનવઇર્યને અમુક રીતે ગાઈ સંભળાવીને માંથ્રમાં મુકીને બીજાઓથી તે અહુનવર તેવીજ રીતે ગવાય એમ કીધું એમાં મોટો ભેદ છે. કુદ-રતમાં ખુણે ખુણે અહુનવરનો નાદ ચાલુજ છે. કુદરતનું આ ગાયન કોણ સમજી શકે? જે સમજે તેને હમેશની ખુશાળી થાય. ખુશાળી કઈ રીતે થાય તેનો અર્થ જાણવો જોઇએ. પણ પહેલા આ ઉપરના ફકરાનો તરજુમો બરાબર સમજવો જોઇએ. દેવોનો ભેદ તો જોઈ ગયા અને આગળા ભાગમાં આવેલો છે. હયાં કહે છે કે ઝરથુસ્ત્રે અહુનવરને ઇરાન વએજમાં ગાયો બીજે ઠેકાણે નહી. ઇરાન વએ-જનો દેશ તે ખાસ દેશ છે કે જેની જમીનને સરે જમીન કહે છે જેની જમી-નમાં આરમઇતી પોતાના હમકારો સાથે જાહેરમાં કામ કરી રહે છે, ગાહ-મ્બારોના કુવ્વતથી જીવતી છે જેથી તે જમીનની ઉપર માંથ્ર–યસ્નનું જોર એટલું બધું ચાલી શકે કે માંથ્રોથી થતા કશોની ઉપર ફ્રવષીની પાસબાની રહી શકે કે જેથીજ દેવો બંધાઈ શકે છે. એમ ઇરાન વએજની જમીન દેવબંદી કરવા માટેની ખાસ હતી. હયાં અહુનવરને ભણવાની વીગત આવી છે. પણ અહુનવઇર્યને હયાં કઇ રીતે બતાવેલો છે. હયાં કુદરતમાંના અમર અનંત નાદ કાઢી રહેલા અહુનવઇર્યને કહેલો છે. કહે છે કે તે અહુનવઇર્યં જે **વી–એરેથ્વન્ત** છે=ચોમેર પથરાયલો છે જે '**આખ્તુઇરિમ**' ચાર મરતબે ભણાઈ રહે છે એટલે ચાર સુરથી ચાર નાદો કાઢી રહે છે તે અહુનવઇર્યને અષો ઝરથુસ્ત્રે સમજીને પછી તે અહુનવઇર્યના તે ગાયનને અષો ઝરથુસ્ત્રે પોતે યથાના કલામ તરીકે ગાઇ સંભળાવ્યો. ત્યારે ચાર વખત

પઢાતા ચાર સુર સાથના અને બધેબધ ફેલાયલા અહુનવઇર્યની વીગત શું છે? અને દેવોને મારવા ખાસ તેવા અહુનવઇર્યને કાંવ લીધો હશે, એ સવાલ અર્થસુચક છે. દેવની આગળા ભાગમાં કીધેલી વ્યાખ્યામાં, દેવના ચાર ફેઝીઝ બતાવેલા છે. એક ફેઝનો દેવ, તે ખુદ દરેક વ્યકિતના તનોમંદ શરીરમાં છે. અહુનવર બધેબધ પંથરાયલો છે એટલે આ તનોમંદ શરીરમાંબી તે પંથરાયલો છે. ચાર વખત ચાર સુરથી તે ગવાયો છે એટલે આ અહુનવઇર્યનો નાદ, ફ્રવષી+'આતશ-ખાસ્તર'+ઝરવાન 'અને ઉરૂ (અર્વોતખ્ત)ની સાથે ચાલી રહે છે. ટુંકમાં એમ કહેવાય કે ફ્રવષી અહુનવઇર્યને ગાઈ, આતશ-ખાસ્તરથી તનને ટેકવી, ઝર-વાનથી ભોગવટા કરાવીને ઉરૂએ-મુકિતએ લઈ જઈ રહે છે. જ્યારે માનવ પોતાના દેવને બાંધે ત્યારે માનવનું મન શુધ્ધ થાય, માનવનું રૂવાન જે બંદ-દરેશમાં છે તે જાગૃત થાય, ઉરૂને ઉષીએ પુગી ફ્રવષીને-દાદારના ડહાપણને પુગીને અહુનવરના તે નાદને સાંભળે અને ફ્રશો-ગર્દ પુગે. એમ ત્યારે અહુનવરનો નાદ કયારે સંભળાય કે જ્યારે દેવ દફે થાય ત્યારે. એમ દેવને અહુનવર ગાઇને ગારત કીધા, તેમાં એ ભેદ છે કે રજેરજ કે જેમાં દેવ છે, તે દેવને સુધાર્યો અને અહુનવરનું ગાયન સાંભળતો કીધો. દેવ અને અહુન-વરના ગાયનનો આવો મોતેબર સંબંધ છે, તે જાણ્યા વગર આ ફકરાનો ઉંડો ભેદ સમજી શકાયજ નહી. પછી કહે છે કે આવો કુદરતમાં ગવાઇ રહેતો અહુનવઇર્ય કે જે સૃષ્ટીની શરૂઆતથી છેડા લગીનું સંભળાવી રહે છે, તેને સમજીને તે પ્રમાણે ૨૧ નુસ્કોને ઉભા કીધા, કે જેના ભણવામાં તેવાજ નાદો થઈ રહે છે. આવું કરનાર અષો ઝરથુસ્ત્ર અઓજની કુદરત જે અમશાસ્પંદોની છે તેવી કુદરતવાળા છે. આવા ઝરથુસ્ત્રે પોતાના યઝતી અખ્તીકારથી અહુનવઇર્યને ગાઇને માંથ્રો બનાવીને યસ્ન કરીને પછી દેવને સુધારીને તે દેવને તે નાદ સંભળાવીને, જગતમાંથી દેવના લક્ષણોને નાબુદ કીધા. આવી રીતના ઉંડા ભેદને જ્યારે સમજી શકાય ત્યારેજ, આ ફકરાને ખરો ઇન્સાફ આપી શકાય, નહી તો વટલાવવાના જેવો અર્થ તેમાંથી કાઢીને અર્થનો અનર્થ થયાજ કરે. કુદરતમાં ગવાતા આ અહુનવરના નાદ પ્રમાણેજ ગવાઇ શકાય, તેવા અવસ્તા ઝરથુસ્ત્રે કીધા એટલે નુસ્કો કીધા. હયાં અષો ઝરથુસ્ત્રની યઝતી શકિતનું પ્રદરશન કીધું છે, જેને **અઓજિ-શ્તોનું**-અઓજની કુદરતનું અને તે અઓજની કુદરતનું કામ અતી સરસ રીતે કરે તેવું કહયું છે. ઝરથુસ્ત્ર આવા યઝતી નર છે. ગાથા હા ૨૯ માં **ગેઉશ**ના યઝતી રૂવાનો નામે **ગેઉશ ઉરવાન** અને **ગેઉશ તષન** જેઓ

જગતની ઉપર મવકકલ થયલા—જગતને ચલાવનાર કુદરત ઉપર મુવકકલ થયલા યઝતો છે, તેઓએ જગતની નવરચના કરવા—જગત ઉપરથી દેવોનો, અધમતાનો ભાર ઓછો કરવા ઝરથુસ્ત્રને માગેલા, કે જેવણ આવીને કાર કરે છે તેનો હયાં ચીતાર છે. કુદરતમાં જે અહુનવરની શકિત છે તે શકિતના જોરે ઝરથુસ્ત્રે જગતના દેવોને મહાત કીધા અને દાદારની ધારણા જે દીનોને ઉભી કરી, તે દીનો મારફતે માનવને આગળ ફ્રશો—ગર્દ તરફ લઇ જવાની છે, તે ધારણા—મુળ નેમ ફળીભુદ થાય એવું અષો ઝરથુસ્ત્રે કીધું છે તેની આ હકીકત છે.

આવી ગુહ્ય હકીકતને અન્ય દીનોના અન્ય લોકોને વટલાવવા માટેની સહાદત તરીકે ટાંકવી, નરમ શબ્દમાં બોલીએ તો બેખબરી ભરેલું અને ખેદકારક છે.

**હવે આ ફકરાનો તરજુમો એરવદ અંકલેસરીઆ કરે છે તે જોઇને પછી એવણે આપેલો સાર જોઇએ. વટલાવવાની બાબદ કઇ રીતે એવણ તેમાં લાવે છે તે જોઇએ.**

**તરજુમો કરે છે કે :**

ઇરાનવેજમાં પ્રખ્યાત થયલા ઓ જરથોસ્ત! બોહજો ફેલાવો પામેલા અને ચાર વાર પઢાતા અહુનવરને..... ............સૌથી સરસ તેં જ ગાયો. અને અએ જરથોસ્ત! તેં જમીનમાં છુપાવી નાખ્યા તમામ દેવોને (દેવપરસ્તોને) જેઓ તેની આગમજ (યાને જરથોસ્તે ધર્મ સમજાવ્યો તેની આગમજ) આએ પૃથ્વી ઉપર માણુસરૂપે ભમતા ફરતા હતા.

આ તરજુમામાં **'વીરપે દએવ'**ને માણુસરૂપમાં ફરતા કહયા છે. કાંય ખાસ રીતે માનવરૂપમાં ફરતા કહયા? એટલે એમ અર્થ થાય કે અસલ તેઓનું રૂપ જુદુ હશે, પણ તે વખતે તેઓએ માનવરૂપ ધારણ કીધું હશે. અહીંયાં દીવાનોને **બુરી શકિત** તરીકે અને ધનામીન અને શેતાનના ખાદેમો એટલે તેઓના સાધનવાળાઓ તરીકે બતાવ્યા છે, કે જેઓ ખુદ અરવાહીઓ છે એટલે અરવાહી આલમની ઝીઆંનગાર એટલે નુકસાન કરતી—નાશ લાવતી વ્યકિતઓ છે અને જેઓ પોતાના જેવી—પોતાની જાતની અરવાહી આલમની જીન—પરીઓની સેફલી શકિતઓનું લશકર રાખતા હતા. ગેતીમાં તેઓ માનવ આકાર લઇ શકતા હતા; માટે તે શકિતઓ ગેતી ઉપર માનવનો આકાર લઇ ફરતી હતી, એમ ખાસ નોંધ આપી છે. એમ છે છતાંબી તરજુમામાં દેવોને કાઉંસમાં દેવપરસ્ત માનવો કહયા છે તે કેવળ ગેરસમજુતી છે. અહીંયાં તો

દેવોની શકિતઓની વાત છે અને તેઓ ગેતી ઉપર માનવરૂપમાં ફરતી હતી એમ સાફ કહે છે. ત્યારે આ દેવો અને તેઓની દેવયસ્નિ વીષે હમો ઉપર લખી ગયા છીએ કે તેઓ ધનામીન અને શેતાનની કાળી કુદરતના અનુયાયી હતા અને જગત ઉપરની મઝદયસ્ની દએનના લોકોને પોતાના અજાયબ જેવા, માનવની શકિતની ગતી ઉપરના, પણ ધટતીના ઇલ્મિથી લલચાવતા હતા. આ દીવાનોના ઇલ્મ–અમલ આગળ આજની ગમે તેવી સાયન્સની શોધ બચ્ચાં જેવીબી નથી. સાયન્સના ગમે તેવા પ્રયોગોને તેઓ ઘણીજ સહેલાઇથી બજાવી શકે તેવા હતા. અથાક તેઓનું જ્ઞાન હતું માટે તો તેઓને **દીવ** ચલકવું ઉપરથી ચલકતા કહયા હતા. પણ તેઓ ધટતીના ઇલ્મવાળા હતા માટે હુંપણાથી છાકટ થઇ, દાદારની સામે થઇ, ધનામીનના સાથી બનતા હતા. આ દેવોના જ્ઞાનને હોશંગ અને તેહમુરસ્પ અને જમશેદ જેવા પરદાત જગતપતીઓએ તે દેવોને જેર કરીને લીધું હતું. તેઓનું જે કંઇ નુકશાન નહી કરે તેવું જ્ઞાન હતું–કહોની કે આજની સાયન્સની નુકશાન નહી કરે તેવી ઉંચી ટોચ હતી તે, તેપરદાત શાહોએ લીધી હતી. દેવોને કંઇ અમસ્થા નકામા જેવા ગાઉડી–તદ્દન બેખબર ગણવાના નથી. દુન્યવી જડ સ્થુળ બાબદોમાં તેઓની વીદવતા અતી ઘણી અને અચંબો પમાડે તેવી કમાલ્યતે પુગેલી હતી–તેઓ અતી ખબરદાર હતા. ના તેઓ તો આજના સાયનતીસ્તના પરમ દાદાના ઉસ્તાદો હતા. પણ તેઓનું જ્ઞાન જે પહેલા ચાર ગાહામ્બારોને લગતુંજ હતું તેમાંથી ધટતીનો જવાબ નીકળતો હતો. તેઓના જ્ઞાનમાંથી પાંચમો અને છઠ્ઠો ગાહામ્બાર થતો હતો નહી, એટલે મુકિત દુર જતી હતી, જડવાદ–મારફાડ–ડગો ફટકો વધતો હતો. શહેરોના શહેરોને તેઓ પલકમાં ગરક કરી શકતા હતા. એરેબીયન નાઇટસની હવાઇ જેવી લાગતી બાબદો તેઓ માટે ખરા બનાવો હતા. આ દેવો વીષે હમોએ ખાસ બ્યાન આગલા ભાગમાં તેમ આ ભાગમાં છુટું છવાયું આપેલું છે.

મરહુમ એરવદ સાહેબ તેઓને દેવપરસ્ત માનવ ગણીને વટલાવવાનો અર્થ કાઢવા માગે છે તે બરાબર નથી. દેવો જેઓ અશો ઝરથુશ્ત્રને તાબે થયા હતા તેઓને ઝરથુસ્ત્રે ઉંચકયા છે એટલે તેઓને બીજી દીનો ઉપર પાસબાન શકિત તરીકે મુકયા છે. કેમકે દેવો ખુદ શકિતઓ હતા, પણ બુરી શકિતવાળા હતા. માટે અશો ઝરથુસ્ત્રે તે શકિતઓને ભલી સ્પેનાને લગતી કરીને, ભલી દીનો જે થવાની હતી તેઓ ઉપર મવકકલ કીધા છે. દએવોની આવી વ્યાખ્યા છે. ત્યારે દેવોને દેવપરસ્ત માનવ તરીકે ગણાય નહી. એમ ત્યારે આ ફકરામાંથી વટલાવવાની વાત કરવી તે ભુલભરેલું છે. જો એરવદ સાહેબ બુરી

શકિત જેવું કંઇ કુદરતમાં છે એમ નહી માનતા હોય, માટે દેવો માટેની બુરી શકિત તરીકેના ખુલ્લા ઇશારાઓ અવસ્તામાં છે, છતાં દેવોને દેવપરસ્ત લોકો તરીકે કહેતા હોય, તો તે તેવણુની માન્યતા થઈ, તે કંઈ દીનમાં કહેલી વજુદી તરીકે ગણાય નહી. ભલેને તેવણ આજના જડ ઇલ્મની પધ્ધતી મુજબ, આવી અણદીઠ સુક્ષ્મ બાબદને જાહેરમાં નહી કોઠુ આપવા માંગતા હોય, તો તે તેઓનો ખ્યાલ છે. પણ તેમાં ઇલમ્યત નથી–તેમાં ફાટાબાજ માન્યતા છે.

હમો અગાઉ અનેક વખત–વખતો વખત કહી ગયા છીએ અને કહીશું કે ઝરથુસ્ત્રની અગાઉ તો સીરફ મઝદયસ્ની દીન એકલી હતી, કે જે દીન દેવોથી–ધનામીનની શકિતઓથી બગડતી હતી. આ બાબદની અહિંયાં સીધ્ધી બુરહાન છે. અહિંયાં બીજી દીનોની વાતજ નથી અને આવેબી નહીજ. અહિંયાં સાફ સાફ વીસ્પે દએવ શબ્દ લખે છે અને વળી માનવરૂપમાં ફરતા હતા એમ કહે છે એટલે તેઓ માનવ નહી હતા પણ બુરી શકિતઓ હતી જેઓ ગેતીમાં માનવરૂપ ધારણ કરી ફરતી હતી. તેઓ ઝરથુસ્ત્ર અગાઉ **'વીરોરઓદ'** માનવ રૂપમાં અજીત જેવા થઇને ફરતા હતા એમ કહે છે. એટલે મઝદયસ્ની દીનને બગાડતા હતા અને કોઇબી તેઓને હમેશ માટે દુર કરી શકેલો હતો નહી.

અહિંયાં ખુલ્લે ખુલ્લી અરવાહી આલમની બુરી શકિત તરીકેની વ્યકિતઓ જેઓ ધનામીનની કાળી કુદરતના સાથી શેતાનના પુજારી તરીકે હતી તેઓની વાત છે. ભલેને એરવદ સાહેબ તે દેવોને અરવાહી આલમની બુરી શકિત તરીકે નહી લે, તે તેવણુના વિચાર છે, દીનના નથી. અહિંયાં તો સાફ સાફ લખે છે કે તે દેવો માનવની સુરતમાં અજીત જેવા ફરતા હતા. આવી ખુલ્લી બાબદને મરડી મોચરીને દેવપરસ્ત માનવો તરીકે લખવી તે દરૂસ્ત અને ઇલમ્યતવાળુ ગણાય નહીજ. વળી બીજુ એ કે દેવપરસ્ત માનવમાં નો મઝદયસ્નાન જેઓ દીવાનોથી બગડેલા તેઓજ આવે. તેવા દીનમાંથી ગબડી ગયલાઓને સુધારે તેમાં વટલાવવાનું આવે નહી. વળી દેવો જો દેવપરસ્ત માનવ હોય અને શરેહમાં એવણ કહે છે તેમ તેઓને દીનમાં વટલાવ્યા હોય તો પછી, અહિંયાં અવસ્તાના ફકરામાં તો તેઓને **'ઝેમરગુજે'** કીધા એટલે જમીનમાં છુપાવી નાખ્યા એમ કહે છે; ત્યારે ખરૂં કોણુ? આ એરવદ સાહેબ કે ખુદ આ અવસ્તાનો ફકરો. જમીન એટલે ગેતી. જમીનમાં છુપાવ્યા કહો કે ઢાંકયા કહો કે ખુદ દાટયા કહો તે બધામાં તેઓને પકડીને શરમાવીને નમાવવાની હકીકત છે. ત્યારે ઝરથુસ્ત્ર આગમજ એકલી મઝદયસ્ની દીનજ હતી પણ દેવોથી બગડતી હતી તેની વધુ એક શાહદત તરીકે આ ફકરો છે. આટલી ટીકા એવણુના તરજુમાના ઉપર કરી હવે એવણુની શરેહ જોઇએ.

**શરેહમાં એરવદ સાહેબ કહે છે કે:**

આ ફકરા ઉપરથી જણાય છે કે હજરત જરથોસ્તે પોતાની આગમ-જના દેવયસ્નીઓ જેઓ આ દુન્યાના તમામ લોકોને હેરાન કરતા હતા તેઓને તમામ દુન્યામાં અહુનવરનો યાને પોતાના ધર્મનો બહોળો ફેલાવો કરી સદંતર આજેજ કીધા હતા. આગળ કહે છે કે એ ફકરા ઉપરથી એવો સાર નીકળે છે કે જરતોસ્તી ધર્મની મુળ મતલબ દેવ તથા દેવયસ્ની સામે થઇ તેઓને ખરો માર્ગ દેખાડી બદીના માર્ગથી પાછા ફેરવવાની છે અને તેમ કરવાની દરેક જરતોસ્તીની ફરજ છે, (વટલાવવાની ફરજ છે એમ સાફ સાફ લખતા નથી).

**હવે આ શરેહને જોઇએ:**

પહેલા કહે છે કે પોતાની આગમજના દેવયસ્નીઓને જેઓ આ દુન્યા-ના લોકોને હેરાન કરતા હતા તેઓને અહુનવરથી આજેજ કીધા. અહિંયાં દેવયસ્ની શબ્દ નથી પણ **વીસ્પે દએવ** શબ્દ છે, જેઓ **વીરો રઓદ** તરીકે એટલે વીરના આકારમાં ફરતા હતા એટલે અહિંયાં બુરી શકિતની વાત છે કે જેઓએ વીર નરનો આકાર ધારણ કીધેલો.

વળી **અહુનવર**ના ભેદોને એવણ દીનના ફેલાવવા તરીકે લે છે તે તદ્દનજ નાદરોસ્ત વીચાર છે. કહે છે કે દેવોને ઝેમરગુજો કીધા એટલે જમી-નમાં ઉતાર્યા–ઢાંકયા–દાટયા. શાથી? અહુનવરથી; એટલે અહુનવરનું હથ્યાર છે જે શકિતરૂપ છે તેથી; વળી તે અહુનવર ભણાય છે માટે શબ્દવાળો માંથ છે એમ સાફ કહે છે. છતાં અહિંયાં અહુનવરનો અર્થ દીનને પાંથરવાનો કરવામાં આવે તે કદીબી ચાલેજ નહી.

છેલ્લે કહે છે કે આ ફકરા ઉપરથી સાર નીકળે છે કે દીનની મુળ મતલબ દેવ તથા દેવયસ્નિ સામે થઇ તેઓને ખરો માર્ગ દેખાડી બદીમાંથી પાછા ફેરવવાના છે.

અહિંયાં દેવ અને દેવયસ્નિ છુટા શબ્દો વાપરેલા છે. દેવનો અર્થ એવણ શું કરે છે તે કહેતા નથી. પણ દેવનો અર્થ એવણ દેવયસ્ની નહીજ કરતા હોય કેમકે નહી તો દેવ અને દેવયસ્નિ બે છુટા બોલો નહી લખતે.

અને એવણ ઉપર કહેલા તરજુમામાં દેવ શબ્દનો અર્થ દેવયસ્ની કરે છે, અહિંયાં દેવ અને દેવયસ્નિ બે આકારો આપીને દેવને જુદા ગણે છે. એમ ગમે તેમ બીન-

જોખમદારીથી એ એરવદ સાહેબ લખે તો તેમાંથી કોઈ વીચારવંત માનવને કંઇ નવું શીખવાનું તો નહી મળે પણ ભમાઇ જવાનું મળે. અહિંયાંના અવસ્તા ફકરામાં તો **ઝેમરગુજો** કરવાની-દેવોને જમીનમાં ઢાંકવાની વાત છે. જ્યારે શરેહમાં એવણ તેઓને ખરો માર્ગ બતાવવાની વાત કરે છે અને તેથી વટલાવવાનું લાવે છે તે બીનજોખમદારીથી લખેલું ગણાય. વધુ ટીકાઓ હમો કરવા માંગતા નથી.

પણ જો આપણે એવણની શરેહને એમની એમજ લઇએ-અવસ્તા ફકરાથી ભલેને જુદી પડતી હોય તે ઉપર ધ્યાન નહી આપીએ અને એમની એમજ લઇએ અને તે શરેહના શબ્દાર્થ ઉપર જઇને તપાસીએ તોબી ખુદ એવણના તે લખાણમાંથીબી વટલાવવાનું તો નહીજ નીકળે. કેમકે એવણ કહે છે કે ધર્મની નેમ દેવયસ્નિની સામે થઇ તેઓને આજેજ કરી તેઓને બદીના માર્ગ ઉપરથી રોકી ભલાઇ ઉપર લઈ જવાની છે. ખરેજ એમજ છે એમાં કંઇ શકજ નથી. દેવયસ્નિઓ ખુદજ બગડેલા મઝદયસ્નિઓ છે. તેઓ કંઇ બીજી દીનના નથી. ખુદ મઝદયસ્નિઓને દેવ-જડતા-અધમતા-પાપ-હવસ-સ્વાર્થમાંથી છોડવીએ તેજ મઝદયસ્નિ દીનનો સીધાન્ત છે. પણ તેથી ત્યાં કંઇ વટલાવવાની વાત આવતી નથી. ખુદ ભુલેલા મઝદયસ્નિ દીનવાળાઓને રોશનીના પંથ ઉપર લાવવા તેમાં વટલાવવાનું શું આવે? બીજી દીનવાળાઓની વાત એ શરેહમાં નહી આવે કેમકે એવણ તો **દેવયસ્નિ** શબ્દ વાપરે છે જેમાં દેવ-શેતાનના પુજારીની વાત છે, જે બીજી દીનવાળાઓને નહીજ લાગુ પડે. પણ જો તેમ લાગુ પાડે તો તે સરયામ પગથી માથા લગી ખોટુ ખોટુ અને ખોટુજ છે.

## (૬) વટલાવવા માટેની શહાદત તરીકે ટાંકેલા ગાથા હા ૨૮-૭ નો ફકરો

આ ફકરામાં વટલાવવાની બાબદનો એક શબ્દબી નથી એવી ખાત્રી વાંચનારને નીચે આપેલા આ ફકરાના તરજુમા ઉપરથી થશે. આ ફકરો આમ છે :—

**(૧) દાઇદી[1] અષા[2] તાંમ[3] અષીમ[4] વંઘ્હેઉશ[5] આયપ્તા[6] મનંઘ્હો;[7]**

**(૨) દાઇદી[8] તૂ[9] આર્મઇતે[10] વીશ્તાસ્પાઇ[11] ઇષેમ[12] મઇબ્યાચા,[13]**

## (૩) હાઓસ્તૂ[૧૪] મજદા[૧૫] ક્ષયાચા[૧૬] યા[૧૭] વે[૧૮] માંથ્રા[૧૯] સ્પેવીમા[૨૦] રદાઓ.[૨૧]

તરજુમોઃ—(૧) અષાઈ રાખવાને લીધે[૨] (અએ અષ) ॥ તે[૩] ॥ આશીરવાદ[૪] ॥ તું આપશેજ[૧] ॥ (કે જેથી) ॥ ભલાઇવાળા પરદુખભંજનના[૫] ॥ મનનો-બહમન વસેલા મનના[૭] ॥ ફાયદાઓ-ફળો[૬] ॥ (હાંસલ થઈ શકે-તનપસીનની હાલત એટલે મુકિતની હાલતનું તન મેળવી શકાય). ॥ આરમઇતીના-બુંદક મનસ્નીના એટલે અત્યંત ખાકસારી સચ્ચાઇ નમનતાઈ સબરયાત વીગેરેના ગુણોની શકિત રાખવાને લીધે[૧૦] (અએ આરમઇતી) ॥ ખચ્ચીતજ[૯] ॥ કય વીસ્તાસ્પને[૧૧] ॥ મરજી[૧૨] (જે અધીકાર માંગે છે જેથી વીસ્તાસ્પ મુબેદાન મુબેદ ગણાય તે ખાહેશ) ॥ તું આપશેજ[૮] ॥ (એવા મોટા અધીકારી મુબેદાન મુબેદ કય વીસ્તાસ્પ મારફતે) ॥ મારાઓને-મારા ચેલાઓને[૧૩] ॥ (તે અધીકાર આપશે મુબેદી કરી જગતનું કલ્યાણ કરવાની ગતીવાળો અધીકાર આપશે). ॥ અએ મઝદા[૧૫] ॥ (ગુસ્તાસ્પને, તેવણના સાથનાઓને અષોઇવાળા આરમઇતીવાળા વોહુમનવાળા થવાને લીધે) ॥ તે રામશાહી-દસ્તુરી જે બધા જમાના માટેની-તારી તું મઝદા તરફની છે તે દસ્તુરી[૧૬] ॥ તું દેડવી આપ[૧૪] ॥ કે જેથી[૧૭] (એટલે ગુસ્તાસ્પ તરફથી હમોને મળતી દસ્તુરીથી) ॥ તમારા[૧૮] ॥ રાદી ગતીના સચ્ચાઇવાળા સચ્ચાઇની બક્ષેશ કરે તેવા[૨૧] ॥ માંથ્રો[૧૯] ॥ હમો સાંભળીએ અને બીજાને આશીશ આપીએ એટલે ભણી બીજાને સંભળાવીએ આશીશ આપીને લઇએ.[૨૦] ॥

આ ફકરામાં વટલાવવાની વાતજ નથી. પણ દાદારની **ક્ષયાચા** રામશાહી એટલે દસ્તુરી મારફતે, જે દસ્તુરી ગુસ્તાસ્પને મળેલી તે દસ્તુરીથી પોતે દસ્તુર બની બીજાને યસ્ન કરવાનો અધીકાર મેળવી અપાવી તે યસ્નો અને માંથ્રો મારફતે આશીશો ગુજરેલાં તેમ જીવતાંઓને પુગાડવાની હકીકત છે એટલે યઓઝદાથ્રેગરી કઈ રીતે શરૂ થશે અને ચાલે છે અને તેને કઈ રીતે મેળવીને તે પ્રમાણે કામ કરવું તેની હકીકત છે. દાદારની **ખષયાચા** રામશાહી અદલશાહી દસ્તુરી જગત ઉપર છે અને તેજ દસ્તુરી ઝરથુસ્ત્રને મળી અને ગુસ્તાસ્પને મળી અને આજે પાવમહેલમાં છે અને પાવમહેલનું કામ જે **સ્પેવીમા**ના ભેદનું છે એટલે માંથ્ર ભણી યસ્નો કરી આશીશ પુગાડવાનું છે તે કરાવી રહે છે. પહેલવી અને સંસ્કૃત તરજુમાઓમાંથી ગ્રામરને કાયદે આવોજ અર્થ નીકળે છે. પહેલવીના આ **ખાં** એરવદ અંકલેસરીઆ આ ફકરાનો આવો ભેદ કાં નહી સમજ્યા કાં ચુકી ગયા અને તેને બદલે વટલાવવાની

બાબદ લઇ બેઠા હશે એનો ભેદ સમજ પડતો નથી. વટલાવવાની દલીલ આ ફકરામાંથી એવણ આ રીતે કરે છે. એવણ આ મજકુર ફકરાના ૧૯, ૨૦, ૨૧ આંકડાઓના શબ્દો **માંથ્ર સ્રેવીમા રાદાઓ** (જેઓનો અર્થ રાદી સાચ્ચા માંથ્રોને એવી રીતે સાંભળીએ કે આશીશો મળે એટલે ભણીને આશીશો આપીને લઇએ.–એમ ગ્રામરનેજ કાયદે થાય છે તે) નો અર્થ કરે છે કે એ માંથ્રો ગાઇને સંભળાવીએ. પછી કાંઉસમાં કહે છે કે તારી દુન્યાને જાહેર કરીએ–વટલાવવાને માટે સંભળાવીએ! ખરેજ એવો અર્થ ત્યાં નથીજ એ કોઇબી સાદી અક્કલેબી જોઇ શકશે.

હમોએ કહયું કે **સ્રેવીમા**નો અર્થ સાંભળીએ કે જેથી આશીશો મળે એટલે ભણીને આશીશો આપીએ લઇએ એવો ગ્રામરને કાયદે થાય છે તેની સચ્ચાઈ જોઇએ. એ શબ્દ '**સ્રુ**' એટલે સાંભળવું ઉપરથી આશીર્વાદાર્થક પરસ્મૈપદ પહેલી બહુવચનમાં છે. એટલે સાંભળવાની સાથે આશીશોને લગાડેલા છે એટલે એવી રીતે સાંભળીએ કે આશીશો સાથે આવે એટલે ભણીને આશીશ લાવીએ આપીએ છીએ. હયાં ત્યારે **સ્રેવીમા**નો અર્થ ભણીએ સંભળાવીએ કે જેથી તે ભણતરની ખુબીથી–તેમાંથી બહાર પડતા આશીશોથી જીવતાઓની મનોવૃત્તીમાં પેહેલો દેવ દુર થાય તેમ ગુજરેલાંઓની બદકેરદાર તુટે. આશીરવાદીક ભેદ જે સાંભળવાની સાથે છે તે ભેદ માંથ્રો ભણવાનો અર્થ બોલે છે. એમાં વટલાવવાની વાત આવેજ નહી. આ માંથ્રોને વળી **રાદાઓ** કહયા છે એટલે સચ્ચાઇ આપનારા પરમ સાચ્ચા ફાયદાકારક. આવા રાદી માંથ્રો ભણવે અમુક જાતના સ્તોતો એટલે અણુદીઠ રંગો ઉભા થાય છે, જેથી વાતાવરણ કે જમીન કે મનમાનો દરૂજ તુટે છે. વળી જાણવું કે **માંથ્રો**ની આશીરવાદીક ગતી લાયકનેજ મળે, એમ અવસ્તામાં જાહેર થયું છે. કેમકે અમુક માંથ્રો તો ખુદ માઝદયસ્નાનોથીબી ભણાતા નથી, તો પછી અન્ય લોકોને તે માંથ્રો કેમજ અપાય. એટલે વટલાવવાની વાત અને માંથ્ર ભણવાની સંભળાવવાની વાત સામાસામી છે એ ભુલવું નહી. જે સાહેબો માંથ્રની શકિતમાં માનતા નથી, તેઓ માંથ્રને સાધારણ ઝબાન તરીકે ગણી કાઢે છે. ભલેને તેઓની તેવી માન્યતા હોય. પણ ગાથા–અવસ્તાની તે માન્યતા નથી. એમ જ્યારે માંથ્રોની વીગત છે, તો માંથ્રો સંભળાવવામાં વટલાવવાનો અર્થ કયાંથી આવે–આવેજ નહિ; કેમકે વટલાવવું તે પારકાઓને પોતાનામાં લેવું એમ અર્થ થાય. પારકાઓને માંથ્ર અપાયજ નહી, એમ દીનનો સીધાન્ત છે. ત્યારે **સ્રેવીમા**ના અર્થમાં વટલાવવાની વાત કરે છે તે સીરફ ખોટી

છે. આ ફકરામાં તો આથ્રવનની પદવી મેળવી અપાવવાની વાત છે. પહેલવી તરજુમામાં તેની વીગત આપી છે. પહેલી લીટીમાં કહે છે કે અશવનોને આશીશો મલ્યા કરે છે જેથી તેઓને બહમન અમશાસ્પંદ ફાયદો આપે છે જે ફાયદો તનપસીનનો છે, એટલે મુકિતએ-ફ્રશો-ગર્દ પુગવાનો છે. પછી બીજી લીટીમાં કહે છે કે અશવનોમાંનો મોટો અશવન કય **વીશ્તાસ્પ** છે. તે **વીશ્તાસ્પ**માં આરમઇતી વસેલી છે એટલે **ગુશ્તાસ્પ** અત્યંત ખાકસાર અને તમીઝ બરદાસ્તવાળા પરદુખભંજની નીસ્કામ વૃત્તીના છે, કે જેથી **ગુશ્તાસ્પ**ને મુવેદાન મુવેદ થવાનો અધીકાર મળેલો છે; એટલે ગુશતાસ્પ દુન્યાનો શાહ છે તેમ ધર્મનોબી શાહ છે; એટલે Lord temporal and spiritual બેઉ રીતનો ગુસ્તાસ્પ છે. ત્યારે કહે છે કે આવી **ઇષેમ** અધીકાર માટેની ખાહેશ દાદાર ગુસ્તાસ્પને આપશેજ, એટલે આપેલીજ છે. પછી કહે છે કે **મદબ્યા**= મારાઓને એટલે મારી દીક્ષા લીધેલાઓને એટલે જેઓ પાવમહેલ કે જેમાં દાદાર વસેલો છે તેમાં મારા હોકમ-શીક્ષણ મુજબ કામ કરવા માટે ઉમેદવાર છે તેવા ઉમેદવાર થયલાઓને-યઓઝદાથ્રેગર થવા માંગનારાઓને-આવા અર્થના મારા ચેલાઓને, ઉપર કહેલા ગુસ્તાસ્પના જેવો દસ્તુર થવાનો, યઓઝદાથ્રેગરીએ પુગવાનો અધીકાર, આ દસ્તુરાન દસ્તુર થયલા ગુસ્તાસ્પ મારફતે તું આપશેજ. એટલે પાવમહેલનો મોટો વડો એટલે દસ્તુરી આપનારો ગુસ્તાસ્પ છે, તેવણ બીજાઓને દસ્તુરી આપી શકે છે. આજેબી દસ્તુરી પઢતી વખતે દાદારની-અમશાસ્પંદોની-યઝતોની અષો ઝરથુસ્ત્રની દસ્તુરી પછી કય વીસ્તાસ્પની દસ્તુરી આવે છે. પેગામ્બર સાહેબ જેવણ અહુ અને રતુ છે તેવણ ગુસ્તાસ્પને પોતા તરફથી અહુ બનાવે છે એટલે દસ્તુરાંન દસ્તુર બનાવે છે અને રતુ બનાવે છે, એટલે પોતા તરફનો નાયબ બનાવે છે. આમ ગુસ્તાસ્પને મળેલી **ક્ષયાચા** એટલે દસ્તુરી મઝદાથી અને ઝરથુસ્ત્રથી ઉતરી આવેલી છે અને પછી આવા ગુસ્તાસ્પ મારફતે આજે બધાને તે દસ્તુરી મળેલી છે. **માંથ્રા રાદાઓ**=રાદી ગતીના માંથ્રો એવા ભણે છે કે જેથી ગુજરેલા તેમ જીવતાને આશીશો પુગે છે. એટલેજ છેલ્લી લીટીમાં કહે છે કે અએ મઝદા (ગુસ્તાસ્પને) તે ક્ષથ્ર તે દસ્તુરી-યઓઝદાથ્રેગર બનાવવાનો અધીકાર તું ઠેઠવી આપ-તેં ઠેઠવી આપેલો છે, કે જેથી એટલે તેવણની દસ્તુરીથી હમો તેવણ મારફતે યઓ-ઝદાથ્રેગરીએ પુગીએ એટલે ગુસ્તાસ્પની દસ્તુરીથી દીનદસ્તુરને દસ્તુરી મળે છે. તે દીનદસ્તુરથી હમો આથ્રવનની લાયકાત મેળવીને **રાદાઓ માંથ્રા**=રાદી માંથ્રો યસ્નો કરીને બીજાને આશાશો પુગાડીએ છીએ. એટલે હમારા ભણેલા માંથ્રોથી-

યસ્નથી ગુજરેલાને ખરા આશીશ મળે છે. હયાં તો માંથ્રો અને યસ્ન ભણવે ગુજરેલાને આશીશો મળે છે જેથી ગુજરેલાની બદકેરદાર તુટે છે તેનો ભેદ બતાવેલો છે. આપણે પહેલી લીટીમાં એ અર્થ જોયો કે અશોઇને લીધે અષવનોને આશીશો મળે છે જેથી બહુમન તેઓ ઉપર પ્રસન્ન થઇને ફાયદો આપે છે. આ ફાયદો તન-પસીનનો છે એમ પહેલવી તરજુમામાં કહે છે. પણ એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ એ ફાયદો વટલાવવા માટેનો ગણે છે. એવણ કહે છે કે પાદશાહ ગુસ્તાસ્પ વીગેરે પોતાના શાગેર્દો માટે બહુમનનો બદલો માંગે છે એટલે ભલુ મન અને પોતાના ધર્મ તરફની તાબેદારી ઈત્યાદી માંગે છે કારણ કે તેઓ દીનનો ફેલાવો કરવામાં મદદગાર થાય. આવો સારજ એવણ કઇ રીતે કાઢી શકયા હશે તેની હમોને સમજ પડતી નથી. ધ્યાન રાખવાનું છે કે હયાં માંથ્રો જેઓ રાદી છે તેઓને આશીરવાદીક રીતે ભણવા કહયું છે, સંભળાવવા કહયું છે. આવું ભણવાનું તો મરણ જીવન કે ખુશાળીમાંજ થાય. માંથ્રને બદલે કદાચ જો હયાં દીનના સીધાન્તો જેઓ માટે **સાસ્ના** જેવા શબ્દો છે તે શબ્દો જો આવ્યા હતે તો આપણને આવો વટલાવવાનો અર્થ લાવવા માટેની દલીલની કંઇબી સમજ પડતે. હયાં તો માંથ્રો જેઓ દીનના ખાસ છે જેઓબી તે દીનવાળા બધાનેબી મળતા નથી, તેઓને સંભળાવવાવી વાત છે. ખરેજ આવો વટલાવવાનો સાર એ ફકરા ઉપરથી ખેંચવો સીરફ ખોટો છે, અને માંથ્રની હકીકતની વીરૂધ્ધનો છે.

આ ફકરામાં આ સાર છે કે આથ્રવનો થવા માટે અધીકાર જોઇએ છે. આ અધીકાર દસ્તુરીનો છે. દસ્તુરી છેક દાદારથી ઉતરી આવે છે. દાદારે એજ દસ્તુરીનો અધીકાર યઝતોને આપેલો છે અને યઝતી નર અશો ઝરથુ-સ્ત્રને આપેલો છે. દુન્યામાં આ દસ્તુરીનો અધીકાર ઝરથુસ્ત્ર પછીથી ગુસ્તાસ્પથી શરૂ થાય છે. આ અધીકારવાળી દસ્તુરીને હયાં **ખ્ષયાચા** શબ્દથી ઓળખી છે. આ દસ્તુરી ગુસ્તાસ્પથી ચાલુ થઇ છે. આ **ખ્ષયાચા** ગુસ્તાસ્પને મળી. કોણે આપી? દાદારે આપી. શાને લીધે આપી? **અપ** અને **બહુમન**ની ગતી રાખવાને લીધે આપી. ગુસ્તાસ્પને એમ દાદારે અશો ઝરથુસ્ત્ર પછીથી દસ્તુરી આપી. આ દસ્તુરી પછી જમાનાઓના દીનદસ્તુરોને મળ્યા કરે છે. આ દસ્તુરીથી યઓ-ઝદાથ્રેગરો થાય છે, જેઓ પોતે કહે છે કે હમો **રાદાઓ**=રાદી સાચ્ચા માંથ્રોથી-યસ્નથી **સ્ત્રેવીમા** માંથ્રો ભણી સાંભળીને, ગુજરેલાંને સંભળાવીને આશીશો મોકલીએ છીએ, કે જેથી ગુજરેલા પાર પડે. ત્યારે **માંથ્રા સ્ત્રેવીમા રાદાઓ**=રાદી માંથ્રાને સાંભળી-સંભળાવી આશીશો મોકલીએ છીએ,-એમાં

તો **'યસ્ન'** કરવાથી લાયક યઓઝદાએગરોના તે યસ્નના અમલથી રૂવાનોને આશીશો પુગે છે તેની શહાદત છે, નહિ કે વટલાવવાની.

**હવે આ એરવદ સાહેબ એ ફકરાનો તરજુમો કરે છે-સાર કાઢે છે તે જોઇએ.**

તરજુમો :

અએ અષ! તે બદલો (જે) ભલા મનની પ્રાપ્તી (છે તે મને) તું આપ. અએ આરમઈતી ગુસ્તાસ્પને અને મારાઓને (યા મારા હાવેસ્તો શાગેર્દોને) ખાહેશ (અથવા ઉલટ) તું બખશ. અને અએ મઝદા! તું (મને) (ગુસ્તાસ્પ જેવા) પાદશાહ (અને પાદશાહજાદાઓ) આપ કે જેથી (જેઓની મદદથી) તારી માંથ્રવાણીને ખરાં દીલથી ગાઇ સંભળાવીએ (યાને તારી દીનને દુન્યામાં જાહેર કરીએ).

**આપણે આ છેલ્લા કાંઉસમાં આપેલો સાર-કે તારી દીનને દુન્યામાં જાહેર કરીએ-તેની ઉપર કંઇક ટીકા કરીએ.**

એરવદ સાહેબ **માંથ્રા સ્રેવીમા**નો અર્થ માંથ્રો ગાઈ સંભળાવીએનો કરીને પછી તેનો સાર દુન્યામાં દીન ફેલાવવાનો છે એમ કાઢે છે તે દરોસ્ત નથી, તેની વાસ્તવીક દલીલ જોઇએ. એવણુની આપેલી શરેહ ત્યાર પછીથી હાથમાં લઇશું.

પહેલા એવણુનો જે તરજુમો આપેલો છે તેના મુળ મુદ્દાઓ જોઇએ, કે જેથી વાંચનારને એવણુના આપેલા સારનો તોલ કરવાની સમજ પડે.

પહેલી લીટીમાં ભલા મનની બક્ષેશ માંગે છે. બીજી લીટીમાં ગુસ્તાસ્પને -બીજા હાવીસ્તોને એટલે ચેલાઓને ખાહેશ મળે, ઉલટ મળે, એમ દુઆ માંગે છે. ત્રીજી લીટીમાં એવણુ **ક્ષયાચા**નો અર્થ પાદશાહી-રામશાહી-દસ્તુરી અથવા બહુ બહુ તો શકિત રાખતી સત્તા એવો થાય, તેને બદલે એવણુ **પાદશાહ** તરીકે લે છે. છેલ્લે કહે છે કે તે શાહને લીધે તેની મદદથી માંથ્રવાણીને ગાઈ સંભળાવીએ. પછી કાંઉસમાં કહે છે કે તારી દીન દુન્યાને જાહેર કરીએ.

**એવણુ આ સાર આ રીતે કાઢે છે કે** પહેલી લીટી પ્રમાણે ભલા મનની પ્રાપ્તી થઇ એટલે ભલું મન ઉભું થયું-બીજા તરફની ભલી લાગણી થઇ, એટલે લુટ નહી કરવી-સામાને હેરાન નહી કરવું-નારાજ નહી કરવું, એમ

અર્થ થયો. પહેલવીમાં તો ભલા મનના ફાયદાને તન-પસીનનો એટલે મુક્તિનો ફાયદો ગણે છે. પણ એરવદ સાહેબે માની લીધેલું ભલુંમન તો નીચે જોઇશું તેમ વટલાવવા માંગે છે એટલે સામાની કેમ્પમાં લુટ ચલાવીને, દુખ ઉભું કરવા માંગે છે. ખરેજ ભલા મનથી આવું થાયજ નહી. માટે એ સાર રાસ્ત નથી. પછી ભલા મનને લીધે ઉલટ ખુશી આવે છે. પછી શાહને માંગે છે કે જેથી જેના જોરે દુન્યામાં દીન ફેલાવી શકાય. એટલે ભલુ મન જે થયું તેથી ઉલટ જે થઇ તે દીન ફેલાવવા માટે થઇ, એમ સાર એરવદ સાહેબ કાઢે છે. ભલા મનથી વટલાવવાની ઉલટ થાય એ એવણનો ખ્યાલ છે. કોણને વટ-લાવવું ? દીન તો તે વખતે એકજ છે, પણ એવણ ઘણી દીનો સમજતા હોય અને તે દીનોને દએવની લેતા હોય, તોજ એવણનો વટલાવવાનો સાર આવે. બીજી દીનોને દેવોની કહેવી તે રાસ્ત નથી. પણ દેવ-જડતા દીનમાં પેઠી છે તેને માથ્ર સંભળાવીને, ભલી કરીએ એટલે તે દેવની જડતા તોડીને નેકી કરીએ, એમ જો માંથ્ર ભણવાના સારમાં કહેતા હોય, તો પછી વાદવીવાદ આવેજ નહી, પછી વટલાવવાની હકીકતજ આવે નહી.

અહિંયાં **ક્ષયાચા**નો અર્થ પાદશાહ કરીને તેની કુમકથી માંથ્રો ગાવાની વીગત લાવીને, દીનને દુન્યામાં જમાવવાની હકીકત એવણ લાવે છે. પણ દુન્યામાં મઝદયસ્નિ દીન તો જામેલીજ છે. બીજી દીનો જેવું કંઇજ નથી. સીરફ દેવોનો બીગાડો તે દીનમાં છે. જો **ક્ષયાચા**નો અર્થ પાદશાહીની આણ કરતે અને પછી માંથ્રોને ભણાવીને તે દેવ જે દીનમાં પેઠેલો છે તેને દુર કરવાની વાત કરતે, તો કંઇબી સાર નીકળેલો કહેવાતે. અહિંયાં તો પાદશાહના જોર ઉપર માંથ્ર ભણીએ એટલે દીન ફેલાવીએ એમ કહે છે. માંથ્રો ભણવે દીન ફેલાતી હતે તો હીન્દમાં ૧૩૦૦ વર્ષ લગી પારસીઓએ માંથ્રો ભણ્યા અને ભણે છે, છતાં દીન તો કંઈ ફેલાતી નથી. આમ સાર કાઢવો એવજુદ છે. માંથ્રોનો આવો સંકોચીત અર્થ જો કોઇ નોન-મઝદયસ્નિ સાવાં કરે તો તે માફ થઇ શકે. પણ આ એરવદ સાહેબ એમ માંથ્રોને ઉતારી પાડે તે, ઘણુંજ ખેદભરેલું છે. હજુર જો એમ કહેતે કે પાદશાહના જોર ઉપર **સાસ્નાઓ** દીનના સીધાન્તોને ફેલાવીએ તો તેમાં કંઇ અર્થ રહેતે. પણ અહીંયાં તો **માંથ્રા સ્પેંતીમા શદાઓ** છે એટલે માંથ્ર જે સાચ્ચા છે, તે ભણીને દુઆ મોકલવાની વાત છે-જેને દીનને ફેલાવીએ કરીને એવણ કહે છે, એ કેટલું નાદરોસ્ત છે તે વાંચનાર જોઈ શકશે. માંથ્ર ભણીને તો બદી બુરાઇ દુર કરી શકાય. માંથ્ર તો તલેસ્માતીક છે. પણ એરવદ

સાહેબ તો માંથ્રોને સાધારણ બોલી તરીકે, બહુ બહુ તો લાંબી વાએજ તરીકે ગણી કાઢે છે. ગાથામાં તેમ અન્ય અવસ્તામાં **માંથ્રો** ખાસ દાદારે કીધા છે અને તેઓમાં શક્તિ છે એમ ખુલ્લુ કહેલું છે. છતાંબી અહિંયાં માંથ્રો ભણવાને સાધારણ વાએજનો **અર્થ** આપીને દીન ફેલાવવાની એટલે વટલાવવાની વાત કરવી તે તદ્દનજ બીહુદુ છે.

**હવે એવણનો સાર જોઇએ.**

સાર આપે છે કે: યજસ્નેના હા ૨૮ માં જે અહુનવદ ગાથાનો પહેલો હા છે તેની શરૂઆતમાં પોતાનો ખાલેસ ધર્મ લોકોને સમજાવવાની શરૂઆત કરવા આગમજ અશો ઝરથુસ્ત્ર પોતાને બેઉ હાથો ઉંચા કરી અહુરમઝદ પાસેથી પોતાના મહાભારત કામમાં ફતેહ મેળવવા તથા તમામ કુદરતને ખુશહાલ કરવાને બહમનની અક્કલ, તેની મારફતે અહુરમઝદની હજુરમાં પહોંચવું, બધે દુન્યાને સુખ અને પોતામાં જ્યાં સુધી શક્તિ (જીવ) છે ત્યાં સુધી સચ્ચાઇને વળગી રહેવાની ઈત્યાદી દુઆ પોતાને માટે માંગે છે. **આટલા સાર ઉપર ટીકા કરીએ.** આ સાર તદ્દનજ ખરો છે. હમો તેની સાથે તદ્દનજ એકમત છીએ કેમકે તે વખતે દુન્યામાંની એકલી એક મઝદયસ્ની દીનમાં દીવાનો **વીરો—રઓદ** થઈ એટલે તે બધી બુરી શક્તિઓ હતી તેઓ માનવ આકારમાં આવી, દીનમાં જડવાદ ઉમેરી, દુન્યાને હેરાન કરતી હતી અને તેથીજ કુદરતના વાલી **ગેઉશ અશો ઝરથુશ્ત્ર**ની મદદ માંગી હતી જે મળી હતી. ઝરથુસ્ત્ર ત્યારે દેવને મારવાનું કામ કરવા આવેલા છે જે ખરેજ મહાભારત છે. હવે આગળ એવણનો સાર જોઇએ.

એરવદ સાહેબ પછી કહે છે કે તેમજ (એટલે જેમ ઝરથુસ્ત્ર દાદાર પાસેથી ઉપર કહયું છે તેમ દેવને મારવાના મહાભારત કામ માટે મદદ ફતેહ માંગે છે **તેમજ**) આએ નીચે આપેલા એજ હા ૨૮ ના સાતમા ફકરામાં પાદશાહ ગુશતાસ્પ વીગેરે પોતાના સાગેર્દોને માટે બહમનનો બદલો યાને ભલુ મન, પોતાના ધર્મ તરફની ખરા દીલની તાબેદારી ઇત્યાદી માંગે છે. આટલો સારબી તદ્દનજ ખરોજ છે. દીનની ફતેહ દેવ ઉપર થાય દીવાનો **ઝેમરગુજ થાય** એટલે જમીનમાં ઢાંકેલા કરી શકાય, માટે તો એવણે અહુનવર ગાએલો એટલે ઉપર જોઈ ગયા છીએ તેમ પાવમહેલ અને દસ્તુરી અને યસ્નો ઉભા કીધેલા છે; અને આ ગુશતાસ્પને ઝરથુસ્ત્રે પોતા તરફથી—પોતાને દાદારથી મળેલી દસ્તુરી આપી છે જે આજેબી ચાલી આવે છે. આવા મહાન પાવમહેલની હીકમત જે **શ્રા આહુઈરીશ ઝરથુશ્ત્રિશ**ના ભેદની છે તેથીજ તે પાવમહેલ

માંહે ગુશતાસ્પ અને બીજાઓ કામ કરી રહે છે કે જેથી દેવો ગેતીમાંથી અને નીસ્તીમાંથી હારેલા થયા. પણ છેલ્લે આ એરવદ સાહેબ ગુશતાસ્પને મેળવી અપાવવાની ભલા મનની ગતી-**દીન** તરફની તાબેદારીથી શું થાય તેને માટે એમ કહે છે કે ગુશતાસ્પને માટે બીજા શાગેર્દોને માટે ભલું મન-દીન ઉપરની પીદાગીરી ઇત્યાદી ઝરથુસ્ત્ર માંગે છે કારણ કે તેઓ માઝદયની ઝરથોસ્તી ધર્મનો ફેલાવો કરવામાં મદદગાર થાય. આ છેલ્લો સાર બીનજોખમદારીથી લખાયલો છે. ધર્મ તો એકલો મઝદયસ્નિજ આખી જગત ઉપર ફેલાયલોજ છે, પણ દેવો જે તે ધર્મમાં બીગાડો કરી ધર્મનો કબજો લઈ બેઠા છે, તે ધર્મને **અઘ-દીન દુઝ-દીન** કરી નાખી છે તે દેવોને મારવાની દુઆ છે. મારવા માટે ગુશતાસ્પને દાદાર તરફની સત્તા દસ્તુરી મેળવી અપાવવાની છે; આવો સાર જે થવો જોઇએ તેને બદલે દીનને ફેલાવવાની વાત કરી વટલાવવાનો અર્થ સામા ઉપર ઠસાવવો સીરફ ભુલભરેલું અને ખોટું છે.

## (૭) વટલાવવા માટેની સહાદત તરીકે ટાંકેલો યસ્ન હા ૪૩-૮ નો ફકરો.

આ મોતેબર ફકરામાં વટલાવવાનો કંઇબી અર્થજ નથી. આ ફકરામાં તો અષો ઝરથુસ્ત્ર દાદાર તરફથી અહુ તરીકે એટલે દીનોના ઉપરી તરીકે-દીનોને ચલાવનારાના ઉપરી તરીકે-જગતના બીજા બધા કારોબારના ઉપરી તરીકે અને રતુ એટલે દાદારના નાયબ તરીકે ઉતરીને તે મોતેબર કામ કરી રહે છે, તેનો ભેદ આવે છે. ગાથા હા ૨૯ માં જગતની કુદરતના વાલીઓ **ગેઉશ ઉરવા** અને **ગેઉસ તષન** જગતના તારણહારને માંગે છે. માટે પછી ઝરથુસ્ત્ર જગતના તારણહાર તરીકે ઉતરીને કામ કરી રહે છે એટલે દુખથી ભરેલી જગતમાં ઉસ્તાનું પરમ સુખ આવે, એવી સામગ્રી ઉભી કરે છે; અને તેટલા માટે દેવોને હરાવીને તાબે કરે છે અને તેઓ ઉપર કાબુ મેળવીને પછી અન્ય દીનો ઉગે, તે દીનોનો વહેવાર થઇ રહે, તેવી સામગ્રીઓ ઉભી કરે છે. એમ જગતને ફ્રશો-ગર્દ તરફ લઇ જવાના બગોબખ્તને અષો ઝરથુસ્ત્ર ઘડી રહે તેવા સણગારરૂપ થાય છે, તેનો ચિતાર આપેલો છે. હયાં અષો ઝરથુસ્ત્ર કુલ માનવ નહી, પણ આખી નીસ્તીની વસ્તીના **પઓઉરૂતેમ** એટલે પેશરફતાર યઝતી નર છે તેનો ચીતાર છે. આ ફકરામાંથી વટલાવવાનો અર્થ શોધવો સુરજના કકડતા તાપ સાથની રોશનીમાં અંધારૂ શોધવા બરાબર છે.

**(૧) અત[1] હોઇ[2] અઓઇ[3] જરથુશ્ત્રો[4] પઓઉર્વીમ.[5]**

**(૨) હુઇથ્યો[6] દૃવએષાઓ[7] હુયત[8] ઇસોયા[9] દ્રગવાઇતે.[10]**

**(૩) અત[11] અષાઉને[12] રફ્નો[13] ફ્યેમ[14] અઓજોંઘહુવત.[15]**

**(૪) હુયત[16] આ[17] બૂસ્તીશ[18] વસસે[19] ક્ષથ્રહુયા[20] દૃયા.[21]**

**(૫) યવત[22] આ[23] થ્વા[24] મઝ્દા[25] સ્તાઉમી[26] ઉફ્યાચા.[27]**

ત્યારે[1] ‖ તેને માટે[2] (જેને પોતામાં બહમનને રાખવાનું પેમાન આપેલું છે તેને માટે આ જ્ઞાન જાહેર થાય છે કે) ‖ (હું ઝરથુસ્ત્ર તેના અંતકરણમાં રહીને તેને) હું કહું છું કે[3] ‖ (હું પોતે) ઝરથુસ્ત્ર[4] ‖ સપ્પર પહેલો[5] (રોજે અવ્વલથી–સૃષ્ટીને પાયો રચાયો ત્યારથી દાદારનો અધીકારી છું દીન જે દાદારે આપી છે તેમાં આ સીધાન્તો છે કે) ‖ હસ્તી તરફ–મોક્ષ તરફ–ઉસ્તા તરફ દોરવવા માટે આશકારા થયલો એટલે જાહેર રીતનો[6] ‖ સુધારનાર શીક્ષા કરનાર[7] ‖ અને તેટલા માટે[8] ‖ દ્રવંદ માટે એટલે અષોઇથી અને તેને માટે જોઇતી નેકી સચ્ચાઇથી દુર જનાર માટે[10] (દ્રવંદોને ઉક્ષકેરનાર ધનામીનને માટે) ‖ ઇચ્છા લાયક મજબુત અડગ અધીકારી સખ્તાઇ વાપરનાર તરીકેનો[9] (task master તરીકેનો) ‖ (હું) ઝરથુસ્ત્ર[4] (છું એટલે દીન અને તેના કાયદાઓને લાવનાર છું) ‖ એમ ત્યારે[11] (હું ઝરથુસ્ત્ર દાદારનો રતુ–જગતનો અહુ છે તે પોતે હું) ‖ અષવનો માટે[12] ‖ કુદરતના જેવી અને જેટલી મજબુત[15] ‖ કાયમની હમેશગીની ખુશાળી[13] (આપનાર તરીકે) ‖ આશીરવાદરૂપ થઇશ અને છું.[14] ‖ એમ ત્યારે જ્યાં લગી એટલે હમેશ લગી[22] ‖ અએ મઝ્દા[25] ‖ તુને[24] ‖ માંથ્રોથી આરાધું છું, આરાધી રહેલો છું[26] ‖ (મારામાં તુને–તારી ધારણાને) વણી રાખું છું[27] ‖ એટલે જ્યાં લગી હું તારો રતુ તાબેદાર છું ત્યાં લગી એટલે હમેશ લગીનો હું તારો તાબેદાર છું ત્યાં લગી[22] ‖ અને તેટલા માટે[16] (બધાને એટલે જગતને ઉસ્તા અપાવવા માટે અધીકારી થયો છું તેટલા માટે) ‖ (તારી) મરજીમાં[19] (છે તેમ જગતના ભવિષ્યને ચલાવનાર તરીકે) ‖ (તારી) પાદશાહીને જગત ઉપર ફેલાવનાર તરીકેનો–આણુ જગત ઉપર જામી રહે તેનો[20] ‖ ખાસ રીતનો[17] ‖ સણગાર તરીકેનો આભુષણ તરીકેનો[18] ‖ ફેલવી હું થઇ શકેલો છું એટલે તેને માટે મારી જાત મેં અર્પણ કીધેલી છે.[21] ‖

આ મોતેબર ફકરામાં શું ભેદ છે? આ ફકરામાં કહે છે કે કુલ કાએનાત અને મખલુકાતમાં, જે કોઇ અહુરાના સણગારરૂપ છે, તે અશો

ઝરથુસ્ત્ર છે. જેમ એક શાહનો શાહી સણગાર હોય, કે જે તે શાહનેજ શોભે, કે જેથી વધુ મોતેબર કીમતી સણગાર તે મુલકમાં બીજા કોઇનો હોય નહી, તેમ દાદાર અહુરમઝદ જે આખી જગતનો અહુ છે, તેનો સણગાર આખી નીસ્તીના જગત માટે તેમ હસ્તીનું જગત જે નીસ્તીને તારવા પ્રવાહ-રૂપ તેમ અન્ય રીતે ઉતરી રહે છે જેને કાએનાત કહે છે, તેવા હસ્તીના જગત માટે આ ઝરથુસ્ત્ર છે. અહુરાના સણગાર કહેતાં સ્થાવરૂપના યઝતો છે, જેઓ અહુરાના કેહર્પમાં વાણાતાણા મુજબ વણાયા છે. આવા સ્થાવ સાથનો અહુરા આ નીસ્તીના જગત માટે રજુ થાય છે; તેના સ્થાવરૂપ સણગાર તરીકે ઝરથુસ્ત્ર છે. અહિંયાં ત્યારે અશો ઝરથુસ્ત્રની યઝતી જાત હોવાનો ભેદ આપેલો છે. કહે છે કે **થ્વા મઝદા** અએ મઝદા, તુંને **સ્તાઉમી**=માંથ્રોથી આરાધી રહયો છું અને એમ **ઉફ્યાચા**=તું મઝદાને મારામાં વણી રહયો છું. **યવત્** એટલે જ્યાં લગી હું એટલે હમેશ લગી હું તારા રતુ તરીકે નેમાઇને આમ તારામાં વણાઇ રહયો છું ત્યાં લગી એટલે હમેશ લગી, **આબૂશતીશ**=હું તારા સણગારરૂપનો છું, તુંને જેબ આપનારો છું. મારી રતુગીરીથી તારી કુદરતને જગતમાં જાહેર કરી રહીને, તુંને જેબ આપીશ અને આપુ છું. **વસસે**=તારી મરજીમાં છે તેમ એટલે અહુનવઇર્ય પ્રમાણેની એટલે તારા હોકમ મુજબની તારી **ક્ષથ્રહ્યા**=તારી પાદશાહીની આણ જગતમાં ચલાવવા '**દ્યા**'=હું પોતાને અરપણ કરી રહયો છું અને રહીશ. એમ હું તારો ફેદવી થઇ રહયો છું. જગતમાં તારૂં ફરમાન જે ફ્રશો-ગર્દ લાવવાનું, માટે દએવને મારીને મુકિત તરફ ચલાવવાનું છે, કે જેથી હું તારી **ક્ષથ્રહ્યા** પાદશાહીનો **આબૂશતીશ**=ખાસ રીતનો સણગાર થવા પામેલો છું, તે માટે '**દ્યા**'=હું તારો ફેદવી થયો છું-તેવું બજાવવા હું મારી જાતને અર્પણ કરી રહયો છે. **અત હોઇ ઝરથુશ્ત્રો પઓઉરવીમ** તેને માટે એટલે જે કોઇ ભલુ મન રાખી અશોઇ પાળે તેને માટે હું ઝરથુસ્ત્ર **પઓઉરવીમ** સપ્પર પહેલી એટલે દાદારનો વઇર્ય-અહુનવઇર્ય ઘડાયો તે વખતથી, તે હોકમમાં રતુ તરીકે થવા જાહેર થયો છું. એવો હું ઝરથુસ્ત્ર તુંને એટલે તું કે જે મારા ઉપર ફેદવી થયો છે અને તેટલા માટે મારા નાયબ તરીકેનો અધીકાર મેળવવા તું લાયક થયો છે, માટેજ તું મને માનશેજ, માટે તુંને-**અઓજી**=આવો ભેદ કહી રહયો છું. તું તે માનશેજ કે **પઓઉરવીમ** =અવ્વલથી અહુનવઇર્યે યોજાયો ત્યારથીજ, તેમાં મને રતુ તરીકે કીધેલો છે. (આવો ભેદ ગાથા હા ૨૯ માંથી છે.) જે કોઇ મને માની મારા કહયા પ્રમાણે

ચાલે છે તે અશવન થઇ શકે છે. **અત અષાઉને**=તેવા અષવન થયલા માટે **રફેનો ખ્યેમ અઓજોંગહવત**=હું તેને ઉસ્તાનું સુખ આપનાર અને કુદરત તેમાં વસાવી કુદરતવાળો-કુદરતના અનુયાયી તરીકેનો ઉભો કરનાર છું. પણ જેઓ મને માનતા નથી તેઓ અશોઇથી દુર જઇને, **દ્રેગવંત**-જુદા થઇ રહે છે. આવાઓ જગતના તનાસકમાં પડી દુખ ખમીને આખરેબી મને માનીને અષવન થવાનાજ. ત્યારે **દ્રેગવંત** માટે હું એવી રીતે શીક્ષા કરનાર task master=મારીને સુધારનાર તરીકેનો છું. **હુઇથ્યો દ્વએષાઓ હુયત્ ઇષોયા દ્રેગવઇતે**: હું દ્રેગવઇતે=અશોઇથી દુર જનાર માટે-તરીકત નહી પાળીને દેવની યસ્ન કરનાર માટે, **હુઇથ્યો**=જાહેર રીતનો આશકાર થયલો, **ઇષોયા**=ઇચ્છવા લાયકનો **દ્વએષાઓ** શીક્ષા કરનાર છું એટલે તે દરવંદને અશોઇ પાળતો કરીશ. મઝદયસ્નિ દીન ઉપરથી ઓતરી જઇને દેવોની દીક્ષાવાળો **અઘ-દીન**નો થયો છે તેને દએવથી દુર કરી, અશોઇ ઉપર ચલાવીને મોક્ષ તરફ દોરવવા માટેના અધીકારી તરીકેનો જાહેર થયલો હું ઝરથુસ્ત્ર **દ્વએષાઓ**=તેને સુધારનાર છું. તે દરવંદને **દ્વેશો**=હવસોમાંથી છુટકો આપનાર છું, કે જે વખતે તે મને માનશે કે **ઝરથુશ્ત્રો પઓઉરવીમ**=ઝરથુસ્ત્રને દાદારે સપ્પર પહેલાથી રતુ તરીકે ઉભો કીધેલો છે.

આ મોતેબર ફકરામાં ઝરથુસ્ત્રના જમાનો કે જે વખતે દુન્યા ઉપર મઝદયસ્નિ દીનજ હતી, પણ દેવોથી તે દીન ઓતરી જઇને **અઘ-દીન** થતી જતી હતી, તે જમાનાના સાબેત કદમ રહેલા મઝદયસ્નાનો તેમ ઓતરેલા દરવંદ થયલા મઝદયસ્નાનોના ઇશારાઓ છે. ઝરથુસ્ત્ર મઝદયસ્નાનો જેઓ દેવથી જુદા છે તેઓને દોરવીને અશોઇએ ચઢાવીને જગતનો ભેદ શીખવતા હતા. તેઓ ઝરથુસ્ત્રને યઝતી નર અને **ક્ષથ્રહયા બૂરતીશ** તે દાદારની પાદશાહીના સણગાર તરીકે માનીને પાર પડેલા હતા. પણ જે મઝદયસ્નીઓ દેવયસ્નીમાં ઓતરી જઇને **દ્રેગવંત** થયલા હતા, તેઓ ઝરથુસ્ત્રને નહી માનતા હતા, માટે તેઓને ઝરથુસ્ત્રે ચેતવણી આપી, કે હુંજ એટલે મારી રતુગીરીજ તમુને **દ્વએષાઓ** મારીને ઠેકાણે લાવશેજ. અહિંયાં કહે છે કે મઝદયસ્નો જેઓ ઓતરેલા છે તેઓનેબી ઝરથુસ્ત્રની **અમશાસ્પંદી** આખરે દોરવશેજ. નોંધ લેવી કે બીજી દીનો તે વખતે હતી નહી, માટે બીજી દીનોના લોકો હતા નહી, માટે તેઓમાં દ્રવાઓ-દેવયસ્ની પેસીને **દ્રેગવંત**નો ભેદ જારી થયલો હતો નહિ. દીનો ઝરથુસ્ત્ર પછીથી ઝરથુસ્ત્રની કારરવાઇથીજ થયલી હતી-માટે દીનો ખુદ તો ખોદા રસીદા છે. પણ તેઓમાં દેવની ગતી પેસે તો તે દીનોના

જોતી દેવયસ્નિ થાય. આવા અન્ય દીનોમાંથી ઉભા થયલા દેવયસ્નિઓની હકીકત અહિંયાં નથી તે નોંધવું.

હમો ફરી ફરીને કહયા કરશું કે ઝરથુસ્ત્રના જમાનામાં, તેમ તેવણુની અગાઉ સીરફ મઝદયસ્નિ દીનજ હતી. આ બાબદની માન્યતામાં શક થવો જોઇએ નહી. બહેસ્ત બહેરે ખ. રૂ. કામાજીએ પોતાના ઝરથુસ્ત્ર નામામાં એ હકીકત સમાવેલી છે. દીનકર્દમાં એ હકીકત આવે છે. ઝમ્યાદ યસ્તના ભેદમાંબી એજ હકીકત છે. ખુદ આ એરવદ સાહેબ પોતાની આવાં યસ્તની માએનીમાંબી એમજ કહે છે. આ બાબદ હમો ઉપર આપી ગયા છીએ અને પછીથી ઘડી ઘડી આપ્યાજ કરીશું. પણ ઝરથુસ્ત્રના જમાનામાં તેમ તેવણુની આગમચમાં દેવયસ્નિ હતી, એટલે ધનામીનની કાળી કુદરતની સાધના હતી. તેઓના મંત્રો હતા. તેઓની કાળી વીદયા જે નાશ લાવતી તે હતી. ધનામીનનો સાથી અહીરીમન છે અને તેઓના જોતી તરીકે કાળી કુદરતની શકિતઓ છે. આ કાળી કુદરતની શકિતઓની સાધના જેને દેવયસ્નિ કહે છે તેમાં દાદારની આણુ નથી, માટે દાદાર તરફ જવાતું જેને મુકિત કહે છે જેને ફ્રશો-ગર્દ કહે છે તે શીખવાતું નથી. દેવયસ્નિમાં તો મારે તેની તલવારનો સીધાન્ત છે, એટલે અસત્ય છે-ગેરઇનસાફ છે, હદને ઓળંગવાનું છે જેનો છેડો ધનામીન પાસે જઇને હમેશનો નાશ પામવાનો છે. આવી દેવયસ્નિ તે જમાનામાં હતી. દેવો એટલે કુદરતની બુરી શકિતઓ **વીરો-રઓદ** થઇ એટલે વીર જેવા અજીત થતા માનવનો ઘાટ લઇને જાહેર ગેતીમાં ફરીને મઝદયસ્નાનોને પોતાની દીક્ષા આપતા હતા. આવાઓને **દ્રેગવંત** તરીકે ગાથામાં કે અવસ્તામાં કહયા છે તે નોંધવું. પણ અન્ય દીનો કે જેઓનો પાયો-બીયાંબી **યા આહુરીશ ઝરથુશ્ત્રિશ**ના વધારાની મઝદયસ્નિ દીનમાંજ છે, તે દીનો તો માદર દીન માફક મુકિત કહેતાં દાદારની પાસે જવાના છેડામાં, માટે સત્ય-ઇનસાફ અને હદના શીક્ષણોમાં માને છે. તેઓ દાદારને પોતાનો સાહેબ ગણે છે. આ અન્ય દીનો જે ઝરથુસ્ત્ર પછીના વખતમાં સઓષ્યંતોથી થશે, તેઓમાં મુકિતનો ભેદ છે, દાદારની માન્યતા છે, માટે તેઓને દેવયસ્ની કહેતા નથી. પણ તે દીનોમાં દેવયસ્ની ભેળાઇને તે દીનો **અઘ-દીન** થાય ત્યારેજ, તે દીનના જોતીઓને દેવયસ્નિઓ કહે કે જેમ મઝદયસ્નિ દીનનાબી તેવા દેવપરસ્ત જોતીઓનેબી દ્રવંદો કહે દેવયસ્ની કહે તેમ.

**હવે આ એરવદ સાહેબ આ ફકરાને માટે સાર આપે છે તે જોઇએ.**

તેવણુ કહે છે કે યજશ્નેના ૪૩ મા હાના ૭ મા ફકરામાં હજરત ઝરથુસ્ત્રને પુછવામાં આવે છે કે તું કોણ છે અને કોણનો છે અને તારી ખાહેશ શું છે? તેનો જવાબ ત્યાં ફકરામાં અશો ઝરથુસ્ત્ર નીચે મુજબ આપે છે: તે ઉપરથી જણાય છે કે અશો ઝરથોસ્ત ભલા તરીકાવાળાને ચાહનારો છે અને ભવીષ્યની જીંદગી તલીક યાને દુન્યાના છેડા સુધી એવા પાદશાહ માંગે છે કે જેઓ લોકોમાં ધર્મનો ફેલાવો કરે.

એરવદ સાહેબના આ સારને એમનો એમ લઇએ તોબી તેમાંથીબી વટલાવવાનું જડી આવતું નથી; કેમકે ભલા તરીકતાવાળી મઝદયસ્ની દીન છે અને તેણીના ફરઝંદરૂપની અન્ય દીનો છે, માટે તો ગાથા ૪૬-૬ માં કહે છે કે દાદારેજ દીનો કીધી છે અને ગાથા હા ૪૩-૧૩ માં કહે છે કે દીનોનો કોઇબી હુકેરેત એટલે નેકીનો કરનાર મુક્તિએ પુગી શકે છે. એમ ત્યારે ભલા તરીકામાં બધીજ દીનો ખુદ ગાથા પ્રમાણેજ આવે. એમ દીનો ભલીજ રહે તો પછી ધર્મના ફેલાવાની એવણુ જે શરેહ કરે છે તે નાપાએદાર છે. જો એવણુ સાહેબ દીનોને દએવની ગણે તો તે સરયામ જુઠ્ઠુજ છે અને દાદારની પેદાએશને અપશબ્દ કહેનાર અને ખુદ મઝદયસ્નિ દીનનું લાએબલ છે. પણ દીનોમાં દએવ-શેતાન પેઠેલો ગણે તોપછી દીનના ફેલાવાની વાત નહી આવે પણ તે દીનોમાંથી તે દેવપરસ્તીને દુર કરવાનીજ વાત આવે.

ત્યારે એવણુનો છેલ્લો સાર ધર્મનો ફેલાવો કરવાનો બેવજુદ છે-સીરફ વટલાવવાનું લાવવા માટે ગમે તેમ બીનજોખમદારીથી લવાએલો છે; કેમકે ખુદ એવણુ જે આ ગાથાના ફકરાનો તરજુમો આપેલો છે તેમાંથીબી એવો સાર નીકળતોજ નથી.

**તરજુમામાં આ એરવદ સાહેબ કહે છે કે:**

ત્યારે તેને (મેં ઝરથુસ્ત્રે) જવાબ આપ્યો: હું ઝરથુસ્ત્ર છું. શરૂઆતથી દરવંદ (બુરા) ને માટે ધીક્કાર ધરાવનાર અને અશો માટે મજબુત (નીભે તેવી) ખુશાળી ઇચ્છનાર છું કે જેથી જ્યાં સુધી હું તારી સ્તુતી કરૂં અને તારી વખાણુના ગાયન ગાઉં ત્યાં સુધી અએ મઝદા! ઇચ્છા મુજબની પાદશાહી ભવીષ્યની (જીંદગી) સુધી આપે.

એવણુનો આ તરજુતો હમુને ખામીવાળો લાગે છે છતાં તેમાંથી ઉપરનો સાર એવણુ કઇ રીતે કાઢી શકે છે તેની સમજ પડતી નથી. દરવંદ બોલનો અર્થ તો એવણુ આપતા નથી. બીજી દીનના જોતીઓને કે કોણુને દરવંદ

તરીકે એવણ ગણે છે, તે કંઈ માલમ પડતું નથી. મઝદયસ્નિ દીનમાંનો જોતી મારીક માંદગી નહી માને–પાળે વીગેરે તરીકત નહી પાળે તે શું દરવંદ નથી કે? ત્યારે ભવીષ્યની જીંદગી લગીનું સુખ શું એવાઓને ઝરથુસ્ત્ર આપશે કે? જેઓ દીનમાં એવી તરીકત નથી એમ કહે છે, વંદીદાદને માનતા નથી, યસ્નને માનતા નથી, તેઓ શું દરવંદ નથી? જો છે તો કાં નહી દીન તેઓ માટે ફેલાવે અને તેઓને ઝરથુસ્ત્રની ભવીષ્યની જીંદગીનું સુખ અપાવે. વધુ વીગત આગળ જોઇએ.

**એવણ સાહેબ તરજુમો કરે છે કે:**

ત્યારે તેને (મેં ઝરથુસ્ત્રે) જવાબ આપ્યો હું ઝરથુસ્ત્ર છું. શરૂઆતથી જાહેર રીતે દરવંદ (યાને બુરા) માટે ધીક્કાર ધરાવનાર અને અશો માટે મજબુત (નીભે તેવી) ખુશાળી ઇચ્છનાર છું, કે જેથી જ્યાં સુધી હું તારી સ્તુતી કરૂં અને તારી વખાણના ગાયન ગાઉં ત્યાં સુધી અએ મઝદા ઇચ્છા મુજબની પાદશાહી ભવિષ્યની (જીંદગી) સુધી આપે.

એવણના આવા તરજુમામાં વટલાવવાનું કઇ રીતે આવ્યું હોય તેની સમજ પડતી નથી. પોતે સાર તરીકે સમજાવે છે કે: ઝરથુસ્ત્રને પુછવામાં આવે છે કે તું કોણ છે, ત્યારે તેવણ જે જવાબ આપે છે તે ઉપરથી જણાય છે કે અશો ઝરથુસ્ત્ર ભલા તરીકાને ચાહનારો અને ભવીષ્યની જીંદગી તુલીક યાને દુન્યાના છેડા લગી એવા પાદશાહો માંગે છે કે જેઓ લોકોમાં ધર્મનો ફેલાવો કરે. આવી રીતનો એવણના આ ફકરા બાબેનો સાર સરયામ ભુલ-ભરેલો અને અસ્થાનીક છે, તે વાંચનાર સહેલાઇથી જોઇ શકશે. જ્યાં લગી હું સ્તુતી કરૂં ત્યાં સુધી અએ મઝદા ઇચ્છા મુજબની પાદશાહી ભવીષ્યની જીંદગી સુધી આપે. એ તરજુમો સામસામા વીચારનો છે. છતાંબી તેમાંબી એવો તો વીચાર નથીજ કે એવા પાદશાહો ઉભા થાય કે જેઓ દીનને ફેલાવે. કહે છે કે જ્યાં લગી હું સ્તુતી કરૂં ત્યાં લગીજ ઇચ્છિા મુજબની પાદશાહી ભવીષ્યની જીંદગી સુધી આપે. એવણ જગતમાં ૭૭ વર્ષો રહયા તો એવણે બહુ બહુ તો ૭૭ વર્ષો લગી સ્તુતી કીધી. ત્યારે તો એમ થયું કે ૭૭ વર્ષો લગીજ પાદશાહી રહે. જગતના છેડા લગી પાદશાહી કેમ રહી શકે કેમકે એવણ તો ૭૭ વર્ષો પછીથી જગતમાં હતા નહી. ખરેજ આ તરજુમો દરોસ્ત નથી અને તેવા તરજુમામાંબી દીનને ફેલાવવાનો અર્થજ નથી. ત્યાં ઇચ્છિા મુજબની પાદશાહી આપે એમ કહે છે. એવણની ઇચ્છિા

બુરાને શીક્ષા કરવાની, ભલાને સુખ આપવાની છે. ત્યારે બુરાને શીક્ષા થાય, અને ભલાને સુખ મળે એવી પાદશાહી એવણ માગે છે. ત્યારે બુરા કોણ અને ભલા કોણ એ સવાલ ઉભો થાય. ખરેજ અન્ય ધર્મના લોકો બુરા કહેવાયજ નહી, અને સ્વધર્મના બધાજ ભલા કહેવાયાજ નહી. આપણે ઉપર અને આગલા ભાગમાં અનેક શહાદતોથી જોઇ ગયા છીએ કે અષો ઝરથુસ્ત્ર તો કુલ માનવો માટેજ નહી પણ કુલ જગત માટે છે. એ બાબેની બીજી એક શહાદત આવાં યસ્ત કરદા ૨૧ ફકરા ૮૯ માંબી છે. ત્યાં આવાં અરદવી સૂર અશો ઝરથુસ્ત્રને કહે છે કે: **થ્વાંમ દથત્ અહુરો મઝદાઓ રતૂમ અસ્તવઇથ્યો ગએથયાઓ, માંમ દથત્ અહુરો મઝદાઓ નિપાથીમ્ વીસ્પયાઓ અષઓનો સ્તોઇશ:** (તું ખાલેસ અશો ઝરથુસ્ત્રને) દાદારે તનોમંદ હાડમંદ જગતને લગતાનો સરદાર નક્કી કીધો–બનાવ્યો; મને (હું અરદવી સૂરને) અશવનોની–અશોઈ રાખતી વ્યકિતઓની તમામ પેદાયશના રક્ષણ કરનાર તરીકે–અશોઈ જે તેઓએ મેળવી હોય તે અશોઇથી નીચે નહી ગબડે તેવી ચોકી કરનાર તરીકે નેમી છે–પેદા કીધી છે. અહિંયાં ઝરથુસ્ત્રને **અસ્તવઇથ્યો ગએથયાઓ રતૂમ** કહયા છે. **ગએથયાઓ** શબ્દ **ગએથ્ય** શબ્દનો ૬/૧ આકાર છે. **ગએથ્ય** એટલે ગએથા તનોમંદ જગતને લગતું અને **ગએથયાઓ** એટલે તનોમંદ જગતને લગતાનો. તનોમંદ જગતને લગતાનો સરદાર જરથુસ્ત્ર છે. તનોમંદ જગતને લગતી જે જે બધી ચીજો–સંસ્થાઓ છે તે બધાનો સરદાર ઝરથુસ્ત્ર છે. તનોમંદ જગતને લગતી દીનો છે તે દીનોને ચલાવનારાઓ છે. ત્યારે તે બધી દીનોનો અને તે દીનોના ચલાવનાર સઓષ્યંતો–મહા પુરૂષોનોબી અશો ઝરથુસ્ત્ર સરદાર છે.

અહિંયાં ગએથાનો–જગતનો સરદાર નહી પણ **ગએથ્ય** જગતને લગતાનો–જગતને લગતી બધી ચીજોનો સરદાર કહયો છે. જગતને લગતી અનેક ચીજોમાં દીનો અને દીનોના ચલાવનારાઓ એક છે–માટે તે બધાનો સરદાર અશો ઝરથુસ્ત્ર છે. આવાં અરદવી સૂર જેમ જગતને ફ્રશો–ગર્દ તરફ ચલાવે છે તેમ અશો ઝરથુસ્ત્ર તે આવાં યઝતના હમકાર થઇને **ગએથાને**=જગતને ફ્રશો–ગર્દ તરફ ચલાવે છે; માટે **ગએથ્યને** એટલે ગએથા જગતને લગતાઓને તે કામમાં દોરવે છે. અહિંયાંથી કોઇબી જોઈ શકશે કે ઝરથુસ્ત્ર જગતને લગતી એટલે જગતને ચલાવનારાઓની સરદારી ભોગવે છે. આવા વીચારમાં વટલાવવાની વાત આવેજ નહી તે કોઇબી જોઇ શકશે. વળી ગાથામાં દીનોને દાદારની આપેલી કહી છે. દીનોમાંથીબી મુકિતએ પુગાય એમ કહયું છે. દીનો એક

બીજાને પોતપોતાનું પુન્ય આપી શકે છે, એમ કહે છે. ગાથામાં દીનો વીષેના આવા વીચારો છે. દીનો ઝરથુસ્ત્રના વખતમાં તો મુળ દએન સાથે, તે મુળ દીનના બચ્ચાં તરીકે, મોટી થતી હતી અને ભવિષ્યમાં તેઓ છુટી થશે, એમ ભેદ ગાથામાં છે. એમ ત્યારે બુરાઓ અન્ય દીનના છે એમ કહેવાયજ નહી અને ઝરથુસ્ત્રની ૭૭ વર્ષોની બંદગી કાંઈ જગતના છેડા લગીની થયલી બંદગી કહેવાયજ નહી. આવા સારના એવણુના તરજુમામાં કંઈબી સીલસીલાબંધ વીચાર નથી. છતાં તેમાંબી વટલાવવાનું નથી, એ કોઈબી જોઈ શકશે. હયાં એક નોંધ કરીએ છીએ. હમોએ ઉપર ટીકા કીધા છે કે ઝરથુસ્ત્ર તો ૭૭ વર્ષો લગી રહીને સ્તુતી કરી શકેલા હતા, તોપછી ૭૭ વર્ષો લગીજ પાદશાહી રહે. કોઈ વાજબીની રાહે કહેશે કે તમોએબી તમારા તરજુમામાં એમજ કહયું છે કે જ્યાં લગી અએ મઝદા તુને આરાધું છું, તારો રતુ છું, ત્યાં લગી તારી પેદાશનો સણગાર છું. એટલે કોઈ કહેશે કે તમારા તરજુમા મુજબબી ૭૭ વર્ષો લગીજ ઝરથુસ્ત્ર દાદારના રતુ અને જગતના સણગાર રહયા. એનો એ જવાબ છે કે હમો તો જ્યાં લગી તુને આરાધું તેમાં હમેશ લગી તુને આરાધું એમ અર્થ લઈએ છીએ; કેમકે હમો તો અષો ઝરથુસ્ત્રને યઝતી નર તરીકે લઈએ છીએ. તેવણુના મોહત જેવું ગણુતા નથી. તેવણુના તનુને હાલની પધ્ધતીના જડ તનુ જેવું ગણુતા નથી. તેવણુને **વીર તન કર્દ**ના એટલે જગતમાં જ્યારે જરૂર પડે ત્યારેજ અદ્રષ્ય હાલતમાંથી દેખીતી હાલતમાં આવે તેવા કહયા છે કે જેવણુને અડાય નહી, અને જો કદી અડે તો આંચકો લાગે એવા કહીએ છીએ. જેવણુ આજેબી તેટલાજ રતુ છે, એક ઝરવાને દરેઘો ખદાતના ૮૧,૦૦૦ વર્ષો લગી તેમજ રહેશે, કે જેવા તેવણુ શાહ ગુશતાસ્પના વખતમાં હતા, એમ કહીએ છીએ. આ ફકરામાં હમોએ કહયું છે તેમ અષો ઝરથુસ્ત્રના યઝતી નર તરીકેનો, તેમ જગતના અહુ અને રતુ તરીકેનો,–જગતની દીનોના ઉભા કરનાર અને દીનબોરદારોના ઉપરી તરીકેનો ખ્યાલ છે. એવણુ જગતના, દાદારની કાએનાતના **બૂશતીશ** શણુગાર છે. **વસસે** દાદારની મરજીમાં છે તેમ જગતના બગોબખ્તને ચલાવનાર છે, સમારનાર છે, એટલે આગળ વધારનાર છે. આવો અર્થ આ ફકરામાં છે. એવણુ જ્યાં લગી દાદારને અંતકરણુમાં રાખશે ત્યાં લગી એવણુ જગતના આવા **આબૂશતીશ**= ખાસ રીતના શણુગાર અને **વસસે** દાદારની મરજીમાં છે તેવા, જગતના બગો–બખ્તને સમારનાર થશે એટલે હમેશ લગી એવણુ દાદારની સ્તુતી કરી

રહે એવા થશે કેમકે એવણ તો યઝતી નર છે. એમ આ ફકરામાંથી તો અશો ઝરથુસ્ત્રની યઝતી જાત અને જગતના અહુ અને રતુ તરીકેના કામ કરવાનો ભેદ નીકળે છે, જેમાં વટલાવવાનો અર્થજ નથી.

## (૮) વટલાવવા માટેની શહાદત તરીકે ટાંકેલો ફકરો યઝશ્ને હા ૪૬-૧૩ નો.

(૧) યે[1] સ્પિતામેમ[2] જરથુશ્ત્રેમ[3] રાદંઘહા[4]

(૨) મરેતએષૂ[5] ક્ષ્નાઉશ[6] હુવો[7] ના[8] ફેરસ્રૂઇદ્યાઇ[9] એરેશ્વો[10]

(૩) અત્[11] હોઇ[12] મઝદાઓ[13] અહૂમ[14] દદાત્[15] અહુરો[16]

(૪) અહુમાઇ[17] ગએથાઓ[18] વોહૂ[19] ફ્રાદત્[20] મનંઘહા[21]

(૫) તેમ[22] વે[23] અષા[24] એહુમઇદી[25] હુશ-હખાઇમ.[26]

આ ફકરામાંથી વટલાવવાનો અર્થજ નથી, પહેલા તરજુમો જોઇએ:—

જે કોઇ[1] ‖ જનસમાજમાં[5] ‖ રાદી ભેટોથી[4] (એટલે સખાવતી બક્ષેશો જેઓ તનોમદ હયાતીને મોહતમાંથી છોડવી અમરગી તરફ લઈ જઇ શકે તેવા છે, તેવી બક્ષેશોથી એટલે યસ્નના આલાતો-મ્યઝદથી) ‖ સપિતમ[2] ‖ ઝરથુસ્ત્રને[3] ‖ ખુશહાલ કરનારો[6] (થાય છે-તેવણની ક્ષ્નુમન કરી રહે છે) ‖ તે નર[8] ‖ પોતે[7] ‖ વૃધ્ધી કરવા માટેના દીનના ફરમાનો-દીનની વીગતોનો ભેદ દાદારથી-યઝતોથી-કુદરતથી સાંભળી માહીતગાર થઇ, બીજાને સંભળાવે તેવા સંભળાવનાર માટે-એમ દીનના સબકો જાહેર કરવા માટે[9] ‖ ચઢતા ઉંચા દરજ્જાનો લાયક[10] (થઇ રહેશે) ‖ વળી[11] ‖ તેને માટે[12] ‖ મઝદા[13] ‖ અહુરાએ[16] ‖ જીંદગીને-હયાતીને[14] (આ દુન્યામાં તેમ મરણ પછીની હાલતમાં અનન્ત સુખની બહેસ્ત જેવી વહેસ્તેમ અહુમની ઉંચામાં ઉંચી) ‖ મુકરર કીધી છે[15] ‖ (દાદારે) ‖ આવાને[17] (ગુશતાસ્પને) માટે ‖ દુન્યા-તે માંહેલી સંસ્થાઓ-જનસમાજ અને બીજી હેઠળી સમાજને વાગેરે વીગેરે દરેકે દરેક તનોમંદ ચીજોને[18] ‖ ભલા પરદુખભંજની[19] ‖ મન સાથે[21] ‖ આરાસ્તે કીધી છે વધારી છે[20] ‖ તે[22] (ગુશતાસ્પ)ને ‖ તમારા[23] ‖ અષોઇથી[24] (સજ થયલા) ‖ ભલા એટલે રૂવાનની ઉપી હોશીઆરી મેળવેલા-ઉરને ઉપી સાથના દોસ્ત-ભલા રફીક તરીકે[26] ‖ ગણીએ છીએ યાદ કરીએ છીએ.[25] ‖

હયાં કહે છે કે જે કોઇ સ્પિતમાન ઝરથુસ્ત્રને રાદથી રાદી ભેટોથી

ખુશહાલ કરશે, તે નર **ફ્રેરસ્રૂઇદ્દયાઇ**=સાંભળીને સંભળાવવા માટે લાયકનો થઇ રહેશે. સાંભળીને સંભળાવવામાં કુદરત તરફથી સાંભળીને બીજાને કહેવાનો અર્થ છે. કુદરત તરફથી સમજવું તે દીનના સીધાન્તોનો ભેદ બતાવે છે. તે માણુસ જે કંઇ દીન વીષે જાણુશે તે ખરેખરૂંજ, જે કંઇ દીનમાં કહેવા ધારેલું છે તેવુંજ હશે. એટલે તે માણુસ ખરો વીદ્દવાન અષવન રહેવો જોઇએ. જે કોઇ કુદરતનો ભેદ સમજે તેવો હોય, તે ખરેજ અષવન હોય. આવી શકિત કઈ રીતે તે પ્રાપ્ત કરશે? કહે છે કે જે કોઈ રાદી ભેટોથી અશો ઝરથુસ્ત્રને ખુશહાલ કરે, તે તેવો થઈ રહેશે. અહિંયાં રાદી ભેટોથી ઝરથુસ્ત્રને ખુશહાલ કરવામાં યસ્ન કરવાનો અર્થ છે. કોઇબી યસ્ન થાય ત્યારે પહેલાં પરગરૂ થાય છે. પરગરૂ કરવા હોમને કુટે છે. હોમને કુટવા માટે વરસની બાજ લે છે અને હોમ કુટીને તે બાજ મુકે છે. વરસની બાજ લે છે ત્યારે જે ક્ષ્નુમન પઢે છે તે અષો ઝરથુસ્ત્રની ફ્રવષીની રહે છે. હયાં રાદી ભેદોથી એટલે આલાતોથી ઝરથુસ્ત્રને ખુશહાલ કરનાર તરીકે થઈ રહેવા કહયું છે એટલે ઝરથુસ્ત્રની ક્ષ્નુમન કરવા કહી છે, તેમાં ત્યારે પરગરૂ કરીને યસ્ન કરવાનોજ ઉંડો ભેદ છે. જે કોઇ નર મોટી મોટી યસ્ન કરે, તે નર અષવન થઇને કુદરતના ભેદે પુગે. આવો નર યસ્ન કરતી વખતે યઝતો સાથે, કુદરત સાથે, અષો ઝરથુસ્ત્રની ફ્રવષિ સાથે, કુલ ફ્રવષિઓ સાથે, દાદાર સાથે યઝ થાય એકતાન થાય. તે નરનું દએના એટલે બાતેન અંતકરણુ ખુલે અને તે ખુલેલા દએનાની ઉપર આ બધા યઝતોની અને ફ્રવષીઓની અને અષો ઝરથુસ્ત્રની ફ્રવષિની **બઓદ** ખરી અમ્મર બુધ્ધીની ગતીઓ ઉતરે એટલે તે **નર** દએનાની પુર શકિતવાળો થઈ દાદારના દએનાને–દાદારના અંતકરણુમાં જે ગ્નાન છે–શકિત છે–ભેદો છે તેને પુગે. ખરેજ આવો નર જે કંઇ દીન વિષે શીખવે તે ખરૂંજ હોય. તે નર ખુદ સાચ્ચાનો સાચ્ચો હોય એટલે ખરૂંજ કહે. પછી કહે છે કે આવો નર ગુજર્યા પછી તેમ જીવતા જીવતમાં બહેસ્તની હાલત ભોગવે. તેના ગએથાઓ એટલે લાગતા વળગતાઓ બધાઓ ઉપર કુદરતની દુઆ ઉતરે. તે નર ખરો દોસ્ત દાદારનો–દીનનો અને જનસમાજનો થાય. તે નર અષવન હોવે તે નરનું રૂવાન ઉરૂને–ઉષીનું એટલે તે રૂવાન ફ્રવષીને પુગેલું રહે. આવો નરજ **હુશ હુખ્મ** ખરો દોસ્ત ઝરથુસ્ત્ર માટે એટલે દાદાર માટે એટલે જગત માટે થઇ રહે છે.

આવી રીતની આ ફકરાની સમજમાં વટલાવવાની વાતજ કયાં આવી. વળી આવો નર કોણુ છે તેને માટે પહેલવી સમજમાં કહે છે કે એવો નર ગુશતાસ્પ છે. ત્યારે આ ફકરો ઝરથુસ્ત્રના જમાનાનો ભેદ ખોલે છે, કે જે

વખતે દુન્યા ઉપર યઝદાન-પરસ્તી અને દેવ-પરસ્તી નામની બે બાજુઓ ; હતી. તે વખતે અન્ય દીનો હતી નહી. પણ યઝદાન-પરસ્તીમાં પાંચે પાંચ દીનોનો ભેદ મઝદયસ્ની દીન તરીકે ગુપ્ત હતો. દેવપરસ્તી તો ઘનાની કાળી કુદરતનો ખેલ હતો. આ વખતે સીરફ મઝદયસ્નિ દીનજ હતી. બીજી દીનો બચ્ચાંરૂપ હોઈ મઝદયસ્નિ દીનની માતાનું દુધ પી રહી હતી એટલે તે વખતે બીજી દીનના પુજારીઓના જગતમાં ઉતરવાનો બરવખત હતો નહિ; માટે બીજી દીનો મુળ દીનમાંથી છુટી પડેલીજ નહી. છુટી પડે કેમ? તેઓ બચ્ચાંરૂપ હતી. જ્યારે એખલી માઝદયસ્નિ દીન હતી અને માઝદયસ્નિ વર્ણના લોકોજ જગતમાં ઉતરેલા હતા તો પછી બીજી દીનોનું તે વખત કંઇ જાહેરમાં હતુંજ નહિ. એટલે પછી વટલાવવાની વાતજ ક્યાંથી આવી. ખુદ માઝદયસ્નીઓજ દેવોથી ભમાઇ રહેલા હતા માટે તેઓને દેવોથી બેદાર રહેવા માટેના શીક્ષણો અપાતા હતા. એમ દરેક રીતે જોતાં હયાં વટલાવવાની વાતજ નથી.

**એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ પોતાની ચોપડીમાં એમ તરજુમો આપે છે કે:** માનસો મધે જે (શખ્સ) સ્પિતમાન ઝરથુસ્ત્રને ખરા મનથી ખુશી કરશે તેજ શખ્સ (લોકોમાં) ખરો માર્ગ (મઝદયસ્ની ધર્મ) સમજાવવાને લાયકનો છે. તેજ શખસને અહુરમઝદ (બહેસ્તની) જીંદગી બખશશે અને (તેનાં) એ ભલી મનસ્નીના કામે કરી (અહુરમઝદ) તેની મીલકત વધારશે અને ઓ **અષા** તે શખ્સને હમો તારા ભલા દોસ્ત તરીકે માનીએ છીએ.

વળી **શરેહ** જે એવણે આપી છે તે શરેહમાં એવણ કહે છે કે દુન્યાના લોકોમાંથી જે શખ્સ હઝરત ઝરથુસ્ત્રનો શીખવેલો ખરો માર્ગ લોકોમાં સમજાવવાની કોશેશ કરે તેજ શખ્સ ઝરથુસ્ત્રને ખુશ કરનાર અને દાદારનો દોસ્ત છે. માટે એ ઉપરથી સાર નીકળી શકે છે કે દરેક જરથોસ્તીની ફરઝ છે કે દુન્યાના લોકોને ખરો માર્ગ જે મઝદયસ્ની ધર્મ છે તે સમજાવીને તેઓને બુરા રાહ ઉપરથી પાછા ફેરવવા કે જેથી તેઓ દાદારના દોસ્ત થવા લાયક થાય.

એવણ તરફના પુરતા માન સાથે હમોને કહેવું પડે છે કે એવણનો તરજુમો ખામીભરેલો છે તે કોઇબી જોઇ શકશે. પણ એજ તરજુમાને માન્ય રાખીએ તોબી તેમાંથીબી વટલાવવાનો અર્થ તો નીકળતોજ નથી. કેમકે એમ ધારવાનું કંઇબી કારણ નથી કે લોકોને બુરા રાહથી ફેરવવા, એમ શરેહમાં

એવણુ કહે છે, તે બુરા રાહમાં એવણુ બીજી દીનોને મુકતા હોય. પણુ જો એમ મુકે તો પછી તો કંઇ કહેવાનું રહયુંજ નથી. પછી તો એમ માનવાનું કારણુ મળે કે **ફ્રેરસ્રૂઇદ્દયાઇ એરેદ્દવો** શબ્દનો અર્થ જે દીનના સિધાન્તો શીખવવા બતાવવાને લાયક એમ થાય છે–તેને એવણુ ખરો માર્ગ સમજાવવા લાયક છે એમ કરે તેમાં કંઇક મતલબ સમાયલી હોય. સિધાન્તોને શીખવવા બતાવવામાં ખાલી ખરા અને ખોટા માર્ગજ બતાવવાનું શીખવતા નથી; એ ઉપરાંત ઘણી ચીજો હોય. ત્યારે તે બધી ઘણી ચીજોના શીક્ષણોમાંથી ખાલી એક શીક્ષણુ દીનનો ખરો માર્ગ શીખવવો એમ અર્થ બતાવે તો તે અધુરો માટે મતલબ સારવાનો કહેવાય. **ફ્રેરસ્રૂઇદ્દયાઈ** શબ્દ **ફ્ર**=આગળ જવું એટલે વૃધ્ધી કરવી અને **સ્રૂઇદયાઇ**નો બનેલો છે. **સ્રૂઇદ્દયાઇ** શબ્દ **સ્રૂ**=સાંભળવું સંભળાવવું ઉપરથી સામાન્યરૂપ infinitive છે. એમ આ શબ્દમાં વૃધ્ધી માટેનું સાંભળીને સંભળાવવું એટલે કુદરત તરફથી શીખીને શીખવવું એમ અર્થ થાય. **એરેદ્દવો** શબ્દમાં ચઢતા દરજ્જાનો એટલે લાયક એમ અર્થ થાય છે. **સ્રૂઇ-દ્દયાઈ**ના જાહેર કરવાના–શીખવવાના અર્થમાં શીખવવા માટેના ઘણા શીક્ષણો –સીધાન્તો–ચીજો હોય એમ **સ્રૂઇદ્દયાઇ** શબ્દનો અર્થ કહે છે; અને તે બધું શીખવવામાં ખરો માર્ગ બતાવવાનું શીક્ષણ એક હોય. પણ તે બધામાંથી ખાસ ખરો માર્ગ બતાવવો એમ અર્થ કરવો અને બીજુ કંઈ ખોટા માર્ગનું છે એમ મોઘમમાં રાખવું તે કંઇ મતલબ સારવા માટેનુંજ હોય. દીનના શીક્ષણો–સીધાન્તમાં એક શીક્ષણુ–સીધાન્ત છે કે દીનો દાદારે કીધી છે, માટે તે દીનો ખરા માર્ગ ઉપરજ છે. પછી જો **ફ્રેરસ્રૂઇદ્દયાઇ**નો અર્થ ખરા માર્ગ બતાવવાનો કરી બીજી દીનોને બુરા માર્ગની કહેતો તે **ફ્રેરસ્રૂઇદ્દયાઇ**ના અર્થથી ઉલટું કહેવાય. આપણે ખુદ ગાથામાં જોયું કે દીનો તો દાદારનીજ છે. પણ દીનોમાં દેવ ઘુસવો જોઇએ નહી. માટે તો ઝરથોસ્તી દાનમાંનો દરેક સભ્ય કુસ્તી સુદરેહના બખ્તરથી સજ થઇને તરીકતો પાળીને દીનના સેપાહ તરીકે ઉભો રહી, પાવમહેલની કીલ્લેબંદીને ટેકવ્યાજ કરે છે. આ પાવમહેલ બધી દીનોના કેહર્પોને પોતાની કીલ્લેબંદીમાં રાખીને તેઓને ટેકવ્યા કરે છે.

એમ ત્યારે આ ફકરામાંથી વટલાવવાનો અર્થ નીકળતો નથી તે જોઇ શકાશે.

## (૯) વટલાવવા માટેની શહાદત તરીકે ટાંકેલો હા ૩૦-૧૧.

જેમાંથીબી વટલાવવાનો અર્થ નીકળતો નથી તે જોઇએ.

અવસ્તા આ છે :—

**(૧) હુયત[1] તા[2] ઉર્વાતા[3] સષથા[4] યા[5] મજદાઓ[6] દદાત[7] મષ્યાઓંઘ્હો[8]**

**(૨) ખ્રીતિચા[9] એનેઇતી[10] હુયત્ચા[11] દરેગેમ[12] દ્રેગવોદેબ્યો[13] રષો[14]**

**(૩) સવચા[15] અષવબ્યો[16] અત્[17] અઇપી[18] તાઇશ[19] અંઘ-હુઈતી[20] ઉશતા.[21]**

તરજુમો :—

ત્યારે[1] ‖ અએ માનવો[8] ‖ મઝદાએ[6] ‖ તે બે[2] ‖ આશીરવાદીક ફ્ર-માનો-ફરમબક્ષેશો[3] (નામે અવસ્તા અને તેની ઝંદ) ‖ જે[5] ‖ આપેલા છે[7] (તે) ‖ તમો શીખશોજ,[4] ‖ તેઓ ખુદ[9] (પોતાવતપણું આપનારા એટલે દુરૂજથી મુકિત આપનારા છે) ‖ તકલીફ જે દુરૂજની છે તેને દુર કરનારા-દુરૂજની તકલીફ વગરના, હવસોરહીત કરાવનારા[10] (છે. જન્મ મરણના એજાબમાંથી બચાવનારા છે) ‖ એમ ત્યારે[11] (આ સીધ્ધ થાય છે કે) ‖ તે ફરમાનોથી દુર જનાર-ભડકીને નાહસી જનાર-અોઇથી દુર જનાર પાપી માનવ માટે[13] ‖ લાંબા કાળ લગી[12] ‖ દીલનું જખમાનું-અફસોસ-પશ્ચા-તાપ[14] (છે) ‖ તે ફરમાન પ્રમાણે ચાલીને અંષોઇ મેળવનાર આષવનોને[16] ‖ હમેશગીનો ફાયદો[15] (છે) ‖ એમ ત્યારે[17] ‖ તેઓની[19] ‖ (તે ફર્માબક્ષેશની એટલે અવસ્તાની) ‖ વાતાવરણ[18] (અસરો) ‖ હમેશનું અમર સુખ[21] ‖ (આપનાર) હોય છે.[20] ‖

આ તરજુમો ગ્રામરના નીયમ પ્રમાણેનો તેમ પહેલવીના કદીમ તરજુમા મુજબનો છે, જે કંઇક રીતે આજના તરજુમાઓથી ફરકમાં રહે છે. આ તરજુમો એમ કહે છે કે ફરમાનો જે આપેલા છે તે અવસ્તા અને ઝંદ છે. અવસ્તા અને ઝંદ બેઉ **ખ્રીતિચા એનેઇતિ** છે એટલે પોતે સાબેત છે એટલે પોતાવતપણું આપનાર અને દુરૂજની તકલીફ હવસોથી મુકત કરનારા છે. **ખ્રીતિચા એનેઇતિનો** અર્થ આજે સુખ દુખ તરીકે કરે છે તે હમોને વાજબી લાગતો નથી. આ શબ્દોની સમજ માટે ગાથા રીરીઝ ૩) હા ૩૦ વાંચવા

હમો ભલામણ કરીએ છીએ. મઝદયસ્ની આલમ જે અષો ઝરથુસ્ત્રના જમાનામાં હતી તેઓને પુરી રીતે આ ફકરો લાગુ પડે છે. અષો ઝરથુસ્ત્રના જમાનામાં મઝદયસ્નિ દીન તેના અખંડ આકારમાં હતી. અખંડ એટલે ચારેચાર પેટા દીનો જેઓ તે વખતે અચ્ચાંરૂપ હોઇને મઝદયસ્નિ દીનનું દુધ પી રહી હતી તેવા **મઝિશ્ત**પણામાં કુલ્યાતીપણામાં–અહોળા વીસ્તારની થઈ રહેલી હતી. તે વખતે જે જે રૂવાનો જગત ઉપર ઉતરતા હતા, તે બધાજ ચહડ ઉતર મરતબાના બરજીસી વર્ણના રહેતા હતા. તે વખતે **દ્રવાઓ**નો ભેદ જગતમાં પુર જોશથી કામ કરતો હતો. દેવો માનવરૂપમાં ફરતા હતા એટલે અરવાહી આલમની શકિતઓ માનવરૂપમાં ઉતરીને **મષ્યાઓઘહો** કુલ માનવો જેઓ બરજીસી વર્ણના રહેતા તેઓને પોતાના અઘ–માંથ્રથી, દુઝ–માંથ્રથી એટલે બુરા શકિતવાળા કુદરતની કાળી બાજુના જોરમંદ મંત્રોની બુરી લાલચોથી પોતા તરફ ખેંચી રહી હતી. એમ જગતમાં તે વખતે એટલે ઝરથુસ્ત્રની અગાઉ જે જડવાદ તે દેવોએ જમાવેલો હતો, તે ત્યાર પછીના એટલે ઝરથુસ્ત્રોની પછીના ઝરવાને દરેઘો ખદાતમાંના વર્ષમાં કદીબી થશે નહિ;–સીવાય કે ઝરવાને દરેઘો ખદાતના છેડા ઉપર થશે, કે જ્યારે ગેતીનો નાશ જગરેલથી થશે. ઝરથુસ્ત્રના વખતમાં જગતનો નાશ દેવોથી થતો ઝરથુસ્ત્રે આવા **ર્બાતિચા એનેહતી**ના માંથ્રોથી અને યસ્નોથી અટકાવેલો હતો; પણ દરેઘો ખદાતના છેડા ઉપર જડવાદનો રોહ એવો તો વધી જાય છે કે માતા અને દીકરા અને ભાઈ અને બહેન વચ્ચેબી અનીતીનો પ્રચાર ચાલી રહે છે. આવી અધમતાને સુધારવા જગરેલનો નાશજ તે દાદારની હીકમત–અહુનવઈર્યમાં જણાયલો છે. ત્યારે આ ફકરો મઝદયસ્ની દીનના જનસમાજને, જે કુલ આલમમાં તે વખતે એખલોજ હતો તે જનસમાજને, દેવોથી જુદા નોખા થઈને, તે **ઉરવાતા** આશીરવાદીક ફરમાનો જેઓ **અવસ્તા**ના ભણતર તરીકે અને ઝંદ કહેતાં તે અવસ્તા ભણતરો સાથે જોડાયલી સમજ તરીકે છે એટલે તે માંથ્રોના ભણતરના ભણવાની સાથે સાથ જીંદગી ગુજારવાની રીતીઓ–તરીકતો તરીકે છે, તેઓને પાળવા ફરમાન આપે છે. તે ફરમાનો જેમાં માંથ્ર ભણવાનું અને ઝંદ પ્રમાણેની તરીકતો પાળવાનું છે, તેથી અષવન થવાએ સુખ મળે અને નહી તો દ્રવંદ કહેતાં અષોઇથી દુર જવાય અને દુખ મળે. આ તરજુમામાં ત્યારે અનેક ધર્મોની વાત નથી તો પછી તેમાં વટલાવવાની વાત તો હોયજ કયાંથી?

પણ બીજી રીતના જે તરજુમાઓ થયા છે તેઓમાંથીબી વટલાવવાનો અર્થ જરાબી નીકળતો નથી તે જોઇશું. આપણે ખુદ એરવદ તેહમુરસ્પ અંક-

લેસરીઆનો તરજુમો જોઇશું. જે તરજુમો આ એરવદ અંકલેસરીઆ આપે છે તેમાંથીબી વટલાવવાનુ દીનમાં છે એમ સાર નીકળતો નથી તે જોઇએ અને વટલાવવા માટેનો જે સાર આ એરવદ અંકલેસરીઆ તેમાંથી કાઢે છે તે તેમાંથી નીકળતો નથી તે જોઇએ.

## એરવદ તેહમુરસ્પ અંકલેસરીઆ તરજુમો કરે છે કે:—

ઓ માણસો! તમો તે બે ફરમાનો શીખો જે અહુરમઝદે આપેલા છે (તે એ કે કરણી મુજબ) સુખ તથા દુખ (છે). દરવંદોને (ઝરથુસ્ત્રનું ફરમાન નહી સાંભળનારાઓને) લાંબા વખત સુધીનો જખમ છે અને અષો લોકોને (ઝરથુસ્ત્રનું કહેલું સાંભળી રાસ્તીના માર્ગ ઉપર આવનારાઓને) ફાયદો (હાંસલ) છે. અને તેજ (ફરમાનોની) મારફતે (છેવટનું મોટું) સુખ થશે.

આ ફકરામાં એમ કહે છે કે કરણી પ્રમાણે કાં તો માણસને સુખ મળે કે દુખ મળે. હવે સુખ અને દુખ કોણને મળે તે માટે પછી કહે છે કે દરવંદોને દુખ મળે છે અને અષવનોને સુખ મળે છે. દરવંદો જ્યારે દુખથી આજેજ થશે અને સુખ લેવા તૈયાર થશે, ત્યારે દ્રવંદોબી અષવનોની માફકજ દીનના કાનુનો પાળી અષવન થઇને સુખ લઇ શકશે. પોતે દરવંદ અને અષવનની વ્યાખ્યા આપે છે કે દરવંદો તેઓ છે કે જેઓ ઝરથુસ્ત્રના ફરમાનોને સાંભળતા નથી. અષવનો તેઓ છે કે જેઓ ઝરથુસ્ત્રનું સાંભળીને રાસ્તીના માર્ગ ઉપર જઈ રહે છે. અષવનો ઝરથુસ્ત્રના ફરમાનો પાળીને રાસ્તીના માર્ગ ઉપર જાય છે તો તેથી એમ સીધ્ધ થાય છે કે દરવંદો જેઓ ઝરથુસ્ત્રના ફરમાન પ્રમાણે ચાલતા નથી, તેઓ રાસ્તીના માર્ગ ઉપર નથી એટલે જુઠ્ઠાઇના માર્ગ ઉપર છે. શું આવી વ્યાખ્યામાંથી વટલાવવાનો અર્થ નીકળે છે? ના, નહિજ. ત્યાં તો જુઠ્ઠાઓને રાસ્તી ઉપર ચાલવા કહે છે. શું દીનો જે અન્ય છે તેઓ જુઠ્ઠાઈ ઉપર રચાઇ છે? એમ એ એરવદ સાહેબ કહીને પારકી દીનવાલા બધાનેજ એક લાકડીએ હાંકી તે બધાને જુઠ્ઠા કહેવા માંગે છે? હમો નથી ધારતા કે એવણ એમ કદીબી કહે. એમ છે તો પછી આ ખુલ્લું થઇ રહે છે કે મઝદયસ્નિ તરીકેજ કેટલાકો એવા છે કે જેઓ દીન પ્રમાણેના અષોઇના કાનુનો પાળતા નથી. માટે તેઓ દરવંદ છે, દુખને પાત્ર છે. જ્યારે બીજાઓ ઝરથુસ્ત્રના અશોઇનો કાનુનો પાળી સુખ મેળવે છે. પણ જ્યારે મઝદયસ્નિ દીનમાં રહીને, દીનના ફરમાનને ઠોકરે મારનાર દરવંદ, દુખથી કંટાળીને તે દીનના અશોઇના ફરમાનો પાળશે ત્યારેજ

તેને સુખ મળશે. હયાં ત્યારે વટલાવવાની વાતજ આવતી નથી. હયાં ધર્મોની વાતજ નથી. પણ સચ્ચાઇના અશોઇના કાનુન ઉપર જવાની વાત છે. પણ જો બીજા ધર્મો છે એમ મનાય, તો એમ અર્થ થાય કે તે બીજા ધર્મો પ્રમાણેની અષોઇની રીતી–કાનુનો પાળવાનો તેમાં હોકમ છે. તેમાં કંઇ વટલાવવાની હકીકત છેજ નહી. સીરફ અષોઇના કાનુન પાળવાની ભલામણ છે.

**પણ એરવદ અંકલેસરીઆ પોતે શું સાર આપે છે તે જોઇએ:–**

એવણ કહે છે કે અષો ઝરથુસ્ત્રે જાહેર કીધેલા અહુરમઝદના હોકમો અથવા કાયદાઓ શીખવાને ચોકસ ટોળાને નહિ પણ દરેક માણસને ભલામણ કરવામાં આવે છે કે જે હોકમો સાંભળી તે મુજબ ચાલનારા દરેકને મોટું સુખ આપનાર છે અને તે હોકમો સાંભળી તે મુજબ નહી ચાલનારાઓને મોટું દુખ ઉપજાવનારા છે. **એ ઉપરથી એ સાર નીકળે છે કે દરેક માણસે એ હોકમો શીખી ઝરથોસ્તી ધર્મમાં છેવટના સુખને માટે દાખલ થવું તેના હકમાં લાભકારક છે.** છેલ્લી બે લીટીઓમાં કહેલો તે સાર કઇ રીતે એવણના તરજુમામાંથી નીકળી શકે એ સમજાતુંજ નથી. જો એવણ એમ માનતા હોય કે તે વખતે મઝદયસ્ની ધર્મ હતો, બીજા ધર્મ હતા નહિ, તો પછી એમ અર્થ થાય કે જેઓ ઝરથુસ્ત્રના ફરમાનોને તોડે છે તેઓએ તે ફરમાનો પાળવા. એમાં ધર્મમાં દાખલ થવાની વાત આવે નહિ; કેમકે ધર્મમાં દાખલ થવું કરીને કહે ત્યારે બીજા ધર્મો હોવા જોઇએ. અને જો એવણ એમ માનતા હોય કે બીજા ધર્મો છે તો પછી તે ધર્મોમાં જે અશોઇના કાનુનો હોય તે પાળવા કે જેથી સુખ મળે એમ અર્થ નીકળે. આપણે કેમ એમ કહી શકીએ કે એવણ બીજા ધર્મોને જુઠ્ઠા ગણે છે. એવણને કેમ એવો અન્યાય આપીએ. ત્યારે એવણનો છેલ્લી લીટીનો સારજ એવણના તરજુમામાંથી નીકળતો નથી. એવણ ભુલે છે એ સાધ્ધ થઇ રહે છે. બીજી દીનો જુઠી છે એમ કહીને દાદાર અને દીનના ચોર થવાનું નથી. કેમકે તેથી મઝદયસ્નિ દીનને હલકુ લાગે છે. વળી અષોઇના કાનુનો ઝરથોસ્તી દીનમાં રૂપીએ ૧૬ આની છે; જ્યારે બીજી દીનોમાં થોડા છે એમ કહેવાય. જો એકસરખા અષોઇના કાનુનો દરેક દીનમાં દાદાર આપતે તો પછી જુદી જુદી દીનો કરવાની દાદારને જરૂરજ શું રહેતે? પણ બધા માનવો કુદરતી રીતે એકસરખી એવી ઐરદ તેમ કેશારા–કર્મબંધન રાખી શકતા નથી, કે જેથી તેઓ અશોઇના પુરા કાનુનો પાળી શકે. માટે તો જુદી જુદી દીનો

થઇ છે, કે જેઓમાં અમુક માણસો પોતાની ખેરદ અને કેશાશ પ્રમાણેના અશોઇના કાનુનો પાળીને વધુ આગળ જાય.

પણ દીનોમાં અશોઈના કાનુનો જરાબી નથી–દીનો જુદ્દી છે એમ કહેવાયજ નહિ. ખુદ ગાથામાં કહે છે કે **દએનાઓ**=ધર્મો દાદારે કીધા છે. તે દરેક ધર્મમાંથી **હુકેરેત** એટલે સાચ્ચો ભલો માણસ સુખ મેળવે છે વીગેરે. હમુને તો એમ લાગે છે કે એવણ તો કાઇબી રીતે દરેક ફકરામાંથી પોતાની માન્યતા મુજબનું વટલાવવાનું શોધવા માંગે છે; માટે દરેક ફકરાના પોતાના કીધેલા તરજુમામાંથી વટલાવવાનો સાર ગમે તેમ કરી, તાણી તોડીને લાવે છે. પણ એ બધામાં એવણ પુરી રીતે નીષ્ફળ ગયા છે.

## (૧૦) વટલાવવાની શહાદત માટે ટાંકેલો ફકરો હા ૩૧-૧૮. આ ફકરામાંબી વટલાવવાનો અર્થ છેજ નહી તેની વીગત.

**મા[૧] ચિશ[૨] અત[૩] વે[૪] દ્રેગવતો[૫]—માંથ્રાસ્ચા[૬] ગુશતા[૭] સાસ્ના-ઓસ્ચા.[૮]**

**આ જી[૯] દેમાનેમ[૧૦] વીસેમ[૧૧] વા—પોઇથ્રેમ[૧૨] વા દખ્યુમ[૧૩] વા આદાત.[૧૪]**

**દુષિતાચા[૧૫] મરકએચા[૧૬] અથા[૧૭]—ઇશ[૧૮] સાજદૂમ[૧૯] સ્નઇથિષા.[૨૦]**

હમારો તરજુમો:—

એમ ત્યારે[૩] ‖ તમારામાંના[૪] ‖ કોઇએબી[૨] ‖ દ્રવંદના–અષોઇથી દુર જનારના[૫] (મોઢાથી) ‖ માંથ્રોને[૬] ‖ શીખામણોને[૮] ‖ સાંભળવા[૭] ‖ નહિ.[૧] ‖ કારણ કે[૯] ‖ ઘરને[૧૦] ‖ મોહલ્લાને[૧૧] ‖ શહેરોને[૧૨] ‖ પરગણાને[૧૩] ‖ દુખ-સંકટમાં[૧૫] ‖ સંતાપ-વિલાપમાં[૧૬] ‖ (તે દ્રવંદ પોતાના બુરા ફતવાઓથી) સોંપે છે–નાંખે છે[૧૪] ‖ માટે તો[૧૭] ‖ હથીઆરથી[૨૦] (તરીકતના પાલનની ખુબીથી) ‖ તેઓને[૧૮] (તે આશમોઘના દીન વીરધના ફતવાઓને) ‖ તોડી પાડવાજ જોઇએ.[૨૦] ‖

ઉપરના ફકરાનો શો સાર છે? ત્યાં દરેગવંત (દ્રવંદ)ની તેહકીક છે. દરેગવંત કોણને કહે? દરેગવંત (દ્રવંદ)ના અર્થ માટે તેનું મુળ જોઇએ.

દરેગવંત શબ્દ 'દ્રુ' નાહસી જવું-દુર જવું ઉપરથી વર્તમાન કૃદંત તરીકે છે. નાહસી જનાર-દુર જનાર એટલે અશોઇના ફરમાનો-તરીકતો નહી પાળનાર. દરેગવતો શબ્દ દરેગવંતનો ૬/૧ નો આકાર છે. હયાં કહે છે કે દરેગવંત જે અશોઇના કાનુનો પાળતો નથી તે-તે કે જે દીનમાં છે છતાંબી તરીકત પાળતો નથી, તેના મોંઢેથી તેની પાસેથી દીનની બાબદો શીખવી નહિ. હયાં દેવયસ્ની ધર્મની વાત કહી નથી. હયાં તો માંથ્ર અને સાસ્ના જે મઝદયસ્ની દીનનાજ છે તેઓને, તે આદમી પાસેથી શીખવા નહી કે જે માણુસ તરીકત ઉપર સાબેત હોય નહિ-દીનની અષોઇની તરીકતો માને નહિ અને પાળે નહિ; ના, વીરૂધ બોલે અને દીનના માંથ્રોનો ભેદ સમજતો હોય નહિ.

**પહેલવી તરજુમામાં સમજ આપે છે કે:—'અઘ મિન અહર મોકાનો અવેસ્તાક વ ઝન્દ અલ ન્યોખ્શેદો**=આશમોઘ પાસેથી-ઝરથોસ્તી હોવા છતાં ઝરથોસ્તી **દીન** ઉપર ચુંથણા પાડી દીનની તરીકતોથી દુર જઇ દીનને ધા કરનાર પાસેથી અવસ્તા અને તેની તાવીલ ઝંદ સાંભલવી નહિ. હયાં **માંથ્રાસ્પા** શબ્દ આપેલો છે જે દીનના માંથ્રો માટે છે. જો દેવયસ્નીના માંથ્રો કહેવા ધાર્યા હતે તો **અઘ-માંથ્ર** કે **દુઝ-માંથ્ર** કહેતે. વળી **સાસ્નાઓ** શબ્દ તો ભલી દીનના શીક્ષણો માટેજ છે. દેવયસ્નિની દુઝ દએન કે અઘ દએન માટે નથી. વળી દએવયસ્નિઓની બુરી દીનના માંથ્રો કહેવા માંગતે તો **દએવયસ્નાન** શબ્દ અને **દુઝ-દએન** કે **અઘ-દએન** અને **દુઝ-માંથ્ર** કે **અઘ-માંથ્ર** શબ્દો વાપરતે. વળી બીજું નોંધવાનું છે કે હયાં **દ્રેગવતો** શબ્દ છઠ્ઠી એકવચનમાં વાપરેલો છે એટલે દરવંદ તરીકે રહેનારની એમ અર્થ થાય. દરવંદ તરીકે આ રહેનારની પછી અમુક શબ્દને અધ્યાહાર રાખે છે. એટલે દરવંદ તરીકે રહેનારની જબાન એમ કહેવા ધારે છે. જો દરેગવંતો શબ્દ બહુવચનમાં વાપરે તો કદાચ દેવયસ્નાનનો અર્થ આવતે એટલે દ્રવંદોની **દીન**ના શીક્ષણો એમ અર્થ આવતે. પણ એકવચન દરેગવતો શબ્દને લાગેલો છે તે તો ઝરથોસ્તી દીનના શીક્ષણને શીખવનાર એક દરવંદ કહેતાં મઝદયસ્ની હોવા છતાંબી તરીકત અષોઇને નહી માનનારો એમ અર્થ થાય. વળી પહેલવી તરજુમામાંબી માંથ્ર દીનનાજ કહેવા ધારેલા છે અને તેઓને અવસ્તા તરીકે કાંઉસમાં કહેલા છે અને સાસ્નાઓ માટે ઝંદ તાવીલનો અર્થ કાંઉસમાં આપેલો છે. પછી કહે છે કે અષોઈ નહિ માનીને પાળનાર પાસેથી દીન શીખવે શું થાય છે? દીનની તરીકતોની સામેનું એટલે અષોઇના કાનુનોને પાળવાની સામેની સમજ આપવે **દેમાને**

ઘરને દુખમાં નાંખે છે એટલે ઘરમાં પળાતી તરીકતોને–અષોઈની રીતે રહેવાની તરતીબોને, નહી પાળવે ઘરમાંથી ઝરથોસ્તીપણું નીકળી જઈ દરવંદી એટલે અષોઈથી દુરની ગેરવ્યવસ્થા ઉભી થાય છે કે જેથી ઘેરના સભ્યોના અંતકરણો જડ થઈ જાય છે જેથી દુખજ ઉભુ થશે. મહોલ્લાને દુખમાં નાખે છે–તે એ કે કુટુંબ તરીકત નહિ પાળે, દુર બેસવાનું વીગેરે નહી પાળે તો તેથી આખો મહોલ્લો હમરીત પતરીતના ગુનાહમાં સંડોવાય છે; તેઓના વહેવારમાં જડપણું આવે છે. એવીજ રીતે ષોઇથ્ર એટલે શહેરને દુખમાં નાખે છે એટલે શહેરની ધારમીક સંસ્થાઓની પાવીકતને નુકશાન કરે છે અભડાવે છે, જેથી જરથોસ્તી શીક્ષણો ઉપર એબ પડે છે અને દખ્યુને આખા પરગણાને દુખ સંકટ પહોંચે છે, એટલે પછી પ્રજા ધીમે ધીમે ઓદીન જેવી થઈને ગુજરેલાને યસ્નથી ઠેકાણે પાડવામાં બેદરકાર થઈ જાય છે. પછી કહે છે કે જો કોઈ એક કુટુંબ કોઈ અષોઇને નહી માનતા શીખવનારથી ઓદીન થઈ જાય તો હથીઆરો જે તરીકતના આપેલા છે–યસ્ન જે આપેલી છે તેવા અલંકારીક હથ્યારોથી તેઓની હારમોકીને તોડી પાડો એટલે તરીકતના પાલનની ખુબી તેઓને સમજાવીને તેઓને ઠેકાણે લાવો. તરીકતની ખુબીને ઇલ્મથી સમજાવો તેમ અમલદારોના પ્રતાપથી તેઓની બુરી થતી મનસ્નીને તોડીને ભલી કરો.

ઝરથોસ્તી જમાનમાં એવા હારમોકાનોને શીક્ષા કરતા હતા એટલે તેઓને શીક્ષા કરી–સમજાવી મારીને ઠેકાણે લાવતા હતા તે પહેલવી તરજુમા ઉપરથી સમજાય છે.

ત્યારે આ ફકરામાં વટલાવવાની વાતજ નથી. તે ફકરો કંઇ જુદીજ બાબદને સમજાવે છે.

**હવે એરવદ અંકલેસરીઆનો તરજુમો જોઇએ કે જેમાંથીબી વટલાવવાનો અર્થ નીકળતોજ નથી.**

એવણ તરજુમો કરે છે કે :—

તમારામાંના કોઇબી દરવંદના (બુરા) માંથ્રો અને શીક્ષણો શીખામણો મા સાંભળતા. (તે માંથ્રો શીખામણો) ઘરને મહોલ્લાને શહેરને દેશને ખચ્ચીત દુખ અને મોહતમાં લાવી નાખનારા છે. એટલા વાસ્તે તમો તેઓને (તે બુરા માંથ્રો અને શીખામણો આપનારાઓને) (તકરાર) ના હથ્યારોએ કરી મારી કહાડો.

ઉપલા તરજુમામાં એવણુ માંથ્રોને બુરા તરીકે કાંઉસમાં ગણે છે તે ખરેજ વાજબી નથી. કેમકે જો બુરા માંથ્ર કહેવા ધાર્યા હતે તો **અઘ-માંથ્ર** કે **દુઝ-માંથ્ર** શબ્દ વપરાતેજ કે જે શબ્દો બુરા માંથ્રોને માટે ખાસ રીતે દીનમાં આપેલા છે અને ઘટતે ઠેકાણે વપરાયલા છે. છેલ્લે કહે છે કે તે દરવંદને તકરારથી મહાત કરો. એમાં વટલાવવાનો અર્થ કયાં આવ્યો. વળી દરવંદ એટલે અષોઇથી દુર જનાર એમ અર્થ છે તેને મહાત કરો એટલે તકરારથી તેને અષોઇ પાળતો કરો એમ અર્થ થાય. જો જુદી જુદી દીનવાળાઓ વચ્ચે તકરાર હોય એટલે કોણુની દીન સરસ છે તે માટેનો વાદવીવાદ બે હરીફો વચ્ચે હોય અને તેમાંનો એક હરીફ સામાને મહાત કરે તો એમ અર્થ થાય કે સામો હરીફ પોતાની દીન સરસ છે એમ કહી શકતો નથી. પણુ તેથી કંઇ તે પેલી દીનમાં વટલાઇ જતો નથી. તે તો તેની દીનમાંજ રહે છે. વળી જો એકજ દીનના સભ્યો વચ્ચે તકરાર હોય અને તેમાં એક જે અષોઇની તરીકત નહી માનનારો અને તેથી દરવદ હોય અને બીજો તરીકત પાળનાર હોય અને તે દરવંદ જો તકરારમાં હારે તો એમ અર્થ થાય કે તે દરવંદ પછીથી અષોઇના કાનુન ઉપર ચાલવું જોઇએ એમ અકકલ પકડતો આવે. આવો સાર એવણુનાજ તરજુમા ઉપરથી સાફ સાફ નીકળે છે એ તો વાંચનાર જોઇ શકશે. ત્યારે એવણુ જે સાર આપે છે તે દરોબસ્ત નથી કે જે સાર એવણુના કરેલા તરજુમામાંથી નીકળતોજ નથી તે સહેલાઇથી વાંચનાર જોઇ શકશે.

**એવણુ સાર કાઢે છે કે:—**

જેઓ દરવંદના માંથ્રો પ્રમાણે ચાલી પોતાને પીડામાં નાંખનારા હોય તેઓને દરેક જરથોસ્તીએ પોતાના રહેનુમા જરથોસ્તના કદમે ચાલી પોતાના ભલા માંથ્ર શીખવી પોતામાં દાખલ કરી તેઓને છેવટના દુખથી મોકળા કરવા.

શું આવો સાર એવણુના તરજુમામાંથી નીકળે છે? ના, નહીજ એ કોઇબી જોઇ શકશે. વળી એવણુ દરેગવતો શબ્દ જે એકવચનમાં છે તેને ઝરથુસ્ત્રની આગમચના દેવયસ્ની ધર્મ ફેલાવનારાઓ તરીકે લે છે. ગ્રામરને કાયદે તેમ સાધારણુ અકકલથી એ સીરફ ખોટું છે. એકવચનનો શબ્દ બહુવચનનો અર્થ કઇ રીતે લાવી શકે. વળી એવણુ **માંથ્ર** શબ્દને બેઉ રીતે પોતાના સારમાં વાપરે છે ભલા માંથ્ર તેમ બુરા માંથ્ર. જો એમ માંથ્રને વાપરવા ત્યાં માગ્યા હતે તો બુરા માંથ્રનો શબ્દ જે **દુઝ-માંથ્ર** છે-**અઘ-માંથ્ર** છે તે કાંય નહી વાપર્યો હતે. માંથ્ર શબ્દ તો ભલા માંથ્ર તરીકેજ વપરાય છે.

## (૧૧) વટલાવવાની શહાદત તરીકે ટાંકેલો હા ૪૫-૧ નો ફકરો.

અત[1] ફ્રવક્ષ્યા[2] નૂ[3] ગૂષાદુમ[4] નૂ[5] સ્રઓતા[6]
ચએચા[7] અસ્નાત[8] ચએચા[9] દૂરાત[10] ઇષથા[11]
નૂ[12] ઇમ[13] વીસ્પા[14] ચિથ્રે[15] જી[16] મજદાઓંઘહો દૂમ[17]
નોઇત[18] દઇબિતીમ[19] દૂશ-સસતિશ[20] અહૂમ[21] મેરાંષ્યાત[22]
અકા[23] વરના[24] દ્રેગવાઓ[25] હિજવા[26] આવેરેતો.[27]

તરજુમો :—

(તમો) જેઓ[7] || નજદીકથી[8] || (તમો) જેઓ[9] || દુરથી[10] (આવેલા છો દીન માટે) || તલબગાર થયા છો[11] || તો હવે[1] || હું દીનને જાહેર કરૂં છું[2] || (મગવપત અને એરવદપણાના ભેદોને બતાઉં છું કે જેને માટે) || હમણાજ[3] (આ વખતથીજ આ હૈયાતીમાં) || કાનોને ખુલ્લો કરો[4] (કેહર્પના ચખ્રોને ખીલવી એ કાનોને તેઓ સાથે જોડીને મીનોઈ સમજે તેવા કરો અને તેથી) || હમણા[5] (આ જીંદગીમાં) || કુદરતના ભેદી નાદોને સમજો.[6] || હમણાજ[12] || આ[13] (જીંદગીમાંનીજ તમારી નાની દુન્યાઓમાં) || બધા[14] (તમો) || બરાબર ખુલ્લી રીતે[15] || ખરેખરના[16] || નાના મઝદાઓ-પુર્ણ જાણકાર અમલદારો થશોજ.[17] || (કે જેથી) || બુરાઇનો શીખવનાર[20] (ધનામીન) || બીજી વખતે[19] (તન-પસીનના વખતે) || હૈયાતીને[21] || (તનોમંદ હાલત સુક્ષ્મ થતી વખતે) || બરબાદ કરશે[22] || નહી.[18] || ગેરબંદોબસ્તીવાળા, અશોઇથી ઉલટા[23] || તરીકાથી-માન્યતાથી[24] || (તેવી) જબાનથી[26] || અશોઇને ધીકકારનાર બુરો માણુસ[25] || આડે માર્ગે ગયલો[27] (રહે છે). ||

આ ફકરો ઘણો મોતેબર અને ભેદી છે. એમાં ઉંડી હકીકત પડેલી છે. પહેલવી તરજુમાની મદદથી અને ગ્રામરની મદદથી એ ફકરામાં ઉંડી ક્ષ્નુમીક હકીકત પડેલી દેખાઈ આવે છે. શું આ ફકરો વટલાવવા માટેનો છે?

એ ફકરાને જો વટલાવવા માટેનો લેખીએ તો એક ચક્રવતી શાહને ગાદી ઉપરથી ઉઠાડીને ચીઠડે હાલ કરીએ તેવી ગતી તે ફકરાના મોતેબરપણાની થાય. આ ફકરો તો મોટા અમલદારો થઇને, ખુદ ઉસ્તા મેળવીને, જગતને ઉસ્તા મેળવી આપવાની હકીકત બતાવે છે. હયાં કહે છે કે તમો પાસેથી આવેલા છો, દુરથી આવેલા છો, તમો દીનનો ભેદ સમજવા માંગો

છો, તમોને દીન જાહેર કરું છું. પાસેથી આવેલા છો તેમાં સીરફ પાસેના મુલકમાંથી આવેલા છો એવોજ અર્થ નથી. પણ તેમાં રૂવાનીક વૃધ્ધી પામેલાઓનો–, બરજીસની જમાનની વર્ણમાં ઉંચે ચઢેલાઓનો ભેદ છે. તેમ દુરથી આવેલાઓમાં સીરફ દુરના દેશનો અર્થ નથી. પણ તમો કે જેઓ કેશાશી છો, કર્મબંધનથી સપડાઇ જવે રૂવાનીક વૃધ્ધીમાં છેટે છો, એટલે તમો કે જેઓ બરજીસી વર્ણમાં તુરતના દાખલ થયલા છો, માટે અન્ય વર્ણનો પાસ અને ખુરો કેશાશ હજુર ખાંધ ઉપર ભાર તરીકે રાખો છો, એવો અર્થ બતાવે છે. પછી કહે છે કે **ફ્રવક્ષ્યા** દીન શીખવીશ. આ શબ્દમાં **વચ** બોલ છે જે માંથ્રો યસ્નો માટેના મોટા અમલનો ઇશારો કરે છે. પહેલવીમાં **અઈર પતિસ્તાનો કરદન** એટલે એરવદના ભેદોની અંદર જવા માટે કોશેશો કરવાનો અર્થ આપેલો છે. હયાં યસ્ન કરવા માટેના અમલની લાયકાત મેળવવાની વાત છે. એટલે કહે છે કે પાસેથી આવેલા જેઓ રૂવાનીક વૃધ્ધીમાં આગળ વધેલા છો તેઓને, તેમ જેઓ કર્મબંધનથી સંકડાઈ ગએલા છો તેઓ બેઉને, તેઓના લાયકની તરીકત–યસ્ન–માંથ્ર એવા બતાઉં કે જેથી તેઓનો ફ્રશો–ગર્દ–નેઝાત થઈ, તેઓથી જગતનો ફ્રશો–ગર્દ થઇ રહે. તમો બેઉ સાંભળો. આ સાંભળો માટે **ગુષ** અને **સ્રૂ** એમ બે આકારો વાપરેલા છે; અને તેઓને જુદા જુદા પદના આજ્ઞાર્થ આકારમાં વાપરેલાં છે. ગુષમાં કાનથી સાંભળો એવો અર્થ સાધારણ છે. પણ કયા કાનોથી સમજવું તે સવાલ છે. દેખીતા બે કાનો છે કે જેઓની પાછળ કેહર્પના ૧૬ ચખ્રો કાનોરૂપ છે. એટલે કેહર્પના ચખ્રોને સુક્ષ્મ કરી કુદરત સાથે જોડી–ગોયા કેહર્પમાં કુદરતના કાનો ઉભા કરીને, પછી તે કાનોને બે જાહેર કાનો સાથે સીધ્ધા જોડી નાખો કે જેથી કુદરતનું સમજાય. ગુષના એવા લોધતીક શબ્દને પછી આત્માનેપદ ક્રીયાપદ જે પુરૂપાર્થ બતાવે છે તે આત્માનેપદ આપેલો છે; એટલે પુરૂપાર્થના તરીકતના પાલનથી કેહર્પના ચખ્રોને ખીલવી, તેમાં કુદરત વસાવી–ગોયા કુદરતના જેવા તે ચખ્રોના કાનો કરીને, પછી તેઓને બે જાહેર કાનથી જોડીને કુદરતનું સમજે તેવા કરો. પછી આજ્ઞાર્થ આકાર તેવા આત્માને પદના ક્રીયાપદને લગાડેલો છે, તેની સમજ એ છે કે તમો જો એમ કોશેશ કરશો–તરીકત પાળશો તો ખરેજ ફ્રાવશોજ, ફતેહમંદ થશોજ–થવાજ જોઇએ; એમ દીનની વસીઅત અને ફરમાન છે. એમ **ગુષોદૂમ**નો અર્થ કાનને ખુલ્લા કરી કુદરતના ભેદને સમજવા તરીકત પાળશો તો ફ્રાવશોજ, ફ્રાવવાજ જોઇએ એમ અર્થ છે. ત્યારે આ અર્થ થાય કે તમો બેઉ જેઓ નઝદીકના છો એટલે રૂવાનીક વૃધ્ધીમાં આગળ છો અને

એરવદ થવા માંગો છો, મોટા અષવન થવા માંગો છો તેઓ, તેમ તમો કે જેઓ કર્મબંધની છો અને કર્મના દુખમાં છો તેથી કર્મમાંથી છુટીને સુખ લેવા માંગો છો, તમો બેઉને દીન મુજબનો રસ્તો દેખાડું છું. તમોને જે જે તરીકતો તમારે બરની આપું છું તેઓને, રોશનફેલથી પાળશો તો તમારા કાનો થશે, કહેતાં કેહર્પની દરોસ્તી થશે; અને પછી તેવા તમારા કેહર્પના ૧૬ ચખ્રો કુદરતના ખુદના કાનો જેવા ખીલેલા થઈ જશે. ટુંકમાં તમારા કેહર્પમાં કુદરત વસશે. પછી તમારા જાહેર તનમાં આવા કેહર્પની મોટી શુભ અસર થશે. કેહર્પમાં કુદરત વસવે ઇંદ્રીઓ ઉપર અને તમારા કાન ઉપર કાબુ આવશે. તમારા બે જાહેર કાનો સાથે આ કેહર્પના ચખ્રોના થએલા કાનો જોડાઈ જશેજ કે જેથી તમો જે કંઈ મારી તરફથી સમજશો તે, તેના ખરા આકારમાં સમજી શકશો અને તેમ વધુ આગળ પ્રયાસ કરી શકશો. આમ થવુંજ જોઈએ અને તે થશેજ, ખોટી રીરફ રોશનફેલથી તરીકતોનો પ્રયાસ કરવાની છે. **ગુષોદૂમ**ના આત્માનેપદ અને આજ્ઞાર્થ આકારમાં આવો ઉંડો ભેદ પડેલો છે. એમ નહીં હોય તો પછી પદો અને આજ્ઞાર્થ જેવા આકારો જુદા જુદા આપવાની મતલબ શું હોય? પછી **સ્રઓતા** શબ્દ સમજવા–જાણવા માટે આપેલો છે. હયાં પરસ્મૈપદના આકારનો ક્રીયાપદ છે, જેબી આજ્ઞાર્થ-માંજ છે. એટલે કહે છે કે ઉપરના જેવા રોશન કાનો કીધાથી, પછી તમો બેઉ વર્ગનાઓ કુદરતના પોતાના નાદોને–અહુનવરના ભેદોને સાંભળી શકશો; અને તેથી તમો કુદરતનો પેગામ ખુદ બ ખુદ સમજી શકશો. હયાં કુદરત એટલે પોતે નથી પણ પોતાથી જુદી એટલે અન્ય છે તે, સામેથી આવીને સંભળાવશે; માટે પર-સ્મૈપદ આપેલો છે. આજ્ઞાર્થ આકાર કહે છે કે કુદરત આવશેજ, આવવા બંધાયલી છે. તમોને કુદરતના નાદો–ભેદો સંભળાવવા બંધાયલીજ છે. એમ ત્યારે કહે છે કે, જ્યારે તમો બેઉ વર્ગનાઓ,–આગળ વધેલાઓ જેઓ એરવદ થઈ જગતનું કલ્યાણ કરવા માંગો છો તેઓ,–તેમ બીજા તમો જેઓ કર્મબંધનના ભારમાં કચડાઈ જાઓ છો, રાહત માંગો છો તેઓ,–બેઉ તરીકત પાળી કેહર્પને ખીલવી ઇંદ્રીઓ ઉપર કાબુ રાખશો ત્યારે, કુદરત ખુદ બ ખુદ તમારી પાસે આવીને તમારી તે તે મુરાદો બર લાવશેજ, એમાં કંઈ સંશયજ નથી. આવો અર્થ પહેલી બે લીટીનો થાય છે. સાધારણ રીતનો જે અર્થ છે તે તો બચ્ચા બાલા જેવો લાગે છે, કેમકે તમો દુરનાઓ અને પાસેનાઓ તમો કાન ધરો, તમો સમજો,–એમ તો દરેક જણ કહે; તો પેગામ્બરે તેવું કહયું, તેમાં શું મોટી વાએજ આવી.

પછી કહે છે કે આમ જ્યારે તમો કુદરતને પુગશો, ત્યારે કુદરતના ખાદેમો જેઓ યઝતો છે, તેવા નાના યઝતો તમો થશો એટલે પછીથી તમારામાંથી સ્વાર્થ જશે-પરમાર્થનો દીવો તમારામાં રોશન થશે. તમારૂં રૂવાન જે શરીરના બંધનમાં છે, જેથી તે રૂવાન ઉપર પરદો નામે બંદદરોશ છે, તે પરદાને-બંદદરોશને તે રૂવાન પોતા ઉપરથી ઉઠાવીને, પોતાના બઓદ ફ્રેરોહરોને મળીને, દાદારના મહા ડહાપણવાળું ઉરૂને-ઉષીનું થઇને, મન ઉપર કાબુ મેળવીને, આ જડ હૈયાતીની ઇચ્છા-વાસ્નાને ભલાઈ તરફ ચલાવી શકશેજ. તમારામાં **જોરાને જાન** ખીલશેજ; તમારી **મનશ્ની ગવશ્ની કુનશ્ની** પુરી ભલી થઈ, તમારામાં વીરની ગતી થશે; તમો મનીના સાચ્ચા હીમ્મતવાન, હર હાલમાં ખુશાળ થાય તેવા-રઝા બ હોકમે કઝાવાલા, સુખ દુખને દાદારની કરમબક્ષેશ ગણો તેવા થઇને, હોશ અને ખેરદવાળા થશો. હોશથી તે હોશીઆરી આવશે કે જેથી તમોને તકરારના મેદાનમાં કોઈ હરાવી શકશે નહી; અને ખેરદથી તમો દાદારના ડહાપણને પુગી કુલ સમાજના ખાદેમ થશો. એમ તમો આ તનોમંદ હયાતીને સુક્ષ્મ કરીને તનાસકમાંથી છુટી તન-પસીનના થશો. આવો અર્થ પેલી ત્રીજી લીટીનો છે.

હવે છેલ્લી બે લીટીનો અર્થ જોઇએ. કહે છે કે :—

**નોઇત્ દઇબિતીમ્, દૂશ-સસતિશ્ અહૂમ્ મેરાષ્યાંત્.** કહે છે કે **દઇબિતીમ્** બીજી વખતે એટલે તન-પસીનની ગતી મેળવવાનો વખત જે તમોએ ઉભો કીધો છે, જે અગાઉ કે જ્યારે તમો મારી પાસે આવેલા હતા તેથી, હમણા ઉત્તમ રીતનો થયો છે એટલે અગાઉની જે હાલત હતી તેથી આ બીજી વખતની ચઢતી છે, તન-પસીન મેળવવાની છે-તેવી છે યા તે તરફ જઈ રહી છે; એમ તરીકતના પાલણ પછીની આ બીજી વખતે, પેલો **દૂશ્-સસતિશ્** બુરાઇનો શીખવનાર એટલે શરીર જે તનોમંદ છે તેમાં હવસો તો છે, તે હવસોને ઉશ્કેરનાર શેતાન અને ઘનામીન, તમોને બરબાદ કરી શકશે **નોઇત** નહી; એટલે કહે છે કે હવે કે જ્યારે તમો આગળ વધેલા છો-તમારા શરીરમાં મનનું રાજ નથી, પણ ઉરૂને-ઉષીના રૂવાનનું રાજ છે, તમારા કેહર્પમાં કુદરત વસી છે, તમો કુદરતને સાક્ષાત કાનથી સમજો છો એટલે હવે તનોમંદ શરીરના હવસો પુરા કાબુમાં છે, પાંચ ઇંદ્રીઓ કાબુમાં છે ત્યારે હવે પાપી થઈ શકશો નહી. તમો જેઓ પાસેના છો એટલે આગળ વધેલા છો તેઓ એરવદ થઇને જે ક્રીયા કરશો તેમાં, તમોને કંઇબી ખલલ શારીરની કે બહારની થશેજ નહી; અને બીજા તમો જેઓ કર્મબંધનના છો

તેઓ, તમારૂં કર્મ અદા કરવામાં ખરૂં સુખ મેળવીને મનમાં આનંદ હમેશ માટે રાખશેજ. તમોને કશાનુંબી દુખ થશેજ નહી.

હવે છેલ્લી લીટી રહી તેનો ભેદ જોઇએ :—

**અકા વરના દ્રેગવાઓ હિજવા આ-વેરેતો :** જે કોઈ બુરો તરીકો લેશે-મારી પાસે આવી, હું જે તરીકત આપું તે લઇને, રોશનફેલથી તે તરીકતોને પાળશે નહી, પણ **અકા વરના હિજવા** એટલે ઉલટો-મારી સામેની વર્ણનો જે ધનામીન છે, તેની વર્ણનો થઈ તેનો તરીકો લેશે અને તેવી જુઠ્ઠી ઝબાન રાખશે એટલે દુન્યામાં મચી રહેશે તો, તે **દ્રેગવાઓ આ-વેરેતો** એટલે દરવંદ તરીકેનો થઈ એટલે અષોઇને ધીકકારનાર તરીકેનો થઈ, આડે માર્ગે જશે એટલે જગતમાં તનાસકમાં પડશે. આવો ઉંડો અર્થ આ ફકરાનો છે. આ ફકરાનો ભેદ પેગામ્બર સાહેબ પોતાના વખતમાંના લોકોની આગળ રજુ કરે છે કે જે વખતે સીરફ મઝદયસ્ની દીન હતી. પણ જે વખતે દીવાનો હતા એટલે માણુસ સુરતમાં ફરતી એવી અરવાહી શકિતઓ હતી, કે જેઓ ધનામીન અને શેતાનના સાથી થઈ, કાળી કુદરતનું જોમ રાખતા હતા. તેઓમાં જે મહાજ્ઞાન હતું તે નાશ કરવાનું હતું, પહેલા ચાર ગાહામ્બારોનું હતું. તેઓમાં પાંચમો અને છઠ્ઠો ગાહામ્બાર કરવાની સચ્ચાઈ હતી નહી. તેઓ દાદારના પુગવાના ભેદને માનતા હતા નહી, ફ્રશો-ગર્દ મુકિતને માનતા હતા નહિ. આવા દીવાનોની બુરી અસરથી જગત ઉપર પુશકળ દુખ હતું. **ગેઉશ ઉરવા** જે જગતનું રૂવાન છે કુદરતનો વાલી છે, તેબી કાહેર થઈ ગયું હતું; અને મબ્ય લોકો તે દીવાનો તરફ જઈ જગતમાં અંધકાર પાંથરતા હતા. આવાઓને અષો ઝરથુસ્ત્રે પોતાના કરીને તેઓને આગળ વધારેલા છે.

છેલ્લે **અકા વરના** તરીકે જેઓને કહ્યા છે, તેમાં ઉપર કહેલો ભેદ છે. **અકા વરનામાં** બીજી દીનો આવે નહી. **અકવર્ણ** તો કુદરતની પાંચ વર્ણમાં સડો પેસાડનાર તરીકેની છે. ધનામીન પોતે શેતાનને તે પાંચ વર્ણોમાં ઘુસાડે છે ત્યારે તે પાંચ વર્ણોમાં **અકવર્ણ** થાય છે. હયાં ત્યારે દેવબંદી કરવાનો, શેતાનથી દુર જવાનો અર્થ છે, નહી કે વટલાવવાનો—એ કોઇબી જોઈ શકશે. ક્ષ્નુમીક હકીકતને જોરે કીધેલા આ તરજુમા અને તાવીલ ગાથાના ખરા ભેદમાં આપણુને ઉતારે છે. એવોજ ભેદ પહેલવી-પાઝંદ-સંસ્કૃત તરજુમામાં છે ખરો પણ તેબી ભેદમાંજ છે, જેનો ઉકેલ ક્ષ્નુમીક હકીકતથીજ થઈ રહે છે.

હવે જે સાહેબો ક્ષ્નુમીક હકીકતથી નીરદોશ છે તેઓના તરજુમાઓ જોઇએ. તેઓમાંના મરહુમ એરવદ તેહમુરસ અંકલેસરીઆનો તરજુમો જોઇએ કે જેમાંથી વટલાવવું એવો સાર તો નીકળતોજ નથી. પછી ભલેને તે એરવદ સાહેબ એમ બીજાને સમજાવવા તસ્દી લીએ–પણ તેવણની તે મહેનત બરબાદ છે.

**એરવદ સાહેબનો તરજુમો :—**

હમણા હું (જે) જાહેર કરવા માંગુ છું (તે ઉપર) હવે તમો (તમારા કાન ધરો અને હવે તમો (તે) સાંભળો, (તમો) જેઓ નજદીકથી અને જેઓ દુરથી આવેલા છેઓ; હવે ખચીત આએ સઘળી (વાત) તમો જાહેર રીતે જાણનારા છેઓ કે બુરી શીખામણ આપનાર (જે) દરવંદ (યાને બુરો) (પોતાના) બુરા ઇમાનથી જબાને કરી ફરેલો છે (તે) બીજીવાર (ભલી) હસ્તીનો નાશ કરી શકશે નહી. (યાને એકજ ખોદાને માનવાનો ધર્મ મારા દેખાડયા પછી, દરવંદની બદ શીખામણો સાંભળી તે ઉપર અમલ કરી તમારામાંનો કોઇબી શખ્સ હવે પછી પોતાને છેવટના દુખમાં નાંખશે નહિ).

એવણના આ તરજુમામાંબી વટલાવવાનો અર્થ છેજ નહી. તે જમાનામાં મઝદયસ્નિ ધર્મજ હતો એટલે દુરના કે પાસેના બધાજ મઝદયસ્નાનો હોય અથવા બીજાઓ હોય કે જેઓ દીવાનોથી એટલે શેતાનની કાળી કુદરતની **અઘ-દએન** (કે જેને અન્ય દીનો સાથે લેવું દેવું છેજ નહી તેવી દીનથી) અભડાયા હોય. છેલ્લે કહે છે કે દરવંદ એટલે બુરો જે બુરા ઇમાનથી જબાને કરી ફરેલો છે તે ભલી હસ્તીનો નાશ કરશે નહી. હયાં જેને બુરો કહયો છે–તેનું બુરૂં ઇમાન કહયું છે તે, દેવ શેતાનની કાળી કુદરતનું બુરૂ ઇમાન છે, જેને અન્ય દીન સાથે કંઇબી વાસ્તોજ નથી. કાંઉસમાં એવણ દરવંદની બદ શીખામણો તરીકે જેને કહે છે, તેબી ઉપર કહેલા દીવાનોની બુરી મનસ્ની છે, કે જેને બીજી દીનો સાથે લેવું દેવુંજ નથી. ના–તે વખતે બીજી દીનો જાહેરમાં હતીજ નહી એટલે તેઓની વાતજ આવે કેમ? તેમ વળી દીનો મઝદાએ કીધી છે અને તે તે દીનોમાંથી તે તે દીનોનો પુંજારી તેની દીનની તરીકતથી પાર પડી શકે એમ ગાથામાં કહે છે તો પછી આ **દરવંદ** અને **બદ શીખામણો** તે બીજી દીનોને લાગુ પડી શકેજ નહી. એમ ત્યારે ખુદ એવણના તરજુમામાંથી વટલાવવા જેવું કઈ માલમ પડતુંજ નથી.

**હવે એવણ સાહેબ જે સાર ખેંચે છે તે જોઇએ.**

એવણના સારમાંબી વટલાવવા જેવું કાંઈ આવતુંજ નથી. એવણ તે

સારમાં છેલ્લે મોઘમમાં કહે છે કે **દરવંદ દેવયસ્નાનો**ની જે શીખામણોથી લોકોએ ઇમાનો બગાડયા છે, તે શીખામણો ઝરથોસ્તી દીનના ફેલાવા પછી કોઇનાબી ઇમાનોને હવેથી બગાડી શકશે નહી, એટલે ઝરતોસ્તી દીનથી જે ઇમાનો સુધરેલા છે તે પાછા બગડશે નહી. પણ **દેવયસ્નિ** કોણ? દેવયસ્નિવાળા બીજી દીનવાળા છે કે એવું કંઇબી એવણ કહેતાજ નથી. એવણને લાઝમ હતું કે તે દેવયસ્નાનોની વ્યાખ્યા કરે. એવણે તેવી વ્યાખ્યા કરવામાં દરેસ્તી જોઈ નથી. એથી તો માલમ પડે છે કે ખુદ એ એરવદ સાહેબના અંતરમાં બીજી દીનવાળાઓ દેવયસ્નિ તરીકે નથીજ, એમ માન્યતા હશે. નહી તો એવણના જેવા સાફ સાફ બોલનારા કહી દેતે કે તે બીજી દીનવાળાઓ દેવયસ્નિજ છે. ખરેજ એવણમાં તેવી માન્યતા હોયલી લાગતી નથી. જ્યારે એમ છે તો પછી આવા આવા ફકરાઓને વટલાવવા માટે લાવવાની જરૂરજ શું હશે? વટલાવવા માટેની હીમાયત શું બીજી રીતે થઇ શકતે નહી? શહેનશાહતના જમાનામાં વટલાવતા હતા કે નહી તે બાબદ એક જુદીજ છે, પણ આવા આવા મોતેબર ફકરાઓને લાવીને વટલાવવાની છાપ મારવી તે ખરેજ નહી ઇચ્છવાજોગ છે.

**એવણ સાહેબનો આ સાર છે:-**

એ આખા હામાં હઝરત ઝરથોસ્તની મુખ્ય વાએજ આવેલી છે. એ વાએજની શરૂઆતમાં હઝરત ઝરથોસ્ત તે વાએજ સાંભળવા આવેલાઓને "નઝદીકથી આવેલા અને દુરથી આવેલા" લોકો તરીકે બોલે છે તેપરથી જણાય છે કે હઝરત ઝરથોસ્તની ધર્મ ઉપરની વાએજો સાંભળવાને ઘણા દુરના દેશોથી વટીક લોકો આવેલા હતા. ફકત ઇરાનીઓની હજુરમાંજ એ વાએજ કીધી હતી એમ નથી. એ એરવદ સાહેબ હયાં તે દુરના લોકો કયા ધર્મના હતા તે લખતાજ નથી. એવણે અન્ય ધર્મના કરીને લખવું હતું. પણ પોતે મોઘમમાં તે રાખે છે એટલે માલમ પડે છે કે એવણને પોતાને તેઓના અન્ય ધર્મના હોવા વિષે શક છે કે જેની નુકતેચીની ઉપર કીધી છે.

પછી આગળ એરવદ સાહેબ લખે છે કે:—

બીજુ એ ફકરા ઉપરથી એવું જણાય છે કે દરવંદ દેવયસ્નાનોની જે શીખામણોથી લોકોએ પોતાના ઇમાનો બગાડયા છે તે શીખામણો જરથોસ્તી ધર્મના ફેલાવા પછી કોઇનાબી ઇમાનોને હવેથી બગાડી શકશે નહી. આ વાકય વીષે હમોએ ઉપર ટીકા કીધી છે.

દેવયસ્નાનોમાં બીજી દીનો આવતી નથી. દરવંદ શબ્દ તો કોઈબી દીનની અષોઈની તરીકતોને નહી માનીને નહી પાળનાર માટે છે. દેવયસ્નાનો તો અઘ-દએનના કરતા છે, જેઓ દીવાનો છે, જેઓ માણસરૂપની અરવાહી જાત છે, જેઓ શેતાન અને ઘનામીનનું સાધન સાંધીને કાળી કુદરતના જોમથી જગત ઉપર બરબાદી ફેલાવે છે અને મુકિત=ફ્રશો-ગર્દને દુર કરે છે. આ દીવાનોની શકિત બુરા હાશેમી જેવા જમાનાઓમાં, કેશાશી પુરૂષોમાં નાશ કરવાની ખેરદ ફુંકી નાશવંત ઇલ્મ ઉભો કરાવે છે. દેવયસ્ની આવી છે, ફ્રશો-ગર્દને રોકનારી છે; જ્યારે દરેકે દરેક દીન તો ફ્રશો-ગર્દ મુકિતને નઝદીક લાવવા માંગે છે. એમ ત્યારે આ ફકરાના તરજુમામાં કે તેના ખુદ એરવદ સાહેબે કાઢેલા સારમાં વટીક વટલાવવાનો અર્થ આવતોજ નથી. છતાંબી એ ફકરો વટલાવવાની શહાદત તરીકે ટાંકેલો છે એ ખરેજ નાપસંદ કરવાજોગ છે.

### ( ૧૨ ) વટલાવવાની શહાદત તરીકે આણેલો ગાથા હા ૪૬-૧૪ નો ફકરો.

**જરથુશ્ત્રા[1] કસ્તે[2] અષવા[3] ઉર્વથો,[4] મઝોઇ[5] મગાઇ[6] કે[7] વા[8] ફ્રેરસૂઈદ્દયાઇ[9] વશ્તી.[10]**

**અત્[11] હ્વો[12] કવા[13] વીશ્તાસ્પો[14] યાહી,[15] યેંગસ્તૂ[16] મજદા[17] હદેમોઇ[18] મિનશ[19] અહુરા[20]**

**તેંગ[21] જબ્યા[22] વંઘહેઉશ[23] ઉખ્દાઇશ[24] મનંઘહા.[25]**

તરજુમો :

અએ ઝરથુસ્ત્ર[1] || તે મોટા[5] (એટલે તલેસ્માતીક ગતીવાળા-કુદરતને પુગેલા) || મગવપણાને ઉભા કરવા માટે-મીનોઇને ગેતીમાં વસાવવા માટેનો સાહસ ઉભો કરવા માટે[6] || અષોઇથી[3] (સજ થયલો) || કોણ તારો[2] || દોસ્ત[4] (છે) || એટલે કે[8] || (મગવપણા માટેના) દીની ભેદોને સમજીને બીજાઓને સંભળાવવા માટે-દીની શીક્ષણો ચલાવવા માટે[9] (મગવપણાના ભેદોને સમજાવનાર થવા માટે) || કોણ[7] || પ્રબળતા રાખે છે-કામને બજાવે તેવી પ્રબળ ઇચ્છા રાખે છે.[10] || તે તો ખરેખરજ[11] || મહા પ્રતાપી, કારીગરોના કારીગર, મહાન કામો જે કુદરતના બનાવો માટેના છે તેઓને કુદરત

સાથે રહીને બજા લાવનાર[૧૫] ‖ તે નર પોતે[૧૨] ‖ કય ખોરેહ રાખનાર[૧૩] ‖ વીસ્તાસ્પ[૧૪] (છે) ‖ જેઓને તેં[૧૬] (તુંએ) ‖ અએ મઝદા[૧૭] ‖ અહુરા[૨૦] ‖ સાથે મળતી દીનની જમાત જે બહેસ્ત જેવી નીખાલશ છે તેમાં–સગાવહાલા તરીકેના દુદમાન તરીકેના શુભ સંબંધમાં[૧૮] ‖ જોડેલો છે.[૧૯] ‖ (દીનની તલેસમમાં આણેલો છે) ‖ તેઓને[૨૧] ‖ ભલા ગોસ્પંદી ગતીના પરમાથી[૨૩] ‖ મનવાળા–ઇચ્છાવાલા[૨૫] ‖ માંથ્રો–યસ્નોથી[૨૪] ‖ યાદ કરૂં છું–નામ ગૃહવનમાં અએદર યાદ બાદવાળી યાદ કરી મદદ માંગુ છું.[૨૨] ‖

હવે આ ફકરાનો સાર જોઇએ કે જેમાંથી કંઇબી વટલાવવાની વીગત નીકળે છે કે? કહેવાની અતી દલગીરી લાગે છે કે આ ફકરાને અને વટલાવવાને તેટલું છેટું છે કે જેટલું છેટુ આસ્માન અને જમીન વચ્ચે છે તે આ ફકરાના તરજુમા અને સાર ઉપરથી જોઇ શકાશે. આ ફકરાની અગાઉનો ફકરો આપણે જોઇ ગયા છીએ. ત્યાં કહે છે કે જે કોઇ રાદી ભેટોથી અષો ઝરથુસ્ત્રની ક્ષ્નુમન કરે છે–ખુશાળી આણે છે એટલે જે કોઈ યસ્ન કરવા પરગરૂ કરી છેલ્લે હોમ કુટવા વરસના વાલ માટે અષો ઝરથુસ્ત્રની ક્ષ્નુમન પઢી પરગરૂ કરી યસ્ન કરી રહે છે–તે નર **ફેરસ્નૂઇદ્દયાઇ એરેદવો** દીન વીષે કુદરત તરફથી સાંભળીને બીજાને સંભળાવે છે. તેવાનેજ દાદાર જીવતા જીવત તેમ મરણ પછી ઉત્તમ બહેસ્ત આપશે. એવાની જડ તેમ સુક્ષ્મ રીતની માલમતાની વૃધ્ધી થશે, તેજ તે દાદારનો ખરો દોસ્ત થશે. ત્યાં હમોએ કહયું છે કે પહેલવી તરજુમામાં એવો નર તે ગુશતાસ્પ છે, એમ કાંઉસમાં કહયું છે. ત્યાર પછી આ આપણી તપાસ હેઠળનો ફકરો આવે છે, કે જેમાં કહે છે કે **ફેરસ્નૂઇદ્દયાઈ** એટલે માટે દીનના ભેદો કુદરત પાસેથી જાણીને લોકોને સમજાવવા માટે, જે પહેલા નંબરનો નર છે તે કય ગુશતાસ્પ છે. ત્યારે સરળતાને ખાતર એમ કહી શકાય કે આગળા ફકરામાં જનસમાજમાં જરથુસ્ત્રિ દીન માટે કોણે મદદ આપેલી હતી તેનો સવાલ હતો. જેના જવાબમાં અધ્યાર હતું કે તે નર ગુશતાસ્પ હતા. હવે આ ફકરામાં ખુલ્લું કહે છે કે ગુશતાસ્પ તે નર છે કે જેવણે **મજોઇ મગાઇ** એટલે ઉંચામાં ઉંચા સાહસો દીનને માટે ખેડયા છે. દીનની મોટામાં મોટી ઉંચાઈ જે મગવપત તરીકે થવાની એટલે જીવતી હયાતીમાં દાદારને પુગીને અખંડતાએ પુગવા માટે છે, જેઓને મગુમર્દો કહે છે તેવા થવાની છે, તેવા મગવપતાનોનો મોટો **ઓરડર** તેઓની મોટી ભવ્ય અન્જુમન ગુશતાસ્પથી શરૂ થઈ છે. ગુશતાસ્પને **યાહી** કહેલા છે. એટલે મહાપ્રતાપી. આસ્માનના તારાઓને જમીનપર લાવે તેવા મહા પુર્ણ–દાની

વઇભિવવાળા એટલે મગવોના મગવ કહયા છે. એમ તેવણને દહયુપત એટલે રામશાહ તરીકેના, કુલ જગતના વખતને સોનેરી કરનાર જગતના ધર્મરાજા તરીકેના અને દસ્તુરોના દસ્તુર–મગવોના મહા મગવ તરીકેના કહયા છે. તેવણે જરથોસ્તી દીનની જમાઅત કીધી હતી. તેવણના ખેશીઓ તેમ બીજા બધા બરજીસી વર્ણના રૂવાનોના મેળાપથી દીનની જમાઅત તલેસમરૂપની થઇ જેને **હદેમ (હદેમોઇ)** શબ્દથી ઓળખી છે. બહેસ્તના જેવા જલ્વાની થયલી ઝરથોસ્તી દીનની જમાઅતને, તેવણે પોતાના દુદમાનથી એટલે ખેશ કુટુંબીઓથી શરૂ કરાવી હતી જેનો જલ્વો જગત ઉપર ચોમેર ફરી વળેલો હતો અને જે બહેસ્તી નેઝાદની અને બહમનના મનવાળી અંજુમનના સભાસદોના મુબારક નામો નામ ગ્રહવણમાં યાદ કરાવવાનું તેવણથી શરૂ થયલું છે. પેગામ્બર સાહેબની વસીઅત પ્રમાણે તેવણથી તે નામગ્રવણ શરૂ થયલું છે. તે ભવ્ય અંજુમન **હદેમ**ની હતી એટલે હમખેશી બા એખલાકની પુર્ણ દોસ્તી, જનસમાજ અને દરેક સમાજમાં થાય તેવું કરાવવા માટેની, બહેસ્તી ખસલતની હતી; જેઓએ એટલે તે ભવ્ય અનજુમનના દરેક નરે પોતાના ભલા ગુબારો પોતાની ભલી કરણીઓથી એવા બાંધેલા છે કે જેની ઉપર દાદારની યઝતોની અને પેગામ્બરની સીલો છે કે જેઓમાંથી આજ લગી અને આ દરેધો ખદાતના છેડા લગી આશીશોના વરસાદ અમુક મોકાઓ ઉપર, યસ્નો વખતે ઘટતે ઠેકાણે અને સમયે બોલાવેલો વરસ્યા કરશેજ. જ્યારે જ્યારેબી માંથ્રો–યસ્નો જેઓ બહમનની ખસલતના છે–પરદુખભંજનની છે તેઓ ભણાશે–ભણાય છે ત્યારે ત્યારે આ મુબારક **હદેમ** એટલે આ મુબારક અંજુમનનું નામગ્રવણ ભણાય છે અને તે બહેસ્તી નેઝાદ અંજુમનના કીધેલા ગુબારમાંથી મીનોઇ આશીશો પડયાજ કરે છે. ત્યારે **હદેમોઇ–હદેમ** તે બહેસ્તી નેઝાદની પ્રતાપી દીની અંજુમન છે કે જેઓએ ગાસની અંદર ભલા ગુબારો એટલે જીવતી થયલી તલેસમો એટલે ફ્રેસ્તાઈ કેહર્પો બાંધેલા છે કે જેમાંથી આશીશોનો વરસાદ બર વખતે મોકા ઉપર અને હર હમેશ વરસ્યાજ કરે છે. એવીજ રીતે પેગામ્બર સાહેબના કામને સરંજામે લઈ જવા, ગુશતાસ્પે મહાપ્રતાપી અંજુમનો ઉભી કીધી છે, જેમાં પહેલે નંબરની અંજુમન તે મગવ અંજુમન છે અને જેમાં તેવીજ ઉંચાઇની બીજી અંજુમન તે આ **હદેમ**ની બહેસ્તી નેઝાદની છે. એક જીવતી ગેહાનની છે અને બીજી મીનોઇની દુન્યાની પેલી મેરની છે. આવી રીતે પેગામ્બર સાહેબનું જગતમાં ઉસ્તા પાંથરવાનું કામ, જાત જાતના સમાજોથી ચાલી રહે છે, જેનો પાયો નાખનાર ગુશતાસ્પ છે, તેનો ચીતાર આપેલો છે. ધમીના ઉભા કરનારા દેવોને

તોડનાર મગવોને ઉભા કરીને, જગતમાં ઉસ્તાની શાંતી આખા **ઝરવાને દરેઘા ખદ્દાત**માં થઇ રહે, એવું કરવાનો પાયો એવણે મુકયો છે. આજે ભણુતરોમાં નામઅવણો આવે છે જેમાં જે મોટા નરોના નામો દેવાય છે તે બધા નામો આ **હુદેમ**ના એટલે તે બહેસ્તી નેઝાદની અરદાફ્રવષની અંજુમનમાં દાખલ થયલી મહા પ્રતાપી અંજુમનના સભાસદોને લગતાના છે. આ મહા પ્રતાપી અંજુમનો જે જીવતાની મગવ અંજુમન છે, તેમ જીંદગીની પેલી મેરની આ હદેમની છે, તેઓ ગુશતાસ્પથી શરૂ થયલી છે. આ બેઉ અંજુમનો જીવતાની તેમ ગુજરેલાની, ધમીને-ધમી ઉભા કરતા દેવોને મારવાના કામમાં રોકાયલી રહે છે. માટે ગુશતાસ્પને દીનમાં પહેલો નંબર આપેલો છે, જેવણુ તેથી દહયુપત-રામશાહ છે. હયાં ખાસ કહે છે કે **ફેરસ્રૂઇદ્દયાઇ** એટલે દીનના અનેક ભેદો અને તે ભેદોમાંના મગવોના ભેદોને સમજીને બીજાને સમજાવવા માટે **વરતી** જે પ્રબળતા જોઇએ, ઇલ્મ અમલનું જોમ જોઇએ છે, તે બધાનો રાખનાર ગુસ્તાસ્પ છે. આમ ગુસ્તાસ્પની યાદ, હયાં પેગામ્બરે જગતમાં શરૂ કીધેલા ફ્રશો-ગર્દના કામને બજાવનાર પહેલા નર તરીકે છે. આગળ કહેલા '**ક્રીઆનીઆન**' કરતાં એવણ ઘણા આગળ હતા કેમકે એવણુને ગેતીના શહેનશાહ થવા ઉપરાંત દસ્તુરાંન દસ્તુર તરીકેના અને દીનના અનેક ભેદોને ઉકેલનાર તરીકેના અને તે ભેદોની ગુંચોને સમજવા માટે ખુદ કુદરતને મળી શકવાના અધીકાર રાખનાર તરીકેના ચીતારેલા છે. રામશાહીમાં દેવોને-જડતાને-અધમતાને શોધીને તોડીફોડીને ભલાઇમાં ફેરવવાનો અર્થ છે, ભલાઇની આણુ ફેલાવવાનો અર્થ છે. આવા ઉંડા ભેદનો આ ફકરો તેની આગળના ફકરાની માફક આજે સમજી શકાયો નથી; અને આગળા ફકરાની માફક તેના અર્થને સંકોચીત કરી નાખેલો છે. છતાંબી તેવા સંકોચીત અર્થમાંથીબી વટલાવવાનો અર્થ તો નીકળતો નથીજ તે જોઇએ.

આપણે મરહુમ એરવદ અંકલેસરીઆનો તરજુમો અને સાર જોઇએ અને તેમાંથીબી વટલાવવાનો અર્થ નીકળી શકતો નથી તે જોઇએ કે જે હકીકત વાંચનાર સહેજે જોઇ લેશે.

### એરવદ સાહેબ તરજુમો આપે છે કે:—

(અહુરમઝદ પુછે છે). અએ ઝરથુસ્ત્ર તારો અષો (યાને રાસ્તીના રાહ ઉપર ચાલનાર) દોસ્ત કોણુ છે? અથવા તે મોટા કામને માટે (યાને તારો મઝદયસ્નિ મજહબ ફેલાવા માટે) કીર્તી મેળવવા (યાને દુન્યામાં યાદગાર

થવા) કોણ ઇચ્છે છે? (અષો ઝરથુસ્ત્ર જવાબ આપે છે) તે બહાદુર ગુસ્તાસ્પ છે.

ખરેજ આ તરજુમો ઘણોજ અપુર્ણ અને ખામીવાળો છે, છતાં એની ઉપરથીબી વટલાવવાનું નીકળતું નથીજ તે જોઇએ. હયાં **મઝોઇ મગાઇ**નો અર્થ મોટા કામ કરવા માટેનો આપીને, તે કામ દીનને ફેલાવવાનું છે એમ કાઉંસમાં કહયું છે. જ્યારે પહેલવી તરજુમામાં **મઝોઇ મગાઇ**ને માટે **મસમગીહ** એટલે તે મોટા ઉંચા મગવપણા માટે, એમ અર્થ આપેલો છે. પછી તે **મસમગીહ**ની મગવપણાની ગતીને સમજાવવા કાઉંસમાં **પવન અઇ અવેઝક શપીરીહ**–એવા શબ્દો આપે છે એટલે તે નીરમળ ઉત્તમતા માટે–એવા શબ્દો આપે છે. **મઝોઇ મગાઇ** માટે પહેલવીમાં લગભગ અવસ્તા જેવાજ શબ્દો આપેલા છે, જેથી માલમ પડે છે કે **મઝોઇ મગાઇ** શબ્દો લોધતીક છે. એ **મઝોઇ મગાઇ**ના એ શબ્દોના મુળમાં **મઝ** શબ્દ છે જેનો અર્થ મોટું–ચઢતા દરજ્જાનું–ભારી એવો છે, કે જેની ઉપરથીજ **'મગવન'**નો અર્થ મોટા દરજ્જાનો નર થઈ શકેલો છે. આ શબ્દો ત્યારે સીરફ મગવોની મોટાઇ માટે વાપરવા જોઇએ એટલે મગવોથી થતા ઉંચામાં ઉંચા ફ્રશો–ગર્દ લાવવાના કામ માટેના કામ દરશાવવા વપરાય. પણ આજે તો તે શબ્દોના લોધત ઉપર ધ્યાન અપાતું નથી અને તેના અર્થ તરીકે સીરફ મોટું કામ કરવા માટે–એવા શબ્દો વાપરે છે. પણ એરવદ સાહેબ તે મોટું કામ દીન પાંથરવાનું છે એમ માની લે છે. ભલેને તેવણ એ શબ્દોને એમ વાપરે. ત્યારે સવાલ ઉઠે છે કે કયાં કોણ લોકોની વચમાં તે દીનને પાંથરેલી હતી. તે લોકોનો અસલ ધર્મ શો હતો? શું એરવદ સાહેબ એમ કહેવા માંગે છે કે તે વખતે બીજા ધર્મો હતા.? જો હતા એમ એવણ જાણે છે તો તેઓ કયા હતા? તેઓના પેશરવો કોણ હતા? આના જવાબ માટે હમો વાંચનારને કામાજીના ઝરથુસ્ત્ર નામાના પાને ૧૮૩ નો હવાલો આપીએ છીએ. ત્યાં બહેસ્ત બહેરેહ કામાજી કહે છે કે આગળી દીનવાલાઓ મઝદયસ્નાનોજ હતા. ગયોમર્દ, હુશંગ, જમશેદ, વીશકરીપ્ત વીગેરે વીગેરે અનેક નરોએ જગતમાં મઝદયસ્ની દીન આણેલી હતી. દીનકર્દમાંબી કહે છે કે ઘણાઓએ મઝદયસ્નિ દીન દુન્યામાં આણી હતી. પણ આ મઝદયસ્નિ દીનની દુરદશા થયા કરતી હતી. દીવાનો કે જેઓ અરવાહીના કાળી બાજુના જાદુગરો હતા, જેઓ કુદરતની કાળી બાજુની શકિત રાખતા હતા, તેઓ તે આગળની મઝદયસ્નિ દીનમાં પોતાની દેવયસ્નિ ઉમેરીને તે દીનને ભુસાડી

દેતા હતા, એટલે તે દીનને **અઘ-દીન** કરતા હતા. માટે તો છેલ્લે અષો ઝરથુસ્ત્ર જેવા યઝતી નરને ઉતરવું પડયું હતું. જ્યારે એમ હતું તો પછી જોઇ શકાશે કે ઝરથુસ્ત્ર આગળના બધાઓ મઝદયસ્નાનોજ હતા. તો પછી એરવદ સાહેબ કહે છે તેમ દીનને ફેલાવવા માટે વટલાવવાનું શું આયું ? હવે ત્યારે **મજોઇ મગાઇ**નો અર્થ દીનના ફેલાવવામાં કદી આયો હોય તે શું હશે તે સમજાઇ શકાશે. તે દીવાનોની દીવાનગીરીને, તેઓની અથાગ કાળી કુદરતના જોમને, તોડવા માટેનું જે કામ હતું તે **મજોઇ મગાઇ** હતું. આ કામ અષો ઝરથુસ્ત્રે પહેલે કીધેલું હતું કે જેમાં ગુસ્તાસ્પ અને બીજા મોટા હાવીસ્તોએ એટલે મહાન ચેલાઓએ મદદ આપેલી હતી. પણ ગુસ્તાસ્પે પછી પોતાના જેવા **મઝ-મગવ** મોટા ઉંચાઇએ ચઢેલા નરો ઉભા કીધા હતા એટલે **મસ-મગીહ** મગવ અંજુમનો કીધી હતી, કે જેઓ હજુર લગી છે, અને દીવાનગીરીને, દએવયસ્નિને, એખલી ઝરથોસ્તી દીનમાંથીજ નહી પણ બધી દીનોમાંથી તોડયાજ કરે છે. ત્યારે **મઝ-મગાઇ**નો અર્થ જો દીનને પાંથરવાનો કરે તો તેમાં વટલાવવાનો નહિજ, પણ મગવ અંજુમનો મારફતે દેવને તોડવાનો અર્થ છે, એમ કોઇબી જોઈ શકશે. ગુસ્તાસ્પે કીર્તી મેળવી એમ જે એરવદ સાહેબ તરજુમો કરે છે, તે કીર્તી તો એવણ સાહેબ દીન ફેલાવવાની ગણે છે. પણ તે કીર્તી કેટલેક દરજ્જે હમોએ ઉપર કહેલી દેવયસ્નિની દીવાનગીરી તોડવાના પ્રયાસ માટે બરહક ગણાય. બાકી જો એવણ સાહેબ મારીને મુસલમાન કરવા જેવી વાત મોઘમમાં રાખતા હોય તો તેવો આક્ષેપ કરનાર ખરેજ ઝરથોસ્તી દીનને તેના આપવનોને નામોશીમાં લાવે છે. પણ ખરી કીર્તી ગુસ્તાસ્પની શું છે તે તો હમારા તરજુમામાંની શરેહમાંથી નીકળશે. ત્યારે એરવદ સાહેબના ગમે તેવા તરજુમામાંથીબી વટલાવવાનો અર્થ તો નીકળતોજ નથી તે તો વાંચનારજ જોઈ શકશે.

**હવે એરવદ સાહેબ જે સાર ખેચે છે તે જોઇએ કે જેમાં એવણ ગોળ ગોળ બોલ્યા કરે છે. સાફ સાફ તો બોલતાજ નથી. સાર આ આપે છે કે :—**

મજકુર હામાં હઝરત ઝરથોસ્ત પોતાના મદદગારો ખીસી જવાથી અને દેશના દરવંદ રાજકરતાઓએ એનું કહેલું નહી સાંભળવાથી અહુરમઝદની આગળ ફરયાદ કરે છે કે આ જુના ધર્મવાળાઓ મારૂં સાંભળતા નથી અને હું જે ખરો માર્ગ દેખાડું છું તે ઉપર ધ્યાન આપતા નથી; માટે અએ

અહુરમઝદ તું મારી કાકલુદીભરી અરજ સાંભળી મારા હોકમો શીખી બીજાઓને શીખવે એવો એક ખરો દોસ્ત મને દેખાડ. આગળ ચાલતા અશો ઝરથુસ્ત્રની માંગણી મુજબ શાહ ગુસ્તાસ્પ તેના દોસ્ત તરીકે મળી આવે છે અને તે અષો ઝરથુસ્ત્રને મદદ કરવાને અને તેના ખાલેસ ધર્મને ફેલાવવા તૈયાર થાય છે. એવો એ ફકરામાં સાર છે.

પહેલાં તો એ કે ઝરથુસ્ત્રના મદદગારો ખીસી જાય છે અને તેવણુ ફરયાદ કરે છે, એવો અર્થ ખુદ એવણુના તરજુમામાં છેજ નહી. એવણુના તરજુમામાં તો ઉલટુંજ છે. એવણે તો એમ તરજુમો કીધો છે કે અહુર-મઝદ પુછે છે કે અએ ઝરથુસ્ત્ર તારો દોસ્ત કોણુ છે? જ્યારે અષો ઝરથુસ્ત્ર કહે છે કે મારો દોસ્ત ગુસ્તાસ્પ છે. જ્યારે હયાં એવણુની શરેહમાં તો કહે છે કે ઝરથુસ્ત્ર દાદારને કહે છે કે મને દોસ્ત દેખાડ. એમ સારમાંની આપેલી આ પહેલી લીટીઓજ પોતાના ખુદના તરજુમા પ્રમાણે *misconceived* બરાબર પોતાના તરજુમામાંથી શોધી કાઢેલી નથી. કાકલુદી કીધી એવો મર્મ તેવણુના તરજુમામાં નથીજ બલકે ઉલટુંજ છે કે ઝરથુસ્ત્રનો દોસ્ત છેજ. કાકલુદીમાં તો દોસ્ત નથી માટે આપો એમ અર્થ થાય. ત્યાં દરવંદ રાજ-કરતાઓ તરીકે એવણુ લખે છે. આ દરવંદોનો જુનો ધર્મ છે એમ એવણુ સમજાવે છે. એમ છે તોપછી કોઇબી જાણવા માંગે કે આ ધર્મ કયો હશે? પણ તે કંઈ એવણુ કહી ગવા નથી. પણુ જો એવણુ એમ કહેવા માંગતા હોય કે તે ધર્મ દેવયસ્નીનો છે, તો પછી ઉપર જોયું તેમ, કામાજી પોતાના ઝરથોસ્ત્ર નામામાં કહે છે તેમ, તે ધર્મ અસલના મઝદયસ્નિ ધર્મોમાંનો એક છે, કે જેમાં બગાડો થયો હતો. ત્યારે તે વખતના બીજા લોકો જેઓ મઝદયસ્નિજ છે પણુ જડતા ઉપર ઉતરી પડેલા છે તે બીજાને શીખવે એવો એક ખરો દોસ્ત દેખાડ એમ એવણુના તે વાકયનો અર્થ થયો. દોસ્ત તો છેજ તેને કાંઇ શોધવાનો નથી. એમ ખુદ એવણુના તરજુમામાં છે. છતાંબી જો તે તરજુમામાંથી–તે તરજુમાંના કીધેલાનો ઉલટો અર્થ લઇએ કે **તે બીજાઓને** દીન દેખાડે એવો દોસ્ત દેખાડ, તો તે બીજાઓ તો આગળા મઝદયસ્નાનોજ છે. ખરેજ એવણુનો સાર પોતાના તરજુમા પ્રમાણેનો નથી. છતાં તે સારમાંથીબી વટલાવવાનો છાપ એવણુ બીજાઓ ઉપર પાડવા માંગે છે. પણુ વીચાર કરનાર ઉપર તે છાપ પડી શકતોજ નથી. પણુ એવા ફકરાઓને લાવવાને માટે અને તેમાંથી

ગોળ ગોળ જેવો સાર ખેંચવા માટે કંઇબી તેની મકસુદ છે એમ તેને દેખાઈ આવે છે.

---

હવે ગાથાનો ૩૧-૩ નો ફકરો જોઇએ. આ ફકરો આ એરવદ સાહેબે છાપેલી ચોપડીમાં નથી. પણ એ ફકરો તો ૧૯૦૩ ના સાલના ઑગસ્ટ મહીનાની બીજી તારીખે પારસી પંચાયતના ફંડ તથા મીલ્કતના ટ્રસ્ટી સાહેબોએ અનજુમનની સભાના મત પ્રમાણે ૩૫ ગ્રહસ્થોની સબકમીટી નેમી હતી, જે સબકમીટીએ ધર્મઅભ્યાસીઓમાંના અગીઆર ધર્મઅભ્યાસીઓની બીજી સબકમીટી નેમી હતી, તેઓએ આણેલી શહાદતોમાંની એક છે. તેઓની બતાવેલી બધી શહાદતોનો ફડચો ઉપર કરી ગયા છે અને બાકીનીનો હવે પછી કરીશું. આ એક ખાસ ફકરો છે કે જેમાંથી વટલાવવાની શહાદત તે અગીઆર અભ્યાસીઓએ બતાવેલી છે. એટલા માટેજ હવે હા ૩૧-૩ ના તરજુમો જોઇએ, તેનો સાર જોઇએ કે જેમાંથીબી વટલાવવાનો ભેદ તો નીકળતોજ નથી. ગાથામાં ધર્મોને માટે શું કહે છે તે જોઇએ. વટલાવવનું ગાથામાં છેજ નહિ તે બાબદ ટુંકમાં જોઇએ.

યાંમ[1] દાઓ[2] મઇન્યૂ[3] આથ્રાચા[4]
અષાચા[5] ચોઇશ[6] રાનોઇબ્યા[7] ક્ષ્નૂતેમ[8]
હ્યત્[9] ઉર્વતેમ[10] ચજ્દાનંધ્રહ્વદેબ્યો[11] તત્[12]
ને[13] મજ્દા[14] વીદ્વનોઇ[15] વઓચા[16]
હિજવા[17] થ્વહ્યા[18] આઓંધહો[19] યા[20]
જ્વન્તો[21] વીસ્પેંગ[22] વાઉરયા[23]

હા—નાની શરીરમાં થતી હમેશની લડાઇમાં, ભલાઈની—નેકીની—રાસ્તીની બાજુ ઉપર રહીને લડનારા માટે એટલે હવસોના બાંધવા માટેની લડાઇમાં

લડનાર માટે[૭] (તેઓને આપવા માટે) ‖ જે[૧] ‖ અમર ખુશાળી-હમેશગી સાથ જોડાયલી જાવીદની-હમેશાની ખુશી ખુશાળી[૮] (નામે ક્ષ્નુમ અને) ‖ જે[૯] ‖ દહમ આફ્રીતી આશીશો[૧૦] ‖ તે મઝદાએ નક્કી કીધા છે.[૬] ‖

**અથવા એમ તરજુમો થાય કે** ‖ હવસોને લડાઇમાં બાંધનાર માટે[૭] (તેઓને આપવા માટે) ‖ જે[૧] ‖ ક્ષ્નુમ અમર ખુશાળી[૮] ‖ જે[૯] ‖ ઉરૂની હાલતવાળી એટલે વૃધ્ધીએ પુગાડનારી છે તેને[૧૦] ‖ તેં મઝદાએ નક્કી કીધી છે[૬] ‖ તે ઉરૂની હાલત અપાવતા આશીશો સાથની ક્ષ્નુમની ખુશાળી[૮·૧૦] ‖ દીનચાશીદારો માટે-દીનના ફરમાનોને જોઈ સમજી તે પ્રમાણેનો અમલ કરીને દીનની મીનો મ્યઝદ ખાવા ઇતેજાર રહેલા માટેથી[૧૧] ‖ તેં નક્કી કીધી છે[૬] ‖ (આ ખુશાળી કઇ રીતે મેળવી શકાય?) ‖ આશીશોવાળી ઉરૂની વૃધ્ધીએ લઈ જતી[૧૦] ‖ તે[૧] ‖ ક્ષ્નુમ અમર આનંદ[૮] ‖ તે દીન ચાશીદારોને[૧૧] ‖ મીનોઇ ગતી મારફતે[૩] (એટલે કેહર્પના ચખ્રોની સુક્ષ્મ થએલી હાલત મારફતે-કુદરત વસેલા કેહર્પ મારફતે) ‖ (તેવા કેહર્પથી ખીલતા) આતશ મારફતે[૪] ‖ (તેવા ખીલેલા આતશ)થી ઉભી થતી અશોઇ મારફતે[૫] ‖ તું આપશે[૨] ‖ (પણ તે મીનોઇ ગતી-કેહર્પની સુક્ષ્મ હાલત-આતશની સુક્ષ્મ હાલત અને અશોઇ મેળવી શકાય માટે દુઆ કરે છે કે) ‖ તે[૧૨] (બધા માટેનું જ્ઞાન અને અમલ) ‖ હમોને[૧૩] ‖ જાણવા માટે-શીખવવા માટે ગ્રહણ કરવા માટે[૧૫] ‖ અએ મઝદા[૧૪] ‖ તારાના એટલે તારે લગતાના-તું વસેલાઓના એટલે અપવનોના[૧૮] ‖ મોઢાંની[૧૯] ‖ ઝબાનથી[૧૭] ‖ તું કહે-શીખવ[૧૬] ‖ કે જેથી[૨૦] ‖ બધા[૨૨] ‖ જીવતાઓને[૨૧] ‖ દાદાર ઉપર મુકવાના એતેકાદની ઉપ્યોગીતા વિષેની પુર્ણ ખાત્રી કરાવીશ-દીનો ઉપરના એતેકાદને જોશમાં ચલાવીશ.[૨૩] ‖

આ મોતેબર અને ગુહ્ય ફકરામાંથી અષો ઝરથુસ્ત્ર કુલ પાંચે પાંચ વર્ણોની દીનોના એતેકાદના ખીલવવાની વાત કરે છે. પહેલાં સામાન્ય નીયમ શીખવે છે કે જેઓ હવસોની લડાઇમાં, હવસ રહીત થવા લડી રહયા છે, તેઓને ક્ષ્નુમ એટલે અમર ખુશાળી અને તેનું જ્ઞાન અમલ બધું મળે, એમ દાદારે નક્કી કીધું છે. **આ એક સીધ્ધાંત છે જે બધી વર્ણોની દીનોને માટે છે. કોઇ એક માટે છે અને બીજા માટે નથી એમ નથી. પછી બીજો સીધ્ધાંત** બતાવે છે કે જેઓ દીન ચાશીદારો છે એટલે દીનને જોઈ તેની ચાસ્ની કરનાર એટલે દીનને પાળીને દીનની શકિત મેળવવા માંગે છે તેઓને ઉપલી ક્ષ્નુમની ખુશાળી મળશે.

**પછી ત્રીજો સીધ્ધાંત** દેખાડે છે કે ક્ષ્તુમની અમર ખુશાળી **ઉર્વ-તેમ** ઉરૂ કરાવનારી-મીનોઇએ લઈ જનારી માટે દહમ આફ્રીતી રાખનારી છે. જેને ક્ષ્તુમ મળે છે તેની ઉપર દાદારની દહમ આફ્રીતી-સાહેબોની દહમ આફ્રીતી ઉતરે છે. માટે ક્ષ્તુમને ગાળ ભાંડવી દાદારને અપમાન કરવા બરાબર છે.

**પછી ઉપરના બધા સીધ્ધાંતોની મુરાદ કઇ રીતે હાંસલ થાય માટે કહે છે કે:—**

દીન ચાશીદારો એટલે દીનને પાળીને દીનની શકિત મેળવવા માંગનારાઓને તે આશીશોવાળું, ઉરૂ કરાવનારૂં ક્ષ્તુમ-અમર ખુશાળી અને તેનું જ્ઞાન મેળવવાની લાયકાત, **'રાનોઇબ્યા'**વાળા થવાથી આવશે એટલે પોતાની **અંદરની** મારામારીના રણમાં ભલાઇની બાજુએ ઉભા રહીને લડવૈયો થવાથી આવશે.

**આવા લડવૈયા કઇ રીતે થવાય?** કહે છે કે **મઇન્યૂ-આથ્રાચા અષાઇચાથી** થવાય. **મઇન્યૂ** એટલે મીનો કુદરત રાખે તેવું કેહર્પ કીધાથી -તેથી ઉંચ થતા **આથ્રાચા** આતશ અને તેજી અને સચેતીથી, તેથી મળતા **અષાઇચા** અશોઇની શકિત ઉભી કરવે, **રાનોઇબ્યા** થવાય.

પછી કહે છે કે **મઇન્યૂ-આથ્રાચા-અષાચા** માટેનો હમોને શીખવનાર કોણ છે? કે જેથી હમો તેની કનેથી તે શીખી અમલ કરીને તે શકિતઓ મેળવીએ. કહે છે કે **થ્વહ્યા**=તારાના એટલે તારે લગતાના એટલે પેગામ્બરની દીનના દસ્તુરો પોતાને મહોડેથી એટલે પોતાની પાક સત્ય ઝબાનથી હમોને આશીશો આપીને શીખવે. હયાં આ શબ્દો છે:-ને **મઝદા વીદ્દવનોઇ વઓચા હિજ્વા થ્વહ્યા આઓંઘહો:** અએ મઝદા હમોને શીખવવા માટે-બતાવી જ્ઞાની કરવા માટે, **તારાના** એટલે તારે લગતાના-તારી દીનનાઓના મોઢાની ઝબાનથી-તું વસેલાઓના મોઢાંની ઝબાનથી તું કહે-શીખવ.

હયાં **થ્વહ્યા** શબ્દ વાપરેલો છે. એ શબ્દ **થ્વ** એટલે તારા Thy thine જેવા possessive pronoun નો છઠ્ઠીનો આકાર છે. **થ્વ** એટલે **તારા** અને તેની છઠ્ઠી વિભકિતથી **તારાના** એમ અર્થ થાય. **તારાના એટલે** તારા લગતાના, તું જેમાં છે, જે કોઈ તારો છે તેના એટલે જે કોઇ **ઝઓશ્રરૂપ આલાતરૂપ થયો** છે તેના-તેની ઝબાન મારફતે તું મઝદા કે જે તેમાં વસેલો છે તે મને સમજાવે. જો **તારા** એમ કહેવા માંગતે તો **તોઇ** શબ્દ વાપરતે અથવા **તવા** શબ્દ વાપરતે અથવા **થ્વોઇ, થ્વે** શબ્દો

વાપરતે. આ બધા **તવા, તોઇ, થ્વોઇ, થ્વે** શબ્દો બીજા પુરૂષ સર્વનામની છઠ્ઠી એકવચનના છે. બીજો પુરૂષ સર્વનામનો શબ્દ 'તુ' છે અને 'તુ' ની છઠ્ઠી તે તુંના એટલે **તારા** થાય. જો **તારા** શબ્દજ કહેવા માંગતે તો ઉપરના શબ્દો લખતે કે જેઓ બધાજ ગાથામાં આવે છે. પણ હયાં તો **થ્વહ્યા** શબ્દ ખાસ ઉપલી મતલબેજ લખ્યો છે.

આવા ક્ષ્નુમીક ખુશાળીવાળાઓ અને વૃધ્ધી થવાની દહમ આફ્રીતીવાળાઓ પોતાની ફરઝ તરીકે કયો પાઠ જગતમાં ભજવે છે? ઇનસાફ જગતમાં વ્યાપે, દેવ જગતમાંથી કુલે વર્ણોમાંથી–વર્ણોની દીનોમાંથી તુટે; અને દએવ–દ્રવાઓના આમ તુટવાથી દાદાર ઉપરનો એતેકાદ તેનામાં મજબુત થઇ રહે છે, કે જેથી જેબી કોઇ એક દીનમાં તે શખ્સ જન્મયો હોય તે, તે પ્રમાણે ચાલીને ક્ષ્નુમીક ખુશાળી મેળવે છે. હયાં ગાથાના ફરમાનો શીક્ષણો સાર્વજનીક છે એટલે પાંચેપાંચ મુળ દીનોને લાગુ પડે છે; એમ ધ્યાનમાં લઇને આ છેલ્લી લીટીનો તરજુમો જોવાનો છે.

ગાથામાં અનેક દીનો છે જેઓને દાદારે પહેલાંથીજ કીધી છે, તેનો ભેદ આવે છે. ગાથાના હા ૪૬–૬ માં તે ભેદ આપેલો છે. ત્યારે સવાલ ઉઠે છે કે પેગામ્બરના વખતમાં શું અનેક દીનો હતી? ના, પેગામ્બરના વખતમાં દીનોના મુળો મઝદયસ્ની દીનમાં હતા. તેઓ ભવીષ્યમાં ઉગી નીકળશે; એમ ભવીષ્યમાં બીજી દીનો થશે એમ કહેલું છે, કેમકે દીનોના લાવનારને **સઓષ્યંત** કહેલા છે, જે **સઓષ્યંત** શબ્દમાં ભવીષ્યમાં ફાયદો પુગાડનારનો અર્થ છે. **સઓષ્યંત** શબ્દ **'સુ'** ફાયદો કરવાની ઉપર ભવીષ્યનો પ્રત્યય લગાડવાથી થયો છે. ગાથામાં તે દીનોને **સઓષ્યંતની** કહેલી છે. એટલે **સઓષ્યંતોની** તે દીનોને હવે પછીની એટલે પેગામ્બર સાહેબના આવ્યા પછીની કહી છે. એવીજ રીતે પેગામ્બરની અગાઉના મોટા દીન બોરદારોનેબી **સઓષ્યંત** કહયા છે કેમકે તે ભુતકાળથી તે ભુતના ભવીષ્ય અરવાચીન કાળ જે ઝરથુસ્ત્રનો હતો ત્યાં લગીમાં, દીનને ચલાવનાર તેઓ હતા. ત્યારે પેગામ્બરની અગાઉ દીનો હતી એમ કહેવાય કે? હયાં એક નવો ભેદ ઉભો થાય છે. દુન્યા–જમાનો દરેધો–ખદાતના ૮૧,૦૦૦ વર્ષોના દોરમાંજ દોડે છે. ૮૧,૦૦૦ વર્ષ પછી જગરેલથી દુન્યા–જાહેર જમાનો ખતમ થાય છે. ત્યારે બેશુમાર દરેધો–ખદાત=૮૧,૦૦૦ વર્ષોના દોરાનો જગત ઉપર થઇ ગયા છે અને થઈ જશે. દરેક દરેધોના શરૂઆતમાં પાંચે પાંચ વર્ણો–પેટાવર્ણોની પેદાશ મઝદયસ્નિ પેશવા–પરદાત શાહોની રાજનીતીમાં

રહે છે. આ વખતે તે મુળ વર્ણની દીન મઝદયસ્નિ દીન તરીકેજ રહે છે. બીજી બધી દીનો ચીઓ-બીયામાં સંકોચાય છે. આ વખતે દીવાનોના જુલમો શરૂ થાય છે-અનેક નરો મઝદયસ્નિ દીનને ફરી ફરી લાવે છે, જે દીનો દેવોથી ખતમ થતી જાય છે. આમ લગભગ ચારથી પાંચ હઝાર વર્ષો નીકળી જાય છે કે પછી અષો ઝરથુસ્ત્ર મઝદયસ્નિ દીનને તેના યઝતી પુરબહારમાં, તે દીનની યઝતી શકિત સાથે એટલે ઝરથોસ્તિપણા સાથે-પાવમહેલ અને યસ્નોના ભેદ સાથે તેમ બીજી દીનોના બીયાંઓને ઉગાડવાના અધીકાર સાથે આણે છે. દરેક દરેધો-ખદાતમાં આમ શરૂઆતમાંજ **મઝદયસ્નિ દીન** અનેક વખતે આવે છે ખરી પણ પુર્ણ રીતની રહેતી નથી માટે દેવો તે દીનોનો ચેરાઘ મંદ કરી નાખે છે. પાંચ હઝાર વર્ષે ઝરથુસ્ત્ર આખી યઝતી તોરની મઝદયસ્નિ દીનને એટલે '**યા આહૂઇરિશ જરથુશત્રિશ**'ના ઉમેરા સાથની મઝદયસ્નિ દીનને લાવીને જગતમાં દેવોને બાંધે છે; અને ભવીષ્યમાં અન્ય દીનો તેઓને બરવકતે જાહેર થાય માટે ભવીષ્યમાં કામ કરનાર **સઓષ્યંતો**ની ઓલાદ-ઓકાદને નેમી જાય છે, કે જેમાંથી શુધ્ધ થતો થતો તે સઓષ્યંત જન્મે. આમ ઝરથુસ્ત્રના વખત અગાઉના ચાલુ દરેધો-ખદાતમાં તો એકજ મઝદયસ્નિ દીનજ રહુ છે. પણ તે દરેધો-ખદાતની અગાઉના દરેધો-ખદાતમાં અન્ય દીનો તો ઉગે છે; માટે ચાલુ દરેધો-ખદાતના ઝરથુસ્ત્રની અગાઉની એટલે આગળા દરેધો-ખદાતના ઝરથુસ્ત્રની પછીની તે દીનો થયલી ગણાય. એમ ત્યારે દીનોને દાદારે સપ્પર પહેલાથીજ કીધી છે. એ ભેદ ગાથા હા ૪૫-૪ માં છે. આ દીનો ભવીષ્યમાં થશે જેઓને સઓષ્યંતો લાવશે, એ સત્ય ગાથા હા ૩૪-૧૩ માં છે. આ દીનો જે સઓષ્યંતોની છે એટલે ભવીષ્યમા થશે તે દીનો મુજબ ચાલનારને **હૂકેરેત** કહે છે જે મોક્ષે પુગશેજ. આવો ભેદ ગાથા હા ૩૪-૧૩ માં છે. દીનો અનેક છે તે દીનોના જુદા જુદા '**વરેનંગ**' એતેકાદો-ઇમાનો છે, તે જુદા જુદા **વરેનંગ** એતેકાદોની દીનોની '**સેંગહાંસચા**' સીધાન્તો છે, તેમ તે દીનોની **બ્યઓથનાચા** તરીકતો છે-માનવો તે દીનોમાં જન્મશે-તે બધું દાદારે અગાઉથીજ નકકી કીધું છે,-એવું સત્ય ગાથા હા ૩૧-૧૧ માં છે.

આ બધા ઉપરથી સાફ સાફ માલમ પડશે કે ગાથામાં બધી મુળ દીનોની હીમાયતી છે. ત્યાં બધી દીનોની વસીઅતોનો એક મુળ પાયો છે. એમ ત્યારે આ હા ૩૧-૩ ના ફકરાની વીગતો બધી દીનોની વસીઅતોનું મુળ છે, તે બધી દીનોની વસીઅતોનો પાયો છે. માટે કહે છે કે હું મારા હવસોને મારીને, લડાઈ જીતીને, અશોઇ મેળવી, મીનોઈ ગતી મેળવી,

ક્ષ્નુમની ખુશાળી મેળવીશ. દીનના ફરમાનને શીખીશ, એમ ક્ષ્નુમનું જ્ઞાન અને અમર ખુશાળી મેળવીશ, અને ત્યાર પછીથી હું બીજાઓને, દીન કે જેબી કોઇ તેની હોય તે દીન ઉપર એતેકાદ રાખવાની ખાત્રી કરાવી આપીશ. આ છેલ્લી લીટી આમ છે:—

**'જ્વન્તો વીસ્પેંગ વાઉરયા'**: કુલ જીવતાઓને એતેકાદ જે દીન ઉપરનો છે તે રાખવોજ જોઇએ, એમ ખાત્રી કરાવી આપીશ–તેવું કરવાના કારણરૂપ થઇશ.

હયાં **વાઉરયા** શબ્દ છે જેનો અર્થ એતેકાદ રાખવાનું જેમ બતાવીશ, ખાત્રી કરાવી અપાવીશ એમ થાય. મઝદયસ્નિ દીન ઉપર એતેકાદ રખાવીશ એમ કહયું નથી પણ સામાન્ય **એતેકાદ** રખાવવાનું મથન કરીશ એમ કહે છે. હયાં દીનો કે જે મઝદયસ્નિ દીનના પેટામાં છે કે જેથીજ મઝદયસ્નિ દીનને **મઝિશ્ત**= મોટામાં મોટી એટલે બધાને સમાવનાર કહી છે, તે દીનોને લીધી છે અને તેઓ સામેની જુઝ એટલે સામી બાજુ તરીકે દએવ–દ્રવાઓને લીધા છે. દએવ–દ્રવાઓ જો પાછા હઠે તો દીનો આગળ વધે એટલે લોકો દીનોમાં એતેકાદ રાખે.

**વાઉરયા** શબ્દ **વર–વેરે** એટલે એતેકાદ રાખવો ના મુળ ઉપર પ્રયોજ્ય પ્રત્યય મુકીને પ્રયોજ્ય ક્રીયાપદ તરીકે છે. '**વર–વેરે**' શબ્દના અર્થને વધુ જોર આપવા '**વર**' આકારને '**વાવર**' અને '**વાઉર**' તરીકે બનાવ્યો છે એટલે એતેકાદને પુર્ણ જોશમાં રાખવો એવો અર્થ **વાઉર** આકારનો થયો. પછી વાઉરની ઉપર **અય** નો પ્રયોજય પ્રત્ય મુકીને **વાઉરયા** શબ્દ કીધો છે; એટલે પુર્ણ રીતનો–પુર જોશનો એતેકાદ રખાવવાના કારણરૂપનો હું થઇશ. **વાઉરયા** શબ્દમાં ત્યારે દીનો વીષે બીગુમાન થવાની ખાત્રી કરાવી અપાવવાનો convince કરવાનો અર્થ છે. જોરજુલ્મથી મારી ફાડીને દીનમાં વટલાવવાનો અર્થ આ **વાઉરયા** શબ્દ માટે કરવો સીરફ સરયામ ખોટો છે.

ત્યારે ગાથાના જમાનમાં પેગામ્બર સાહેબના મુળ વખતમાં દીનો જાહેર હતી નહી. પણ દીનોના ચાથ્રો એટલે બીયાંઓ મઝદયસ્નિ ઝરતોસ્તી દીનમાં રહીને પોખાતા હતા કે જેઓને જોઇતા સીધાન્તોનો (પથ્ય ખોરાક મળ્યો જતો હતો કે જેથી તે દીનો **હાતાંમ**ની એટલે હસ્તી તરફ લઈ જાય તેવી જીવતી થતી ખુદ ગાથા હા ૪૪–૧૦ માં જણાવી છે. **હાતાંમ** શબ્દમાં હસ્તી તરફ જઈ રહે તેવી રીતની હસ્તી ભોગવતીનો અર્થ છે. ગાથા હા ૪૪–૧૦ માં મઝદયસ્નિ દીનને

**હાતાંમ વહિશ્તા** કહી છે, એટલે હસ્તી તરફના મરકઝોએ પુગાડતી દીનોમાં ઉત્તમ કહી છે. હયાં કહે છે કે મઝદયસ્નિ દીનમાં બીજી દીનના મુળો હસ્તી ભોગવે છે. તે બીજી દીનો **હાતાંમ** છે એટલે હસ્તીના મરકઝોએ પુગાડે તેવી છે, જેઓ હાલે પેગામ્બરના વખતમાં મંદ છે. તે બધી **હાતાંમ**માં આ મુળ મઝદયસ્નિ ઝરથુસ્તિ દીન **વહિશ્ત** છે.

ત્યારે ગાથાના પેગામ્બરના જમાનમાં મુળ દીન ચલીત છે, બીજી દીનો ચલીત નથી; પણ તેઓના સજીવન થયલાં બીયાંઓમાંથી તે દીનો પોતપોતાનો ફણગો કાઢી રહી છે. આવો ભેદ ગાથા હા ૪૪-૧૦ માં છે. સઓષ્યંતોથી-ભવીષ્યમાં આવનારથી તે દીનો જાહેર થશે. એમ ગાથા હા ૩૪-૧૩ માં કહે છે. ત્યારે ગાથા હા ૪૪-૧૦ માંના **હાતાંમ** શબ્દમાં બીજી દીનોનો ઇશારો છે પણ તેઓ મંદ છે છતાં મઝદયસ્નિ દીનથી તકવો મેળવી રહે છે. તેઓ જીવતી જાગતી છોકરવન જેવી માતાની સાથેજ જોડાયલી, માતામાંજ રહેલીઓ છે, પણ નોખી થઇને તેઓ જગતમાં ઉગેલી નથી. કેમકે જો ઉગેલી દીનો તરીકે **હાતાંમ વહિશ્તા** શબ્દ ગાથા હા ૪૪-૧૦ માં વાપર્યો હતે-લીધો હતે તો પછી હા ૩૪-૧૩ માં તે દીનોને સઓષ્યંતોની એટલે ભવીષ્યમાં આવનારની એટલે ભવીષ્યમાં ઉગવાની તરીકે કહેતે નહી. એમ ત્યારે **હાતાંમ વહિશ્તા** શબ્દોથી એમ નહી કહેવાય કે પેગામ્બરના વખતમાં અનેક દીનો ચાલુ હતી-પણ એમ કહેવાય કે ભલી માઝદીયસ્નિ દીનમાં તે દીનો સમાયલી હૈયાતી ભોગવી રહી હતી-બહાર પડેલી હતી નહી, પણ ભલો ખોરાક લઇ રહી હતી. એમ જ્યારે પેગામ્બરના જમાનમાં જગતમાં બીજી દીનોજ જાહેરમાં હતી નહી તો પછી **વાઉરયા** શબ્દનો અર્થ વટલાવવાનો થાયબી કેમ? **વાઉરયામાં એતેકાદ રખાવવાની ખાત્રી કરાવવાનો અર્થ છે, પણ તેમાં એતેકાદને બદલાવવાનો અર્થ નથીજ.** હયાં તો સામાન્ય નીયમ બતાવેલો છે કે જે કોઇબી નર દીન ઉપર એતેકાદ લાવે તેથી દ્રવાઓ હણાય. દીન ઉપર એતેકાદ લાવવાનું શીખવવું અધીકાર બતાવે છે, જે અધીકાર હવસોને બાંધી અશોઇ મેળવવે મળે છે. હવસોને બાંધવાની રીતના શીખવનારાઓ **થ્વહ્યા** એટલે તારાના એટલે તું દાદાર જેઓમાં વસેલો હોય તેઓ છે. ત્યારે ગાથા શું શીખવે છે? શીખવે છે કે :—

(૧) અનેક દીનો છે-દાદારે સપ્પર પહેલેથી કીધી છે (૪૬-૬).

(૨) મઝદયસ્નિ દીન તે બધામાં વહિસ્ત છે (૪૪-૧૦).

(૩) મઝદયસ્ની દીનના વીશાળ પેટમાં તે બીજી દીનો છે–હૈયાતી ભોગવે છે–છોકરવન જેવી શીખી રહે છે, શીખે છે, માટે હજુર બહાર પડેલી નથી–શીખી રહેશે ત્યારે બહાર પડશે. આવી અનેક દીનો છોકરવન જેવી છે જેઓ **હુતાંમ** છે હસ્તી તરફ લઇ જાય તેવીજ છે, દાદારથીજ મોકલાયલી છે, તે ભેદ ગાથા ૪૪–૧૦ માંજ છે.

(૪) આ દીનો સઓષ્યંતોની છે એટલે ભવીષ્યમાં આવનારાઓની છે, માટે ભવીષ્યની છે એટલે ભવીષ્યમાં ઉગશે,–જુઓ ગાથા ૩૪–૧૩.

(૫) કુલ જીવતાઓનો **વરેનેંગ** એટલે એતેકાદ ઇમાન જે અનેક છે અને **સેંગહાંસ્ચા** એટલે ધારમીક સીધાન્તો અને **બ્યઓથ્નાચા** તરીકતો–જેઓ અનેક છે એટલે દીનો અનેક છે એમ ગાથા ૩૧–૧૧ માં કહે છે, કે જે દીનોના **ફ્રકેરેત** થવાથી એટલે તે તે દીનોની પતમાનની તરીકતો કે જેઓ સવાબો–નેકીઓ સાથેજ પાળી શકાય, તે બધુ પાળવાથી મુકિત માંગે છે, એમ ગાથા ૩૪–૧૩ કહે છે. તેવા બધા જીવતાઓની જુદી જુદી દીનો ખુદ દાદારેજ મુકરર કીધી છે, એમ ૩૧–૧૧ માં કહે છે. એવી બધી જીવતાઓની **વરેનેંગ** ઉપર એટલે દીનોના એતેકાદ ઉપર **વાઉરયા** એટલે હું બેગુમાન કરાવીને, ચલાવીને, તે દીનો વીષેની ખાત્રી કરાવી અપાઉં–તે ભેદ આ ગાથા ૩૧–૩ માં છે. ગાથાનું શીક્ષણ હયાંથી અટકતું નથી. તે કહે છે કે બધીજ દીનો તરફ સહનશીલતા રાખવી જોઇએ. તેવી સહનશીલતા કોણ રાખે–બધી દીનોનો ભેદ કોણ જાણે? જે કોઇ જાણે તે બુલંદ આતશી ગતીનો હોય–આરમઇતી તેવીષીનો હોય એટલે પરમાર્થી ઇચ્છા વાસ્નાનો હોય,–ઝઓથરપનો, અને પસે–રતુ હોય. એવાઓમાં આરમઇતી વસેલી હોય કે જેઓનેજ **દએનાઓ**=બધી દીનોનો ભેદ બતાવવામાં આવે છે. આવો ભેદ ગાથા ૩૩–૧૩ માં છે. આવા માંથ્રો બોય દેતી વખતે ભણીને કુલ દીનોને આશીશો પુગાડવામાં આવે છે. વળી આ બધી મુળો દીનો કે જેઓના ચેરાધો માઝદયસ્નિ દએનમાંથી સલગેલા છે, જેઓને જોઇતું, પોતાના ચેરાઘોને બળતા રાખવાનું તેલબી, મઝદયસ્ની દએનજ પુર પાડે છે, એટલુંજ નહી, પણ તે દીનોને પોતા માટે જોઇતી મ્યઝદ એટલે જોઇતું પુન્ય મઝદયસ્નિ દીનજ પુરાં પાડે છે કે જે મઝદયસ્નિ દીન સાથે તે મ્યઝદ મેળવવા તે દીનો મલી રહે છે. આવો ગુહય ભેદ ગાથા ૪૯–૯ માં છે. ગાથાઓમાં દીનો માટે આવી સમજ છે. એવી સમજના ગાથાઓમાં ત્યારે પારકાઓ જેઓ પોતાની બરહક દીનોમાં છે તેઓને તેઓની તે દીનો-

માંથી કાઢીને પોતામાં લેવાનું કદીબી હોય? કદીબી નહિ. તે સાહેબો સરતાપા ભુલેલા છે અને ગાથાઓના સામાન્ય વડપણનો ઇનકાર કરવાનો ગુનાહ કરી રહે છે.

## ઉપર કહેલી ૧૧ ધર્મઅભ્યાસીઓની સબકમીટીએ ટાંકેલો વટલાવવા માટેનો ફકરો હા ૪૫-૫.

અહીંયાં આ કમીટી અભીપ્રાય આપે છે કે 'પેગામ્બર જરથોસ્ત'ની આખરી જીગરની ઉમેદ હતી કે તેવણુની દીન હક્તે કેશ્વર જમીનમાં ફેલાય. એમ કહીને વટલાવવા માટેની દીનમાં શહાદત છે એમ એ સાહેબો કહેવા માંગે છે. એ સાર તદ્દન ફુઝુલ છે તે જોઇએ. પેગામ્બરના જીગરની ઉમેદ દેવને બાંધવાની હતી નહી કે વટલાવવાની.

**ફકદો ૪૫-૬**

**અત્[૯] ફ્રવક્ષ્યા[૧૦] હુયત્[૧૧] મોઇ[૧૨] મ્રઓત્[૧૩] સ્પેન્તોતેમો[૧૪]**

**વચે[૧૫] સ્રૂઇદ્યાઇ[૧૬] હુયત્[૧૭] મરેતએઇબ્યો[૧૮] વહિશ્તેમ[૧૯]**

**યોઇ[૨૦] મોઇ[૨૧] અહ્માઇ[૨૨] સેરઓષેમ[૨૩] દાંન્[૨૪] ચયસચા[૨૫]**

**ઉપાજિમેન્[૨૬] હઉર્વાતા[૨૭] અમેરેતાતા[૨૮]**

**વંઘ્હેઉશ[૨૯] મન્યેઉશ[૩૦] શ્યઓથનાઇશ[૩૧] મજદાઓ અહુરો[૩૨]**

તરજુમો

વળી[૯] ‖ વૃધ્ધી થવા માટે ઉત્તમમાં ઉત્તમ રીતે કામ કરનાર કરાવનાર[૧૪] ‖ મઝદા અહુરાએ[૩૨] ‖ મને[૧૨] ‖ આ પ્રમાણે[૧૧] (ઉસ્તાદની સત્યસંગ મેળવવા માટે) ‖ કહયુ[૧૩] (છે તે) ‖ જાહેર કરીશ[૧૦] ‖ (કે ઉસ્તાદે આપેલો) ‖ માંથ–નીરંગ[૧૫] ‖ કાને પાડવા–ભણીને અહુનવરના નાદો કાને પાડવા[૧૬] ‖ તે,[૧૭] ‖ માનવો માટે[૧૮] ‖ ઉત્તમમાં ઉત્તમ[૧૯] (છે) ‖ જેઓ[૨૦] ‖ મારી તરફ[૨૧] (અને) ‖ તેની તરફ એટલે ઉસ્તાદ અને ઉસ્તાદે આપેલી તે નીરંગ તરફ[૨૨] ‖ તાબેદારી[૨૩] (કાર્યપુર્વક તરીકત પ્રમાણે ચાલવાની ચોંપ) ‖ ચિત્ત, ધ્યાન[૨૫] (તે નીરંગની ચાત સાથની વીરદ, અમલ, વરજીશી) ‖ આપશે[૨૪] ‖ (તેઓને નેક હીદાયત મળશે, તેઓ નેકા કરશે કે જે) ‖ ભલી નેક[૨૯] ‖ મનસ્નીના–મન જે બહમનની શકિતવાળુ મીનો થયુ છે તેવા મનની મનસ્નીના[૩૦] ‖ કામોને લીધે[૩૧] (તરીકત મુજબની વર્તણુકોને લીધે) ‖

ખોરદાદથી[૨૭] (અખંડપણું-દરજરહીતની હાલત) ‖ અમરદાદથી[૨૮] (અમર હાલતની ઉસ્તા-પરમ શાંતી-પરમ સુખ) ‖ આવી મળશે-હાંસલ થશે.[૨૯] ‖

આ અતી ગુહય ફકરો તન-પસીનની હાલત તરફ જવા માટેનો રસ્તો દેખાડે છે. આગળના હા ૪૫-૪ ફકરામાંથી એવીજ બાબદ આવે છે કે જેને માટે વધુ ગ્નાન આ ફકરામાં આપેલું છે. આગળા હા ૪૫-૪ ના ફકરામાં આમ કહે છે કે:

**અત્[૮૪] ફ્રવક્ષ્યા[૮૫] અંઘ્રહેઉશ[૮૬] અહુયા[૮૭] વહિશ્તેમ[૮૮]**
**અષાત્[૮૯] હચા[૯૦] મઝ્દાઓ[૯૧] વએદા[૯૨] યે[૯૩] ઇમ્[૯૪] દાત્[૯૫]**

વળી[૮૪] ‖ આ[૮૭] ‖ તનોમંદ હૈયાતીના[૮૬] ‖ ઉત્તમમાં ઉત્તમપણાને[૮૮] ‖ (જે ખએત્વોદથની હાલત બતાવે છે તે હાલતને) ‖ હું જાહેર કરું છું[૮૫] ‖ મઝદા અહુરા[૯૧] ‖ (કે) જેણે[૯૩] ‖ તે[૯૪] (ખએત્વદથ થવાની હાલત માનવ માટે) ‖ મુકરર કીધી છે નક્કી કીધી છે[૯૫] ‖ તે મઝદા અહુરા[૯૧] ‖ અશોઇને લીધે એટલે અશોઈ હાંસલ કરવાના અંદાજની ઉપરથી[૮૯-૯૦] ‖ જાણે છે[૯૨] (કે ખએત્વદથને લાયક કોણ છે). ‖

પછી એ ફકરામાં ખએત્વદથની લાયકાત વીષે કહે છે કે બહમન અને આરમઇતી તે ખએત્વદથના ઉમેદવારમાં વસવા જોઇએ. ત્યારે એ ફકરામાં ખએત્વદથ તરફ જવાની મુરાદ બતાવી છે. હવે આ ૫)માં ફકરામાં કઇ રીતે ખએત્વદથ મળી શકે, બહમન અને આરમઇતીને પોતામાં કઈ રીતે વસાવી શકાય, તેની તરતીબ બતાવે છે. અહિંયાં રતુ-ઉસ્તાદની બાંહેધરી બતાવી છે. તે રતુ તેને **વચ** એટલે ચોકકસ માંથ્ર આપે છે, જેની વીર્દ એટલે અમલ તે કરે છે. તે ઉસ્તાદ તે ચેલાની નબળાઇઓ જાણીને પછી તે **વચ** કાઢી આપે છે, જે **વચ**ને પછી તે ચેલો **ચચસચા** ચીત્તથી, મનને કાબુમાં લઇને વીર્દમાં લાવે છે. આ વીર્દ કરતી વખતે તે ચેલાએ ઉસ્તાદ ઉપર પુર્ણ ભરોશો મુકવો જોઇએ. આવી બાબદ અહિંયાં છે.

આવો તરજુમો પહેલવી તરજુમાની અને ક્ષ્નુમની હકીકતની રૂએ થઈ શકે છે. આપણે ઉપર જોઈ ગયા છીએ કે ગાથાના સીધાન્તો બધાજ ધર્મો માટે છે. ઉસ્તાદ વગર કદીબી વધાય નહિ એ સીધાન્ત કુલ માનવો માટે એટલે બધીજ દીન માટે છે.

પણ જો ઉપરનો તરજુમો કે જે રતુ દીનદસ્તુરનો ભેદ બતાવે છે, તેને

માન્ય નહી રાખીએ અને એમ અર્થ લઇએ કે **મરેતએઇબ્યો** એટલે કુલ માનવ માટે જે **વચ** માંથ અપાયો છે તેને જાહેર કરૂં છું.

આ **માનવો** તે ઝરથુસ્ત્રના વખતના મઝદયસ્નાનોજ હતા કે જેઓના મોટા ભાગમાં દેવયસ્નિનો ફ્રેબ ધુસેલો હતો. આ સાહેબોએ પહેલા પુરવાર કરવું હતું કે તે વખતે ફ્લાની ફ્લાની દીનો હતી. આપણે ઉપર જોઇ ગયા છીએ, ખુદ બહેસ્ત-બહેરેહ કામાજીએ પોતાના ઝરથુસ્ત્રનામામાં સાફ સાફ કહયું છે, ઝમ્યાત યશ્તમાં જે ગુહય રીતે આવ્યું છે-દીનકર્દમાં જે લખાયુ છે કે ઝરથુસ્ત્રની આગળના વખતમાં સીરફ મઝદયસ્નિ દીનજ હતી. દેવયસ્નિ જે નાશનો ઇલ્મિ અમલ દેખાડે છે, જેને **અક વર્ણ**ની કહી છે, તેજ તે વખતે મઝદયસ્નિ દીનનો નાશ કરતી હતી. આ દેવયસ્નિ સામે જુમ્બેશ હતી, કે જે દએવ તોડવા માટે **યા આહૂઇરિશ જરથુશત્રિશ**ના ભેદનો વધારો જે પાવ મહેલ-યસ્ન-દૂરૂજ પરહેજની તરીકતો-નવજોતી-અથોરનાની વીગેરે વીગેરેનો છે તેઓને, ઝરથુસ્ત્રે અસલની માઝદયસ્નિ દીનના વધારા તરીકે આણ્યો હતો. આમ ત્યારે અહિંયાં દેવને બાંધવાની તોડવાની નસીહત કુલ માનવોને મળે છે-ખએત્વદથ તરફ જવાની નસીહત કુલ માનવોને મળે છે-નહી કે વટલાવવાની બાબદ આપેલી છે. ગાથામાં દીનોને દાદારની કહી છે; સઓષ્યંતો તેઓને ભવીષ્યમાં બરવખતે ઉભી કરશે અને તેઓમાં આ ગાથાના બધા સીધાન્તોને તે તે દીનના મરતબા મુજબ જાહેર કરશે. બધીજ દીનોમાં મુકિત આવે છે. અહિંયાંબી મુકિતનીજ વાત છે. મુકિતના ઘણા પગથીઆ છે. અહિંયાં ઉંચામાં ઉંચા પગથીઆની વાત છે. ત્યારે **માનવો** માટે આ '**વચ**'ને મુકિત લેવા જાહેર કરૂં છું-તેમાં માનવોએ ઉસ્તાદની મદદથી હવસોને મારવા જોઇએ;-એમ **વચ**થી હવસોને મારવાનો **અર્થ** અહિંયાં છે. જે કંઈ મઝદયસ્નિ દીન માટે ખરૂં છે તે ભવીષ્યમાં બીજી દીનો માટે ખરૂં ઠડશે. દેવયસ્નિ માટે આ ખરૂં નથી કેમકે દેવયસ્નિ મુકિતને માનતી નથી-તે દેવયસ્નિને તો તોડવાની અહીંયાં હકીકત છે. એમ ત્યારે આ ફકરામાં વટલાવવાની બાબદ નથી. પેગામ્બર સાહેબની ઉમેદ કાંઇ વટલાવવા માટેની હતી નહી પણ દેવ-હવસો-જડતાને મારવા માટેની હતી.

## ઉપર કહેલી ૧૧ ધર્મઅભ્યાસીઓની સબકમીટીએ પોતાના સાર ઉપરથી નહિ, પણ યુરોપીયન વીદવાનની તર્ફ ઉપરના સાર ઉપરથી, વટલાવવાની શહાદત તરીકે આણેલો

### ફકરો હા ૪૬-૧૨.

હુયત[૯૯] ઉસ[૧૦૦] અષા[૧] નપૂત્યએષૂ[૨] નફ્ષુચા[૩]
તૂરહુયા[૪] ઉઝ્જેન્[૫] ફ્ર્યાનહુયા[૬] અઓજયએષૂ[૭]
આર્મતોઇશ[૮] ગએથાઓ[૯] ફ્રાદો[૧૦] થ્વક્ષંઘ્રહા[૧૧]
અત્[૧૨] ઈશ[૧૩] વોહૂ[૧૪] હેમ[૧૫] અઇબી-મોઇસ્ત્[૧૬] મનંઘ્રહા[૧૭]
અએઇબ્યો[૧૮] રફેદ્રાઇ[૧૯] મઝ્દાઓ[૨૦] સસ્તે[૨૧] અહુરો[૨૨]

તરજુમો

ત્યારે વળી[૯૯] ‖ તુરાની[૪] ‖ ફ્ર્યાનના[૬] ‖ અઓજની શકિતસાથના એટલે સ્થુળ તન મન તેમ અણદીઠ રૂવાનની ભલી પ્રબળ ઇચ્છિારૂપ શકિતવાળા[૭] ‖ સંબંધીઓમાંથી–સગાઓમાંથી–નજદીકનાઓમાંથી[૨] (તેમ) ‖ નસલમાંથી ઓલાદમાંથી[૩] ‖ અશોઇ સાથે[૧] ‖ બુલંદીવાળા, ઉંચા ખવાસવાળા, બુનક પાસબાનીવાળા[૧૦૦] ‖ (એવા ફરઝંદો) ભલી ઓકાદ સાથે–રોશન તાલેના થઈ જન્મેલા છે[૫] (કે જેઓ) ‖ બુનક મનસ્નીવાળા, આરમઈતીની શકિત સાથના[૮] ‖ તનોમંદ સંબંધીઓને, સંસ્થાઓને વીગેરે વીગેરે તનોમંદ જગતને[૯] ‖ પુરી હોશવાળી ફુરતીથી, પુરબહારના જોરાને જાનની ગતીથી[૧૧] ‖ વૃધ્ધીમાં આગળ વધારનાર તરીકે[૧૦] (થઇ રહે છે). ‖ તેથી તો[૧૨] ‖ તેઓને[૧૩] ‖ ભલા નીશકામી[૧૪] ‖ મન સાથે[૧૭] (બહમનની સાથે) ‖ એકતાન થતી ગતીમાં–સાથે મળતી ગતીમાં[૧૫] ‖ મઝદા[૨૦] ‖ અહુરાએ[૨૨] ‖ સાથે જોડેલા છે[૧૬] (જેવણે) ‖ તેઓને માટે[૧૮] (તેઓમાં) ‖ પરમ ખુશાળીનો ભંડાર થવા માટે[૧૯] ‖ દીની ભેદોવાળા સબકો આપેલા છે[૨૧] (તેઓને અમલો આપી તેઓના રૂવાનોને ફ્રવષિના સીધ્ધા હમકાર કીધા હતા તેઓને ઉરૂને ઉષીના કીધા હતા). ‖

આ ફકરામાં ફ્રીઆનીઆન નામના તુરાનીઓ જેઓ બાપદાદેથી અસલ વારેના પુરા રૂપીએ સોળેસોળ આની મઝદયસ્નાનો હતા, તેમ વળી અશોઈ ધરાવતા હતા, તેમ વળી બુનક પાસબાન હતા, તેઓ પેગામ્બરના ખાદેમ બની જગતમાંથી દેવયસ્ની ઉખેડી નાખવા બહાર પડયા હતા. આથી પેગા-

મ્બરે તેઓને દુઆ દીધી હતી અને દાદારે તેઓનો મરતબો ઓર વધાર્યો હતો. દાદારે તેઓને **સસ્તે** શીખવ્યા હતા. આ છેલ્લા શબ્દ ઉપરથી યાહોમ ઠોકી બેસાડે છે કે તેઓને વટલાવ્યા હતા. આગળના તેઓ પુરા મઝદયસ્નાનો હતા, પુનક પાસબાન હતા, અષવન હતા–તે બધું જાણે નકામું લખ્યું હોય તેમ ગણીને, દાદારે તેઓને **સસ્તે** શીખવ્યા એટલે તેઓની ગતી વધુ ઉંચ કીધી, તે ઉપરથી બસ ઠોકી બેસાડે છે કે તેઓને વટલાવ્યા હોય. મરહુમ એરવદ અંકલેસરીઆ સાહેબે તો એ બેઉ ફકરાને લીધાજ નથી. પણ પેલા અગીઆર વીદયાર્થીઓની સબકમીટીએ એવા અકકલના દાણા વેરી નાખ્યા છે. તે સાહેબોને વધુ તો શું કહેવું?

આ સાહેબોના મનમાં આજ રમી રહયું છે કે ઝરથોસ્તી દએન મીશનરી છે એટલે પારકાઓને બીજી દીનવાળાઓને વટલાવનારી છે, જેમ આજે મુસલમાનો અને ખ્રીસ્તીઓ કરે છે તેમ. એવો ચશ્મો પહેરીને પછી તેઓ આવા ઘોટાળાઓ કર્યાંજ કરે છે કે જેનો છેડો તેઓના ચહારમ અને ચીનવત પુલ ઉપર જયા વગર આવે એમ લાગતુજ નથી. ઝરથોસ્તી દએન મીશનરી –પારકાને ગમે તેમ કરીને વટલાવનારી નથી; દાદારે પોતે જે બીજી દીનો કીધી છે જેઓ દાદારની પેદાએશ તરીકે છે તેઓને લાત મારનારી નથી. પણ ઝરથોસ્તિ દીન તો તે બધી દીનોની માય છે અને તે બધી પેટા દીનોને પોતાની આસપાસ રાખીને રમાડયા કરે છે જેને માટે ફરવરદીન યસ્તમાંના ફકરા ૧૦૦ માં **મઇદ્યોષાદેમ** શબ્દ આવેલો છે. દીનો દાદારે કીધેલી છે એમ જ્યાં કહે,–દરેક દીનમાંથી **હુકેરેત** એટલે નેકી કરનાર પાર પડશે એમ જ્યાં કહે, ત્યાં આજનો મીશનરી ખ્યાલ કેમજ આવે. દીનને દૂત તરીકે કહી છે. દૂત એટલે દાદારનો હોકમ બજાવનાર,–મીશન કહેતા કામ જે દાદારે સોંપેલું છે તે કરનાર. આ મીશન કામ શું છે? દાદારે જે કાંઇ પોતાની હીકમતમાં કીધું છે તેમાંથી દેવને–ઘટતીને–અધમતાને દુર કરવું. આ કામને યઓઝદાથીનું કામ–પાકીઝગી આપવાનું કામ કહે છે. આવું કામ ઝરથોસ્તી દીનનું છે, જે દેવબંદીનું છે–બદીને દુર કરીને યઓઝદાથી–પાકીઝગી આપવાનું છે અને નહી કે વટલાવવાનું. જેમ ઇરાન દેશની એતરાફના મઝદયસ્નિઓ જેઓ દેવપરસ્તિ ઉપર ઉતરી પડેલા હતા તેઓને ફરશોસ્તર વીગેરેઓએ સબક આપીને ખરા મઝદયસ્નિ કરીને પેગામ્બર સાહેબ કે જેવણે મઝદયસ્નિ દીન સુધારીને ઉપર કહયો છે તેવો ઝરથુસ્ત્રિ વધારો કીધેલો છે તેવણુની આણુ માનતા કીધેલા હતા, તેમ આ ફ્રોઆનના કુટુંબીઓએ તુરાન–

ચીન વીગેરેના દેશોના મઝદયસ્નિઓને દેવ-પરસ્તીમાંથી છોડવીને ઝરથુસ્ત્રની પેગામ્બરીની આણમાં ખેંચ્યા હતા. એમ મઝદયસ્નિઓને દીવાનોની લેહ-માયા-આકર્ષણમાંથી છોડવેલા હતા. '**ફ્રીઆન**' નામના નામીચા તુરાની સરદાર શાહી ઓલાદના અને પુરા ઇંચે ઇંચના મઝદયસ્નાન હતા. તેવણ દેવયસ્નિમાં ફસેલા નહી. તેવણ બુનક પાસબાન હતા. તેવણના સંબંધીઓબી તેવાજ હતા. તેઓમાંથી થતા ફરઝંદો બાપો કરતાં સવાયા હતા, કે જેથી તેઓને માટે **ઉજ્જેન્** શબ્દ વાપરેલો છે. **ઉજ્જેન્** શબ્દમાં **ઉજ્** એટલે ઉભાવેલી એટલે બુલંદ તાલેની પુરી બુનક પાસબાનીથી, બાપ કરતાં ચઢીઆતી ગતીવાળા થઇને એટલે ઉંચાઇએ પુગેલા થઇને **જન** એટલે જન્મેલાનો અર્થ છે. તેઓને અશોઇ સાથે જન્મેલા અને '**અઓજયએતૂ**' અઓજની કુદરતવાળા તન-મન રૂવાનની દરોસ્તીવાળા કહયા છે. તેઓને જગત ફ્રશો-ગર્દ લાવવા માટેના ચીતારેલા છે. **આર્મતોઇશ્ ગએથાઓ ફ્રાદો થ્વક્ષંધ્રહા=થ્વક્ષંધ્રહ** એટલે પુરતી ફુરતીથી એટલે જોરાને-જાનના પુરજોશથી-મનસ્ની ગવસ્ની કુનસ્ની વીર હોશ અને ખેરદના જોરથી, **ગએથાઓ**=તનોમંદ જગત જે **આર્મતોઇશનું** છે બુનદક મનસ્નીનું છે, તેને **ફ્રાદો** વધારનાર કહયા છે એટલે દીવાનો તેને બગાડે નહિ માટે નેગાહબાન તરીકે કહેલા છે. ફ્રીઆનીઆનો આવા મહામોટા નર મઝદયસ્નાનો બાપદાદેથી ઉતરી આવેલા હતા અને પેગામ્બર સાહેબ જેવા આવ્યા કે તુરતજ તેવણની નોકરીમાં એ હાથ જોડી ઉભેલા હતા અને જગત ઉપર ખાસ કરી તુરાન ચીન ઉપર ફરીને દેવયસ્નિમાં ફસેલા મઝદ-યસ્નાનોને રાહ ઉપર લાવી રહયા હતા. તેઓ બાપેદાદે મઝદયસ્નિ હતા તે સત્ય **ઉસ્ અથા ઉજ્જેન્** શબ્દોમાંથી નીકળી આવે છે. અશોઇ સાથે **ઉસ્**=ઉંચ ઓલાદ-ઓકાદના બુનક પાસબાનીવાળા **ઉજ્જેન્** બુલંદીથી રોશન તાલેવાળા થઇને જન્મેલા હતા એમ અર્થ નીકળે છે. ના, તેઓને તો જન્મથીજ રોશન તાલેના અને બુલંદ એટલે અસલના પુર્ણ મઝદયસ્નાન કહયા છે, અને જેમ ગુસ્તાસ્પ અને ફરશોશતર અને જામાસ્પ ઉંચ તાલેના પુર્ણ મઝદયસ્નિ હતા માટે પેગામ્બરને તુર્ત ઓળખી શકયા હતા, તેમ આ ફ્રીઆની-આનો તુરાન દેશના તેવા નરો હતા જેઓ પેગામ્બરના ખાદેમો તુરતજ બન્યા, તેઓને વટલાવેલા એમ અર્થ નીકળતોજ નથી. તેઓ દેવયસ્નિમાં ફસેલા હતા એમબી અર્થ નીકળતો નથી. તેઓ તો પુરા મઝદયસ્નિ હોઇ-બાપદાદે તેવા હોઇ, અશોઇવાળા અને **થ્વક્ષંધ્રહા** ફુરતીવાળા એટલે મનસ્ની ગવસ્ની કુનસ્નીના સાચ્ચા હોઇ **વીર-હોશ-ખેરદના** હોઇ તેવાજ બાપદાદે

**ઉસ્ ઉજ્જેન્** બુલંદીથી રોશન તાલેથી બુનક પાસબાનીથી જન્મેલા હોઇ, પેગામ્બર આગળ ઉભા રહયા. આથી પેગામ્બરની દુઆ તેઓ ઉપર ઉતરી અને તેથી અહુરમઝદે તેઓને ઓર ઉંચાઇએ ચઢાવ્યા. **અત્ ઇશ વોહૂ હેમ અઇબી-મોઇસ્ત્ મનંઘ્રહા** તેથી દાદારે તેઓને બહમન સાથે જોડીને-બહમન વસેલા '**અહૂ-દએના-બઓદ**'વાળા કીધા. **અએઇબ્યો રફેદ્રાઇ મજદાઓ સસ્તે અહુરો** = મઝદા અહુરાએ તેઓને માટે '**રફેદ્રાઇ**' ઉસ્તાનું અમર સુખ ઉભુ કરવા એટલે તેઓને **બાશ્રવત તન્વોના** અમરગીએ પુગેલા નૂરાની તનના કરવા, **સસ્તે** દીની અમલો આપીને પાર પાડયા હતા. તેઓને દીનનો પુરો વીચાર જે ગુસ્તાસ્પને જામાસ્પને ફરશોશતરને આપેલો તે આપ્યો હતો. એમ તેઓને દીનથી પુરા માહીતગાર કીધા હતા.

શું અહિંયાં તેઓને વટલાવ્યા એમ ઝાંખો અર્થબી નીકળે છે કે?

એરવદ કાંગાજીના ઉસ્તવદ ગાથાના પાને ૧૫૦ ઉપરની ધાતુ '**સંગહ્**' વાળી ફુટનોટમાં કહે છે કે ઇરાનની સરહદ ઉપરના કોઈ રીતુરી તુરાની ટોળાંએ લુટફાટનો પેશો છોડી દઇને જરથોસ્તી દીન અખત્યાર કીધી તથા ખરા જરથોસ્તી તરીકે ચાલવા લાગ્યા હોય એવું એ ફકરા ઉપરથી ડાકટર મીલ્સ અનુમાન કરે છે. ભલેને ડાકટર મીલ્સને તેવુ લાગ્યું હોય, ભલેને તેવણે **અષા** અશોઇથી **ઉસ્** બુલંદ તાલેના થઇ **ઉજ્જેન્** ઉંચાઈ સાથના જન્મવા ઉપર કંઇબી ધ્યાન નહી આપ્યું હોય, તો તેથી શું બીજાઓએબી ગારડીઆ ટોળાંની માફક ચાલ્યા કરવું? ડાકટર મીલ્સને એવો વીચાર કરવાનો કંઇબી ખોરાક આ ફકરામાંથી મળી શકતોજ નથી.

દીનની ઉકેલામણુમાં આવા ઘોટાળાઓ છબરડાઓ એકજ નહી-અનેક આજે થઇ રહયા છે, તે વાંચનાર જોઇ શકશે. તે કદીમ દુન્યા મઝદયસ્નિ હતી, જેઓને યઝદાંન પરસ્ત કહેતા હતા. યઝદાંન એટલે ઘણા ખોદાઓ નહી પણ **યઝત** એટલે જે કંઇ મળવા લાયકનું મીનોઈ ફાયદો આપે તેવું છે તેને '**આન**' લગતું. જેમ મઝદયસ્નિ દીનની પુસ્તમાંથી બીજી દીનો નીકળેલી છે, તેમ આ યઝદાંન પરસ્ત માઝદયસ્નિઓ જેઓ તે વખતે દુન્યા ઉપર હતા તેઓમાંની અમુક અમુક નેમેલી ઓલાદોમાંથી અન્ય વર્ણ-**વેરેન-રફઅષની** પ્રજાઓ થઈ છે.

## (૧૩) વટલાવવા માટેની શહાદત તરીકે જાહેર કીધેલા જમ્યાદ યશ્તના ફકરાઓ ૮૪ થી ૮૭.

આ ફકરાઓમાં હ્એવાંન અને દુજને પાછા હઠાવવાની હકીકત છે, કે જેને અન્ય દીનો સાથે સંબંધજ નથી, જેમાં વટલાવવાનો કાળો ઝાંખો શબ્દ અર્થબી નથી, તે બીના જોઇએ,

**અવસ્તા આમ છે:—**

**(૮૪) યત્[1] ઉપંધ્રહ્યત્[2] કવએમ્[3] વીશ્તાસ્પેમ્[4] અનુમતેએ[5] હ્એનયાઇ[6] અનુખ્તેએ[7] હ્એનયાઈ[8] અનુવર્શ્તેએ[9] હ્એનયાઇ;[10] યત્[11] ઇમાંમ્[12] હ્એનાંમ્[13] આસ્તઓત,[14] દુશમઇન્યૂમ્[15] સિજ્દ્રો[16] હ્એવાંન્[17] અપ[18] અષવાંન્.[19]**

**(૮૫) યો[20] દુચ[21] પઉરૂવાંન્ચ[22] અષાઇ[23] રવો[24] યએષ;[25] યો[26] દુચ[27] પરૂવાંન્ચ[28] અષાઇ[29] રવો[30] વીવએદ્.[31] યો[32] બાજુશ્ચ[33] ઉપસ્તચ[34] વીસત[35] અઇંધ્રહાઓ[36] હ્એનયાઓ[37] યત્[38] અહુરોઇશ[39] જરથુશ્ત્રોઇશ.[40]**

**(૮૬) યો[41] હીમ[42] સ્તાતાંમ્[43] હિતાંમ્[44] હઇતીમ્[45] ઉજવજ્રત્[46] હુચ[47] હુનૂઇવ્યો[48] ની[49] હીમ[50] દસ્ત્[51] મઇદ્યોઇપાદેમ[52] બેરેજિ-રાજેમ[53] અક્કદવઇતિમ[54] અપઓનીમ[55] થ્રાક્દાંમ[56] ગેઉશચ[57] વાસ્ત્રેમચ[58] ક્રિથાંમ[59] ગેઉશચ[60] વાસ્ત્રહે.[61]**

**(૮૭) બવત્[62] અઇવિ-વન્યાઓ[63] યસે[64] તખ્મો[65] કવવીશ્તાસ્પો[66] તાંથ્રયાવન્તેમ્[67] દુજ્દ્એનેમ્[68] પેષનેમચ[69] હ્એવયસ્નેમ[70] દ્રવન્તેમચ[71] અરેજત્-અસ્પેમ[72] ઉત[73] અન્યાઓસચિત્[74] અઘ[75] દુજ્વનદ્વો[76] ખ્યાઓનાઓંધ્રહે.[77]**

તરજુમો

જે[1] (કેઆની ખોરેહ જે દાદારનું ખુદનું ખોરેહ-આશીશો છે, જેમાંથી દાદારનો ભેદ માલમ પડે છે તે) ‖ કય[3] ‖ વિસ્તાસ્પને[4] ‖ દીન માટે[6] (ના) ‖ અનુકુળ વીચારો ચલાવવા માટે[5] (ભલા યઝતી મીથ્રો કરવા,-હુમતો જાણવા માટે) ‖ દીન માટે[8] (ના) ‖ અનુકુળ ઉચ્ચારો કાઢવા માટે[7] (ભલા યઝતી માંથ્રો જાણવા માટે,-હુખ્તો જાણવા માટે) ‖ દીન માટે[10] (ના) ‖ અનુકુળ વહેવારો-યઝતી કામો કરવા માટે[9] (ભલી યસ્નો, કારો-કેરફેહ, તરીકતો કરવા

માટે,–હવરસ્તો જાણવા માટે) ॥ આવી પહોંચ્યું–ઉપરથી ઉતરીને સાથે રહી જોડાયું[1] ॥ જેથી[11] (જે ખોરેહ મળવે) ॥ આ[12] ॥ દીનને[13] ॥ તેવણે વખાણી–સ્તુતી કીધી–તેના નાદ સાથે એકતાન થયા,[14] ॥ (તે નાદ શું કહેતો– દીનની તે સ્તુતી શા માટે હતી–પેગામ શો હતો?) ॥ બુરા મીનોના મન- વાળાને–ધનામીનને અને શેતાનને[15] ॥ (તેઓના પુજારીઓ જેઓ) અશોઇને લગતા થવાથી) ॥ દુર રહેલા, અશોઇથી દુરના નાપાક[18] (દેવો છે તે) ॥ દેવોને[17]– (જગતમાં નાશ કઇ રીતે પાંથરવો તેના જ્ઞાનમાં જ્ઞાની થયલાઓને–ફ્રશો–ગર્દ એટલે કુલ્યાતી મુકિત કેમ અટકાવવી તે માટેના જ્ઞાનીઓને) ॥ મારનારા–મારતા રહેતા[16] (થવું અને થયા). ॥

ગ્રામરની રૂઢી પ્રમાણેના થયલા આ તરજુમામાં વટલાવવા જેવું કંઇ છેજ નહી. હયાં તો દીવાનોને મારવા કહયું છે. આપણે જોઇ ગયા છીએ કે માઝદયસ્નિ દીનને ઝરથુસ્ત્રની અગાઉ ઘણા નરો લાવેલા હતા. ખુદ આ ઝમ્યાદ યસ્ત તે હકીકત કહી રહી છે. ના, ઝમ્યાદ યસ્ત તેને માટેજ થઇ છે. જમીન ઉપરથી દેવોનો નાશ કરી મઝદયસ્નિ દીન કઈ રીતે કયારે ફ્તેહમંદ થશે તેની ગુહય હકીકત આ ઝમ્યાદ યસ્તમાં છે. દાદારનું ખોરેહ આશીશો કે જેથી કુલ જગત જીવીને ભોગવટાઓમાંથી પસાર થાય છે અને તે બધા માટેનું જ્ઞાન મેળવે છે તેને કવએમ ખરેનો કહે છે. આ કવએમ ખરેનો જેઓને મળે છે તેઓ મઝદયસ્નિ દીનને ચલાવી–તે દએનની પેટા દીનોને ચલાવી, દીવાનોને–જડતાને–અધમતાને તે બધામાંથી કાઢીને, ફ્રશો–ગર્દ કરાવે છે. ઝમ્યાદ યસ્ત કહે છે કે કવએમ ખોરેહ વગર જગત ચાલી શકેજ નહી. આ ખોરેહને પુરજોશથી ખેંચનારા ગેતીના અમુક તલેસમાતીક પહાડો છે અને બીજા બધા પહાડો છે અને અમુક અમુક મોટા નરો રહે છે કે જેઓનો અનુક્રમ આપેલો છે. કહે છે કે દરેઘો–ખદાતની શરૂઆતથી તે છેક ઝરથુસ્ત્રના વખત લગી અમુક અમુક નરો–શાહો ઉપર આ કવએમ ખરેનોએ ઉતરીને મઝદયસ્નિ દીનને ચલાવી જગતની વ્યવસ્થા કીધી છે. એમ ત્યારે મઝદયસ્નિ દીન કદીમ જમાનાથી છે. તે મઝદયસ્નિ દીનો ઉપર દીવાનો અમુક વખત પછી ફાવી જતા હતા તે વાત નોખી છે. પણ મઝદયસ્નિ દીન તો જમાનો શરૂ થયો ત્યારથીજ છે. એમ ત્યારે ઝરથુસ્ત્રની અગાઉના આ ચાલુ દરેઘો–ખદા- તના બધા લોકો માઝદયસ્નાનો હતા. પણ દીવાનો કે જેઓ ખાસ તે વખતે જગત ઉપર જગરેલ પછી ઉતરેલા હતા, જેઓ ધનામીનની કાળી કુદરતના પુંજારી હતા, માટે **અઘ–દએન, દુઝ–દએન** ઉભી કરનારા હતા તેઓ તે

મઝદયસ્નિ દીનમાં **દીવાનગીરી**–જડતા–નાશનો ઇલ્મ લાવીને તે દીનને અભડાવી તે મઝદયસ્નિ દએનને અધ–દએનની પંકતી ઉપર ઉતારી પાડતા હતા. અષો ઝરથુસ્ત્રની અગાઉ મઝદયસ્નિ દીન હતી. ઝરથુસ્ત્રની અગાઉની દીનવાળાઓ મઝદયસ્નાનો હતા, તેની બુરહાન ઉપર જોઇ તેમ ઝમ્યાદ યસ્તમાં છે તેમ દીનકર્દમાં છે અને બહેસ્ત બહેગેહ ખ. ૨. કામાજીના ઝરથુસ્ત્ર નામાના ૧૬૧ મે પાને છે. જ્યારે દીવાનો મઝદયસ્નિ દએનને ટકવા દેતા હતા નહી અને તે ભલી દીનની વૃધ્ધીના સીધાન્તોનો નાશ કરી નાશ–કંકાશ–ઘટતી કરતા હતા એટલેજ **ગેઉશ ઉર્વા** એટલે જગતના રૂવાન અને તેણીની બુધ્ધીરૂપના **ગેઉશ તષન** જેઓ જગતની કુદરતના વાલીઓ છે તેઓએ દાદાર પાસે જગતની નવરચના કરનારની આમદ માંગી એટલે દીવાનોને તેઓના અરવાહી આલમના મરકઝોમાં હાંકી મુકી, આ ગેતીને પાવમહેલની તલેસમથી ઘેરીને ગેતીની નવરચના કરનાર ઝરથુસ્ત્રની આમદ માટે દુઆ કીધી, કે જેથી દીવાનો ગેતીમાં ઉતરી શકે નહી અને હદની બહાર બદી વધે નહી. આમ ઝરથુસ્ત્ર પુર્ણ રીતની મઝદયસ્નિ દીન જેને **આહૂઇરિશ જરથુશિત્ર**ની મઝદયસ્નિ દએન કહે છે એટલે ઝરથુસ્ત્ર ગાથાને લગતી અને અહુરા તરફની મઝદયસ્નિ દએન કહે છે એટલે પાંચેપાંચ ગાથાઓની પાંચેપાંચ મુળ દીનોને સમારનાર દીન કહે છે તે દએન લઇને ગેતીમાં આવ્યા. આ દીન પ્રમાણેના થવા એટલે વર્ણોની દીનોના પાયોને મજબુત કરવા અને દીવાનો વધુ અને વધુ પગભર થઇ આગળી નાશ પામેલી મઝદયસ્નિ દીનને ફેજે આ નવી દીનને નહી પુગાડે, માટે ગુશતાસ્પને દાદારનું તે ખોરેહ મલ્યું કે જે અષો ઝરથુસ્ત્રને મળેલું હતું. આ ખોરેહની મદદથી ઝમ્યાદ યઝતની આ જમીન જે ગેતીની છે તે જમીનમાંથી દીવાનોને કાઢી મેલ્યા. આવો અર્થ હયાં છે. અસલથી કુલ દુન્યા મઝદયસ્નિ હતી, તેમ ગુશતાસ્પબી મઝદયસ્નિજ હતા. પણ દીવાનોનો બુરો ઇલ્મ–અમલ–વાસ્ના જ્યારે તે મઝદયસ્નિ દીનમાં જામતા હતા એટલે તે મઝદયસ્નિ દીન તુટી પડતી હતી. માટે આવા દીવાનોનો નાશ કરવાનો હતો. મઝદયસ્નિ દીન જે કદીમ જમાનાઓથી ચાલી આવતી હતી, જેને જુદા જુદા નરો ગેતી ઉપર લાવતા હતા તે માટે ઝમ્યાદ યસ્ત કહે છે કે તે બધા નરોને **કવએમ ખરેનો** દાદાર આપતા હતા કે જેથીજ મઝદયસ્નિ દએનને તેઓ લાવીને જગતમાં ફેલાવી શકતા હતા. ઝરથુસ્ત્રને **કવએમ ખરેનો** પુરબહારમાં મળ્યું એટલે આગળના નરો કરતાં વધુ પ્રમાણમાં મળ્યું જેથી અષો ઝરથુસ્ત્ર મઝદયસ્નિ દીન જે અસલની હતી તે લાવ્યા તેમ કંઇ વધુ લાવ્યા. જે વધુ લાવ્યા તેને **ઝરથુશિત્ર** કરીને કહે છે. મઝદયસ્નિ દીનને તો કવએમ ખરેનોના અમુક ભાગથી ઘણા નરો

લાવેલા માટે મઝદયસ્નિ દએન **આહૂઇરિશ**ની તો થઇ. પણ કવએમ ખરેનો જે જગતનો ફ્રશો–ગર્દ કરાવે છે તેની હીકમતમાં એવું છે કે માનવો બધાજ પાછળા જમાનામાં મઝદયસ્નિ દએનને પાળે તેવી ખેરદ અને તનની મજ-બુતાઇ, ચપલાઇ, હોશીયારી રાખશે નહી; માટે તો માનવો પાંચ વર્ણોમાં વહેંચાયા છે. ત્યારે મઝદયસ્નિ દીનમાં બીજી ચાર દીનોના મુળો એવા મુકેલા છે કે તે ચાર દીનો મઝદયસ્નિ મુળના થડમાંથીજ, ન્માનમાંથીજ થાય. પણ તેઓનો ઘેરાવો નાનો થાય; એટલે કર્મબંધનની જબરી બેડીમાં જકડાયલા માનવો તે બીજી દીનોને પાળીને પછી ખેરદને વધારીને આગળ મુળ દએન તરફ વધે. આ બધી પાંચ વર્ણોની દીનો જે થાય છે તે બધાની ઉપર મવકકલ યઝતો રહે છે જેઓને ગાથાઓ કહે છે. દાદારના ૩૩ અહુઓ અને રતુઓ છે તેઓમાં આ પાંચ ગાથાઓ જગા રાખે છે. પાંચમાંના ચાર ગાથાનો સરદાર પાંચમો ઝરથુસ્ત્ર ગાથા છે જે મઝદયસ્નિ દીનનો બાપ છે. આ ઝર-થુસ્ત્ર ગાથા ત્યારે પોતાને માટેની દીન એટલે મઝદયસ્નિ દીનને, તેમ તેવણના હાથ નીચેના પેલા ચાર ગાથાઓ માટેની અંતરદીનો–બધાને જગતમાં ઉભી કરવાની ખીશ્કારી કરે છે. **કવએમ ખરેનો** જે એક ખાસ નરને તે મઝદયસ્નિ દીન ચલાવવાના પુર્ણું આશીશો પુરા પાડે છે કે જેમાંથી મઝદયસ્નિ દીન થાય તેમ ઝરથુસ્ત્ર ગાથાને સોંપાયલા પેલા ચાર ગાથાઓની દીનોબી ઉભી થાય તે ખાસ નરનેબી ઝરથુસ્ત્ર કહે છે. એમ ઝરથુસ્ત્ર ગાથાને સોંપા-યલું જગતની વ્યવસ્થા કરવાનું કામ જે નર ગેતીમાં ઉતરીને કરી રહે છે તે નરને ઝરથુસ્ત્ર ગાથાની વતીનો નર કહે છે એટલે ઝરથુસ્ત્ર કહે છે. ત્યારે મઝદયસ્નિ દીનનું કામ તો ઝરથુસ્ત્ર ગાથાની વર્ણની દીનનુંજ કામ છે. પણ ઝરથુસ્ત્ર ગાથાને સોંપાયલું કામ જે ચાર બીજી પેટા દીનોનું છે તે ઝરથુસ્ત્રને લગતાનું માટે ઝરથુસ્ત્રિનું કહેવાય છે. જે નર મઝદયસ્નિ દીનનું તેમ ઝરથુસ્ત્રિપણાનું કામ કરવા ઉતરે તેને ઝરથુસ્ત્ર નામથીજ ઓળખે છે. એમ છે માટે અષો ઝરથુસ્ત્ર જે મઝદયસ્નિ દીન લાવે છે તે દીનને **યા આહૂઇરિશ** એટલે અહુરાની દીન કહે છે તેમ વળી ઝરથુસ્ત્રિ એટલે ઝરથોસ્તી કહે છે એટલે ઝરથુસ્ત્ર ગાથાને જે કામ સોંપાયલું છે જે ચાર મુળ દીનોને ઉભી કરવાનું છે તે કામ કરનારી કહે છે. આ કારણે ત્યારે ઝરથુસ્ત્રની મઝદયસ્નિ દીનને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** કહે છે. કોઇ કહેશે કે ઝરથુસ્ત્ર તે મઝદયસ્નિ દીન લાવે છે માટે તે મઝદયસ્નિ દીનને **આહૂઇરિશ ઝરથુશ્ત્રિ** કહે–કેમકે મઝદયસ્નિ દીન તો અહુરાની છેજ અને ઝરથુસ્ત્ર લાવ્યા માટે **ઝરથુશ્ત્રિ**

થઇ. જો એમજ હોય તો આગળા નરો જેવા કે હુશંગ-જમશેદ વગેરે અનેકો મઝદયસ્નિ દીનને લાવેલા હતા કે જેઓને તે દીન લાવવા માટેના આશીશો **કવએમ ખરેનો** એજ આપેલા હતા,-તેઓની તે તે મઝદયસ્નિ દીનો હોશંગી અને જમશેદી કરીને કાંય નહી કહેવાઈ.

વળી અષો ઝરથુસ્ત્રની દીકરી **પોઉરૂ ચીશ્તી ને ઝરથુશ્ત્રહે** એટલે ઝરથુસ્ત્રની દીકરી કહી છે કેમકે તેણીમાં અષો ઝરથુસ્ત્રની ખેરદ હતી એટલે પાંચેપાંચ દીનોને પુગી વળવાની ખેરદ જન્મથીજ હતી. પણ અષો ઝરથુસ્ત્રના દીકરાઓને તેમ ખુદ આ ગુશતાસ્પને **ઝરથુશ્ત્રોઇશ** એટલે ઝરથોસ્તી થયલા કહે છે એટલે ઝરથુસ્ત્રની ખેરદવાળા જન્મથી નહી, પણ પછીથી થયલા કહે છે. **ઝરથુશ્ત્રોઇશ** એટલે ઝરથુસ્ત્રને લગતા-શબ્દને લીધે કેટલાકો કહે છે કે ગુશતાસ્પ જે ઝરથુસ્ત્રનો છોકરો હતો નહી કે જેને ઝરથુસ્ત્રોઇશ કહયો છે તેમ **ઉરવતત નર** અને **ઇસ્તર વાસ્તર**ને માટેબી **ઝરથુશ્ત્રોઇશ** શબ્દ વાપરેલો છે માટે તેઓબી ઝરથુસ્ત્રના દીકરા નહી હોય; કેમકે જેમ **પોઉરૂ ચીશ્તી** માટે **ઝરથુશ્ત્રહે** શબ્દ છે; માટે તેણીને ઝરથુસ્ત્રની કહી એટલે ખુદ ઝરથુસ્ત્રની દીકરી તેણી ગણાઇ તેમ આ **ઉરવતત નર** અને **ઇસ્તર વાસ્તર**ને કેમ નહી **ઝરથુશ્ત્રહે**ના કહયા એટલે ઝરથુસ્ત્રના ખુદના કહયા, પણ ઝરથુસ્ત્રોઇશ=ઝરથુસ્ત્રને લગતા ઝરથોસ્તી થયલા કહયા. હયાં આ ભેદ છે કે જેમ **પોઉરૂ ચીશ્તી** જન્મથીજ પેગામ્બરની માફક પાંચે પાંચ વર્ણોની ખેરદ લાવેલી એટલે ઝરથુસ્ત્ર ગાથાને લગતી પુરી ખીશ્કારી કરવાની ખેરદ બાંધી લાવેલી તેમ પેલા દીકરા બાંધી નહી લાવેલા; પણ પાછળથી તે ખેરદ તેઓને મેળવી અપાવેલી; માટે તેઓને તેમ ગુશતાસ્પ કે જેવણનેબી તેવી ખેરદ જીંદગીમાં પાછળથી મેળવી અપાવેલી તેથી તેઓને ઝરથુસ્ત્રિ=ઝરથોસ્તિ કહે છે. આપણેબી સુદરેહ પહેરીને ઝરથુસ્ત્રિ=ઝરથોસ્તિ થઇએ છીએ. એટલે મઝદયસ્નિ તો ખુને બાપદાદે છીએ; પણ **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**નો ભેદ જીંદગીમાં સુદરેહ પહેરીને બજાવીશું એટલે ફરજ-પરહેઝ કરી તરીકત પાળીને અન્ય દીનોને તે પુન્ય આપશું. એમ ત્યારે મઝદયસ્નિ ઝરથોસ્તિ દીનને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** કહે છે કેમકે અહુરાની મઝદયસ્નિ દીન થવા ઉપરાંત એ દીન ચાર બીજા ગાથાઓની દીનોને ચલાવશે. એમ આ મઝદયસ્નિ દીન પોતે ઝરથુસ્ત્રિ ગણાય છે કેમકે તે મઝદયસ્નિ દીન ઝરથુસ્ત્ર ગાથાનું બધું કામ બજાવે છે એટલે ઝરથુસ્ત્ર ગાથા જે બીજા ચાર ગાથાઓ જેઓ ચાર બીજી દીનોના વાલીઓ છે તે ગાથાઓ માટેનું કામબી કરે છે. મઝદયસ્નિ દીન જે બાપદાદેથીજ ચાલી આવી છે તે જ્યારે

ઝરથુસ્ત્રથી લવાઈ ત્યારે ઝરથુસ્ત્રિશના ભેદની ગણાઈ છે. ત્યારે ગુશતાસ્પ પોતે બાપદાદે મઝદયસ્નિ હતા પણ પછી ઝરથુસ્ત્રિ થયા એટલે પેગામ્બરની ઝરથુસ્ત્ર ગાથાની પુર્ણ દીનનું કામ કરનાર થયા. એ કામમાં ખલલ કરનાર દીવાનો હતા. માટે મઝદયસ્નિ ઝરથુસ્ત્રિપણાનું પુર્ણ કામ કરવા અને દીવાનોને તાબે કરવા દાદારે ઝરથુસ્ત્રને કવએમ ખોરેહ આપ્યું. એવો ભેદ હયાં છે. **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**ના ભેદની મઝદયસ્નિ દીનને ચલાવવાનો ભેદ હયાં છે. માટે આ ઝમ્યાદ યસ્તમાં કહે છે કે ખોરેહ જે ઝરથુસ્ત્રને મળેલું તેજ ખોરેહ આ ગુશતાસ્પને મળ્યું, જેથી ગુશતાસ્પ **અનુમતએ દએનયાઇ**=દીન પ્રમાણેનું જ્ઞાન-ઇલ્મિ-અમલ મેળવીને દીવાનોનો નાશ કરી શકયા. ત્યારે આ એરવદ સાહેબ પોતાની શરેહ તેમ તરજુમામાં ગુશતાસ્પે દીન કબુલ કરીને દીનમાં વટલાવવાનો છાપ મારવા માંગે છે એટલે કોઈ બીજી દીનમાંથી ગુશતાસ્પનો મઝદયસ્નિ દીનમાં આવવાનો છાપ મારે છે, તે સીરફ ખોટો છે.

મરહુમ એરવદ સાહેબનો સાર તેમ આ ૮૪ માં ફકરાનો તરજુમો નીચે આપેલા છે, જેમાં એવણ સાહેબ વાંધાભરેલા અનઅર્થો લાવીને વટલાવવાનો અર્થ તાણી તોડીને લાવે છે. પણ ખુદના પોતાના તરજુમાના ખુદ શબ્દ અર્થોથીજ તેવો સાર નીકળતોજ નથી તે જણાઇ આવે છે. સાર આમ લખે છે કે:—કએ ગુશતાસ્પે હઝરત ઝરથોસ્તની દીન કબુલ કરી બીજા લોકોમાં એ દીનને ફેલાવવાને હઝરત ઝરથોસ્તને મદદ કીધી અને જુની દીનવાળા દરવંદોને ઝરથોસ્તી ધર્મમાં દાખલ કીધા.

**તેવણ આ ૮૪ મા ફકરાનો તરજુમો આમ આપે છે:—**

જે (કેઆની ખોરેહ) કયાની ગુશતાસ્પને, માઝદયસ્ની દીનની વીચારવાણી કરણી મુજબ ચાલવાને મળ્યું; જેથી તે આએ (મઝદયસ્નિ) દીન ઉપર ઈમાન લાવ્યો અને દુશ્મનોને તથા અશોઇથી વેગળા દેવોને હઠાવનાર થયા.

**એવણનો સાર દરોસ્ત નથી તે ઉપરના એવણના તરજુમાંના લખાણમાંથી હવે પછીથી જોઇશું. પણ એવણના તરજુમાંના કેટલાક શબ્દોના અર્થોબી દરોસ્ત નથી. પણ વટલાવવા માટેનો છાપ મારવાના અને અસલ અર્થથી વેગળા છે તે જોઇએ.**

**યત ઇમામ્ દએનાંમ્ આસ્તઓત**=આ શબ્દનો અર્થ આ

એરવદ સાહેબ કરે છે કે દીન ઉપર ઇમાન લાવ્યો તે સીરફ ખોટો છે. **આસ્તઓત** એટલે તે દીનની સ્તુતી કીધી એટલે તે દીનના જે નાદો હતા, સ્તોતો હતા, ફરમાનો હતા, તે નાદો સાથે એકમતના તેવણ થયા. આ નાદો–ફરમાનો શું હતા? માટે કહે છે કે **સિઆદો દએવાન** એટલે દીવાનોને મારનાર થવું. દીન ઉપર ઇમાન લાવ્યા એમ કહે ત્યારે કોઇ એમ સમજે કે પારકી દીનમાં ગુશતાસ્પ હતા તે આ નવી દીનમાં આવ્યા. પણ હયાં તો ગુશતાસ્પ કદીમ દીનના મઝદયસ્નાન હતા. પણ તેવણને નવા ફરમાનો મળ્યા કે દીવાનોનો નાશ કરવો કે જેથી આગળી મઝદયસ્નિ દીનોને ફેજે આ ફરીથી શરૂ થયલી માઝદયસ્નિ દીન નહી પુગે. ત્યારે **આસ્તઓત** શબ્દનો અર્થ સ્તુતી કીધી એમ છે તેને બદલે ઇમાન લાવ્યા કરીને સામાના મન ઉપર વટલાવવાનો છાપ ફેંકવો તે સીરફ અન્યાઇ છે.

સારમાં કહે છે કે ગુશતાસ્પે દીન કબુલી અને બીજા લોકોમાં તેને ફેલાવવા મદદ કીધી એટલે જુની દીનવાળા દરવંદોને જરથોસ્તી ધર્મમાં દાખલ કીધા–એ સાર સરતાપા ખોટો છે. ગુશતાસ્પ બાપદાદે મઝદયસ્નિ હતા. પણ તે મઝદયસ્નિ દએનમાં દીવાનો નાશનો તત્વો લાવતા માટે દેવોને નાશ કરવાનું નવું ફરમાન હતું. જુની દીનવાલા તો દરવંદ નહી પણ મઝદયસ્નાનોજ હતા જેઓને દીવાનો બગાડતા હતા.

ત્યારે કય ગુશતાસ્પે હઝરત ઝરથુસ્ત્રની દીન કબુલ કરી બીજા લોકોમાં દીન ફેલાવવા હઝરત ઝરથુસ્ત્રને મદદ કીધી અને જુની દીનવાળા દરવંદોને ઝરથોસ્તી ધર્મમાં દાખલ કીધા એમ આ એરવદ સાહેબનું કહેવું વટલાવવાનો અર્થ લાવવા છે. પણ હયાં તો દીવાનોને પાછા હઠાવ્યા અને તેઓનો નાશ કીધો એમ કહયું છે તેમાં જુની દીનવાળા કયાં આવ્યા? જુની દીન તો મઝદયસ્નિ છે. પણ તે જુની દીનને લુટનારા–મારનારા તો દીવાનો છે. હયાં કેટલો બધો અર્થનો અનઅર્થ થઈ રહયો છે. હયાં એવણ જો એમ કહે કે જુની મઝદયસ્નિ દીનમાં દીવાનોના બુરા કાયદા હતા તેઓને ઝરથુસ્ત્રે દુર કીધા અને તેમાં ગુશતાસ્પે તેવણને મદદ આપી તો તેમાં કંઇબી વાંધો નથી. તો પછી વટલાવવા માટેની બુરહાન તરીકે આ ફકરો નકામો થઈ પડે કેમકે જુની મઝદયસ્નિ દીનમાંથી નવી સુધરેલી મઝદયસ્નિ દીનમાં આવવું તેમાં વટલાવવાનું શું હોય તેમાં તો **સિઆદો દએવાંન્ અપ અપવાંન્**=અપોઇથી દુરના દીવાનોને મારતા રહેવાનું હોય. પણ હયાં તો એવણ જુની દીનને મઝદયસ્નિ નહી હોય એમ ગણીને નવી મઝદ-

યસ્નિ દીનને ગુશતાસ્પ કબુલે છે અને બીજાઓને તેમાં આણે છે, એમ વટ-લાવવાનું લાવવા માંગે છે, તે તદ્દન સચ્ચાઇથી વેગળી હકીકત છે.

ત્યારે આ ૮૫ મા ફકરામાં વટલાવવાનો શબ્દ નથી અને આ એરવદ સાહેબનો સાર અને તે ફકરાના શબ્દ અર્થ બેઉ આસ્માન જમીન જેટલા એક એકથી છેટા છે.

**હવે ૮૫ ફકરાના શબ્દ અર્થો જોઇએ અને આ એરવદ સાહેબે જે શબ્દ અર્થ કીધો છે તે જોઇએ.**

હમારો તરજુમો

જેણે[20] (ગુશતાસ્પે) ‖ ધસારો કરી આગળ વધતા[22] (પુર્ણ અધીકાર-વાળા) ‖ ભાલાથી[21] (મીનો સત્તા જે કવએમ ખરેનોથી મલી તેથી) ‖ અશોઇ માટે[23] ‖ ખુશાળી ભરેલી સગવડો–હાલતોને[24] ‖ ઉભી થવાનો રસ્તો ખુલ્લો કીધો[25] ‖ જેણે[26] (ગુશતાસ્પે) ‖ ધસારો કરી આગળ વધતા[28] (પુર્ણ અધીકારવાળા) ‖ ભાલાથી[27] (મીનો સત્તાથી) ‖ અશોઇ માટે[29] ‖ ખુશાળી ભરેલી સગવડો–હાલતોને[30] ‖ ખુલ્લી કરેલી દેખાડી.[31] ‖ જેવણુ[32] (ગુશતાસ્પ) ‖ આ[36] ‖ દીન[37] ‖ જે[38] ‖ અહુરાને લગતી[39] ‖ જરથોસ્તી[40] (છે તેના) ‖ બાજુ[33] (અને) ‖ ટેકાવ તરીકે[34] ‖ થયા.[35]

ઉપરના ૮૪ મા ફકરામાં જોયું કે **કવએમ ખરેનો**=દાદારના આશા-શરૂપ જ્ઞાન અમલથી ગુશતાસ્પે **દીન**નો ભેદ જાણ્યો, જે દીનને તેવણે વખાણી, તેના હોકમને માથે ચઢાવ્યા. તે દીન ગુશતાસ્પની અસલની બાપીકી મઝદ-યસ્નિ હતી. પણ તેમાં નવા હોકમો હતા. દેવોએ જેમ ગુશતાસ્પની બાપીકી દીન બગાડી હતી તેમ આ નવી થયલી તે મઝદયસ્નિ દીનને તેઓ નહી બગાડે માટે દીવાનોને મારવાનો હોકમ અપાયો હતો. હવે હયાં કહે છે કે **કુચ** એટલે તે હોકમ–તે અધીકારી ભાલાથી તેવણે દેવોને મારીને રસ્તો સાફ કીધો એટલે ખુશાળી જામે તેવું કીધું. દેવો અગવડો મુકે નહી તેવું કીધું;–**દીન** પળાય તેવી સગવડો કરી આપી; અને દીન પાળવામાં અગવડ મુકતા દેવોને મલાન કીધા. એમ આ દીન જે **આહૂઇરિશ** અહુરાની અસલ મઝદયસ્નિ દીન છે પણ તેમાં **ઝરથુશ્ત્રોઇશ** ઝરથોસ્તિપણાનો એટલે ઉપર સમજાવ્યું છે તેમ પાંચેપાંચ દીનોને સમાવીને ઝરથુશ્ત્ર ગાથાનું કામ કરી રહેવાનો વધારો છે તે દીનને એવણે ટેકવી; દેવો જેઓ તેનો નાશ કરવા માંગતા તેઓને નાશ કરીને ટેકવી. ઝરથુસ્ત્રે લાવેલી મઝદયસ્નિ દીન અસલના જેવીજ કવએમ ખરેનોની હકી-

કતની હતી. પણ તેમાં **ઝરથુશ્ત્રોઇશનો** વધારો હતો તેની સમજ ઉપર આપી ગયા છીએ. હયાં સીરફ એમ કહે છે કે જે કામ ઉપરના ૮૪ મા ફકરામાં **કવએમ ખરેનોથી** ગુશતાસ્પને સોંપાયું તે કામ એવણે કીધું અને એમ તે કમાલ્યતની મઝદયસ્નિ દીનના હીમાયતી થયા અને દેવોનો નાશ કીધો.

**હવે આ એરવદ સાહેબનો તરજુમો જોઇએ.** એવણ દૃરૂચ શબ્દને બદલે દૃરૂજ લે છે. દૃરૂચ એટલે ભાલો અને દૃરૂજ એટલે દેવ દરૂજ. ભલેને એવણે દૃરૂજ શબ્દ લેય પણ તેમાંથીબી વટલાવવાનો અર્થ તો નીકળતોજ નથી તે જોઇએ.

જેણે આગળા દરૂજોને (જુઠ્ઠા બુરી દીનવાળા જુદદીનોને) અશોઇ માટે બહોળો માર્ગ દેખાડયો. જેણે આગળા દરૂજો (જુદદીનો)ને અશોઇને માટે બહોળો માર્ગ જાણીતો કીધો (યા તેઓને જુદદીનમાંથી ભલી દીનમાં લાવ્યો) અને જે આએ અહુરમઝદી ઝરથોસ્તી દીનની બાજુ તથા મદદગાર થવાને કબુલ થયો.

હયાં દરૂજોનો અર્થ દીવાનો કરીને તેઓને જુદદીનો કહે છે તે અસલ હકીકતથી વેગળું છે. આપણે ઉપર જમ્યાદ યસ્ત–દીનકર્દ–અને ખુદ બહેસ્ત બહેરેહ કામાજીના ઝરથુસ્ત્ર નામાની શહાદતો ટાંકીને જોયું કે ઝરથુસ્ત્રની આગળબી મઝદયસ્નિ દીનજ હતી કે જેને દીવાનોએ–દૃરૂજે બગાડેલી હતી. ત્યારે દૃરૂજ–દીવાન શબ્દ માટે એવણ કાંઉસમાં જુદદીનો જુઠ્ઠાઓ કહે છે તે બરાબર નથી. તેઓ જુઠ્ઠા તો છે, પણ અધ–દએનના છે. જુદદીન શબ્દ તો તે દીનો બતાવે છે કે જેઓને દાદારે કીધી છે. ભલેને તેઓમાં દએવો દાખલ થયા હોય અને તે દીનોને અધ–દએન કીધી હોય. એમ જો હોય તો દેવોને તે દીનોમાંથી દુર કરવાની ફરજ છે. દેવોનો એમ મારવાનો હોકમ ગુશતાસ્પને મળેલો છે. એમ ત્યારે જુદદીનોને વટલાવવાની એવણ જે વાત કરે છે તે તદ્દન નાપાયેદાર છે. એવો અર્થજ ત્યાં નથી. દૃરૂજ–દેવ માટે અશોઇનો રસ્તો ખુલ્લો કીધો એટલે ખુદ તે દીવાનોને મહાત કરીને ધનામીનની વાસ્નામાંથી છોડવીને સ્પેનાની વાસ્નાના કીધા. હયાં ત્યારે વટલાવવા જેવું કંઇજ નથી અને દૃરૂજનો અર્થ એવણ જુદદીનોવાળા કહીને વટલાવવાનું લાવે છે તે સીરફ અસલ હકીકતથી વેગળું છે તે જોઇ ગયા છીએ.

**હવે ફકરે ૮૬ માંનો તરજુમો જોઇએ કે જેમાંથી કંઇ વટલાવવાનું નીકળે છે કે?**

જેણે[41] (શાહ ગુશતાસ્પે) ‖ તેણી[42] (એટલે દીન જે) ‖ ઉસ્તવાર[43] ‖ લગામમાં રહેલી કાયદાસરની[44] ‖ હસ્તી તરફ હાલી હાલમાં લઇ જનાર[45] (છે) ‖ તેણીને–તે દીનને[42] ‖ ખરાબ પેદાશથી[46 48] ‖ છેટે આણી[46] (છુટી કીધી) ‖ તેણીને–દીનને[50] ‖ વચમાં બેસાડેલી–વચમાં બેસીને આસપાસનાઓને શાદમાન કરતી[52] ‖ (પોતે મુળ દીન વચમાં પતમાન ઉપર છે જેણી માદર કાની થઈ અન્ય દીનો જે આસપાસ છે બચ્ચાં તરીકે છે તેઓને શાદમાન કરે છે–રમાડી રહે છે એમ માતા તરીકે વચમાં બેસી બચ્ચાંઓ–અન્ય દીનો જે આસપાસ રમે છે તેઓને શાદમાન કરતી) ‖ બુલંદીથી રાજ કરતી–સત્યતાની બુલંદીવાળી[53] ‖ કંઇબી બુરાઇ–તારીકી વગરની[54] ‖ અપોઇવાળી[55] (કેહર્પ રાખતી) ‖ ગવની–પરમાર્થી–કુદરતની સફેદ બાજુ માટે જરૂરયાતી[57] ‖ સાધનો–કાયદાઓ–ખાધખોરાક–વસ્ત્ર વગેરે સામગ્રીને[58] ‖ ભરપુર કરનારી–તૃપ્ત કરનારી[56] ‖ પરમાર્થી–સફેદ બાજુવાળી કુદરતના[60] ‖ કાયદાઓ–સાધનો–સામગ્રીને[61] ‖ વહાલી થઈ પડેલી–અમુલ્ય થઇ પડેલી[59] ‖ અવશ્યની કરી નાખી–મુકરર કરી નાખી.[49-51] ‖

આ ફકરામાં શાહ ગુશતાસ્પે દીનને ટેકવીને ચલાવી તેનું બ્યાન છે. આ ફકરામાં હમો જે ઉપર કહી ગયા છીએ કે મઝદયસ્નિ દીન ઝરથુસ્ત્રની અગાઉ હતી પણ દીવાનોથી ખરાબ થઈ હતી, તેનો ખુલ્લો ઇશારો છે. હુનરો એટલે દએવના ધટતીના પુજારીઓથી તે દએનને દુર કીધી એટલે દેવયસ્નિ જે દએનમાં ધુસી હતી તે દએવયસ્નિને દીનમાંથી દુર કીધી–એ વાકય દેવયસ્નિનો ભેદ ખોલે છે. ત્યારે મઝદયસ્નિ દએનજ એકલી ઝરથુસ્ત્રની અગાઉ હતી; પણ દીવાનોથી ખરાબ થતી હતી. પણ જ્યારે અષો ઝરથુસ્ત્રે તે મઝદયસ્નિ દીનને ફરીથી **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**ના વધારાથી સ્થાપી ત્યારે ગુશતાસ્પને તે નવી થયલી મઝદયસ્નિ દએન ઉપર તકેદારી કરવાની ખેરદ અને જોમ કવએમ ખોરેનોએ=દાદારના આશીશોએ આપ્યા જેથી ગુશતાસ્પે દીવાનોને તે દીનથી દુર કાઢયા; દીવાનોનો નાશ કીધો જેથી તે દીવાનો પછીથી તે દીન તરફ આવી શકયાજ નહી. આ ભેદ **હીમ ઉજ્જવજત્ હચ હુનૂઇબ્યો**માં એટલે તે દીનને બુરી પેદાશથી છેટે રાખી દુર કીધી તેમાં આવે છે. આ ઉપરથી ખુલ્લું રોશન થાય છે કે ઝરથુસ્ત્રની અગાઉ બીજી અન્ય દીનો હતી નહી પણ મુળ મઝદયસ્નિ દીનોજ હતી. પણ તેઓ દીવાનોથી ખરાબ થતી હતી.

છેલ્લે ઝરથુસ્ત્રે તે દીન સ્થાપી ત્યારે ગુશતાસ્પે પુરી પેદાશથી તે દીનને મોકળીજ રાખી. હવે ત્યારે જોઇ શકાશે કે એરવદ સાહેબ કહે છે તેમ આગળી દીનો હતી અને તે દીનોવાળાઓને ઝરથુસ્ત્રિ દીનમાં આણ્યા એવું કંઇજ નથી. પણ આગળી મઝદયસ્નિ દીનને દેવથી રહાઈ આપી એમ અર્થ છે. વળી આ ફકરામાં મઝદયસ્નિ દીનને મઇદ્દ્યોષાદેમ કહી છે. મઇદ્દ્યોષાદેમ એટલે વચમાં સ્થાન પકડીને આસપાસનીને ખુશહાલ કરતી દીન. એ શબ્દમાં **મઇદ્દ્યો** એટલે મધ્ય અને **હદ** એટલે બેસવું અને **પા**=ખુશાળી આપવી એવા મુળો છે. જેમ માતા વચમાં બેસી પોતાની આસપાસ પોતાના બચ્ચાંને રમાડતી ખુશાળ થતી અને તે બચ્ચાંને ખુશ કરી રહેતી હોય છે, તેમ આ મઝદયસ્નિ દીન **મઇદ્દ્યોષાદેમ** છે એટલે મધ્યમાંની મુળ માદર તરીકેની અને આસપાસ જે બીજી દીનો છે તેઓને શાદમાન કરી રહેલી છે. આમ ત્યારે મઝદયસ્નિ દીન કુલ્યાતી છે, બીજી દીનોની માદર છે, તેનો ભેદબી હયાં છે. કહે છે કે ગુશતાસ્પે તે માદર દીનની તેવી પ્રસીધ્ધતાને ટેકવી રાખી છે. તે દીન **બરેજિરાજેમ** છે એટલે ઉંચ છે અને રાજ કરનારી છે એટલે બીજી દીનોને ચલાવનારી છે. તે દીન **અક્રકદવઇતિમ્** છે એટલે જરાબી બુરાઈ વગરની છે; એટલે જેમ આગળી મઝદયસ્નિ દીનો દીવાનોથી બગડી હતી તેમ આ નવી થયલી મઝદયસ્નિ દીન ગુશતાસ્પને લીધે તેવા ખરાબાતે પુગેલી નથી. કેમકે ગુશતાસ્પે **આસ્તઓત** તે દીનની સ્તુતી કીધેલી છે એટલે તે દીનના ફરમાન સાથે એકતાન થઇને દીવાનોને મારેલા છે, જેથી તે દીનને બગાડનારાઓનો નાશ થયલો છે. વળી મઝદયસ્નિ દીન પુસ્કળ ધન દોલત રાખે છે;—ગેઉશચ **વસ્ત્ર** રાખે છે એટલે કુદરત અનુસાર પુષ્કળ સામગ્રીઓ રાખે છે, કે જેથી તે દીન પોતાને તેમ પોતામાંની બીજી દીનોને બરવખત ઉભી કરવા તેમ ટેકવવા સામર્થવાન છે. આ ફકરા ઉપરથી ગુશતાસ્પે કવએમ ખરેનાના જોરે મઝદયસ્નિ ઝરથુસ્ત્રિ દીનને કેવી અચ્છી હાલતે ટેકવી છે તેનો ખ્યાલ આવે છે. આ ફકરાના **મઇદ્દ્યોઈષાદેમ** (વચમાં સ્થપાઇને બીજીઓને શાદમાન કરતી) અને **બેરેજિ-રાજેમ** (ઉંચી અને બધા ઉપર રાજ કરતી) અને **ગ્રાંકુદાંમ ગેઉશચ વાસ્ત્રેમચ**=કુદરતના વસ્ત્ર સાધનોથી તૃપ્ત થયલી—આ બધા શબ્દોથી મઝદયસ્નિ દીન બીજી દીનોની માદર છે—પોષણ કરનાર છે તે સીધ્ધ થાય છે. એટલે પછી વટલાવવાની બાબદ તો જમીનદોસ્ત થઇ જાય છે. જે કોઇ દીન બીજી દીનોની માદર હોઇ તેઓને ટેકવે તે તેઓનું નુકશાન કદીબી કરે નહી.

હવે આ ફકરાનો અર્થ આ એરવદ સાહેબ કરે છે તે જોઇએ કે જેમાંથીબી વટલાવાનો અર્થ નીકળતો નથી.

**એરવદ સાહેબનો તરજુમો :—**

જેણે (ગુશતાસ્પે) હુનુઓના ટોળામાંથી (આગળ વધતાં) અતકેલી જકડાયલી, હૈયાતીમાં આવેલી તે (મઝદયસ્ની દીનને) છોડવી અને તે (મઝદયસ્નિ દીન) ને મધ્ય સ્થળે બેસનારી (યાને સર્વે લોકનું ધ્યાન ખેંચનારી) બુલંદ દરજ્જાની, ચોમેર ફેલાયલી, અશોઇવાળી (યાને રાસ્તીનો માર્ગ દેખાડનારી) ગોસ્પંદ તથા ઘાસચારાને વધારનારી, અને ગોસ્પંદ તથા ઘાસચારાને ચાહનારી સ્થાપી.

એરવદ સાહેબના ઉપલા તરજુમામાં વટલાવવાનું કંઈ આવતુંજ નથી.

**હવે ૮૭ મા ફકરાનો તરજુમો કરીએ :—**

અને તેથી[૬૪] ‖ મહા બળીસ્ત[૬૫] ‖ કએ વીસ્તાસ્પે[૬૬] ‖ અભડાયલી બુરી દીનવાળા[૬૮] ‖ તાંથરયાવંતને,[૬૭] ‖ દેવયસ્ની[૭૦] ‖ પેષનને,[૬૯] ‖ દ્રવંદ-અષોઈ નહી પાળનારા[૭૧] ‖ અરજાસ્પને[૭૨] ‖ અને સાથે સાથ[૭૩] ‖ બીજા અનેક[૭૪] ‖ કાળી કુદરતના ગુનાહગાર[૭૫] ‖ બેશરમ બદકાર બેઇઝતવાળા[૭૬] ‖ ખ્યઓની લોકોને[૬૭] ‖ મારી ઠેકાણે લાવી જીતનાર[૬૩] ‖ થયો.[૬૨] ‖

આ ફકરામાં ગુશતાસ્પે દેવયસ્ની કરનારા ઘનામીનની કાળી કુદરતના માનનારાઓને મારીને તેઓને સ્પેનામીનના તરફના કીધા તેની નોંધ છે. હયાં **દુઝ દએન** કહી છે તે મઝદયસ્નિ દીનનો તે આકાર છે કે જેમાં દીવાનોએ ઘટતી આણી છે. તાંથવંત નામના સરદારને દુઝ દએનનો કહયો છે એટલે તે અસલ મઝદયસ્નાન હતો. જે મઝદયસ્નિ દીનને તે પાળે છે તે મઝદયસ્નિ દીન ઉપર બુરાઇનો કાબુ હોવે તે દીન ઉતરી ગયલી છે. પણુ પેષનને તો દેવયસ્નિ કહયો છે; એટલે તે મઝદયસ્નિ દીનનો નથી પણુ કુદરતની કાળી કુદરતને ચલાવનાર ઘનાની સ્તુતી કરનાર છે; ઘનામીનનું સાધન કરનાર દીવાનોની દેવયસ્નીવાળો છે. અરજાસ્પને દ્રવંદ કહયો છે એટલે તેબી મઝદયસ્નિ દીનવાળોજ છે; પણુ દેવોની બુરી અસરથી અશોઇને પાળનાર થતો નથી—એવો કહયો છે. ખ્યઓન દેશનાઓનેબી **અઘ** એટલે બુરા ઘનાની સાહેબતના અને **દુઝ્વન દ્રવો** એટલે બુરાઇની દોસ્તીવાળા, બુરાઇને ચાહનાર કહયા છે.

આ ફકરામાં ગુશતાસ્પે દીવાનોની અસર હેઠળના મુખીઓને અને પ્રજાને મારીને તેઓને તેઓની અસલ મઝદયસ્નિ દીનમાં આણ્યા હતા તેની તેહકીક છે. જો એરવદ સાહેબ એમ મનાવવા માંગે કે આ તાંથવન્ત,

અરજાસ્પ, ખઇઓન વીગેરે બીજી દીનોના હતા તો તેવણ ભુલ કરે છે. ફરીથી અને ફરીફરીને મોટે અવાજે, બહેરોબી સમજે તેમ છાપરાના ટૉપ–મથાળાં ઉપર જઇને, તે મહા સત્ય કહીશું કે ઝરથુશ્ત્ર સાહેબની અગાઉ મઝદયસ્નિ દીનજ હતી; કે જે સત્ય જમ્યાદ યસ્તમાં છે, દીનકર્દમાં છે, જેને બહેસ્ત બહેરેહ ખ. રૂ. કામાજી કે જેઓ આ બધા સાહેબોના ઉસ્તાદ હતા તેવણે પોતાના ઝરથુશ્ત્રનામામાં માન્ય રાખ્યું છે, અને ખુદ આ એરવદ સાહેબેબી પોતાની ૧૮૭૪ ઇસ્વીમાં છાપેલી આવાં યસ્તના તરજુમાની ચોપડીના દીબાચાના ૨૩ મા પાનાં ઉપર માન્ય રાખ્યું છે. પણ આ મઝદયસ્નિ દીનો ઉપર દીવાનોનો આઝાબ પડતો હતો. દેવયસ્નિ તે આ દીવાનોની પુંજા હતી. ધનામીનની કાળી કુદરત જે અહીરીમન અને તેની બુરી શકિતથી ચાલે છે તે બધી શકિતનું સાધન તે દેવયસ્નિ છે. જ્યારે આ દેવયસ્નિ મઝદયસ્નિ દીનમાં મળી જાય છે ત્યારે તે મઝદયસ્નિ દીન પોતે **અઘ–દએન, દુઝ–દએન** થાય છે. આવા ઓતરેલા મઝદયસ્નાનોને ઠેકાણે લાવવા, તેઓને પોતાની અસલની ખાલેસ મઝદયસ્નિ દીનમાં લાવવા તે, કંઇ વટલાવવાનું નથી.

## (૧૪) વટલાવવાની શહાદત તરીકે પેશ કરેલો આવાં યશતનો કરદો ૨૪ નો ૧૦૫ મો ફકરો.

આ ફકરામાં વટલાવવાની વાત નથી, પણ દીન પ્રમાણે ચલાવવાની હકીકત છે.

આ મજકુર ફકરો આવાં યસ્તમાં બે વખત અમુક ફેરફારો રાખીને આવે છે. પહેલાં પાંચમાં કરદાના ૧૮ મા ફકરામાં આવે છે. પછીથી ૨૪ મા કરદાના ૧૦૫ મા ફકરામાં આવે છે. અમુક ફેરફાર સહીતનો આ ફકરો બે વખત કાંય આયો હશે તેનું કારણ તે બેઉ ફકરાઓની ઉપરના ફકરાઓ-માંથી માલમ પડી આવે છે. આ ફકરાઓની ઇબારત ઉપરથી વાંચનારાઓ જોઇ શકશે કે અવસ્તાની ઇબારતને ગમે તેમ બીનજોખમદારી રીતે ઉકેલવાની નથી; કેમકે તેથી અર્થનો અનઅર્થ થવા ઉપરાંત, દીનના ભેદી અને અર્થ-સુચક લખાણો દુન્યાની નજરમાં હાંસીમાં આવી જાય છે. આ ફકરાના એકનો અર્થ અહુરમઝદે આવાંની સ્તુતી કીધી એમ બીનજોખમદારીથી કરવે દીન ઉપર અમુક આક્ષેપ આવે છે. આવાં યઝતની સ્તુતી દાદારે કીધી એટલે પેદા કરનારે પોતાની પેદાયશની સ્તુતી કીધી. આવો અર્થજ ત્યાં નથી જ્યારે

ખરેખર તો ત્યાં અહુરમઝદે આવાંને શક્તિ આપીને કામ કરવાનો હોકમ કીધો એમ અર્થ છે.

વળી આવા ફકરાઓમાંના એકને લઇને આ એરવદ સાહેબ જ્યાં ખાલી દીન પ્રમાણે ચલાવવાની વાત છે ત્યાં વટલાવવાની વાત લાવે છે; માટે આ ચારે ફકરાઓ વાંચનાર આગળ મુકીને ખરો ભેદ ખોલી બતાવીએ, કે જેથી વાંચનાર જોઇ શકે કે આજે દીનના ભેદી અર્થનો કેવો ગેરઉપયોગ થઇ રહે છે.

ત્યારે આ બેઉ ઠેકાણેના ફકરાઓ વાંચનાર સામે મુકીએ કે જેથી વાંચનારને ખરો ભેદ ખબર પડી જાય.

**આવાં યશ્ત કરદેહ પાંચ, ફકરા ૧૭-૧૮.**

(ફકરો ૧૭) **તાંમ[૧] યજત[૨] યો[૩] દદ્વાઓ[૪] અહુરો મજદાઓ[૫] અઇરયેને વએજહી[૬] વંઘ્રહુયાઓ દાઇત્યાઓ[૭] હુઓમયો[૮] ગવ[૯] બરસમ[૧૦] હિજ્વો-દંઘ્રહ્ઘ્રહ[૧૧] માંથ્રચ[૧૨] વચચ[૧૩] શ્યઓથનચ[૧૪] જઓથ્રાબ્યસ્ચ[૧૫] અર્શૂખ્દએઇબ્યસ્ચ[૧૬] વાઘ્જિબ્યો.[૧૭]**

(ફકરો ૧૮) **આઅત[૧૮] હીમ[૧૯] જઇદ્યત[૨૦] અવત[૨૧] આયપ્તેમ[૨૨] દજદ્હિ[૨૩] મે[૨૪] વંઘ્રઉહિ[૨૫] સેવિશ્તે[૨૬] અરેદવીસૂરે અનાહિતે[૨૭] યથ[૨૮] અજેમ[૨૯] હાચયેને[૩૦] પુથ્રેમ[૩૧] યત[૩૨] પોઉરૂષસ્પહે[૩૩] અષવનેમ[૩૪] જરથુશ્ત્રેમ[૩૫] અનુમતેએ[૩૬] દએનયાઇ[૩૭] અનુખ્તેએ[૩૮] દએનયાઇ[૩૯] અનવરૂશ્તેએ[૪૦] દએનયાઇ.[૪૧]**

હવે એજ યશ્તનો કરદો ૨૪ ના ફકરાઓ ૧૦૪ અને ૧૦૫ આમ છે.

(૧૦૪) **તાંમ[૧] યજત[૨] યો[૩] અષવ[૪] જરથુશ્ત્રો[૫] અઇરયેને વએજહિ[૬] વંઘ્રહુયાઓ દાઇત્યાઓ[૭] હુઓમયો[૮] ગવ[૯] બરસમ[૧૦] હિજ્વો દંઘ્રહ્ઘ્રહ[૧૧] માંથ્રચ[૧૨] વચચ[૧૩] શ્યઓથ્નચ[૧૪] જઓથ્રાબ્યસ્ચ[૧૫] અર્શૂખ્દએઇબ્યસ્ચ[૧૬] વાઘ્જિબ્યો.[૧૭]**

(૧૦૫) **આઅત[૧૮] હીમ[૧૯] જઇદ્યત[૨૦] અવત[૨૧] આયપ્તેમ[૨૨] દજદ્હિ[૨૩] મે[૨૪] વંઘ્રઉહિ[૨૫] સેવિશ્તે[૨૬] અરેદવીસૂરે અનાહિતે[૨૭] યથ[૨૮] અજેમ[૨૯] હાચયેને[૩૦] પુથ્રેમ[૩૧] યત[૩૨] અઉર્વત-અસ્પહે[૩૩] તખ્મેમ[૩૪] કવએમ વીસ્તાસ્પેમ[૩૫] અનુમતેએ[૩૬] દએનયાઇ[૩૭] અનુખ્તેએ[૩૮] દએનયાઇ[૩૯] અનવરશ્તેએ[૪૦] દએનયાઇ.[૪૧]**

આ બે પાંચ અને ચોવીસ કરદાઓના ચાર એકસરખા દેખાતા ફકરાન અમુક ફેરફારો જોઇએ. હયાં ઇબારત એક્સરખીજ છે. પણ ફકરા ૧૭ માંના ચોથા અને પાચ આંકડાનો શબ્દ **દદૂવાઓ અહુરો મજદાઓ** છે ત્યારે ફકરા ૧૦૪ માંના ચોથા અને પાંચમા આંકડાનો શબ્દ **અષવ જરથુશ્ત્રો** છે.

તેમ વળી ફકરા ૧૮ માંના ૩૧-૩૨-૩૩-૩૪-૩૫ ના શબ્દો **પુથ્રેમ યત્ પોઉરૂષસ્પહે અષવનેમ જરથુશ્ત્રેમ** છે; જયારે ફકરા ૧૦૫ માંના ૩૧-૩૨-૩૩-૩૪-૩૫ ના શબ્દો **પુથ્રેમ યત્ અઉર્વંત અસ્પહે તખ્મેમ્ કવએમ્ વીસ્તાસ્પેમ** છે.

હમો આ ખાસ ફકરાઓ ટાંકીએ છીએ તેના કારણો છે. એરવદ અંકલેસરીઆએ તો ફકત આવાં યસ્તનો ૧૦૫ મોજ ફકરો ટાંકયો છે અને તેમાં અર્થનો અનઅર્થ કીધો છે. પણ હમો હયાં વાંચનાર આલમને કંઈ જુદુંજ બતાવવા માંગીએ છીએ.

અવસ્તાની ઇબારત સીરફ ગ્રામરના કાયદા ઉપર નહી, પણ સ્તઓત યસ્નના કાયદાઓ ઉપર રૂપીએ બાર આની રચાઈ છે. આ સ્તઓતના કાયદાઓ નવ અને ૯×૯ તેમ ૯×૯×૯×૯ એમ નવના અઍદાદની ગુહય રચનાનો ભેદ રાખે છે. આવી ભેદી ઇબારતો માટે ઉપલા ફકરાઓ દ્રષ્ટાંતરૂપ છે. સ્તઓતના આ કાયદાઓથી તે તે ફકરાઓ માંથ્રો બનીને પ્રસંગોપાત જવાબો અમુક અમુક સંજોગોમાં આપી શકે છે. આ બાબદ સાથ ખરેજ આપણા વીષયને હાલમાં કાંઈ લાગતું વળગતું નથી. પણ હમો કહેવા માંગીયે છીએ કે આવી ગુહય રચનાનો તરજુમો કરતી વખતે જો તે રચનાની અંદરનો જે મઆની ભેદ પડેલો છે તે નહી દરશાવવામાં આવે તો અર્થનો અનઅર્થ થાય તેમ તે ફકરાઓ દીનને હસીમાં લાવે.

હવે તરજુમો કરીએ;-કરદો ૫, ફકરો ૧૭, આવાં યશ્ત.

તરજુમો :

હઓમ[8] || યો=જે[8] || જીવામ[9] || બરસમ સાથનો[10] || માંથ્રો[12] (ભણવાથી) || સત્ય વેણથી-(ભણનારની) સાચ્ચી જબાનથી ભણાતા[13] || સીલસીલાબંધ માંથ્રોથી-ભણવાનો સીલસીલો રાખવથી[13] || ભલાઇ કીધાથી એટલે યસ્ન થવા માટેની સાચ્ચી કાયદાસરની વીધી કરવાથી[14] || જબાનની

દાનેશ સાથનો એટલે ભવીષ્ય ભાખનારો-કહેનારો[11] (થાય છે તે હઓમને) ‖ સત્ય વચનો માટે એટલે ભેટો જેઓ સત્ય નાદ કાઢે છે તેવી ભેટો ઉભી થવા માટે[17] (એટલે હઓમને ભલી ભેટ તરીકે ઉભો કરવા માટે અને) ‖ સાચ્ચો નાદ કાઢતા[16] ‖ આલાત (તરીકે ઉભો થવા) માટે[15] ‖ (તઇયાર કરે છે તેમ) ‖ જગતને પેદા કરી ચલાવનાર[4] ‖ જે[3] ‖ અહુરમઝદ[5] (છે તેવણે) ‖ હઑમ (એટલે કુલ યઝતોમાં અને સ્પેનામીનની કુલ પેદાયશમાં વસેલી અને જગતને ફ્રશો-ગર્દ તરફ લઈ જવા કારોબાર ચલાવનારી મુળ શકિત) યો=જે[8] ‖ ગવ સાથનો એટલે દાદારે ફાધેલી કુદરત અઓજ-ઝોર સાથનો[9] ‖ બરસમ સાથનો એટલે મારીને સુધારવા માટેની લાવ લઇ જવા કરવાની શકિત સાથનો[10] (અને) ‖ માંથ્રથી-જગત રચના થવા માટેના તલેસમાતીક શબ્દથી[12] ‖ સત્યતાની ફ્રશો-ગર્દ કરવા માટેના વચનથી[13] ‖ નેકી કરવાની-જગતના મોક્ષ માટેની ભલી ખીસ્કારીથી[14] ‖ જબાનની દાનેશ સાથનો એટલે ભવીષ્ય બોલનારો[11] (થઈ રહે છે તેવા તે હઓમને) ‖ સત્ય વેણો માટે એટલે સત્યવાળી ભેટો રાખનાર ઉભો થવા માટે[17] (અને) ‖ સાચ્ચો નાદ કાઢતા[16] ‖ આલાત તરીકે એટલે દાદારના ખાદમ તરીકે ઉભો થવા માટે[15] ‖ (તઇયાર કરીને તે હઓમથી) ‖ વંધહુયાઓ એટલે ભલાઇવાળા નીસ્કામી પરદુખભંજની ફ્રશો-ગર્દ લાવે તેવા **દાઇત્યાઓ** કાયદાવાળી[7] ‖ આરમઇતી જેવી નીખાલેશી રાખતી, અને રાસ્તી અને પુર્ણ ખાકસારીવાળા બીયાંઓ જેઓ ખાકને સુનુ બનાવી શકે છે તેવા બીયાંઓ રાખતી **ગાસ**માં-પાવમહેલમાં[6] (એટલે કુદરતની તેવી પાવમહેલની જગામાં) ‖ તેણી સાથે એટલે આવાં અરદવીસૂર સાથે[1] ‖ મેલાપ કરી તેણી સાથે એક થયા[2] (અને પોતાનો હોકમ બજા લાવવા એમ તેણીને ફરમાવ્યું કે ફલાતુ ફલાતું કર જે નીચેના ૧૮ મા ફકરામાં આવે છે). ‖

## અથવા બીજી રીતે આમ તરજુમો થાય કે:

હઓમીઓ એટલે હઓમને ગાળીને યઝસ્ને જેવી ક્રીયાઓ કરનારા સદપુરૂષો જેઓ દાદાર અને ઝરથુસ્ત્રના હોકમ પ્રમાણે યસ્ન કરી રહે છે તેઓ[8] ‖ સાચ્ચા સખુનો માટે એટલે ભેટો જેઓ સત્ય નાદ કાઢે છે તેવી ભેટો ઉભી થવા માટે[17] ‖ સાચ્ચો નાદ-અવાજ કાઢતો[16] ‖ આલાત (ઉભો થવા) માટે, આલાત (જે દુઆ માંગવા માટેની દાદારની દેવડી રાખે છે, જે આલાત બદીને મારી શકે છે, જે આલાત યઝત વસેલો છે તેવા તે આલાત ઉભો થવા) માટે[15] (જરૂરયાતના) ‖ જીવામથી[9] (પાવ ફાધેલા બકરીના

દુષથી) ॥ બરસમથી[૧૦] (બદીને તોડનાર અને બદીને સુધારવા માટે મીનોઈ આશીશો લાવ લઈ જાવ કરનાર પાવ મારેફતથી) ॥ જબાન જે દાનેશ-પરમ સત્યતા રાખે છે, ભવિષ્ય ભાખી શકે છે, તેવી દાનેશીથી-મહા ડહાપણથી એટલે પરમ સત્યની ભવિષ્યની કહેતી ઝબાનથી[૧૧] ॥ માંથ્રોથી-આશીશો રાખનારા તલેસ્માતીક શબ્દોથી[૧૨] ॥ **વચચ**=વાચા જે પરમ સત્યની છે-માંથ્રોની છે જે અમુક રીતે અમુક સીલસીલામાં ક્રીયામાં પઢાય છે તેવા યસ્નના અવસ્તાથી[૧૩] ॥ ક્રીયા માટેની કરવાની તરીકતથી-ક્રીયાની ખરી રીતથી[૧૪] (તે ક્રીયા કરી રહે છે) ॥ (એટલે આલાતો જેઓ માંથ્રથી, રાસ્ત અવસ્તાથી એટલે ક્રીયા માટેના ખાસ અવસ્તાથી અને ઝબાન જે દાનાઈવાળી સત્યની ભવીષ્ય કહેનારી છે તેથી અને ક્રીયા માટેની પાકીઝગીવાળી રીતી તરીકતથી આરાસ્તે થઈ રહે છે, તેવા બધા આરાસ્તે થયલા આલાતોને જોરે, તેમ જીવામ અને બરસમને જોરે યસ્ન થઈ રહે છે અને ગુઝસ્તે રૂવાન અને ઝીન્દે રૂવાનની તનોમંદ હાલતના દેવો-બદકેરદાર તુટીને ભલાઈમાં ફેરવાઈ રહે છે તેમ) ॥ જગતને પેદા કરનાર અને જગતને પોતાની મરજી મુજબ ચલાવનાર[૪] ॥ જે[૩] ॥ અહુરમઝદ[૫] (છે તેવણ) ॥ હોમીઓ=યઝશ્ને કરનારાઓ[૮] (ની માફક કુદરતી યસ્ન કરીને પોતાની મરજી મુજબનો નતીજો લાવવા) ॥ સાચ્ચા સખુનો માટે એટલે ભેટો જેઓ સત્ય નાદ કાઢી શકે છે-આશીશો આપી શકે છે-જગત રચનાને ફ્રશો-ગર્દ તરફ દોરવે છે તેવી ભેટો ઉભી થવા માટે[૧૭] ॥ સાચ્ચો નાદ અવાજ કાઢતો[૧૬] ॥ આલાત (ઉભો થવા) માટે એટલે આલાત મીસાલના યઝતો જેઓ દાદારની મરજી બજાવનાર ખાદેમ છે તેઓ માટે[૧૫] (જરૂરયાતના) ॥ કુદરતના જીવામથી એટલે ચાલી રહેલી કુદરતથી અને તે કુદરતની નેકીવાળા ખીશ્કારીથી[૯] (તેમ) ॥ કુદરતની બરસમથી[૧૦] (એટલે કુદરતની બુરાઈને ઘેરીને ઇનસાફથી મારીને સુધારવાની મીનો સત્તાથી) ॥ કુદરતની ઝબાન જે દાનેશ ડહાપણ રાખે છે, ભવીષ્ય કહી શકે છે તેથી[૧૧] (કુદરતની તે ભવીષ્ય કહેનારી ઝબાનથી ઉચ્ચારતા એટલે આપતા) ॥ માંથ્રો આશીશોથી[૧૨] ॥ કુદરતના પ્રસંગોપાત રીતે ઇનસાફથી આપવા માટેના આશીશો રાખતા વચનોથી[૧૩] ॥ કુદરતી રાદી રીતની કામ કરવાની ખીશ્કારીથી[૧૪] (આવાં યઝત સાથે યસ્ન કરીને મેલાપ કરે છે) ॥ એટલે કુદરતની નેકીથી[૯] ॥ કુદરતની મારીને સુધારવાની સત્તાથી[૧૦] ॥ કુદરતની ઝબાન જે દાનેશવાળી છે, ભવીષ્ય કહેનારી સત્યની છે તેથી[૧૧] ॥ કુદરતના માંથ્રોના આશીશોથી[૧૨] ॥ ઇનસાફ પ્રમાણે અપાતા તે આશીશોના

વચનોથી[13] ॥ કુદરતની રાદી ખીસ્કારી ચળવળોથી[14] ॥ આરાસ્તે થયલી દાદારની આલાતો નામે યઝતોને જોરે-યઝતો જેઓ દાદારને પુગવાની મારેફત છે, જેઓ દાદારના ખાદેમો છે તેઓને જોરે[15] ॥ **વંઘહુયાઓ**=ભલાઈવાળા બહમન વસેલા, દાઈત્યાઓ કાયદાઓવાળી[7] ॥ આરમઇતી જેવી નીખાલેશી રાખતી, અને રાસ્તી અને પુર્ણું ખાકસારીવાળા બીજો એટલે ખાકને સુન્નુ બનાવે તેવા બીજો બીયાંઓ રાખતી ગાસમાં-પાવપહેલમાં એટલે તેવી પાવમહેલની જગામાં[6] ॥ તેણી સાથે એટલે આવાં અરદવીસુર સાથે[1] ॥ મેલાપ કરી તેણી સાથે એક થયા[2] (અને પોતાની મરજી બજા લાવવા) ॥

**(૧૮ મો ફકરો)** આ રીતે ત્યારે[18] ॥ તેણી પાસે[19] ॥ માંગ્યું-ઇચ્છ્યું[20] (કે) ॥ અએ ભલી[25] ॥ ઘણોજ ફાયદો કરાવી આપનારી[26] ॥ અરદવીસુર અનાહીત[27] ॥ મને[24] ॥ તે[21] ॥ ફાયદો[22] ॥ તું આપ-આપવાને તૈયાર થાએ, એમ મારી આજ્ઞાના છે, જે તું આપશેજ-તુંને આપવીજ પડશે[23] ॥ કે જેથી[28] ॥ હું[29] (દાદાર અહુરમઝદ) ॥ પોઉરૂશસ્પના[33] ॥ તે[32] ॥ પુથ્ર[31] ॥ અષો[34] ॥ જરથુસ્ત્રને[35] ॥ દીન માટે[37] (ના) ॥ અનુકુળ વીચારો-મીથ્રો જે યઝતોના છે, હસ્તીની સૃષ્ટી રચના માટેના છે, તે મીથ્ર કરવા માટે[36] (જાણવા અને તેમાં લીન્ન રહેવા માટે) ॥ દીન માટે[39] (ના) ॥ અનુકુળ બોલો-વચનો જે યઝતોના છે, જેથી યઝતો નીસ્તીનું જગત રચે છે, જે પરમ સત્ય છે, જે માંથ્રોરૂપ છે, સત્ય છે, તેવું સત્ય બોલવા માટે, તે સત્યમાં લીન્ન થવા માટે[38] ॥ દીન માટે[41] (ના) ॥ અનુકુળ કામો જે યઝતોના છે, જેથી યઝતો સૃષ્ટી ગેતીને રચે છે ટેકવે છે, જે રાદી સવાબ છે, તેવું સવાબ કરવા માટે, તે સવાબ બજાવવા માટે, તે સવાબમાં લીન્ન થવા માટે[40] ॥ ફતેહ-મંદીથી ચલાવવાનો હોકમ આપું, ચલાવું, પાર પાડું, ચલાવીશ, પાર પાડીશજ.[30] ॥

હયાં દાદાર અહુરમઝદ આવાં અરદવીસુર મારફતે, પેગામ્બર સાહેબમાં કુદરતના ૧૦૦૧ નાળાંઓ એટલે કુદરતમાં પડતી નેઆમતો અને તેઓનો ભેદ ઉતારીને તેવણને દીન આગાહ કરીને, તે દીન પ્રમાણે જગતમાં ચલાવી રહે છે. **હાચયેને**નો આકાર **હચ** એટલે પુઠે જવું-એવા શબ્દનો પ્રયોજ્ય આકાર છે અને આત્માનેપદના આજ્ઞાર્થ આકારના ૧/૧ માં છે,-એટલે પુઠે ચલાવવા હું આજ્ઞા કરૂં કે જેમ તેવણ ચાલેજ એવો અર્થ થયો. એ શબ્દમાં એરવદ અંકલેસરીઆ વટલાવવાનો અર્થ જોય છે તેવું કંઇજ નથી. જો **હાચયેને** શબ્દમાં વટલાવવાનો અર્થ હોય તો શું એમ અર્થ થાય કે દાદાર અહુરમઝદે

ઝરથુસ્ત્રને વટલાવ્યા. આમ બોલવું હસવા સરખું લાગે છે. એમ ત્યારે **હાચયેને**માં દીનના હોકમો જે કંઇ છે તે પ્રમાણે ચલાવવું, તેમ વરતન કરાવવા જ્ઞાન આપવું એવો અર્થ છે અને નહી કે વટલાવવું.

ઉપરના ૧૭ માં ફકરાની અવસ્તેઇક મજમુન સ્તઓત-યસ્ન પ્રમાણેની ગુહય છે, જેનો અર્થ હમોએ ગ્રામરને કાયદે તેમ ઇલ્મિયતથી કીધો છે; અને તેમાં જરાબી બીહુદુ જેવું નથી. પણ જો જેમ આજે તરજુમો કરે છે કે દાદાર અહુરમઝદે આવાં યઝદને ઇજી પુજા કીધી કે અએ આવાં મને મદદ કર, મને આ આપ. તો ખરેજ તે બેહુદુ ગણાય; કેમકે દાદાર જે પેદા કરનાર છે તે પોતાની પેદાયશ પાસે દુઆ કરે! આ ફકરા માટે આજે ઘણા વીદવાનો જાતજાતના તરંગો કરી દીન ઉપર બહોતાણો મુકે છે કે એક વખતે ઇરાનમાં આવાં યઝતને બીજી વખતે મહેરને દાદાર કરતાં વધુ ગણાતા હતા. પણ તે બધું સીરફ ખોટું છે. હયાં તો દાદાર આવાં યઝત સાથે એકતાન થઇને આવાંને જોમ આપી આવાંને હોકમ આપે છે કે તું ફલાનું બનાવ,—એવો અર્થ છે; કેમકે જે જે ક્રીયાપદો બજાવવા માટે વપરાયા છે તેઓ આજ્ઞાર્થના હોકમ આપવાના છે. એવીજ રીતે **દઝદી** શબ્દમાં અએ આવાં તું મને આપવા **તૈયાર થા**—ફલાનું તુને આપવુંજ પડશે—કરવુંજ પડશે, એમ હું હોકમ કરૂં છું એમ અર્થ છે; કેમકે **દઝદી** શબ્દ **દા** આપવાનો આજ્ઞાર્થ પરસ્મૈપદ ૨/૧ નો આકાર છે.

હયાં દાદારનો હોકમ આવાં યઝત ઉપર ચાલે છે, માટે દાદાર કહે છે કે અએ આવાં **દઝદી** તું એમ મારો હોકમ ઉઠાવીને ફલાનું—આપવા કરવા તૈયાર થા. એમ વળી **હાચયેને** શબ્દ એટલે હું ચલાવવા ઝરથુસ્ત્રને હોકમ કરૂં;—એ શબ્દબી આત્માનેપદ આજ્ઞાર્થમાં છે. ત્યારે ચલાવવાના અને હોકમ ઉઠાવી આપવાના બેઉ શબ્દ આજ્ઞાર્થમાં છે.

વળી દાદાર આવાં યઝતને મળી, આવાંમાં કામ કરવાની શકિત મુકે છે, માટે દાદારને આવાં યઝત સાથે યઝસ્ને કરતા ચીતારેલા છે. દાદાર કોણને હોકમ કરે? જે કોઇ દાદાર સાથે એકતાન થતો હોય તેનેજ, બીજાને નહિ એટલે દાદાર સાથે યસ્નમાં આવે તેનેજ. આજે ત્યારે જેમ,—દાદારની આવાં યઝતને શકિત આપીને, આવાં મારફતે ઝરથુસ્ત્રમાં શકિત મુકવાનો ભેદની અવસ્તેઇક ઇબારત સમજાતી નથી, તેમ દાદાર અષો ઝરથુસ્ત્રને દીનના ભેદો શીખવીને ચલાવે છે તેની ઇબારતબી સમજાઇ નથી. વળી આજે જેમ **તરજુમો કરે છે કે હું**

દાદાર અષો ઝરથુશ્ત્રને દીન પ્રમાણે ચલાઉ, તેમાંથીબી કંઈ વટલાવવાનો અર્થ આવતો નથી. દાદાર ઝરથુશ્ત્રને વટલાવે એમ બોલવું કેવું અર્થ વગરનું લાગે;—એજ રીતે પેલા હવે પછી આવતા ૧૦૪ અને ૧૦૫ ફકરામાં દાદારની માફક અષો ઝરથુસ્ત્ર આવાં યઝત સાથે યઝસ્નેમાં મળીને ગુશતાસ્પને દીનના સીધાન્તો પ્રમાણે ચલાવવાનો હોકમ કરે છે, કે જેમાંબી એજ હાચયેને શબ્દ ચલાવવા હોકમ કરું—શબ્દ વાપરેલો છે તો તેમાંબી કંઇ ગુશતાસ્પને દીનમાં વટલાવવાની વાત આવતી નથી. એવીજ રીતે ગોશ યસ્તમાં ઝરથુસ્ત્ર ગુશતાસ્પની રાણી હુતોશને દીન પ્રમાણે ચલાવવાનો હોકમ કરે છે, જે માંબી એજ હાચયેને શબ્દ આવે છે, તેમાંબી તે રાણીને દીનમાં વટલાવવાની વાત આવે નહી. તેઓને દીનના અનુકુળ ફરમાન મુજબ હાચયેને ચલાવીશ એમાં વટલાવવાનું શું આવ્યું. આજે કોઇ પારસી ઝરથોસ્તી હોય અને કહે કે તેને હું તરીકત પ્રમાણે ચલાવીશ તો શું તે પારસીને વટલાવીશ એમ અર્થ થશે કે ?

ત્યારે એરવદ અંકલેસરીઆ હું ચલાવીશ એટલે વટલાવીશ કરીને સાર ખેંચે છે તે તદ્દન બેવજુદ છે.

## હવે આવાં યશ્ત કરદેહ ૨૪ નો ૧૦૪–૧૦૫ મો ફકરો જોઇએ કે જેમાં ગુશતાસ્પને દીન પ્રમાણે ચલાવવાની વાત છે જેને આ એરવદ સાહેબ ગુશતાસ્પને વટલાવવાની ઇબારતમાં મુકી દે છે.

### ફકરો ૧૦૪ (આવાં યશ્ત) તરજુમો :—

તેણીને[1] (અરદવીને) ॥ તે[3] ॥ અશો[4] ॥ ઝરથુસ્ત્રે[5] ॥ **વંઘહુદાત** એટલે ગોસ્પંદો કાયદાઓને લગતા[6] (વહેદાઇતી નદી જેમાં તે દાતની તલેસમો રહે છે તેવી નદીવાળા) ॥ ઈરાનવેજમાં[7] (સુવર્ણ જેવા જમીનમાં—ખરફસ્તરોને ગોસ્પંદો બનાવે તેવી જમીન કે જેમાં આરમઇતીના બીજો છે, જેથી ખરફસ્તરોમાંબી અઇરિ મીથ–તમીઝ, બરદાસ્ત, રાસ્તી આવી શકે છે,—તેવી સરે જમીનમાં) ॥ હઓમ[9] ॥ જે[10] ॥ ઝવામ[11] ॥ બરસમ સાથનો[12] (છે અને) ॥ માંથ્રો[14] (ભણવા)થી ॥ (ભણતરના) સત્ય વેણથી[15] (માંથ્રો ભણવાનો બરાબર સીલસીલો રાખવાથી) ॥ નેકીના કામો કરવાથી, જેમકે યસ્ન માટેની સાચ્ચી વિધિઓ કરવાથી[16] ॥ જબાનની દાનેશ સાથનો–ભવીષ્ય જોનારો–કહેનારો[17] (થાય છે તે હઓમને) ॥ સત્ય વચનો માટે એટલે ભેટો જેઓ સત્ય નાદ કાઢી શકે છે તેવી ભેટો ઉભી થવા માટે[19] (એટલે તે હઓમને

ભલી ભેટ તરીકે ઉભો થવા માટે) ‖ સાચ્ચો નાદ કાઢતો[18] ‖ આલાતથી[17] (તઇયાર કરી રહે છે) ‖ તેવા તે હઓમથી–તે હઓમની તેવી ભેટથી[6] ‖ ઇજી એકતાન થયા.[2] ‖ (અને યસ્ન કરવાથી જે ફાયદો મળે છે તે ફાયદો મેળવવાના કુદરતી હકની રૂએ માંગ્યું જે પછીના **૧૦૫** ફકરામાં છે કે ફલાનું ફલાનું તું મને કરી આપ). ‖

**બીજી રીતે આમબી તરજુમો થાય કે:**

હઓમીઓ એટલે હોમ ગાળીને યઝસ્ને જેવી ક્રીયા કરનારાઓ[9 10] ‖ સત્ય વેણો માટે એટલે ભેટો જેઓ સત્ય વેણ રાખે છે તેવી ભેટો થવા માટે[19] ‖ સત્ય નાદ–ધ્વની કાઢતો[18] ‖ આલાત (ઉભો થવા) માટે[17] ‖ (આલાતો જેઓ દુઆ માંગવા માટેની દાદારની દેવડી રાખે છે–જેઓ બદીને મારી શકે છે, જેઓ યઝત વસેલા છે, તેવો તે આલાત ઉભો થવા માટે જરૂરીઆતના) ‖ જીવામથી[11] (પાવ કરેલા બકરીના દુધથી) ‖ બરસમથી[12] (બદીને તોડનાર અને બદીને સુધારવા માટેના મીનોઇ આશીશો લાવ લઇ જાવ કરનાર પાવ મારેફતથી) ‖ જબાન જે દાનેશ–પરમ સત્યતા રાખે છે, ભવીષ્ય ભાખે છે, તેવી દાનેશાથી–મહા ડહાપણથી એટલે પરમ સત્યતાની ભવીષ્ય બોલતી જબાનથી[13] ‖ માંથ્રોથી–આશીશો રાખતા તલેસ્માતીક શબ્દોથી[14] ‖ **વચચથી** એટલે પ્રસંગોપાત રીતે પઢાઇ રહેતા રાસ્ત અવસ્તાથી–તેઓના સખુનોથી[15] ‖ ખીસ્કારીઓ જે ક્રીયાઓ માટે છે,–વિધિઓ તરીકતો જે ક્રીયા માટે અને ક્રીયા કરવાની અગાઉ કરી રહે છે; આલાતો ગોઠવવાની રાદી ક્રીયા જે રહે છે તેવી બધી ખીસ્કારીથી[16] (ક્રીયામાં યઝત સાથે એક થાય છે). ‖ (એટલે આલાતો જેઓ માંથ્રોથી, વચચથી અને રાસ્ત પ્રસંગોપાત અવસ્તાથી, ઝબાનની દાનાઇ એટલે સચ્ચાઇથી, ગોઠવણીની રીતીઓ અને તરીકતોથી આરાસ્તે થઇ રહે છે, તેવા તે આલાતોને જોરે અને જીવામ અને બરસમને જોરે યસ્ન કરી રહે છે અને ગુઝસ્તે તેમ ઝીંદે રૂવાનોને ફાયદા અપાવે છે–તેઓના દેવોને, બદ કરણીની કેરદારોને તોડી ગવહોમંદ કરે છે તેમ) ‖ ઝરથુસ્ત્ર[5] ‖ જે[3] ‖ અષો[4] (છે તેણે) ‖ બલાઇવાળી, બહમન વસેલી કાયદાઓવાળી અરદવી સુરના ૧૦૦૧ નાળાંઓને રાખતી વહેદાઇતી નદી આગળના[8] ‖ આરમઇતીના મીજાઝ સાથના અને ગુણો સાથની શકિતવાળા[6] ‖ બાયાંઓ રાખતી તે નીખાલસ અને ખાકસાર એટલે ખાકને સુન્નુ બનાવે તેવી[7] ‖ જમીન અને તે ઉપરની ગાસ નામે ઇરાનવેજમાં[1] ‖ તેણી સાથે એટલે આવાં અરદવી સુર સાથે[1] ‖ યઝ થયા એકતાન થયા[2] (અને તે યસ્નની રૂએ, જે યસ્ન કરવાનો કુદરતી હક છે તેની રૂએ). ‖

**ફકરે ૧૦૫** (તરજુમો) :—

આ રીતે ત્યારે[૧૮] ‖ તેણીને[૧૯] (અરદવીને) ‖ અરજ કીધી[૨૦] (કે) ‖ **અએ** ભલી[૨૫] ‖ ઘણોજ ફાયદો કરાવી અપાવનારી[૨૬] ‖ અરદવી સુર અનાહીત[૨૭] ‖ મને[૨૪] ‖ તે[૨૧] ‖ ફાયદો[૨૨] ‖ તું આપ—આપશેજ—આ યસ્નની રૂએ આપવા બંધાયલીજ છે અને તું આપશેજ[૨૩] ‖ કે જેથી[૨૮] ‖ હું[૨૯] (ઝરથુસ્ત્ર) ‖ ઝડપી ચાલના ઘોડાના અલંકારવાળા ખોરશેદ યઝતના હમકાર લોહરાસ્પના[૩૩] ‖ તે[૩૨] ‖ જોરાવર[૩૪] ‖ દીકરા[૩૧] ‖ કય વીસ્તાસ્પને[૩૫] ‖ **દીન** માટે[૩૭] (ના) ‖ અનુકુળ વીચારો મીથ્રો જે યઝતોના છે, હસ્તીની સૃષ્ટી રચના માટેના છે, તે મીથ્ર કરવા માટે—જાણવા. અને તેમાં લીન્ન થવા માટે[૩૬] ‖ **દીન** માટે[૩૯] (ના) ‖ અનુકુલ બોલો—વચનો જે યઝતોના છે, જેથી યઝતો નીસ્તીનું જગત રચે છે, જે પરમ સત્ય છે, જે માંથ્રોરૂપ છે—સત્ય છે, તેવું સત્ય બોલવા માટે—તે સત્ય જબાન જે બોલે તે ફળે તેવી રહે છે તેવા સત્યવાળા થવા માટે[૩૮] ‖ દીન માટે[૪૧] (ના) ‖ અનુકુળ કામો જે યઝતોના છે, જેથી યઝતો સૃષ્ટી ગેતીને રચી ટકવે છે, જે રાદી ઝબાન રૂપના છે, તેવું રાદી સવાબ કરવા માટે—તે સવાબ સમજવા માટે, તે સવાબ કે જેમાં તરીકતો આવી જાય છે તેવી તરીકતોમાં લીન્ન થવા માટે[૪૦] ‖ ફતેહમંદીથી ચલાવવાનો હોકમ આપી—ચલાવીને પાર પાડીશજ એમ હુમત—હુખ્ત—હવરસ્તવાળો કરીને યઝતની પંકતીમાં તેને લાવીશજ.[૩૦] ‖

હયાં ૩૦ માં નંબરનો શબ્દ **હાચયેને** ઉપર જોયું તેમ **આજ્ઞાર્થ**માં છે અને આત્માને પદમાં છે એટલે જે કંઇ છે તેની પુઠેજ રહેવાનો હોકમ આપીને ચલાવું—એટલે ઝરથુસ્ત્ર પોતે પોતા તરફથી જેમ ગુશતાસ્પને આપીને દીન કે જે તેની પોતાની છે તેના હોકમોમાં લાહેર કરીને તે પ્રમાણે ગુશતાસ્પ પાસે કામ કરાવવાનો હોકમ આપશે. દીન જે બાપદાદેની ગુશતાસ્પની છે જેને દીવાનોએ ખરાબ કીધેલી જેને ઝરથુસ્ત્રે સુધારીને વધારીને ઉંચાઇએ લાવેલી છે તે મઝદયસ્નિ ઝરતોસ્તિ દીનમાં અષો ઝરથુસ્ત્ર ગુશતાસ્પને લાહેર માહેર કરીને ગુશતાસ્પ પાસે દીન માટેના કામો કરાવવા માંગે છે. **હાચયેને** શબ્દમાં ચલાવવાનો, પુરૂષાર્થ આપીને કામ કરાવવાનો હોકમ આપીશ એવો અર્થ છે. આવા અર્થમાં એરવદ અંકલેસરીઆ વટલાવવાનો મઅની જોય છે તે ઉપર લંબાણુથી જોઇ ગયા તેમ સીરફ નાદરોસ્ત છે. દાદાર અહુરમઝદેબી ઝરથુસ્ત્રને પોતાની મઝદયસ્ની દીનમાં **હાચયેને** ચલાવ્યા તેમાં શું દાદારે ઝરથુસ્ત્રને વટલાવ્યા એમ અર્થ આવે?—એવીજ રીતે ઝરથુસ્ત્રે

ગુશતાસ્પને **હાચયેને** ચલાવ્યા, પોતાની બાપીકી પણ નવી થયલી-ફરીથી તાઝે થયલી દીનમાં દીન આગાહ કીધા તેમાં શું વટલાવવાનો અર્થ આવે?

ત્યારે હવે મરહુમ એરવદ સાહેબનો તરજુમો અને સાર જોઇએ. એખલો આ એકજ ફકરો આપીને તેમાંના **હાચયેને**ના અર્થમાંથી વટલાવવાનો સાર કાઢવે બીનમાહીતગારો દીનમાં વટલાવવાનું હશે તેની શંકામાં પડે એ નવાઇ જેવું નથી. પણ હમારી આ સમજથી વાંચનારને ખરી સમજ આવશે.

**એરવદ સાહેબ પહેલાં શરેહ કરે છે-સાર આપે છે કે:- આવાં યશ્ત ફકરા ૧૦૫ માં હઝરત ઝરથોશ્તે કએ ગુશતાસ્પને પોતાની દીનમાં દાખલ કરવાની દુઆ ચાહી છે અને તે બર આવી છે.**

આ સાર આપણે ઉપર લંબાણથી જોયું તે ઉપરથી કેટલો બધો ભુલેલો, ના, સરચામ ખોટો છે તે વાંચનાર જોઇ શકશે. હમોને ટીકા કરવા ગમતું નથી, પણ ટીકા કરવાની ફરઝ પડે છે, કે આગળ પાછળના ફકરાઓનો સંબંધ બતાવ્યા વગર, આની રીતે એકળ દોકળ ફકરો લઇ, તે માંહેલા એક શબ્દને મરડી મોચરીને પોતાની મતલબનો સાર કાઢવો, તે વાજબી ગણાય નહિ.

**એરવદ સાહેબનો ટાંકેલો ફકરો:—**

**આઅત્ હીમ્ જઇદયત્: અવત્ આયપ્તેમ્ દજદી મે વંઘુહિ સેવિશ્તે અર્દ્વી સૂર અનાહિતે, યથ અઝેમ્ હાચયેનિ પુથ્રેમ્ યત્ અઉર્વંત-અસ્પહે તખ્મેમ્ કવએમ્ વીસ્તાસ્પેમ્ અનુમતેએ દએનયાઓ, અનુખ્તેએ દએનયાઓ, અનવર્શ્તેએ દએનયાઓ.**

**એરવદ સાહેબનો તરજુમો :—**

ત્યારે તેણીને (યાને અરદવી સુરને) (અપો ઝરથુસ્ત્રે) અરજ કીધી: ઓ ખુબીવાળી ઘણીજ ફાયદેમંદ અને ખાલેસ અરદવી સુર! તું મને આએ બદલો આપ કે હું લોહરાસ્પના દીકરા જોરાવર કએ ગુશતાસ્પને દીનના વીચાર પ્રમાણે, વાણી પ્રમાણે, દીનની કરણી પ્રમાણે ચલાવું (યાને મારી દીનમાં દાખલ કરૂં).

આપણે ઉપર લંબાણથી જોઇ ગયા કે દીનમાં ચલાવવુંનો અર્થ દીનની તરીકતો જો પળાતી નહી હોય તો પળાવવા માટેનો છે. કોઇબી માણસ ઝરથોસ્તી હોય, જો દીનનું જાણતો નહી હોય અને વાજબી રીતની તરીકત

નહી પાળતો હોય, તો તેને દીન બતાવીને ચલાવીએ તો, તેથી દીનમાં તે વટલાયો છે એમ અર્થ થાય નહી. આપણે ઉપર જોઇ ગયા છીએ અને ફરીથી લખીને વાંચનારનું ધ્યાન ખેંચીએ છીએ કે જેમ એજ યસ્તના ૧૭ મા કરદામાં કહે છે કે દાદારે અષો ઝરથુસ્ત્રને દીન પ્રમાણે '**હાચયેન**' ચલાવ્યા અને નહી કે વટલાવ્યા, તેમ અષો ઝરથુસ્ત્ર ગુશતાસ્પને દીન પ્રમાણે **હાચયેન** ચલાવે અને નહી કે વટલાવે.

## આવાં યશતમાં ઝરથુશ્ત્ર માટે આખી જગતના અને જગતમાંની બધી સંસ્થાઓના અને દીનોના–દીનબોરદારાનોના પાસબાન તરીકે દાદારથી નેમાઇ જવાનો ખ્યાલ છે–જેથી ત્યાં વટલાવવાની વાત હોયજ નહિ–તેની શાહાદત.

આ આવાં યશ્તમાં, આતાં યઝતની ખુબીઓ અને કાર્યસાધકપણાનો ખ્યાલ આપેલો છે, અને તે આવાં યઝતનો લાભ મોટા મોટા નરોએ જગતનું ભલું કરવા માટે લીધો છે, તેનું ધ્યાન આપેલું છે અને આવાં યઝતની જગત માટેની ખીસ્કારીનું કંઇક જ્ઞાન આપેલું છે.

ઉપરના બે ફકરાઓમાં આવાં યઝતની ઉપયોગીતા બતાવી છે. દાદારે તેણીને જગત માટેની ઉપયોગીતા માટે બનાવી તેનો ફકરો અને પેગામ્બર સાહેબે તેણીનો ઉપયોગ કીધો તેનો ફકરો,–એમ બે ફકરાઓ જોયા. પણ એજ યસ્તના ૨૧ મા કરદામાં ખુદ આવાં યઝત પોતાની ઓળખ અને અષો ઝરથુસ્ત્રની ઓળખ આપે છે. દાદારે ખુદ તેણીને કાંય ઉભી કીધી, શું કામ કરવા માટે નેમી, તેમ દાદારે અશો ઝરથુસ્ત્રને કાંય ઉભા કીધા અને શું કામ કરવા માટે નેમ્યા,–તેણીના ખુદના હમકાર તરીકે અશો ઝરથુસ્ત્રને નેમ્યા –એવા ભેદનું ધ્યાન આવે છે, જેમાં અશો ઝરથુસ્ત્રને **ગએથાન્યો રતુમ** એટલે કુલ **જગત માટેનાઓના રતુ સરદાર કહયા છે** એટલે જગતને માટે જે જે ચીજો થઇ, સંસ્થાઓ થઇ, જે જે નરો થયા જે જે દીનો થઈ, અને તે તે દીનોના દીનબોરદારાનો થયા, તે બધાના **રતુ** કહયા છે એમ ખુલ્લું જાહેર કીધેલું છે અને જેમ આવાં યઝતને જગતને ફરશો–ગદ તરફ લઇ જવા દાદારે નેમી છે, તેમ તેણીને તે કામમાં મદદ કરવા અશો ઝરથુસ્ત્રનેબી નેમ્યા છે. આ ફકરા ઉપરથી કોઇબી જોઇ શકશે કે અશો ઝરથુસ્ત્ર કુલ દુન્યા માટે– બધી દીનો માટે, બધી સસ્થા માટે છે,–ના, આખી નીસ્તી માટે છે. આ ફકરા ઉપરથી સાફ દેખાઈ આવશે કે દીનમાં વટલાવવા જેવું કંઇજ નથી

કેમકે બધીજ દીનોની ઉપર અશો ઝરથુસ્ત્રની ચોકી છે;—ના, એટલુંજ નહી, પણ જે જે ચીજો ઉપર આવાં યઝતની ચોકી છે, તે બધાની ઉપર તેણીની સાથસાથે અશો ઝરથુસ્ત્રની—તેવણુની ફ્રવષિનીબી ચોકી છે. હવે આ ફકરો જોઇએ.

**આઅત્[1] અઓખ્ત[2] અરદ્દવી સૂર[3] અનાહિત[4] એરેજવો[5] અષાઉમ[6] સ્પિતમ![7] થ્વાંમ[8] દથત[9] અહુરો મજદાઓ[10] રતૂમ[11] અસ્તવઇથ્યો[12] ગએથયાઓ;[13] માંમ[14] દથત[15] અહુરો મજદાઓ[16] નિપાથ્રીમ[17] વીસ્પયાઓ[18] અષઓનો[19] સ્તોઇશ.[20] મન[21] રય[22] ખરેનંધ્રહુચ[23] પસ્વસ્ચ[24] સ્તઓરાચ[25] ઉપઇરિ[26] જાંમ[27] વીચરેન્તિ[28] મષ્યાચ[29] બિજંઅ.[30] અજેમ[31] બોઇત[32] તૂમ[33] તા[34] નિપયેમિ[35] વીસ્પ[36] વોહૂ[37] મજદદાત[38] અષ-ચિથ્ર[39] માંનયેન અહેયથ[40] પસૂમ[41] પસુ-વસ્ત્રેમ.[42]**

નીરમલતાવાળી અને નીરમલતા આપનારી[4] ‖ અરદવી સુરે[3] ‖ આ પ્રમાણે[1] ‖ કહયું કે[2] ‖ અએ સાચ્ચા ખાલેસ[5] ‖ અશો[6] ‖ સ્પિતમ[7] (ઝરથુસ્ત્ર) ‖ અહુરમઝદે[10] ‖ તુને[8] (ઝરથુસ્ત્રને) ‖ તનોમંદ હાડમંદ[12] (જન્મે-મરે પાછી જન્મે તેવી) ‖ જગત-પેદાશને લગતાનો[13] ‖ સરદાર[11] ‖ નકકી કીધો છે,—નેમ્યો છે,—બનાવ્યો છે.[9] ‖ અહુરમઝદે[16] ‖ મને[14] (અરદવીને) ‖ અષવનોની,[19] અશોઇ રાખતી વ્યકિતઓની[19] ‖ તમામ[18] ‖ પેદાએશના[20] ‖ રક્ષણ કરનાર તરીકે-અશોઇ જે તેઓએ મેળવી હોય તેથી તેઓ નીચે નહી ગબડે તેવી ચોકી કરનાર તરીકે[17] ‖ નેમી છે-પેદા કીધી છે.[15] ‖ મારા[21] ‖ ચલકતા કાર્યસાધક મીનોઇ જ્ઞાન અને અમલની તેઝથી[22] ‖ અને ખોરેહથી-આશીશોના પ્રતાપથી[23] ‖ પસુઓ[24] ‖ ઢોરો[25] ‖ બેપગાં[30] ‖ માનવીઓ[29] ‖ જમીન[27] ‖ ઉપર[26] ‖ ફર હર કરે છે, સાર નરસુ પીછાને છે.[28] ‖ હું[31] ‖ મઝદદાત પ્રમાણેની મઝદાની પેદા કીધેલી[38] ‖ અષ-ચિથ્ર એટલે વ્યવસ્થા ઉભી કરાવે તેવા ખુન-ઉસુલવાળી[39] ‖ બધી[36] ‖ નેઆમતોને[37] (વોહુચીશ્રને-વોહુચીશ્રની પેદાયશને) ‖ અમાનત આપું છું-જગતની વસ્તુઓ-ખુદ જગત તેઓથી ટકી રહે તેવું કામ કરવાની સગવડ આપી તેઓ ઉપર તકેદારી રાખું છું, હીફાજત કરૂં છું[35] ‖ એ મીસાલ કે[40] ‖ પસુ વસ્ત્ર-પસુના કપડા કહેતાં પસુઓની ચામડી-ઉન-બાલ રૂંવાટીઓ વીગેરે વીગેરે[42] ‖ પસુઓને[41] ‖ (અમાનત આપે છે-જીવડાવી ભોગવટાઓ કરાવે છે-કામ કરવાની સગવડ આપે છે તેમ) ‖ ખરેખરજ વગર શકે[32] ‖ તું[33] (ઝરથુસ્ત્ર) ‖ તે બધાને[34] ‖ (અમાનત આપવાને નકકી થયો છે-પેદા થયો છે-જગતમાં ઉતરેલો છે). ‖

અહીંયાં નોંધવું કે અશો ઝરથુસ્ત્રને **ગએથયાઓ રતૂમ** કહયા છે એટલે જગતને લગતાઓના સરદાર કહયા છે, જગતના સરદાર કહયા નથી. **ગએથયાઓ** શબ્દ **ગએથ્ય** એટલે જગતને લગતું શબ્દનો ૬/૧ નો આકાર છે. એટલે કહે છે કે જગતને લગતાઓ જેઓ છે-જગતને દોરવનારાઓ જેઓ છે-જગતની વસ્તુઓ, દીનોને દોરવનારાઓ જેઓ છે તેઓના ખુદના રતુ **ઝરથુશ્ત્ર** છે. અરદવી કહે છે કે દાદારે મને શાને માટે પેદા કીધી છે?-જગતના રક્ષણ માટે પેદા કીધી છે. જગતનું રક્ષણ કઇ રીતે થઇ શકે? કહે છે કે જગત જેમ જેમ અશોઇએ પુગે તેમ તેમ જગતનું રક્ષણ થાય. જગત પોતે **'વોહૂ'** નેઆમતોથી ટકે છે. જગત પોતે **અષચીથ્ર**ના પાયા ઉપર ઉભુ છે એટલે વ્યવસ્થા આખરેખી ઉભી થાય એવા પાયા ઉપર ઉભું છે. એવી વ્યવસ્થાનો પાયો મઝદદાતથી જગત માટે થયો છે. એવી વ્યવસ્થાવાળી **વોહૂ**=નેઆમતો જે ઉતરે છે અને તેથી જગતની ચીજો થઈ રહે છે તે બધાની પાસબાન હું છું. જેમ પસુઓને તેઓની ચામડી-ઉન-રૂંવાટા-ભીંગડાં વીગેરે રક્ષણ આપે છે તેમ હું અરદવી જગતને રક્ષણ આપું છું અને **બોઇત**=ખરેખરજ વગર શકે **તૂમ**=તું ઝરથુસ્ત્રબી **તા**=તે બધાને-જગતને-જગતની ચીજોને મારા હમકાર થઇને અમાનત આપવાજ પેદા થયો છે, નકકી થયો છે.

અહિંયાં અશો ઝરથુસ્ત્રની યઝતી જાતનો એક બીજો પુરાવો છે. અશો ઝરથુસ્ત્ર **ગેઉશ ઉરવાને** મદદ કરવા આવે છે, કે જેવણને **ગેઉશ ઉરવાની** જગતની વસ્તુઓ જે બની રહે છે તે વસ્તુના પાસબાન આવાં યઝતના હમકાર તરીકે દાદારે નકકી કીધા છે. અહીંયાંથી કોઇબી જોઇ શકશે કે અશો ઝરથુસ્ત્રને જગતના સેવક અને દાદારના દોસ્ત કહયા છે; તેમ વળી અશો ઝરથુસ્ત્રને જગતના પેદા કરનાર દાદારે જગતની જે રચના કીધી છે, તેમાં ચીજો કીધી છે, ધર્મો કીધા છે, ધર્મોના ચલાવનારાઓ કીધા છે,-તે બધાના રતુ ઉપરી કહયા છે. આમ ત્યારે અશો ઝરથુશ્ત્ર જગતના સરદાર છે-દાદારનો દોસ્ત છે, દીનના દોસ્ત છે,-તેમાંથી વટલાવવાનો અર્થ નહી નીકળે પણ દીનોનું રક્ષણ કરવાનો અને દીનના સાહેબોને નસીહત આપવાનો અર્થ સાફ સાફ નીકળે છે.

**ગએથા** એટલે કુદરત તરફથી ઉસ્તાન=જીવ-આત્મા મેળવી, પોતે જીવી બીજાને જીવડાવનાર પરગજુ નીશકામ વૃત્તીની જગતની જાતજાત અને પ્રકાર અને વર્ગની ચહડ ઉતર સ્થુળ સુક્ષ્મ તનોમંદ હયાતીઓ, જેઓની સ્થુળ સુક્ષ્મ અનાસરી કાયાના પાયામાં વધતી ઓછી અષોઇની વ્યવસ્થા રહે છે-જે હયાતીઓ અષોઇને વધારીને તુરાની અમર ગતીએ પુગવા જગતમાં અનેક પ્રકારનું કામ

કરી રહેલી હોય છે તેઓ. ટુંકમાં પોતે જીવ મેળવી અમુક મુદતની હયાતી ભોગવી—પોતાને વખતે અમુક હદમાં સંકોચાઇને પાછી ઉગી નીકળીને અમર ગતીએ પુગશે તેવી ચીજો હયાતીઓ. આવા **ગએથાને** લગતી ચીજો—પેદાયશને **ગએથ્ય** કહે છે. આવી ગએથ્યના સરદાર તરીકે અશો ઝરથુસ્ત્ર છે એટલે જગતની દીનો અને દીનોના લાવનારાઓના સરદાર દોરવનાર અશો ઝરથુસ્ત્ર છે એમ કહે છે. દીનોને ચલાવનારના નસીહત આપનાર એવણ છે. આવા ખ્યાલમાં વટલાવવાનો અર્થ નહીંજ આવે; પણ તેમાં દાદારનો દોસ્ત થવાનો અર્થ આવે કે જેમાં વટલાવવાની વાત આવે નહી.

## (૧૫) વટલાવવા માટેની શહાદત આપવા માટે રજુ કીધેલો ગોશ યશતનો ફકરો ૨૬.

આ ફકરામાંથી ઉપર કહેલો **હાચયેને** દીન પ્રમાણે ચલાવવાનો અર્થ ગુશતાસ્પની ઘણીઆણી હુતોશી સારૂ આવે છે જે **હાચયેને** માટે શરેહ કરતાં એરવદ સાહેબ ઉપરની માફક વટલાવવાનો સાર કાઢે છે જે ઉપર લંબાણથી જોયું તેમ સીરફ ખોટું છે,

૨૬ મા ફકરાના અવસ્તા આમ છે:—

**દજદી[1] મે[2] વંઘ્રઉહિ[3] સેવિશ્તે[4] દ્રવાસ્પે[5] તત્[6] આયપ્તેમ્[7] યથા[8] અજેમ્[9] હાચયેને[10] વંઘ્રઉહીમ્[11] આઝાતાંમ્[12] હુતઓસાંમ્[13] અનુમતેએ[14] દએનયાઓ[15] અનૂખ્તેએ[16] દએનયાઓ[17] અનવરૂશ્તેએ[18] દએનયાઓ[19] યા[20] મે[21] દએનાંમ્[22] માજદયસ્નીમ્[23] જરસ્ચ[24] દાત્[25] અપએચ[26] અઓતાત્[27] યા[28] મે[29] વરેજ્નાઇ[30] વંઘ્રઉહીમ્[31] દાત્[32] ફ્રસસ્તીમ્.[33]**

તરજુમો:—

ભલી[3] ‖ ફાયદો કરનારી[4] ‖ અએ દ્રવાસ્પ[5] ‖ મને[2] ‖ તે[6] ‖ ફાયદો[7] ‖ તું આપશેજ, આપવા બંધાયલી છે, તે ફાયદો લેવાને મારો હક્ક છે[1] ‖ કે જેની રૂયે[8] ‖ હું[9] (ઝરથુસ્ત્ર) ‖ ભલી[11] ‖ કુળીન, ઉંચી બુન્યાદની[12] ‖ હુતોશીને[13] ‖ દીનના[15] ‖ અનુકુળ વીચારો કરવા માટે[14] (યઝતના વીચારો કરવા માટે)‖ દીનના[17] ‖ અનુકુળ બોલો બોલવા માટે[16] (યઝતની વાણી કરવા માટે) ‖ દીનના[19] ‖ અનુકુળ કામો કરવા માટે[18] (યઝતોના સવાબ જેવા કામો કરવા

માટે) ‖ ચલાવવા આજ્ઞા કરીશ, ચલાવીશજ—પાર પાડીશજ.[10] ‖ જેથી[20] ‖ મારી[21] ‖ મઝદયસ્નિ[23] ‖ દીનને[22] ‖ અંતકરણ[24] ‖ આપી રહે—લગાડી રહે.[25] ‖ ખાહેશ[26] (જે દીન પ્રમાણેની—દીન માટેની છે તે) ‖ (તરીકતો પાળવાની છે તે બીજા માઝદયસ્નાનોમાં) ‖ જાહેર કરે[27] (ચલાવી રહે કે જેથી તેઓ ઉપર ભલો છાપ પડી તેઓ તરીકત પ્રમાણે ચાલે) ‖ તેમ વળી સાથે સાથ[28] ‖ (દીન માટેના) મારા[29] ‖ કામ માટે[30] ‖ ભલી[31] ‖ શીખામણ[33] ‖ આપે.[32] ‖

આ ફકરામાં **અનુમતેએ અનૂખ્તેએ અનવર્શ્તેએ** સાથે **દએનયાઓ** શબ્દ છઠ્ઠી વીભક્તિનો છે. જ્યારે આગળના આવાં યસ્તમાં તે **અનૂમતેએ** વીગેરે સાથે **દએનયાઇ** શબ્દ ચોથી વીભક્તિમાં છે. હયાં દએનયાઓ એટલે દીનના અનુકુળ વીચારો માટે ચાલવું એમ શબ્દો છે. જ્યારે આવાં યસ્તમાં દાદાર ઝરથુસ્ત્ર માટે અને ઝરથુસ્ત્ર ગુશતાસ્પ માટે કહે છે કે દએનયાઇ એટલે દીનને માટે તે દીનના વીચારો કરવા એટલે દીનને ટેકવવા માટે તે વીચારો કરવા હું ફરમાઉં એવા શબ્દો છે. ગોશ યસ્તમાં દએનયાઓ શબ્દ છે જેથી ત્યાં એ મતલબ છે કે હુતોશ્શી દીનના તે વીચારો કરવા માટે ઉસ્તવાર રહે એટલે તેવા ભલા વીચારોમાં લીન્ન થઇ રહે એટલે તરીકતો પાળી રહે અને એમ ભક્તિ માર્ગથી નામ સ્મરણથી પોતાને તેમ બીજાને ભલાઇ તરફ ચલાવે એટલે દીનનો વઇભિવ વધારીને ચલાવે—એટલે જે મઝદયસ્નાનો તરીકત પાળવા બેદરકાર હોય તેઓ ઉપર પોતાની તરીકતોનો છાપ મારે. એમ અર્થ છે માટે પછીથી કહે છે કે તેણી મઝદયસ્નિ દીન ઉપર **જરસ્ચ** પોતાનું અંતકરણ આપી દે અને પોતાની ખાહેશ તે બીજાઓમાં જાહેર કરે કે બીજાઓબી તેવી તરીકતો પાળે અને જેઓ તેણીને કંઇ પુછવા આવે તેઓને ભલી શીખામણો આપી રહે.

ત્યારે **હુતોશી** જેણી કુલ નારી જાતીમાં શ્રેષ્ટ છે, કુલ માનવોની માદર છે તેણી કુલ માનવોને **મા**ની માફક ચલાવે માટે તેણીને ઝરથુસ્ત્ર તેવી ભક્તિવાળી ગોશ યસ્ત મારફતે કરાવી રહે છે. ગોશ યઝત અનાસરો ઉપર મવકકલ છે. ગોશ યઝત તેણીના અનાસરોને શુધ્ધ ગવહોમંદ કરે કે જેથી તેણીમાં દીનનો નાદ ચાલીને તે નાદ પોતાની અસર—પોતાનો છાપ બીજા ઉપર પાડે. હયાં મઝદયસ્નાનોની ઉપર તેણી છાપ પાડે તેવો અર્થ છે.

એરવદ સાહેબ જે વટલાવવાનો સાર આપે છે તે કેટલો બધો નાદ-

રેસ્ત છે તે વાંચનાર જોઇ શકશે. હુતોશી તો બાપેદાદે મઝદયસ્નિ છે. પણ તેણીને ઝરથુસ્ત્ર પોતાની નવી મઝદયસ્નિ દીનના ભેદો આપીને વધારે છે તેમાં વટલાવવાનું શું આયું ? !

હવે આવાં યસ્તના ફકરાઓમાં દએન શબ્દને ચોથી વીભકિત આપી છે જેથી ત્યાં **દએનયાઇ** શબ્દ આવે છે. દએનયાઇ એટલે દીન માટે. આ દીન માટેના શબ્દનો ભેદ શું છે? ઉપર ગોશ યસ્તમાં આવતા દીનના એવા શબ્દોનો ભેદ જોયો. આવાં યશ્તના તે ફકરાઓમાં અહુરમઝદ આવાં યઝતને હોકમ કરે છે, કે આવાંએ ઝરથુસ્ત્રને અનુમતેએ દએનયાઇ=મારી દીન જે મઝદયસ્નિ છે તેને માટે, તે દીન અનુસાર વીચારો ચલાવવા અને તેથી તે દીનને ચલાવવા માટે અને તેથી દીવાનોને તોડવા માટે પુરૂ ખમીર-પુરૂ પાણી -કુદરતના ૧૦૦૧ નાળાંઓ જેઓ આવાંના ઇલાકામાં છે તેઓને આપવા કે જેથી દેવોને ગુશતાસ્પ તોડે.

એવીજ રીતે અષો ઝરથુસ્ત્ર આવાં યઝત પાસેથી, કીધેલી યસ્નથી ઉભા થતા પોતાના હકથી, તે મુરાદ પોતાના હક તરીકે માંગે છે કે, આવાં યઝતે ગુશતાસ્પમાં તે પાણી-તે ખમીર-જોશ જે આવાંના ૧૦૦૧ નાળાંઓનું રહે છે તે, વહેતું કરવું કે જેથી અનુમતેએ દએનયાઇ એટલે દીન માટે જે વીચાર કરવાના છે તે વીચારો ચલાવવા માટે, દીનને ટેકવવા માટે, ગુશતાસ્પ કામ કરે એટલે દેવો જેઓ વચમાં આવે છે તેઓને તોડે. ત્યારે હયાં આ આવાં યસ્તના ફકરામાં **અનુમતેએ દએનયાઇ** શબ્દો આપેલા છે અને ગોશ યસ્તમાં **અનુમતેએ દએનયાઓ** શબ્દ આપેલા છે એટલે દીનને છઠ્ઠી વીભકિત આપી છે એટલે દીનના એમ શબ્દો આપેલા છે, તેમાં ઉપલા કારણો છે.

ઝરથુસ્ત્ર તેમ ગુશતાસ્પ દીન શબ્દને લાગેલી ચોથી વીભકિત જે દીન માટેનો અર્થ બતાવે છે તે દીન માટે કામ કરે-દીનના વીચારો મઝદયસ્નાનોમાં પાછા ચાલે તે માટે કામો કરે અને એ કામમાં દીવાનો વચમાં આવે માટે તે દીવાનોનો નાશ કરે અને તેવી શક્તિ તે ગુશતાસ્પને મળે માટે આવાં યઝત તેઓને તેવું પાણી-ખમીર-જોશ આપે; એટલે કુદરતમાં જે ૧૦૦૧ નાળાંનો જોશ-ખમીર-પાણી છે, જે આવાંના ઇલાકામાં છે, કે જેથી આવાં યઝત અને તેણીની કુદરત ધનામીન સામે રહી ધનાને પાછો હઠાવે છે, તે પાણી તે ગુશતાસ્પને મળે, જેથી તે ગુશતાસ્પથી તે ૧૦૦૧ નાળાંનું પાણી રાખી દીવાનોને પાછા હઠાવે એટલે ક્ષત્રથી એટલે મારીને સુધારવાના હકથી કર્મ માર્ગથી દીનને

ચલાવે. પણુ ગોશ યઝત જેવણુ અનાસરના સાહેબ છે, તનોમંદ વ્યકિત ઉપર મવકકલ છે તેવણુ, હુતોશીના તનમાં સદગની મુકે, હુતોશીના તનમનના જુસ્સા-ઓને કાબુમાં લાવી આપી, હુતોશીમાં નેકી–ગવની ગતી–ગવહોમંદ ગતી–પરમાર્થ નીશકામ પાંથરી, હુતોશીને નેકીવાળી કરીને, **દએનયાએ** એટલે દીનના **અનુમતેએ** એટલે અનુકુળ વીચારો–મતો, કારો પ્રમાણે વીચાર કરી, શબ્દો બોલી, તરીકતો પાળીને સામા ઉપર ભલો છાપ મારે, **ભકિત માર્ગથી બીજાને** વધારે. **આવા ઉંડા ભેદોના આ ફકરાઓમાં એરવદ સાહેબ વટલાવવાનું જોય એ ખરેજ નહિ સમજ પડે તેવું છે.**

**હવે એરવદ અંકલેસરીઆ આ ફકરાનો સાર કહે છે અને તરજુમો કરે છે તે જોઇએ:**

એવણુ સાહેબ કહે છે કે:—ગોશ યસ્તના ૨૬ મા ફકરામાં હઝરત ઝરથોસ્ત ગુશતાસ્પની ધણીઆણી હુતોશીને પોતાની દીનમાં દાખલ કરવાની દુઆ ચાહે છે અને તેની એ મુરાદ બર આવે છે. એ ઉપરથી જણાય છે કે અષો ઝરથુસ્ત્રે શરૂઆતમાં મોટા અને વગવાળા લોકોને પોતાના ધર્મમાં દાખલ કીધા હતા.

ઉપરના લંબાણુ શબ્દ અર્થ સાથના ખુલાસાઓથી માલમ પડશે કે એવણુ સાહેબનો આ સાર સીરફ ખોટો છે. જો તે વખતે મઝદયસ્નિ દીન ચાલુ હતી પણ દેવોથી બગડતી હતી અને બીજી દીનો હતી નહી અને અષો ઝરથુસ્ત્રે તે બગડેલી મઝદયસ્નિ દીનને સુધારી વધારી અને તેમાં તે જુના લોકોને આણ્યા અને કુધારો કરતા દેવોને માર્યા તો તેમાં વટલાવવાનું શું આયું ?

**એવણુનો આ ગોશ યશતના ૨૬ મા ફકરાનો તરજુમો આ છે કે:—**

ઓ ખુબી ભરેલી અને ધણી ફાયદામંદ દ્રવાસ્પ! મને (ઝરથુસ્ત્રને) તું તે બદલો આપ કે હું ભલી અને ઉંચા કુળની હુતોઓશી (ગુશતાસ્પની બૈરી)ને (મારી) દીનના વીચાર પ્રમાણે, દીનની વાણી પ્રમાણે, દીનની કરણી પ્રમાણે ચલાવું (યાને તેણીને દીનના ફરમાનો શીખવી મારી દીનમાં દાખલ કરૂં) જે (હુતોશી) મારી મઝદયસ્નિ દીન ઉપર પોતાનું દીલ આપે (યાને તે ઉપર એતેકાદ લાવે) અને તે દીનને શીખે; જે મારા (દીન ફેલાવવાના) કામને ભલી વખાણુ આપે.

દીન પ્રમાણે ચાલવું તેમાં વટલાવવાનો અર્થ નથી, પણ દીનનું જ્ઞાન આપી દીન પળાવવાનો અર્થ છે. મઝદયસ્નિ દીન ઉપર પોતાનું અંતકરણ આપે તેમાં ફેદાગીરીનો અર્થ છે, દીન પ્રમાણે બીજાની દાદ લેવાનો અર્થ છે. પણ તેમાં એ એરવદ સાહેબ કહે છે તેમ એતેકાદ લાવવાનો અર્થ નથી. એતેકાદ તો બાપદાદેથી મઝદયસ્નિ દીનનોજ તેઓમાં ઉતરેલોજ છે. પણ તે બાપદાદાની નવી સુધરેલી વધેલી દીન ઉપર અંતકરણ આપવામાં તો તે દીન પ્રમાણેની જનસમાજની નોકરી કરવાનો અર્થ છે.

છેલ્લી લીટીનો અથ એવણ જે કરે છે તે દરોસ્ત નથી. માટે તે ઉપરથી કાઢેલો કાંઉસમાં આપેલો સારબી બેવજુદ છે. **દીનને શીખે જે મારા (દીન ફેલાવવાના) કામને ભલી વખાણ આપે**–એરવદ સાહેબનો એ તરજુમો બરાબર નથી. વળી તેમાં કંઇ તેવું તત્વબી નથી.

ખરો તરજુમો આ છેઃ—ખાહેશ (જે દીન પ્રમાણેની છે–તરીકતો પાળવાની છે, મહેર પતેત કરવાની છે તે ખાહેશ) બીજા મઝદયસ્નાનોમાં જાહેર કરે અને સાથે સાથે મારા દીન માટેના કામને માટે ભલી શીખામણો આપે.

હયાં દાનદાર બાઈ કેવી હોય તેનો ચીતાર આપેલો છે. તેમાં વટલાવવાનું કંઇજ વથી.

## (૧૬) વટલાવવાની શહાદત આપવા માટે રજુ કીધેલો યઝશ્ને હા ૮, ફકરો ૭.

આ ફકરો તો વટલાવવાની તદ્દન સામેનો છે અને તે કઈ રીતે છે તે જોઇએ.

અવસ્તા આમ છે:—

**હુક્ષ્ય[1] અજેમચિત્[2] યો[3] જરથુશ્ત્રો[4] ફ્રતેમાં[5] ન્માનનાંમચ[6] વીસાંમચ[7] જંતુનાંમચ[8] દખ્યુનાંમચ[9] અધ્રુહાઓ[10] દએનયાઓ[11] અનુમતયએચ[12] અનૂખ્તયએચ[13] અનવર્શ્તયએચ[14] યા[15] આહૂઇરિશ[16] જરથુશત્રિશ.[17]**

હું[2] ‖ જે[3] ‖ ઝરથુસ્ત્ર[4] (પેગામ્બર છું તેવણ) ‖ આ[10] ‖ દએન[11] ‖

જે[૧૫] ॥ અહુરાની[૧૬] ॥ ઝરથુસ્ત્રિ છે[૧૭] (એટલે અહુરા સાથની અને તે ઝરથુસ્ત્ર ગાથાની છે) ॥ તેવી આ[૧૦] ॥ દએનના[૧૧] ॥ અનુકુળ વીચારો કરવા માટે[૧૨] ॥ અનુકુળ બોલો બોલવા માટે[૧૩] ॥ અનુકુળ કર્મો કરવા માટે[૧૪] ॥ તે રહેબરો-પેશ નરોને[૫] (જેઓ) ॥ ન્માનના=મધ્ય ઘરોના[૬] (છે એટલે બરજીસી મુળ દીનના છે અને બીજી દીનો જેઓનું મધ્ય બરજીસી છે તેવા તે મધ્યમાં પુગેલાઓને દોરવનારા છે તેઓને) ॥ વીસના મહોલ્લાઓના[૭] (છે એટલે રખડતામાં પડેલાઓ જેઓ દીનોના મધ્ય ઉપર તરીકતો ઉપર નથી તેવાઓને દોરવનારા છે તેઓને) ॥ જન્તુના પરગણાઓના[૮] (છે એટલે જુદી જુદી દીનવાળાઓની મરણ પછીની હાલતમાં આવેલાઓને દોરવનારાઓ છે તેઓને) ॥ દખ્યુના[૯] (છે એટલે દેશોના છે એટલે જુદી જુદી દીનનાઓને જીવતા તેમ ગુજરેલી હાલતમાંનાઓને મુકિતએ પુગાડનારાઓ છે તેઓને) ॥ તે બધા રહેબરોને-પેશ નરોને[૫] ॥ આજ્ઞા આપીને બોલાવીને દોરવીશ[૧] (એટલે તેઓના તે તે કામો માટે દોરવવાની નસીહતો મારા દોરવવાના હકની રૂએ આપીને દોરવીશ). ॥

આ ફકરાના ખુલ્લા તરજુમા ઉપરથીબી કોઈબી જોઈ શકશે કે એમાં વટલાવવાનુંનો સહેજબી ઈશારો તો નથી; પણ એમાં તો બીજા બધા ધર્મોના માહાપુરૂષો જેઓ ખુદ મઝદયસ્નાનોજ છે તેઓને, પોતાનો તે મુળ મઝદયસ્નિ ધર્મ કે જે બધી દીનનું મુળ છે, તે મુળ મઝદયસ્નિ ધર્મ પ્રમાણેનો પાઠ શીખવીને, તેઓને કુદરતની તે મુળ અખંડ મઝદયસ્નિ દીનમાં ઓસ્તવાર કરીને, જે કામ તેઓને ઈલાકાની તે તે પેટા દીનના પુજારીઓને તે તે પેટા દીનો પ્રમાણે દોરવવાનું છે, તે દોરવણીમાં મદદ આપવાનો ભેદ છે.

હયાં ઝરથુસ્ત્ર સાહેબને માટે હું ઝરથુસ્ત્ર કરીને કહે છે તે 'હું' ને ખાસ હયાં નોંધવાનો છે. કેમકે પછી છેલ્લે **'યા આહૂઇરિશ જરથુશ્ત્રિશ'** શબ્દો આવે છે એટલે **જે અથવા તે અહુરાની ઝરથોશ્તિ**-તરીકે આવે શબ્દો છે તેઓમાંના ઝરથુસ્ત્ર શબ્દને માટે 'તે' સર્વનામ આવે છે. એમ હું ઝરથુસ્ત્ર અને તે ઝરથુસ્ત્ર એમ પહેલી અને ત્રીજી વીભકિતના ઝરથુસ્ત્રો આવે છે.

હયાં કહે છે કે હું જે ઝરથુસ્ત્ર છું તે પેલા ન્માનના એટલે ઘરોનાઓના, વીસના એટલે મહોલ્લાઓના, જન્તુના એટલે પરગણાઓના, દખ્યુના એટલે દેશને લગતાઓના **રતેમાને** એટલે સરદારો-પેશરવોને, તેઓની પોતાની મઝદયસ્નિ દીન

અનુસારનું અખંડ જ્ઞાન આપીને **હુક્ષ્ય** એટલે દોરવીશજ; એટલે તેઓના તે ન્માન, વીસ, ઝન્તુ, દખ્યુને લગતાઓને દોરવવાને લગતા કામને ચલાવવામાં નસીહત આપીશજ. ના, એમ નહી તેઓ નસીહત લે માટે તેઓને નસીહત આપવાના મારા કુદરતી હકની રૂએ હોકમ કરી તેઓને બોલાવીને શીખવીને પાર પાડીશ; એટલે તેઓના તે તે કામો જે ન્માનનાઓને=ઘરનાઓને, વીસનાઓને=મહોલ્લાવાળાઓને, જન્તુનાઓને=પરગણાવાલાઓને, દખ્યુનાઓને એટલે દેશવાળાઓને ચલાવવાને માટેના છે તેમાં ફતેહમંદ કરીશ. ન્માન, વીસ, ઝન્તુ, દખ્યુ શબ્દો કુલ જેહાનનાં લોકો જે પાંચ વર્ણોના છે તેઓ માટે છે જેની નોંધ નીચે છે.

હયાં **હુક્ષ્ય** શબ્દને ખાલી દોરવીશ એવો અર્થ લાગતો નથી. પણ તેઓ મારી પાસેથી નસીહત લે માટે તેઓને દોરવવા માટેના મારા કુદરતી હક પ્રમાણે તેઓને હોકમ કરીને તેઓને બોલાવીને તેઓને શીખવીને દોરવણી કરીશ. આવોજ અર્થ **હુક્ષ્ય**ને લાગે છે કેમકે **હુક્ષ્ય** શબ્દ પોતે **હુચ**=પુઠે જવું-પુઠે ચાલવું, ચાલવુ ઉપરથી થયલા પ્રયોજ્ય આકારનો (causative આકારનો એટલે કારણરૂપ આકારનો) છે એટલે ચાલવાનું કારણ બનીશ એટલે ચલાવીશ. વળી એ **હુક્ષ્ય** શબ્દને હચ શબ્દના પ્રયોજ્ય એટલે કારણરૂપ થવાના આકારની ઉપર આજ્ઞાર્થ ૧/૧ ની વીભકિતનો પ્રત્યય લાગેલો છે; માટે તેઓને ચલાવવા માટે હું હોકમ કરીશ, જે હોકમ કરવાનો હક મને કુદરતે આપેલો છે; એટલે તેઓ મારેથી દોરવાય માટે હોકમ કરીને બોલાવીને તેઓને શીખવીશ એમ ખુલ્લો અર્થ થાય છે. હયાં કહે છે કે **ફ્રતેમાઓ**=સરદારો-પેશ નરો, મહાપુરૂષો જેઓ ખુદ બીજા જાત જાતનાઓ માણસોને ચલાવી રહેલા છે તેઓને હું નસીહત આપીશ દોરવીશ એટલે તેઓના તે તે કામમાં પુરવીણ કરીશ. તેઓ પોતાના તે તે કામોમાં પુરવીણ થાય માટે તેઓને તે અખંડ જ્ઞાન જે મઝદયસ્નિ દીન જે **થા આહૂઇરિશ જરથુશત્રિશ**ના વધારાની છે તે શીખવીશ. **અનુમતેએ-અનૂખ્તેએ અનવરશ્તેએ દએનયાઓ** એટલે આવી અખંડ દીનના અનુસરતા વીચારો, બોલો, કામો જે છેક યઝત અને દાદાર લગીના છે તે શીખવીશ કે જેથી તેઓ જેઓ ખુદ મઝદયસ્નાનો છે તેઓને તે પુરૂં જ્ઞાન મળે કે જે પુરા જ્ઞાનથી તેઓને પોતાનાઓને ચલાવવું સહેલ પડે.

હયાં ત્યારે વટલાવવાનું શું આયું? કોણને વટલાવે? શું પેલા પેશવાઓને વટલાવે? તેઓ ખુદ મઝદયસ્નાનો છે. હયાં ન્માન, વીસ, ઝન્તુ,

દએનુ શબ્દ કુલ આલમના લોકો, તેઓના પાંચ વર્ણને માટે, તેઓને લગતી દીનો માટે છે. આ શબ્દો એવેજ અર્થે **યઝશ્નેના હા ૧૯** માં વપરાયા છે તે માટે જુઓ દ્રષ્ટીબીંદુનો ભાગ.

વળી હયાં મઝદયસ્નિ દીનને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**ની કહી છે જેનું લંબાણ બ્યાન ઉપરના સવાલોના જવાબમાં આપેલું છે. ત્યાં કહયું છે કે મઝદયસ્નિ દીન ઝરથુસ્ત્રના અગાઉથી **ઝરવાને દરેઘો-ખદાત** શરૂ થયો ત્યારથીજ ચાલુ છે. ગયોમર્દ, હોશંગ, તેહમુરસ્પ, જમશેદ વીગેરે વીગેરે અનેક નરો તે દીનને લાવ્યા હતા. જ્યારે એક પેશ નરની લાવેલી તે મઝદયસ્નિ દીન દીવાનોથી અભડાઇને **અઘ-દીન** થતી હતી, ત્યારે બીજો પેશ નર આવી તે **અઘ-દીન** તરીકે ઉતરી પડેલી મઝદયસ્નિ દીનને સુધારીને તેને નવી કાઢેલી મઝદયસ્નિ દીન તરીકે જાહેર કરીને ચલાવતો હતો. એમ કરતાં કરતાં જ્યારે અષો ઝરથુસ્ત્રનો જમાન આવ્યો ત્યારે દીવાનોનું જોર એટલું તો વધ્યું કે જગતના આત્માએ યાને જગતની કુદરતે દીવાનોનો નાશ માંગ્યો-ઇચ્છયો. આ કામ માટે અષો ઝરથુસ્ત્ર ઉતર્યા. તેવણે અખંડ મઝદયસ્નિ દીન આણી એટલે સુધરેલી મઝદયસ્નિ દીનમાં ઝરથુશ્ત્રિપણાનો ભેદ ઉમેર્યો કે જે મઝદયસ્નિ ઝરથુશ્ત્રિ દએનના કેહર્પ માટે આગળા દ્રષ્ટીબીંદુમાં અનેક બ્યાનો આપેલા છે. ઝરથુશ્ત્રે આગળી અઘ-દીન થયલી મઝદયસ્નિ દીનને સુધારીને તેને વેહદીન કરીને પછી ઝરથુસ્ત્ર પછીના જમાનાઓમાંના ઉતરતા રૂવાનોને બર આવે તેવી બીજી ચાર દીનોના મુળોબી તે વેહદીનમાં આણ્યા. આવી ચાર અંતર દીનોના મુળોના વધારાને માટે તેમ તે તે અંતર દીનોની પાસબાની દીવાનો સામે કરવા માટે દએવ-બંદીના એટલે **વીદએવોદાત**ના કાયદાઓ અને માંથ્રો આણ્યા, તેમ મુળ દીન જે પોતાની બરજીસી વર્ણની છે તેના જોતીઓ માટેબી તે **વીદએવોદાત**માં ખાસ **દ્રુઝ-પરહેઝ**ના કાયદા આણ્યા કે જેથી તેઓની તરીકતોથી થતું તે દેવબંદીનું પુન્ય તે અન્ય દીનોને મળે કે જેથી તે અન્ય દીનો દેવ દ્રુજથી મહાત નહી થાય. આમ તેવણે ઝરથુશ્ત્રિના ભેદનો વધારો કે જેમાંજ દ્રુજ પરહેઝનો વીદએવોદાતનો વધારો સમાઇ જાય છે તે વધારો આણ્યો કે જે વધારાને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**નો કહયો છે. **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** એટલે જે અહુરાની અને જે એટલે તે ખાસ ઝરથુસ્ત્રની ગતીની ઝરથુસ્ત્રપણાની. **આહૂઇરિશ**માંના અહુરા તો અહુરા છે સૃષ્ટીનો બાપ છે કે જેનું બધુજ છે. પણ જે ઝરથુસ્ત્ર એટલે તે ઝરથુસ્ત્રનું કામ જેને ઝરથુશ્ત્રિ કહે છે ઝરથોસ્તિપણાનુ

કહે છે તેમાં ભેદ છે. ઝરથુશ્ત્રિ એટલે ઝરથોસ્તને લગતું. લગતાપણું શબ્દ ઝરથુસ્ત્ર નામના ગાથા (યઝત)નો ભેદ બતાવે છે. દાદારે ૩૩ અહુ અને ૩૩ રતુના ભેદમાં યઝતોને ઉભા કીધા છે કે જેઓ જગતને દાદારની મરજી પ્રમાણે ચલાવે છે. આ બધામાં પાંચ ગાથાઓ નામની યઝતી શકિતઓ છે, જેઓ ગેતીમાં પાંચ વર્ણો જે થઇ છે કે જેનું બ્યાન **યઝશને હા ૧૯** મા જોઇ ગયા છીએ કે જેઓની પાંચ ત્કએષનું બ્યાનબી ત્યાંજ હા ૧૯ માં જોઇ ગયા છીએ, તે પાંચ વર્ણોની પાંચ દીનોને ઉભી કરીને ચલાવનાર તરીકે છે. આ પાંચ ગાથાઓમાંનો પાંચમો ઝરથુસ્ત્ર ગાથા જે દાદારની સાથેજ રહે છે તે, પેલા બીજા ચારનો સરદાર છે અને તે બીજા ચારનું કામ કરાવનાર છે. ત્યારે ઝરથુસ્ત્ર ગાથા તે પાંચે પાંચ ત્કએષને જગતમાં ચલાવવા માંગે છે, એવી રીતે કે દએવથી તે દીનો બગડે નહી. આવી બીજી ચાર દીનોના થવાનો સમય ઝરથુસ્ત્ર પછીના જમાનાઓમાં થશે. માટે હવે જ્યારે મઝદયસ્નિ દીન જે ઝરથુસ્ત્ર ગાથાની પોતાની વર્ણની છે તે દીનને જગતમાં આણવામાં આવી, ત્યારે તે મુળ દીન જેને **મદ્દ્યોઇષાદેમ** એટલે માતાની માફક વચમાં બીરાજતી કહી છે તે મુળ દીનમાં, તે ઝરથુસ્ત્ર ગાથાએ પેલા બીજા ચાર ગાથાઓની દીનોના કામ માટે તે ચાર દીનોના મુળ ફરમાનોના બીયાં મુકયા; અને તે મુળ દીનને વીદએવો દાતના હથ્યારથી સજીને મોકલી કે જેથી તે દએન પોતે પોતાની અને પોતાનાઓની એટલે ચાર અંતર દીનોની, દેવોના હોમલાઓ સામે પાસબાની કરે. ત્યારે આ બધું કામ ઝરથુસ્ત્ર ગાથાનું થયું જેને ઝરથુશ્ત્રિ કરીને કહે છે અને બધાનું મુળ અહુરાજ છે માટે **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**માં પાંચ અંતર દીનો અને વીદએવો દાતનો વધારો છે. જે નર આવી **મઝિશ્ત** મઝદયસ્નિ દીન કે જે **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**ના વધારાની છે તે લાવે તે નર યઝતી હોય એટલે ઝરથુસ્ત્ર ગાથાની તનાસુલ–રાદ પદવંદ–મીનોઇ પુસ્તનોજ હોય, કે જેનેજ યઝતી કેહપ અપાય. આવો નર તે હયાં કહેલો **અજેમચિત યો ઝરથુશ્ત્ર** છે; અને વધારાની ઝરથોસ્તીપણાંની અહુરાની દીનનો વડો તે **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**માંનો ઝરથુસ્ત્ર ગાથા છે. આવો ઉંડો ભેદ આ ફકરાના શબ્દોમાં છે. આવો ભેદ છે માટેજ છેલ્લી **મઝિશ્ત** મઝદયસ્નિ દીનને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** કહી એટલે ઝરથુસ્ત્ર જે અહુરાની સાથે છે તેના કામો માટેની એટલે વર્ણોની દીનોને સમાવનારી કહી અને તેટલા માટેજ તે દીનને **મઝિશ્ત, રઝિશ્ત** વીગેરે અર્થસુચક શબ્દોથી ઓળખે છે; એટલે **મઝિશ્ત** એટલે મોટામાં મોટી બધાને સમાવનારી અને **રઝિશ્ત**

એટલે સાચ્ચામાં સાચ્ચી એટલે સચ્ચાઇઓ જે દીનોને લગતી તેમાં ગોઠવાઈ છે તેઓને, અન્ય દીનો તરીકે બરવખતે ગોતી કાઢી અપાવનારી કહી છે. કોઈ કહેશે કે ઝરથુસ્ત્ર નામના નર આ છેલ્લી મઝદયસ્નિ દીન લાયા માટે તેને ઝરથુશ્ત્રિ કહી. જો આમજ હતે તો **અજેમ** ઝરથુશ્ત્ર શબ્દવાળો **ખુદ** ઝરથુસ્ત્ર તે દીનને તે **હક્ષ્ય અજેમ ચીત**ના વાકયમાં મારી દીન તરીકે ઓળખાવીને તે દીનને મારી કરીને કહેતે કે જેમ અનેક વખતે અવસ્તામાં આવેલું છે. પણ હયાં મારી દીન કહેવાને બદલે **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** શબ્દ આપેલા છે. વળી એમ મઝદયસ્નિ દીન દાદારની છે- ઝરથુસ્ત્ર પેગામ્બરને તો સીરફ મળેલી છે તેનો ઇશારો આવાં યસ્તમાં ૧૭ મા ફકરામાંથી જોયો. દરેક મજદયસ્નિ દીન જે જમાનાઓમાંથી ચાલી આવી છે તે દીનને અહુરાની દીન કરીનેજ કહી છે ખરી પણ તે દએનના તે તે વખતના લાવનારા ગયોમર્દ કે હોશંગ કે તેહમુરસ્પ કે જમશેદ વીગેરેના નામો સાથે તે દીનને ઓળખાવેલી નથી. એવી રીતે અષો ઝરથુસ્ત્ર પેગામ્બરને તે મઝદયસ્નિ દીન મળી ત્યારેબી તે મઝદયસ્નિ દીનને ઝરથુસ્ત્ર પેગામ્બરનું નામ નથી અપાયું. પણ મઝદયસ્નિ દએન સાથે આવતું ઝરથુશ્ત્રિ નામ ખાસ રીતનું છે એટલે તે ઝરથુસ્ત્ર નામ ઝરથુસ્ત્ર ગાથાનું છે કે જે ઝરથુશ્ત્રિ નામ તે ઝરથુસ્ત્ર ગાથાના cosmopolitan કામનો સર્વજનીક કામનો વધારો બતાવે છે.

આ લંબાણ બ્યાન ઉપરથી વાંચનાર જોશે કે હયાં તો ક્રતેમાઓ એટલે મહાપુરૂષોને નસીહત આપવાની વાત છે અને નહી કે સાધારણ લોકોને વટલાવવાની. સાધારણ લોકોને મષ્ય કહે છે. હયાં **મષ્યાઓંઘ્રહો** શબ્દ નથી, પણ ક્રતેમા **શબ્દ** છે જે મહાપુરૂષોનો છે જેઓને ચલાવવાના છે. મહાપુરૂષો બધાજ મઝદયસ્નાનો હોઇને ઉતરતાઓને દોરવે. જેમ સ્કુલોના માસ્તરો બધા ગ્રેડયુએતો રહે છે અને છોકરાઓ જેઓ ગ્રેડયુએતો નથી, પણ થવાના છે તેઓને દોરવે છે, તેમ ક્રતેમાઓ તો મઝદયસ્નાનોજ રહે, જેઓ બીજા જેઓ મઝદયસ્નિપણે નથી પુગા તેઓને મઝદયસ્નિ દીન તરફ દોરવે છે, કે જેને માટેજ અન્ય દીનો દાદારે કીધી છે, એવી કે જે અન્ય દીનોનું મષ્યજ મઝદયસ્નિ દીન છે.

હયાં ત્યારે દીનોને લાવનારા મહાપુરૂષો જેઓ મઝદયસ્નિ નરો છે તેઓને, ઝરથુસ્ત્ર તેઓના તે તે કામો માટે ઉસ્તવાર કરશે-ચલાવશે, તેની વીગત **હક્ષ્ય શબ્દ** બતાવે છે. આ **હક્ષ્ય** શબ્દ જે દોરવવા માટેનો છે અને આજ્ઞાર્થ-રૂપમાં-હોકમરૂપમાં છે તે શબ્દ, ઝરથુસ્ત્રનો હકક સત્તા તેઓ ઉપર છે,

તેઓને દોરવવા માટે છે, તે દરશાવે છે. એટલે આવા આજ્ઞાર્થ શબ્દોમાં અષો ઝરથુસ્ત્રને તેઓને દોરવવાનો હક છે, કે જે હકથીજ તેવણ આજ્ઞા આપનાર થયા છે,–એજ પુરવાર કરે છે કે તે ફ્રતેમાઓ જેઓ ઝરથુસ્ત્રથી દોરવાશે તેઓ ખુદ મઝદયસ્નાનોજ છે. ઝરથુસ્ત્રનો હક એક મઝદયસ્નિ દાતોબર તરીકે તે મઝદયસ્નાનોને દોરવવાનો હોય. આમ લક્ષ્ય શબ્દનો આકાર જે ગ્રામરની રૂઢીએ ખુલ્લો છે તેજ તે ફ્રતેમાઓની મઝદ-યસ્નિ વર્ણ પુરવાર કરે છે. જે કોઇ મઝદયસ્નિ હોય તેને ઝરથુસ્ત્ર દોરવે તેમાં વટલાવવાનું શું હોય? આવા આવા ફકરાઓમાંથી વટલાવવાની વાત કરવી, એ ખરેજ તે તે અભ્યાસોની ખામી બતાવે છે. ક્ષ્નુમ વગરના અભ્યાસોમાંથી એવાજ છબરડા થાય. માટે હમો આ એરવદ સાહેબનો સીધો વાંક કાઢતા નથી. પણ તેઓના અભ્યાસમાં તેવી માન્યતાની ખામી પડેલી છે તે જોઈ શકીએ છીએ. પણ જો જરા વધારે ચુનોચેરા કરે તો ખરૂં માલમ પડી આવે એમ છે; કેમકે આજેબી એજ એખલી ફાઇલોલોજીની સ્કુલના કેટલાકો પોતાના અભ્યાસથી દીનમાં વટલાવવાનું નથી, એમ છાપાદવારે જાહેર કહી ગયા છે. પણ હમારી ક્ષ્નુમ સાથના ફાઇલોલોજીની મકતબમાં, ક્ષ્નુમની હકીકત છે, માટે તે હકીકતને લીધેજ ફાઇલોલોજીના એકજ દીશામાં રોશની પાડતા જ્ઞાનને ચારે દશામાં ફેલાવીને દીપાવી શકીએ છીએ. ફાઇલોલોજીનું જ્ઞાન જીવતા શરીરના અંગો જેવું છે અને ક્ષ્નુમનું જ્ઞાન તે જીવતા શરીરના જીવજાન–રૂવાન–ફ્રવષી–બઓદની હકીકતનું છે. જેમ તન જીવ વગરનું વાસ મારે છે તેમ ક્ષ્નુમ વગરનું ફાઇલોલોજીનું જ્ઞાન ઠોકર ખવડાવે છે. કોઈ કહેશે કે હમો ભટાઈ કરીએ છીએ! પણ ભલે તેમ તેઓ કહે. પણ અપક્ષપાત અભ્યાસ હમારો દાવર દાદગર થશેજ.

**હવે એરવદ સાહેબ આ ફકરા માટે સાર આપે છે અને તે ફકરાનો તરજુમો આપે છે તે જોઇએ.**

સારમાં કહે છે કે આ હામાં હઝરત ઝરથોસ્તની બંદગી છે. એમાં અશો ઝરથુસ્ત્ર અહુરમઝદને તમામ સૃષ્ટીનો સરજનાર ગણી પોતાના ધર્મ પાળનારાઓને તેઓના કામમાં શક્તિવાન થવાને, અને પોતાના ધર્મથી ઉલટા ચાલનારાઓને તેઓના કામમાં અશ્કત થવાને તથા સઘળાઓને પોતાના ધર્મમાં દાખલ કરવાને દુઆ ચાહે છે અને બીજાઓ પણ પોતાની માફક એ ધર્મ લોકોમાં ફેલાવે એવી ઇચ્છા રાખે છે.

આ સાર જે એરવદ સાહેબ આપે છે તે કેવો છે તે જોવા આપણે પહેલાં

આ ફકરો જે હામાં આવે છે તે આખો હા જોઇએ અને તે હાની ઉપરથી નીચે આવતા અર્થોમાં આ ફકરો કેવી રીતે આવે છે તે જોઇએ કે જે ઉપરથી વાંચનાર ખુદ પોતેજ આ સાર જે એરવદ સાહેબ આપે છે તેનો તોળ કરી શકે.

આ હા ૮ માં જોતી રાથ્વી બેઉ એકમેક સાથે હમકલામ થઇને પઢે છે કેઃ–

**અષય[૧] દદામિ[૨] ખ્શૅથેમ[૩] મ્યજદૅમ[૪] હુઉર્‌વત[૫] અમૅરૅતાત[૬] ગાઉશ હુદાઑ[૭] હુઓમૅમ્ચ[૮] પર હુઓમૅમ્ચ[૯] અએસમાંસચ[૧૦] બઑઇદીમચ[૧૧] ફ્રસસ્તિ[૧૨] અહુરહે મજદાઓ[૧૩] અહુનહે-વઇર્‌યેહે[૧૪] અરૂષુખ્દહે વાખ્શ[૧૫] દહુમયાઑ[૧૬] વંઘ્રહુયાઓ[૧૭] આફ્રિતોઇશ[૧૮] ઉઘ્રાઈ દામોઇશ[૧૯] ઉપમનાઇ[૨૦] હઑમહેચ[૨૧] માંથ્રહેચ[૨૨] અષઑ-નએચ[૨૩] જરથુશ્ત્રહે[૨૪] અષય[૨૫] નો[૨૬] પઇતિ–જમયાત.[૨૭]**

ખાવાની[૩] ॥ મ્યઝદ[૪] ॥ (ખોરાક જેમાં યઝતી ગતી આવી મળી છે તે, જેવી કે) ॥ ખોરદાદનું પાણી[૫] ॥ અમરદાદનું ઉરવર[૬] ॥ ગાવ્યોદાદનું ધી[૭] ॥ (તેમ બીજી ખવાય નહી તેવી ભેટો જેવી કે) ॥ હોમ[૮] ॥ પરાહોમ[૯] ॥ એસ્મ[૧૦] ॥ બોય[૧૧] ॥ (આ બધી ભેટોને) ॥ અષોઇમાં[૧] (અષમાં વધારો થવા માટે પવીત્રાઇથી) ॥ અરપણ કરૂં છું[૨] ॥ (અષોઇ કોણમાં વધે? ક્રીયાના કેહર્પમાં તેમ ભણનારાઓમાં તેમ પેલી મ્યઝદમાં વધે કે જે ખાવે શું થાય?– પેલી ખવાય નહી તેવી ભેટો લાયકને એટલે આતશ ઉપર મુકવે શું થાય? કહે છે કે આ બધાથી) ॥ અહુરમઝદની[૧૩] ॥ અહુનવઈર્યની[૧૪] ॥ સચ્ચાઇના નાદની એટલે આલાતો જેઓ તે સચ્ચાઇનો નાદ રાખે છે તેઓની[૧૫] ॥ દહમની–નેક નરો જેઓ દહમ યઝત સાથે જોડાયલા રહે છે તેઓના[૧૬] ॥ ભલા[૧૭] ॥ આશીશોની[૧૮] ॥ બહાદુર દામી ઉપમન યઝતના દહાપણની[૧૯-૨૦] ॥ હઓમની[૨૧] ॥ માંથ્રોની[૨૨] ॥ ઝરથુસ્ત્રની[૨૪] ॥ અષોઇની[૨૩] ॥ આ બધાઓની ॥ ભલી સલાહ નેક તોરીક[૧૨] ॥ (હમોને મળે, જે તોરીક) ॥ હમોને[૨૬] ॥ અષોઇ[૨૫] (ના વધવા,માં ॥ પહોંચે[૨૭] ॥ (એટલે તે તોરીકથી હમારામાં–આ ક્રીયાના કેહર્પમાં અશોઇ વધે). ॥

આમ તે ભણનારાઓ તે ખાવાની મ્યઝદની ચાસ્ની કરે તે અગાઉ પઢે છે. તે ચાસ્નીમાં અષોઈ વધારે છે કે જે ચાસ્ની પછી નીચેની બાજ લઈ ખાવે તે ભણનારાઓમાં અશોઇ વધે તેમ ક્રીયાના કેહર્પમાં અશોઇ વધે.

હવે ચાસ્ની કરવા અગાઉ જમવાની બાજ લે છે-જેને **'ખરેત નરો'** ની મોટી બાજ કહે છે તે લે છે.

રાથ્વી પઢે કે:-**ખરેત[1] નરો[2] અએતેમ[3] મ્યજદેમ[4] યોઇ[5] દીમ[6] હુંધ્રહાને[7] અષાઇચ[8] ફ્રેરેતિચ.[9]**

અએ નરો[2] ॥ આ[3] ॥ મેજ[4] ॥ ખાઓ[1] ॥ (તમો) જેઓ[5] ॥ તે મ્યઝદને[6] ॥ અષોઇને લીધે[8] ॥ સચ્ચાઇ-પાકીઝગીને લીધે[9] ॥ ખાવા લાયક થયા છો.[7] ॥

જોતી પઢે કે:—(૧) **અઁષ સ્પઁન્ત[1] દઅેને માજદયસ્ને[2] વંઘ્ર-હુવસ્ચ[3] વંઘ્રઉહીશ્ચ[4] જઓથ્રાઓસ્ચ.[5]**

અએ અમશાસ્પંદો[1] ॥ અએ મઝદયસ્નિ દીન[2] ॥ અએ ભલી નારી વ્યક્તિઓ[3] ॥ અએ ભલા નર ઇસમો[4] ॥ અએ ઝોરનું કુદરત[5] ॥ (તમોને સલામ. આ પરમ સત્ય જાહેર કરૂં છું તે હમોને ચાસ્ની વખતે આમીન થજો). ॥

(૨) **યો[6] અએ‌ઝ્વ[7] મજદયસ્નએ‌ઝ્વ[8] મજદયસ્નો[9] અઓ-જનો[10] અષહે[11] રાથ્મ[12] જીશ્તયમનો.[13]**

જે કોઇ[6] ॥ આ[7] ॥ મઝદયસ્નાનોમાં[8] ॥ મઝદયસ્નિ તરીકે[9] ॥ માંથ્ર ભણુતો રહે-સત્ય બોલતો રહે[10] (એમ ખરો મઝદયસ્નિ પોતાને કહેવડાવે, ખાતી વખતે બાજ લે, સત્ય પાળે, તરીકત પાળે તે શખ્સ ખરો મઝદયસ્નિ થઈ મઝદયસ્નિ તરીકે જીવીને) ॥ અષોઇના[11] ॥ રસ્તા-તરીકત ઉપર[12] ॥ જીવી રહેનારો જીંદગી ગુજારનારો[13] (થઈ રહે છે). ॥

(૩) **યાથ્વ[14] ગએથાઓ[15] અષહે[16] મેરેંઘન્તે.[17]**

(પણ જે કોઈ ઉપર મુજબની તરીકત પાળતો નથી, ખાતી વખતે બાજ લેતો નથી, તરીકત પાળતો નથી, સત્ય બોલતો નથી તે જાદુગર છે તે) જાદુગર-અશોઇ નહી પાળનાર, ખાતી વખતે બાજ નહી લેનાર[14] ॥ અશોઇના-અષોઈ તરફ જવા માટેના[16] ॥ સુક્ષ્મ અંગોને-સુક્ષ્મ રીતની તનોમંદ હયાતીને[15] ॥ નાશનેપાત્ર કરે છે.[17] ॥

(૪) **અવિ[18] તૂ[19] દિમ[20] દિશ્યત[21] યાઓ[22] અપસ્ચ[23] ઉરૂ-વરાઓસ્ચ[24] જઓથ્રાઓસ્ચ.[25]**

તેને[20] (તે બાજ નહી લેનાર તરીકત નહી પાળનાર જુઠ્ઠુ બોલનારને) ॥

ખરેખરજ[19] ‖ પુર્ણ રીતે તેની ખાત્રી થાય તેમ[18] ‖ દેખાડ–શીખવ[21] (સેઝદા જેવાથી શીખવ કે) ‖ જેઓ એટલે સુક્ષ્મ–સ્થુળ અંગો–તનોમંદ હયાતીનું આ સુક્ષ્મ–સ્થુળ તન[22] ‖ પાણી[23] (છે એટલે શકિત રાખે છે જેને વધારવે તનોમંદ હૈયાતી મોક્ષે પુગે, ખએત્વદથનો સામાન તૈયાર કરે, પોતાના અંશોને ખેંચે) ‖ જેઓ–જે અંગો[22] ‖ ઉરવર[24] (છે એટલે ઝાડના જેવી ઉગવાની શકિત રાખે છે, જેથી તે અંગો ઉગે છે અને જીવે છે કે જે ઉરવરમાં એટલે ઉગવાની શકિતનું ઝાડ જે તે અંગોમાં છે તેવા તે ઉરવરમાં શકિત આવવે તે અંગ મીનોઇમાં વધી નુરમંદ થશે) ‖ જેઓ–જે અંગો[22] ‖ ઝોરની કુદરત[25] (રાખે છે જેને તનમાં જાગૃત કરવે તનમાં કુદરત વસીને તન પોતે ઝઓથ તરીકે થઇ રહે). ‖

(૫) **યસ્ચ[26] અએતએષાંમ[27] મઝદયસ્નનાંમ[28] પૅરૅનાયુનાંમ[29] અઇવિ–જુજુયનાંમ[30] ઇમાં[31] વચો[32] નોઇત[33] વીસઇતિ[34] ફ્રસ્રૂઇતિ[35] અએતાંમ[36] આ[37] યાતુમનહે[38] જસઇતિ.[39]**

તે[27] ‖ મઝદયસ્નાનોમાંનો[28] ‖ પુર્ણ જુવાનમાંનો[29] ‖ અમલ કરવા માંગનારામાંનો[30] ‖ જે કોઇ[26] ‖ આ[31] ‖ માંથ[32] (બાજ) ‖ નહી[33] ‖ કબુલે[34] ‖ નહી[33] ‖ ભણે[35] ‖ તેઓમાંનો તે[36] ‖ જાદુગરની દ્રવંદી હાલત[38] ‖ તરફ[37] ‖ ઉતરી પડે છે[39] ‖ (એમ છે માટે ભાઇઓ બાજ લેવો). ‖

પછી ત્રણ અષેમ પઢી જોતી ચાસ્ની કરે, જે ચાસ્ની તેને છેક હસ્તી લગી લઈ જશે.

પછી ચાર અષેમ પઢીને દુઆ કરે છે કે ચાર અનાસરોના જગતની–તનની, આ ગુઝસ્તે રૂવાનની કેરદારોની વૃધ્ધી થાએ.

બે યથા પઢીને હસ્તી નીસ્તીની મુરાદ પાર પડે તેની દુઆ કરે છે.

પછી પઢે છે કેઃ—**વસસ્ચ[1] તૂ[2] અહુરમઝદ[3] ઉશ્તાચ[4] ક્ષએશ[5] હવનાંમ[6] દામનાંમ[7] વસો[8] આપો[9] વસો[10] ઉર્વરાઓ[11] વસો[12] વીસ્પ[13] વૅાહૂ[14] અષચિથ્ર[15] ક્ષ્યમ્નૅમ[16] અષવનૅમ[17] દાયત[18] અક્ષયમ્નૅમ[19] દ્રવન્તૅમ[20] વસોક્ષથ્રો[21] પ્યાત[22] અષવ[23] અવસો–ક્ષથ્રો[24] પ્યાત[25] દ્રવાઓ[26] ગતો[27] હમિશ્તો[28] નિઝ્બૅરૅતો[29] હચ[30] સ્પૅન્તહે મઇન્યેઉશ[31] દામબ્યો[32] વરતો[33] અવસો–ક્ષથ્રો.[34]**

તારી પોતાની થયલી–તુંને પુગેલી[1] ‖ સૃષ્ટીમાંની[7] ‖ (બધી ચીજો જે

તુને પુગી છે તેઓને) ‖ અએ દાદાર[3] ‖ તારી ઈનિસારી મરજી મુજબ[4] (અહુનવઈર્ય પ્રમાણે) ‖ આગળ ચલાવશેજ[5] (તું તેઓને આવી મળશેજ; તારી સીધ્ધી આણ તેઓ ઉપર રહેશેજ. પણ આખુ જગત તારી આણમાં સીધ્ધુ આવે, તેમાં તું સીધ્ધો વસે, એમ દુઆ કરીએ છીએ; માટે ભણે છે કે) ‖ પાણીઓ[6] (જગતની પ્રગતીનું ચાલવું-જગત ઉપરના વહેવારનું થવું-જગતનું પાણી કહેતાં શકિત-જગતમાંનું ચલણ) ‖ મરજી મુજબ-અહુનવઈર્યની મરજી મુજબ[8] (થાય એ દુઆ છે-તે જોવા માંગીએ છીએ) ‖ ઉરવર[11] (એટલે આશીશો જે પડી રહે છે તેનો ફાયદો જે જગતને પુગે છે તે ફાયદો ખાલી જડ તનને જીવડાવવા નહી પણ મીનોઇમાં વધારવા માટેનો) ‖ મરજી પ્રમાણે-અહુનવઈર્ય પ્રમાણે થાય થાઓ એ દુઆ છે.[10] ‖ બધા[13] ‖ વોહુ=ભલા[14] ‖ અષ-અષોઇના ચીથ્રો મુળો[15] ‖ (જગતમાં વરસી જગતને આબાદ કરે-ફ્રશો-ગર્દ પુગાડે). ‖ અશો નર[17] ‖ રાજ કરનારો[16] ‖ થાય; મુકરર કર; ઠેડવ[18] (કેમકે તે જગતમાં મુકિત લાવશે). ‖ દરવંદ[20] ‖ સત્તા વગરનો થાય[19] (કેમકે તે જગતને બગાડશે). ‖ અશોઇવાળો નર[23] ‖ અહુરનવરની મરજી બર લાવે તેવો[21] ‖ રહે છે.[22] ‖ દરવંદ[26] ‖ સત્તા વગરનો-પોતાની બુરાઈની મરજી ફળીબુદ નહી કરે તેવો[24] ‖ થાય.[25] ‖ તે દરવંદ[26] ‖ દુશ્મન દુમનબદ તરીકેનો[28] ‖ થયલો હોવે[27] ‖ અધીકાર લાયકનો નથી.[34] ‖ સ્પેનામીનની[31] ‖ સૃષ્ટી-પેદાયશમાંથી[32] ‖ બહાર કઢાયલો[29] ‖ મરજી વગરનો મુરાદ હાંસલ નહી કરતો[34] ‖ ઉંધો પડેલો[33] ‖ (રહેશે). ‖

આટલું પઢી રહીને પછી છેલ્લે ઉપર કહેલો '**હક્ષ્ય અર્જમચિત્ યો જરથુશ્ત્રો**'નો ફકરો પઢે છે કે જેનો અર્થ ઉપર આપ્યો છે. આ પછી આ હા ખતમ થાય છે. આ હા ના આવા બધા ફકરાઓનો શો ભેદ હશે અને તેઓને છેલ્લા **હક્ષ્ય અર્જમચિત્** ફકરા સાથે શો સંબંધ હશે? આ બધો સંબંધ હવે જોઇએ, કે જેથી આ હા ની મતલબ માલમ પડે અને પછી પેલો હક્ષ્યનો ફકરો કંઈ વટલાવવા કહે છે કે તે જોઈ શકાય. પહેલાં તો આ હા માં એરવદ સાહેબ કહે છે તેમ અષો ઝરથુસ્ત્રની બંદગી જેવું કંઈજ નથી. આ ભણતર તો જોતી અને રાથ્વી પઢે છે અને ચાસ્ની કરીને પછી તેઓ યસ્નને આગળ ચલાવે છે. હયાં તો તરીકત પાળવાની ખુબીની હકીકત છે. ગેતીમાં લોકો તરીકત પાળે, જગત દાદારને પુગે તે દુઆ છે. હયાં વટલાવવાનો સાર જેવું છેજ નહી. હમોને સમજ નથી પડતી કે એવણ આવો સાર આ હા માટે કઇ રીતે ઉપજાવી શકે. આ આખા હા માં શું છે? આ હા યઝશ્નેની ક્રીયામાં ભણાય છે ત્યારે ચાસ્ની કરવામાં આવે છે.

પહેલાં ખોરાક જે મ્યઝદ માટેનો છે, જે યઝત વસેલો છે, જે ગવનો છે, જે ખાવે **ફ્રસસ્તિ** આવે-ખરી નસીહત મળે, તેવા ખોરાકને યાદ કરે છે. તેવા ખોરાકની ચાસ્નીથી આ ક્રીયાનો ગુહ્ય ભેદ આગળ વધશે. દાદાર **અહુરમઝદ** તરફથી, **અર્ષુખ્દો વાક્ષ** એટલે સચ્ચાઇના નાદો કાઢતા આલાતો તરફથી, દહમ આફ્રીતી આપતા દહમ યઝત અને દહમ નર તરફથી, ડહાપણ આપતા દામી ઉપમન તરફથી, હોમ તરફથી, માંથ્રો તરફથી, છેલ્લે ખુદ અષો ઝરથુસ્ત્ર તરફથી જે **ફ્રસસ્તિ**=તારીફ મળશે, તે એવીખુબીવન્તની મળશે કે તેથી અષોઇમાં આગળ વધાય. માટે આવો આ **ખ્રરેથેમ મ્યઝદ** ખાવા માટેની ચાસ્ની નામે દરૂન ઘી આપો ઉરવર તૈયાર થઇ રહો એમ દુઆ કરે છે જે ફળે છે, માટે કહે છે તેવી મ્યઝદ તૈયાર થઈ છે. પછી બાજ ધરી નીચલા માંથ્રો કરતા જઈ તે ચાસ્ની કરે છે; અને જાહેર કરે છે કે જે કોઇ મઝદ-યસ્ની નર હોય, જે કોઇ સાચ્ચી તરીકત ઉપર હોય, માંથ્ર ભણતો હોય, અષોઇ મુજબ જીંદગી ગુજારતો હોય, જેણે અષોઇ પોતામાં ઉભી કીધી હોય, તે પોતાના સ્થુળ-સુક્ષ્મ અંગોને-તનોમંદ હાલતને ફ્રશો-ગર્દ પુગાડે છે. ત્યાં કહે છે કે અએ અમશાસ્પંદો, અએ મઝદયસ્નિ દીન, અએ નરનારીની ભલી પરમાર્થી વ્યક્તિઓ, અએ ઝોરની કુદરત રાખતા ૩૩ ઝઓથ્રો તમોને નેમાઝ હોજો. આ મઝદયસ્નાનોમાં જે કોઇ મઝદયસ્નિ તરીકે રહી-વીદએવો તરીકે ભણીને તેવુંજ દેવરહીતનું વરતણ કરે-તરીકતો પાળે-માંથ્ર ભણે-સચ્ચાઇ બોલે, એવી ઝરથોસ્તી જીંદગી ગુજારે, તે નર આઝાદગી આપતા-દેખાડતા અશોઇના રસ્તા ઉપર સાબેત કદમ થાય. પણ જે કોઈ તેમ નહી કરે તે **અઘ-માંથ્ર** જેવું એટલે જાદુગીરીનું એટલે પેદાએશનો નાશ કરવાનું કરતો હોય. જે કોઈ તરીકતને માને નહી પાળે નહી, જડવાદમાં હોય તે જાદુગર કહેવાય. તે માણસ પોતાના ગએથાનો એટલે સ્થુળ-સુક્ષ્મ રીતની તનોમંદ હાલતનો નાશ કરે છે એ સત્ય છે. કોઇ કહેશે કે આ ગએથાઓની એટલે સ્થુળ સુક્ષ્મ રીતની આ તનોમંદ હાલતની શું ઉપયોગીતા છે? ત્યારે કહે છે કે અએ ઉપલા સાહેબો તમો તેઓની ઉપયોગીતા વીષે શીખવો અને તે ખરૂં છે તેની સેઝદામાં એટલે કુદરતના માનો સીનેમેટોગ્રાફમાંથી ખાત્રી કરાવી આપો કે તે અંગો પાણીઓને રાખે છે એટલે પાણીના ભેદની રવાઇને એટલે અંશો ખેંચવાની ભેદની શક્તિ રાખે છે માટે તે અંગોને અષોઇમાં વધારવાજ જોઇએ કે જેથી અષને જોરે અંશો ખેંચી અપુર્ણતાની પુરવણી કરીને અખં-ડતાએ પુગે કે જે પછીથીજ નુરમંદ થવાય. વળી તે અંગો ઉરવરોને રાખે છે

એટલે તે અંગો વધે છે કામ કરે છે તે બધું તેઓમાં રહેલી ઉશ્વરની કુદ્દરતની આશીશરૂપ શકિતથીજ થઇ રહે છે. માટે અંગોમાંની તે ઉશ્વરની શકિતને તરીકતથી વધારે તો કુદરતના વધુ આશીશો તે ગએથાને મળે જેથી તેને લગતા અંશો ખેંચી શકાય, ખએત્વદથે યઝત જેવી અખંડતાએ પુગાય, અંગોમાંના ઇદ્રીઓમાંના હવસો ઉપરનો કાબુ આવે. આ અંગોને જે એમ આપની રવાઇમાં અને ઉશ્વરના આશીશોમાં એટલે તે અંગોમાંની જીવન શકિતમાં તરીકતથી જેમ આપે તો તે અંગો ઝોરની કુદરતવાળા–કુદરત વસેલા થાય. ત્યારે અંગોને–તનોમંદ હૈયાતીને ગમે તેમ જીંદગી ગુજારીને બરબાદ કરો મા. અએ માનવો માનો. મઝદયસ્નિ થઈ, જુવાન થઈ, જે કોઇ વૃધ્ધી માંગતો હોય, પણ દીનને નહી માની પોતાનાં ફાંટા પ્રમાણેની વૃધ્ધી માંગતો હોય, તે ફાંટાબાજ જુવાન દીન પ્રમાણેની તરીકત નહી પાળી અંગોને બરબાદ કરશે. તે માનવ જાદુગરને ફેંજે પુગશે, જડવાદી થઇને અંગોની શકિતને બરબાદ કરી તનાસકમાં પડશે. માટે તરીકત પાળો. જેઓ યઓઝ્દાથ્રેગરો છે તેઓએ તો ખાતી વખતે આમ બાજ લેવીજ જોઇએ. એમ તે યઓઝદાથ્રેગર મીથ્ર કરી–તે મીથ્રને લગતા ભણવાની બાજના તે માંથ્રો ભણી એટલે યઝસ્નેની ક્રીયામાં બાજ લઇને દરૂન ચાસ્ની કરે છે. પછી **'વસસ્ચ તૂ અહુર-મઝદ'**નો ફકરો જે હોશબામની બંદગીમાંથી આવે છે તે ભણે છે, અને મીથ્ર કરે છે કે જે કોઈ અએ દાદાર તારૂં છે એટલે દરૂજરહીત થઈ ખએતવે પાક્ઝગીની સ્વતંત્રતાએ પુગી તારા સંબંધમાં છે તે તો પાર પડશેજ, તે તો તારી મરજીના થશેજ. પણ તારી મરજી મુજબનું આ જગત થાય–અહી શેતાન તુટે, તે બનાવ જગતમાં બને. એમ બધાઓ તરીકતી જીંદગી પાળે અને જગતમાં તું દાદારનો ઇલાકો જામે–ધનામાન તુટે. ત્યાર પછી આ **હક્ય અર્જમચિત**નો ફકરો આવે છે જેમાં, પેગામ્બર સાહેબની ફ્રવષી જે ત્યાં ક્રીયામાં હાજર છે તે, તે ભણનારની દુઆનો જવાબ આપે છે કે આમીન થજો. મેં ઝરથુસ્ત્રે જે દીન આણી છે તે દીનની ખુબી એવી છે કે તેથી એમ થશેજ કેમકે બીજી પેટા દીનોને દાદારે નમાન–વીસ–ઝન્તુ–દખ્યુના ભેદોમાં એવી ખુબીના એવાજ અર્થે કાધી છે કે માનવો પોતાની તનોમંદ હૈયાતીને બરબાદ નહી કરે પણ તે તે દીનની નસીહત પ્રમાણે ધીમે ધીમે વધે–વધતો જાય અને છેલ્લે મઝદયસ્નની તરીકે જન્મીને અશોઇવાળો થઇ રહે. એમ થવા માટે તો મેં ઝરથુસ્ત્રે તે દીનના સરદારોને–ફ્રતેમાઓ જેઓ ખુદ મઝદયસ્નાનોજ છે **તે બધાઓને–તે સઓષ્યંતોને અનુમતેએ દએનયાઓ એટલે દીન પ્રમાણેની**

તાલીમ આપી છે. આ સરદારો મઝદયસ્નિ છે તેઓને ઝરથોસ્તીપણાનો ખ્યાલ આપીને જ્ઞાન આપીને અમલ આપેલા છે, કે જેથી તેઓ પોતપોતાને અપાયલી દીનના જોતીઓને વધારવાની મદદ મેળવે.

આવો ટુંક સાર આ હા માં છે. હયાં ઝરથુસ્ત્રની બંદગી જેવું કંઇજ નથી. બંદગી તો પેલા ભણનારાઓ કરે છે અને તેમાં જે દુઆ કરે છે તે માટે ઝરથુસ્ત્રની ફ્રવષી વળતો જવાબ આપીને તે દુઆને આમીન કરાવે છે. અને એમજ છે તે કોઇ સાધારણ અકકલે ઉપર ઉપરના વાંચનથીબી જોઇ શકે કેમકે ત્યાં ફ્રતેમાઓને–સરદારોને **હ્રક્ષ્ય** એટલે વધારવા કહયું છે. જો વટલાવવાની વાત હોય તો મષ્યો માનવ જે સાધારણ છે તેઓની વાત હોય. **હ્રક્ષ્ય** શબ્દ આજ્ઞાર્થમાં છે માટે હક્ષ્યમાં દોરવવાનો હકનો અને એમ તે હકને રૂયેના હોકમનો અર્થ છે. એટલે ઝરથુસ્ત્રનો હક તે સરદારો ઉપર છે કેમકે જે વર્ણના **રકએષ**ના ઝરથુસ્ત્ર છે તેજ વર્ણના **રકએષ**ના તેઓ છે.

આવો સાર ખુલ્લો છે. એમાં ધર્મથી ઉલટા ચાલનારાઓની વાતજ કયાં છે, માટે ધર્મમાં દાખલ કરવાની વાત કયાં છે? ત્યાં તો અષો નર અને દરવંદ નરની વાત છે. દરેક ધર્મના સીધાન્તો પાળવે તે તે ધર્મના દરજ્જા પ્રમાણેની અષોઈ મેળવી શકાય છે; અને દરેક ધર્મના સીધાન્તોને ઠોકરે મારવે દરવંદ થવાય છે. અષવનો જગતમાં વધે દરવંદો તુટે;–એમ દીનોની તરીકતો મુજબનું વરતન થાય અને દીનોને ઠોકરે મારનાર ઉંધા પડે એમ કહયું છે.

બસ આ સાહેબોની સાઇકાલોજી એવી થઇ ગઇ છે કે જ્યાં **દરવંદ-દ્રવાઓ** શબ્દ આયો કે ત્યાં બીજી દીનવાળા ઉપરજ તેઓનો વીચાર દોડે છે. પણ પોતાની દીનમાંના તેવા દરવંદો ઉપર તો તેઓ કંઇબી વીચાર દોડવતાજ નથી. ક્રીસ્તી મીશનરીઓમાંથી કેટલાકો અવસ્તા વીદ્વાનો થયા છે, જેઓ તેઓની મીશનરી માન્યતા પ્રમાણેજ ઝરથોસ્તી દીનને મીશનરી બનાવે છે અને બીજા આપણા સાહેબો તેજ ચશ્મો પહેરીને તેજ વીચારના થઈ રહયા છે. પણ મીશનરી થવું તેમાં ખાલી એક દીનમાંથી બીજી દીનમાં વટલાવવા માટેનોજ અર્થ રહયો નથી; તેમાં જનસમાજને, તે સમાજનો પોતાનો જે કંઈ ધર્મ હોય તેને દએવરહીતનો કરીને તે પ્રમાણે બરાબર શીખવી તે દીનો પ્રમાણેની તરીકતો પળાવીને પછી દુખોને ટાળવા, તેઓની હાજતોને પુરી પાડવી,–એવી બુલંદ આકેબત લાવવાનો અર્થબી છે. ભલેને તેઓ ક્રીસ્તી વગરના બધાને બુરા દોજખી ગણે. પણ ઝરથોસ્તી દીનમાં ખાસ કરીને ગાથામાં

દએનાઓને એટલે અન્ય દીનોને અને યઝશ્નેમાં પાંચ તકએશોને મુળ પાંચ દીનોને તો દાદારની ગણી છે અને મઝદયસ્નિ દીનને તે બધાની માદર ગણીને તેણી ઉપર તેઓના બચાવનો બોજ મુકેલો છે. માટે તો મઝદયસ્નિ દીનમાં યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશના ભેદનો બોજ છે, કે જેમાં પાવમહેલ અને યસ્નો-તરીકતો-ફરજ પરહેઝની રીતીઓ વીગેરેના સ્નથ-અવઝારો-મીનો હથીઆરો આપેલા છે અને દરેક બસ્તેકુસ્તીઆન ઉપર તે પ્રમાણે ચાલીને દીનનું જે મીશન અન્ય દીનોને ટેકવવાનું છે તે કરવાની ફરજ મુકી છે. એક બસ્તે-કુસ્તીઆન તરીકત મુજબ ચાલે તો તેના તે કારો કેરફેના આખા દસ ભાગોના નવ ભાગો કુદરત લઇને જગતને ટેકવવા માટે વાપરે છે કે જેનો અમુક ભાગ બીજી દીનોમાં ઘુસતા દેવને મારી કાઢવાના અવઝાર તરીકે વાપરે છે. આવો ખરો અર્થ મીશનરીનો થવો જોઇએ કે જેને ગાથામાં દુટ-અસ્તો તરીકે ઓળખે છે. ત્યારે એરવદ સાહેબનો સાર તદ્દન નાદરોસ્ત છે.

**હવે એવણ સાહેબ અવસ્તાનો તરજુમો આપે છે તે લઇએ.**

હું જે જરથોસ્ત છું તે ઘરોના મહોલ્લાઓના, ગામોના, અને દેશોના મુખીઓને (એટલે વડાઓને) આએ દીન કે જે અહુરમઝદી ઝરથોસ્તી છે તેના વીચાર-વાણી-કરણી પ્રમાણે ચાલવાને શીખવું (યાને તેઓને મારા ધર્મમાં દાખલ કરૂં અને તેઓ પોતાના હાથ તળેનાઓને એ દીનનું જ્ઞાન આપે).

હયાં આગળ **હાચયેને** શબ્દની માફક આ **હક્ષ્ય** શબ્દનો અર્થ કરીને વટલાવવાનું એવણ લાવે છે જે માટે પુરતું બોલાયું છે. ફરીથી હમો તે બધા શબ્દોનો **આજ્ઞાર્થ** આકાર ઉપર વાંચનારનું ધ્યાન વીચાર ખેંચીએ છીએ. કાંય હયાં **આજ્ઞાર્થ**નો આકાર આપ્યો? શું આ આજ્ઞાર્થના આકારને તરજુમો કરતી વખતે ધ્યાનમાં લેવાનો નથી? શું એ આકાર મજાક મશ્કેરીમાં આપેલો છે? આજ્ઞાર્થ આકાર પોતાના હકની રૂયે ચલાવવાનો હોકમ બતાવે છે. હયાં ઝરથુસ્ત્રનો હક તે **ફ્રતેમા** ઉપર સરદારો ઉપર છે. માટેજ ઝરથુસ્ત્રનો હોકમ તેઓ ઉપર ચાલે છે જે હોકમની રૂયે તેઓને બોલાવીને તેવણ દોરવે છે. ઝરથુસ્ત્રનો હક તેઓ ઉપર શાને લીધે છે? જે વર્ણ-વેરેન ઝરથુસ્ત્રની તેજ વર્ણ-વેરેન તેઓની છે માટેજ.

એવોજ પડઘો યઝશ્ને હા ૧૨ ના દીનના **એકરારનામાના હા** માં છે. જ્યાં કહે છે કે: **યા વરનાઑ આપો, યા વરનાઑ ઉરવરાઑ, યા વરનાઑ ગાઓિશ હુદાઑ, યા વરનો અહુરો મજ્દાઓ યે**

**ગાંમ દદા યે નરેમ્ અષવનૅમ, યા વૅનો અસ ઝરથુશ્ત્રો, યા વૅનો કવા વીસ્તાસ્પો, યા વૅના ફ્રષઓશ્ત્રા જામાસ્પા, યા વૅનો કસચીત્ સઓષ્યન્તાંમ્ હુઇથ્યાવૅર્જામ્ અષઑનાંમ્ તા વૅનાચા ત્કએષા.** જે વર્ણના પાણીઓ છે (દુરૂજ રહીતની ગતીથી મળતી નીરમળતા અને તેથી આવતી અખંડતાના ભેદો રાખે છે તેઓ છે), જે વર્ણના ઉરવરો છે (આશીશો આપી જગતને ટેકવી હમેશગીની ઉસ્તાએ પુગાડે છે તેઓ છે), જે વર્ણની ગાઉશ હુદાઓ છે (પરદુખભંજનની કુદરત અને તેની ગાએ ગોસ્પંદ વરસીઆજીની પેદાએશ છે), જે વર્ણનો અહુરમઝદ છે, કે જેણે આખી કુલ જગત–કુલ કુદરત કીધી છે, અશવન નરને ભલાઇ કરતો કીધો છે; જે વર્ણના ઝરથુસ્ત્ર છે, વીસ્તાસ્પ, જામાસ્પ, ફ્રશોસ્તર છે, જે વર્ણના અષોઇવાળા નેકી કરાવનારા મુકિત આપનારા સઓષ્યંતો એટલે આ ફ્રતેમાઓમાંના દરેક છે, તે **વરેનાચા ત્કએષા** એટલે તે વર્ણ અને દીનની તરીકતોવાળો (હું મઝદયસ્નિ ઝરથોસ્તી છું).

હયાં ત્યારે ઝરથુસ્ત્રનો હક તે ફ્રતેમા ઉપર છે એમ હક્ષ્ય શબ્દના આજ્ઞાર્થ આકાર ભેદ ખોલે છે તે, આ ફ્રતેમાની વર્ણ અને ત્કએષ મઝદયસ્નિ છે તેની પુરવારી આપે છે. હયાં વટલાવવાની વાત તદ્દન છેજ નહી તે મુનસફ મીજાઝથી વાંચનાર જોઇ શકશે.

## (૧૭) વટલાવવા માટે રજુ કીધેલો યઝશ્ને હા ૬૧ મો ફકરો ૧.

આ ફકરામાં વટલાવવાનો કંઇબી ઇશારો વટીક નથી. તે વાચનાર ખુદ બ ખુદ જોઇ શકશે.

**અવસ્તા આમ છે:—**

**અહુનેમચ વઇરીમ[1] ફ્રએષ્યામહી[2] અન્તરૅચ[3] જાંમ[4] અન્તરૅચ[5] અસ્મનૅમ[6] અવૅચ્ચ વહિશ્તૅમ[7] ફ્રએષ્યામહી[8] અન્તરૅચ[9] જાંમ[10] અન્તરૅચ[11] અસ્મનૅમ[12] યેંઘહે હાતાંમ્ચ[13] હુફ્રાયશ્તાંમ[14] ફ્રએષ્યામહી[15] અન્તરૅચ[16] જાંમ[17] અન્તરૅચ[18] અસ્મનૅમ[19] દહ્મહેચ[20] નરશ[21] અષઑનો[22] દહ્માંમચ વંઘુઉહીમ[23] આફ્રિતીમ[24] ફ્રએષ્યામહિ[25] અન્તરૅચ[26] જાંમ[27] અન્તરૅચ[28] અસ્મનૅમ[29]**

**હુમિસ્તયએચ[30] નિઝ્ઝૅરૅતયએચ[31] અન્ઘહે મન્યેઉશ[32] મત**

**હામને[33] દુઝ્‌હામને[34] પૉઉરૂ મહ્રૂકહે[35] હમિસ્તયએચ[36] નિઝ્‌-બૅરૅતયએચ[37] કખ્શરૅહનાંમ્ચ[38] કખ્શરૅહદિનાંમચ[39] હમિસ્તયએચ[40] નિઝ્‌બૅરૅતયએચ[41] કખ્શરૅહહેચ[42] કખ્શરૅહદ્રયાઑસ્ચ[43]...........**

ઝામ ઝમીન[4] ‖ માં–ઉપર[3] ‖ આસ્માન[6] ‖ માં–ઉપર[5] (જમીન આસ્માન વચ્ચે) ‖ અહુનવઈર્યને[1] ‖ આશકારા કરીએ[2] (માટે ભણીએ) ‖ જમીન[10] ઉપર[9] ‖ આસ્માન[12] ‖ માં[11]–(એટલે જમીન આસ્માન વચ્ચે) ‖ અષવહીશ્ત[7] (ના કલામ અષેમ વોહુ) ને ‖ આશકારા કરીએ[8] (ભણીએ છીએ) ‖ જમીન[17] માં[16] ‖ આસ્માન[19] ‖ માં[18] (જમીન આસ્માન વચ્ચે) ‖ સ્તુતીપાત્ર–એકતાન થવા લાયકનો[14] ‖ યેંઘહે હાતાંમને[13] ‖ આશકારા કરીએ[15] (ભણીએ) ‖ જમીન[27] ‖ માં[26] ‖ આસ્માન[29] ‖ માં[28] (જમીન આસ્માન વચમાં) ‖ બીગુનાહ–નેકીના ઇચ્છનાર–નેકીના કરનાર–પ્રમાણીકપણાના[20] ‖ અષોઇવાળા[22] ‖ નરની[21] ‖ નેકીવાળી–ખરા અંતકરણની દ્વેશ વગરની સાચ્ચી[23] ‖ ભલી દુઆઓ–પરદુખભંજનની ગતી ઉભી કરતી દુઆઓને–અંતકરણની બંદગીને[24] ‖ આશકારા કરીએ[25] (ભણીએ છીએ). ‖

(શા માટે આમ યથા–અષેમ–યેંઘહે હાતાંમ વીગેરેને આશકારા કરીએ ભણીએ? માટે કહે છે કે) ‖ મોહતથી ભરપુર[35] ‖ બુરી પેદાશવાળા[34] ‖ અંગ્રમીનને[32] (તેની) ‖ પેદાશ સાથે[33] (તેનો) ‖ સામનો કરીને તેને ગેરવા[30] ‖ હાંકી કાઢવા[31] ‖ (આ બધાને આશકારા કરીએ ભણીએ) ‖ બુરા ખોરેહવાળા નરોની–જાદુગરોની–કદુઆ આપનારાની[38] (તેમ) ‖ બુરા ખોરેહવાળી નારી–જાદુગરણની[39] ‖ સામે થવા[36] ‖ (તેઓને) દુર કરવા માટે[37] ‖ (આ બધાને આશકારા કરીએ ભણીએ) ‖ બુરૂ ખોરેહ રાખનાર જાદુગરની[41] (તેમ) ‖ બુરૂ ખોરેહ રાખનાર નારી જાદુગરણની[43] ‖ સામે થવા[40] ‖ દુર કરવા[42] (આ યથા–અષેમ–યેંઘહે હાતાંમ–દહમ નરની દહમ આફ્રીતીની બંદગી ભણીએ આશકારા કરીએ). ‖

પછી આગળ કહે છે કે: ‖ નાપાક ગુનાહગાર માણસોની–નાપાક ગુનાહગાર બાઇઓની સામે થવા તેઓને દુર કરવા અટકાવવા, નાપાક નરની, નાપાક નારીની સામે થવા દુર કરવા તેઓનો અંત લાવવા આ બંદગીઓ ભણીએ આશકારા કરીએ ‖ ચોરોની ધાડપાડુઓની સામે થવા તેઓને દુર કરવા (તે ભણીએ). **જન્દ્હાંમ્ચ** એટલે દીનને બગાડનાર દીનનો ઉંધો અર્થ કરનારની, જાદુગરોની એટલે જડતાના વીદ્વાનોની સામે થવા અને અંત લાવવા આ બંદગીઓ ભણીએ.

**મિથ્રો જયાંમ્ચ** એટલે મીથ્રની સચ્ચાઈની એટલે દીની સંસ્થાઓ તરીકતો જેમાં મહેર રહે છે તેઓની નુકશાની કરનારાઓની સામે થવા (આ બંદગીઓ ભણીએ). અષવનોને હેરાન કરનાર-અષોઈ નહી પાળવે થતી આધિવ્યાધિમાં ફસેલા ગુનેહગારોની સામે થવા તેઓનો અંત લાવવા, અષોઇ વગરના આશમોઘોની, મોહતથી ભરપુર ઝુલ્મગારોની,-આ બધાની સામે થવા તેઓનો અંત લાવવા (આ કલામે પઢીએ )-રતુ ઉસ્તાદના હોકમથી ઉલટા વીચારોના-બોલોના-કામોના કરનાર દરવંદોની-તેવા કોઇબી નર નારીની સામે થવા, તેઓને દુર કરવા (આ કલામો પઢીએ.) (એમ આ યથા-અષેમ-યેંઘહે હાતાંમ-દહમ નરની બંદગીઓ આશકારા કરી પઢીને) કોઇબી દુરૂજને હયાંથી દુર તરફ બહાર ફેંકી નસ્ત કરીશું. દુરૂજને (હમો) સઓષ્યંતો નસ્ત કરીશું. કંઇબી થોડોબી નસ્ત કરીશું અને એમ એવી રીતે જેઓને અધીકાર નહી જોઇએ છતાં જેઓ અધીકાર પામેલા છે તેઓને હમો સઓષ્યંતો સાતે સાત કેસ્વરમાંથી દુર કરીશું. તેઓમાંથી દેવને દુર કરીશું. તે બધી દરવંદી ઘટતી કરનારની પેદાશની સામે થઇ તેઓને હેઠે પાડી દુરૂજને હમો મારશુંજ.—

વાંચનાર જોશે કે આ હા માં યથા-અષેમ-યેંઘહે હાતાંમની બંદગીઓ ભણવે,-આ બંદગીઓ આવે તેવી યસ્નો કરવે, જે ભલી અસરો થાય છે તેથી જગતની બુરાઇ તુટે છે એમ સાફ સાફ કહે છે. હયાં કહે છે કે માંથ્રોની બંદગીમાં દુરૂજને-દ્રવાઓને, દરવંદીને તોડવાનું જોમ છે. વળી સઓષ્યંતો જ્યારે જગતમાં દીનોને આરાસ્તે કરવા આવશે ત્યારે તેઓને તેઓના મઝદયસ્ની ઉસ્તાદો આજ બંદગીથી, આવી બંદગીઓવાળી યસ્નથી પોતાની દીનો ઉભી કરવાના કામમાં મદદ કરીને તે દીનોને તેઓ પાસે આરાસ્તે કરાવશે-આવી વીગત હયાં છે કે જેમાં વટલાવવાનો ઇશારોબી નથી.

દેવ-દુરૂજ-બુરાઇઓ-જાદુગરો-બદકારો-આશમોઘોને તોડવા તે બંદગીઓ ભણાય છે માટે તેમાં તો તેઓને જગતમાંથી દુર કરવાની વાત છે. તેમાં કંઇ જોતીઓને વટલાવવાની વાત આવેજ નહી અને આવતીબી નથી. માંથ્રયસ્નની તલેસ્માતીક ખુબીનું પ્રદરશન આ હામાં કીધું છે-બીજું તો તેમાં કંઇબી નથી.

એરવદ સાહેબે આખા હાનો ઉપરનો કંઇક ભાગ આપેલો છે. પણ તે ભાગ જે આપેલો છે તે પછીનો ભાગ જે ઉપરના ભાગને સમજાવનારો છે, તેને આપ્યોજ નથી. એમ આખી હકીકતમાંનો અમુક ભાગ આપ્યો છે, એ મતલબે કે તેમાંથી વાંચનારને વટલાવવાની પોતાની મતલબ તરફ ખેંચી લઇ

જઈ શકાય. આ હા માં પહેલાં કહે છે કે (૧) અહુનવરને જમીન આસ્માન વચ્ચે આશકારા કરૂં. (૨) પછી કહે છે કે અષેમને જમીન આસ્માન વચ્ચે આશકારા કરૂં (૩) પછી કહે છે કે ખુબીવંત યેંઘહે હાતાંમને જમીન આસ્માન વચ્ચે આશકારા કરૂં. એટલો ભાગજ એરવદ સાહેબ આપે છે. પછીના ભાગો એવણુ આપતાજ નથી. આ ત્રણુ કલામો આશકારા કરૂં એટલે ભણું અને તે ભણુતરની તલેસ્માતીક અસર બધેબધ પાંથરૂં. આવી અસરો કલાને કલાને અર્થે પાંથરૂ એમ કહેનારો તે ભાગ જે પછીથી આવે છે તે એવણુ આપતા નથી. પોતે આટલું લખીને સામાને મનાવે છે કે આ કલામો જગતમાં પંથરાય તેથી જગતમાં દીન પંથરાય એટલે વટલાવવાનું થાય. જો પછીનો ભાગ આપે તો ઉપરની માન્યતા જે એવણુ વાંચનાર ઉપર ઠેસવવા માંગે છે તે બની શકે નહી. કેમકે પછી તો યથા—અષેમ—યેંઘહે હાતાંમ ભણુવાના—આશકારા કરવાના—તેઓના ભણુતરની ખુબી પાંથરવાના ફાયદાઓ આપેલા છે કે તેથી મોહતથી ભરેલો ધનામીન દુર થશે, તેથી બુરા ખોરેહવાળા નરનારીની બદ દુઆ દુર થશે, જાદુગરોની જાદુઇ દુર થશે, વીગેરે વીગેરે.

**હવે એરવદ સાહેબનો તરજુમો જોઇએ પછી સાર જોઇએઃ—**

તરજુમો કરે છે કેઃ—

હમો ‘ અહુનવર ’ ‘ અષેમ વોહુ ’ અને ‘ યેંઘહે હાતાંમ ’ (બંદગીઓને તમામ) આસ્માન અને જમીન વચ્ચેના ભાગમાં (યાને આખી પૃથ્વીમાં) ફેલાવ્યે.

આટલોજ ભાગ આપે છે. પણુ ખરેખરી રીતે જોતાં તો હવે પછી જે ભાગ આવે છે તે આપવો જોઇએ કેમકે તે ભાગ આ બંદગીઓને એમ ફેલાવવા માટેનું કારણુ બતાવે છે. પણુ તે ભાગ એવણુ આપતાજ નથી કેમકે એવણુ આટલા ટુંક ભાગમાંના આસ્માન જમીન વચ્ચે તે કલામો ફેલાવવાના શબ્દ અર્થમાંથી દીનને ફેલાવવાને માટેનો વટલાવવાનો છાપ વાંચનાર ઉપર નાખવા માંગે છે.

હવે એવણુનો સાર જોઇએ :—

ત્યાં કહે છે કે આ આખા હા માં જરથોસ્તીઓ પોતાના ધર્મની ત્રણુ મુખ્ય અસલ બંદગીઓ નામે અહુનવર, અષેમ, યેંઘહે હાતાંમ—એઓનો આખી દુન્યામાં ફેલાવો કરવાને અને તેમ કરીને દુખ દેનાર પાપી માણુસોથી તથા બીજી આફતોથી લોકોનો છુટકારો કરવાને કબુલાત આપે છે.

ખરી બાબદ તો એમ કહેવાય કે આ યજશ્નેની ક્રીયાના તલેસ્માતીક

ફ્રેસ્તાઈ કેહર્પના હાથમાં આ ત્રણ બંદગીઓ,–રૂવાન કે જેની ક્રીયા થાય છે તે રૂવાનની ત્મએષો તોડવાના હથીઆર થઈ રહે છે.

આવો સાર આપીને એવણુ કઇ રીતે વટલાવવાની મતલબ ખેંચવા માંગે છે તેની સમજ પડતી નથી. ઉલટું આ સારમાંથી તો તે બંદગીઓના ભણુનારની ખુબીનો ઇશારો નીકળે છે નહી કે વટલાવવાનો.

## (૧૮) વટલાવવાની શહાદત માટે ટાંકેલો વંદીદાદ પરગર્દ ૧૯ મી ફકરો ૨૬ મો.

હયાં ઝરથુસ્ત્રને માનવ જાતને દોરવવાનો અધીકાર મળે છે. પોતાના વખતમાં સીરફ મઝદયસ્નિ દીન હતી અને તે દીનના જોતીઓજ હતા. અને તે જોતીમાંના ઘણુાઓ દેવની પરસ્તેશમાં ઉતરી પડેલા હતા, તેઓને દોરવવાની હયાં વાત છે. તે વખતે કંઇ બીજી દીનો હતી નહી કે તેઓના જોતીઓને દોરવે. હયાં વટલાવવા જેવો કંઇ ભાસ આવતો નથી.

અવસ્તા આ છે:—

**પેરેસત[1] જરથુશ્ત્રો[2] અહુરેમ મજદાંમ[3] વીસ્પો-વીદ્વાઓ[4] અહુરમજદ[5] હિક્ષાને[6] નરેમ[7] અષવનેમ[8] હિક્ષાને[9] નાઇરીકામ[10] અષઓનીમ[11] હિક્ષાને[12] દ્રવતાંમ[13] દએવયસ્નાંમ[14] મૅરૅજુજીતીમ[15] અખ્યાનાંમ[16] જામ[17] અહુરદાતાંમ[18] નિપારયન્ત[19] આપેમ[20] તચન્તાંમ[21] યવનાંમ[22] ઉરૂથ્માંન[23] અન્યાંમ[24] હે[25] અવરૅતનાંમ[26] નિપારયન્ત[27] આઅત[28] મ્રઓત[29] અહુરો મજદાઓ[30] હિક્ષએશ[31]. અષાઉમ[32] જરથુશ્ત્ર.[33]**

તરજુમો :—

ઝરથુસ્ત્રે[2] ‖ અહુરમઝદને[3] ‖ પુછયું[1] ‖ અએ તમામ જાણનાર[4] ‖ અહુરમઝદ[5] ‖ અષો નરને[7] ‖ દોરવવાના મારા હકની રૂયે તારીજ આજ્ઞાથી દોરવવાનું હું એ દીન પ્રમાણે કઇ રીતે કરૂં[6] ? ‖ અશો[11] ‖ નારીને[10] ‖ દોરવવાના મારા હકની રૂયે તારીજ આજ્ઞાથી દોરવવાનું એ દીન પ્રમાણે હું કઈ રીતે કરૂં[9] ? ‖ દએવ[14] (જે) ‖ દરવંદ[13] (છે અષોઈ પાળતો નથી) ‖ તેવા દેવની યસ્ન કરનાર[14] ‖ મરણુ જીવણુમાં પડે તેવું હલકું જીવન ગાળનાર[15] ‖ માણુસો[16] (જેઓએ) ‖ અહુરદાતને તાબેની[18] (એટલે પાવીકતવાળી, વખાને માંડીને તેમાંથી ફળદ્રૂપતા ઉભી કરે તેવી ફળદ્રૂપ) ‖ જમીનને[17] ‖ બગાડી

ખરાબ કરે છે[19] ॥ વહે તેવી ગતીનામાંના એટલે નદી દરયાવના[21] (થંભ નહી હોય તેવા) ॥ પાણીને[20] (ખરાબ કરે છે) ॥ અનાજ-જવના[22] ॥ ઉગીને વધવાને[23] (ખરાબ કરે છે) ॥ અદલ બદલ કરીને પસંદ કરાય તેવી એટલે ઉપયોગની[26] (ચીજોમાં) ની ॥ તે[25] ॥ કોઇ બીજી[24] (ચીજ) ને ॥ ખરાબ કરે છે[27] ॥ તેવા માણુસોમાંના[16] (કોઇનેબી) ॥ દોરવવાના મારા હકની રૂયે દોરવું એવી તારી આજ્ઞા છે તેને દીન-પસંદ કઈ રીતે બજાવુ[12] ? ॥ ત્યારે[28] ॥ અહુરમઝદે[30] ॥ જવાબ આપ્યો[29] ॥ અષો[32] ॥ ઝરથુસ્ત્ર[33] ॥ તું તેમ કરી શકે છે[31] (પાવમહેલની યસ્નની શકિતથી તું કરી શકે છે). ॥

હયાં **હિક્ષાને** શબ્દ **હિક્ષ** જે **હચ** ઉપરથી દોરવવાનો અર્થ રાખે છે તે **હિક્ષ**નો આજ્ઞાર્થ આત્માને પદ પહેલી એકવચનનો આકાર છે. આપણે ઉપર કહી ગયા છીએ કે **આજ્ઞાર્થ** આકારમાં હક અને હકની રૂયે મળેલો હોકમનો અર્થ છે. હયાં વળી આત્માનેપદ છે તે પોતાવટપણું એટલે પોતે ખુદ કરે-એમ કરવાનો પ્રશ્નરૂપ બતાવે છે. એટલે **હિક્ષાને** શબ્દ કહે છે કે આ બધા અષવનો જેઓ ભલે રસ્તે છેજ કે દરવંદો જેઓ ભલે રસ્તે નથી પણ દેવની પુંજા કરે છે તેઓ બધાજ મઝદયસ્નાનોજ છે; હું ઝરથુસ્ત્રબી અધીકાર રાખતો મઝદયસ્નિ છું માટે મારા મઝદયસ્નિપણાની રૂયે અને અધીકારની રૂયે મારો હક તેઓ ઉપર તારી આજ્ઞાથીજ છે તે આજ્ઞા મુજબજ હું તેઓને તેઓની હાજતો અનુસાર પરગજુપણાના અને વર્ણના નીયમે દોરવીશજ. પણ એમ કઇ રીતે દોરવું,-મારૂં દોરવવાનું પુરૂષાર્થ કઇ રીતે કરૂં ? આ પુરૂષાર્થને કરવાનો સવાલ તે હિક્ષાને શબ્દના આત્માને પદમાં છે. વળી અગાઉ કહી ગયા છીએ અને હયાંબી કહીશું, જેની શહાદતોબી આપી છે કે ઝરથુસ્ત્રની અગાઉ અને તેવણુના વખતમાં બીજી દીનો હતીજ નહી. માટે હયાં મઝદયસ્નાનોને ચલાવવાનો અર્થ છે. પણ જો આ એરવદ સાહેબ કહે છે તેમ, હયાં હિક્ષાને શબ્દમાં દીનમાં દાખલ કરવાનો અર્થ હોય, તો શું **અષવન** નરનારીને ચલાઉ તેમાંબી તેઓને દીનમાં દાખલ કરૂં એવો અર્થ આવે કે ? શું આ **અષવનો**બી દેવના પુંજારીઓ છે કે ? આ ફકરાની ખુદ ઇબારતજ વટલાવવાની સામે છે. **એક તો આત્માનેપદ રાખતું આજ્ઞાર્થનું ક્રીયાપદ** બતાવે છે કે હયાં તો અધીકારનો-હક અને હોકમનો **ભેદ છે. જેઓ દેવયાસ્ન કરીને દરવંદ થયા છે તેઓબી મઝદયસ્નાન છે અને ઝરથુશ્ત્રબી મઝદયસ્નિજ છે અને અધિકારી દોરવનાર છે માટે તેઓને દીન પ્રમાણે દોરવવાનાજ છે. દીનમાં તેઓ છેજ**

પણ તેઓ ખોટે રસ્તે ઉતરી પડેલા છે. માટે તેઓને ખરો રસ્તો જે દીનનો છે, દેવથી વીરૂધનો છે, તે બતાવવાનોજ છે. એમાં કંઇ દીનમાં દાખલ કરવાનો અર્થ આવે નહી. વળી **અષવનો**ને માટેબી તેજ શબ્દ છે. ત્યારે જો તે શબ્દનો અર્થ દીનમાં દાખલ કરવાનો હોય તો શું **અષવનો**નેબી દીનમાં દાખલ કરવાના છે કે? **અષવનો** ખરેજ રસ્તે છે, દીનમાંજ છે. માટે હિક્ષાને શબ્દમાં દીનમાં દાખલ કરવાનો અર્થંજ નથી.

દાદાર પછી ઝરથુસ્ત્રને તેના જવાબમાં કહે છે કે તું તેમ દોરવણી કરી શકે છે. દોરવણી કરી શકવાનો શબ્દ **હિક્ષએશ** છે જે શબ્દબી **હિક્ષ** એટલે દોરવવાનો આત્માનેપદ **શકયાર્થ** આકાર બતાવે છે. એટલે તું ઝરથુસ્ત્રે પોતે જે પોતાના આત્માને જોરે કીધું છે તેને જોરે તું કરી શકે એટલે પાવમહેલ–યસ્નને જોરે તે **અષવન**ને તેઓની જરૂરયાત પુરી પાડી શકે છે. તે અષવનોને જરૂરયાતી માંથ્રો આપી શકે છે, જરૂરયાતી યસ્ન બતાવી શકે છે, એમ માંથ્ર–યસ્નથી અષવનોને દોરવી શકે છે; અને પેલા દરવંદનેબી તેની દરવંદી તુટે તેવો રસ્તો દેખાડી શકે છે–ભલે રસ્તે પડવાની તે દરવંદને અકકલ આવે એવી યસ્ન દેખાડી શકે છે અને તેનો અમલ કરાવી શકે છે, એમ તે **અષવન**ને તેમ દરવંદને બેઉને દએનમાં આગળ વધારી શકે છે. કેમકે તારી પાસે પાવમહેલ અને યસ્નની શકિતઓ છે–તેંજ તેઓને ઉભી કીધી છે જેઓને તું ચાહે તો વાપરી શકે. બેઉ જણા દેનમાં તો છેજ. પણ તે બેઉ આગળ દએનના દરવાજાઓ જેઓ ૧૦૦૧ છે તેઓ થોડા ઘણા બંદ છે તેઓને તું ચાહે તો ખુલ્લા કરી નાખી શકે છે. તે તારો પુરૂષાથ છે. **હિક્ષએશ** શબ્દના શકયાર્થ પદનો આવો અર્થ છે. શકયાર્થપદ કહે છે કે તું પાવમહેલ યસ્ન ઉભા કરી શકેલો છે. ખોટી સીરફ તેઓને રાહેરાસ્તીથી વાપરવાની છે. અહિંયાં ત્યારે વાંચનાર વગર શકે જોઇ શકશે કે આ ફકરામાં વટલાવવા જેવું નથી.

**હવે એરવદ સાહેબ તરજુમો આપે છે અને સાર કાઢે છે. તે જોઇએ.**

જેમ ઉપર આપેલા આવાં યસ્તના ૧૦૫ મા ફકરામાં અને ગોશ યસ્તના ૨૬ મા ફકરામાં **હાચયેને** શબ્દ માટે અને યઝશ્નેના હા ૮ ના **હક્ષ્ય** બોલ માટે જે ભુલભરેલો સાર દીનમાં દાખલ કરવાનો આ એરવદ સાહેબ કાઢે છે તેજ સાર આ **હિક્ષાને** અને **હિક્ષએશ** શબ્દો માટેબી કાઢે છે. આ બધા શબ્દો **હાચયેને–હિક્ષ્ય–હિક્ષાને–હિક્ષએશ** એક મુળ **હચ** ઉપરથી **બનેલા** છે. આ બધા કીયાપદો આજ્ઞાર્થમાં છે. પણ છેલ્લો **હિક્ષએશ** કીયાપદ

શક્યાર્થમાં છે જેની સમજ ઉપર આપી છે, અને નીચે વધુ લઇશું જેમાં વટલાવવાનો કંઇ અર્થજ નથી.

**એરવદ સાહેબ તરજુમો કરે છે કે:—**

પુછ્યું ઝરથોસ્તે અહુરમઝદને : કે અએ તમામ આગાહીવાળા અહુરમઝદ! ભલા નરને હું મારી પુઠે ચલાઉં. (યાને મારા ધર્મમાં દાખલ કરૂં)? ભલી નારીને હું મારા ધર્મમાં દાખલ કરૂં? દરવંદ તથા દેવયસ્ની માણસોમાંના જેઓ લોકોની જીંદગીને ખરાબ કરનારા છે જેઓ અહુરમઝદે પેદા કીધેલી જમીનને, વહેતા પાણીને, અનાજોની વૃધ્ધીને ખરાબ કરે છે, અને બીજી કીંમતી ચીજોને ખરાબ કરે છે તેઓને ધર્મમાં દાખલ કરૂં?

ત્યારે અહુરમઝદે કહયું કે અએ અષો ઝરથુસ્ત્ર! તું (તેઓને પણ) તારી પુઠે ચલાવ (યાને તારા ધર્મમાં દાખલ કર).

હયાં **નરેમ અષવનેમ** એટલે અષો નરને અને **નાઇરીકામ અષઓનીમ** એટલે અષો નારીને સીરફ ભલા નરનારી તરીકે લીધા છે એ બરાબર નથી. અષો નર કોણ-કેવો હોય તેના ગાથા-અવસ્તામાં અનેક લખાણો છે. પણ તે બધામાંથી સીરફ એક કે બેજ લખાણ હમો ટાંકીશું, જેથી માલમ પડશે કે અષો નરને અવસ્તામાં યઝત અને સ્પેનામીનની પેદાશની સંફમાં મુકેલો છે. **યજશ્ને** હા ૧૨ માં કે જ્યાં નાઇસીમી દએવોનો ભેદ આવે છે એટલે મઝદયસ્નિ ઝરથોસ્તીઓ જ્યારે સુદરેહ કુસ્તી પહેરી તરીકત પાળીને, જે પુન્ય ઉભું કરે છે, જે જગતમાંના દેવને મારી કાઢવામાં વપરાઇ રહે છે વપરાય છે-તેનો ભેદ આવે છે, તેમાં મઝદયસ્નિ દીનનો કલમો પઢાય છે અને મઝદયસ્નિઓ કઇ વર્ણના છે તે જાહેર થાય છે. ત્યાં કહે છે કે હું તે વર્ણ અને તકએષ એટલે દીનનો છું કે જે વર્ણ અને તકએષ આપ, ઉરવર, ગાઉશ-હુદાઓના છે. આ આપ-ઉરવર-ગાઉશ હુદાઓની સમજ આગળ આપી છે. પછી કહે છે કે હું તે દાદારની વર્ણ અને દીનનો છે કે જે દાદારે **ગામ દદા યે નરેમ અષવનેમ** એટલે ગવની કુદરત અને અષવન નરને નેમેલા છે; એટલે દાદારે ગવની કુદરત અને અષો નરને પોતાના પ્રતીનીધી તરીકે પોતાની વર્ણ અને દીનના તરીકે ઠેરવીને જગતને ચલાવવા નેમેલા છે. **દદાનો અર્થ દા** નેમવું ઉપરથી લીધેલો છે. જો સીરફ એમ અર્થ લે કે દાદારે **ગામ** એટલે જગત **દદા** એટલે કીધું અને અષો નરને કીધો તો પછી સવાલ ઉઠે કે જગત કીધું તેમાં અષો નર આવી જાય તેમ દરવંદબી આવી જાય. માટે અષો નરને ખાસ લખવાનો શું હેતુ છે?

ત્યારે **ગામ** તે ગવ કુદરત છે અને અષો નર તે તે કુદરતનો અનુયાયી છે. તેઓ દાદારનીજ વર્ણ અને દએનના છે માટે દદાનો અર્થ પેદા કરી નેમવું એમ થાય છે એટલે દાદારે ગવની કુદરતને કીધી તેમ અષો નર કીધો અને જગત જે ગુનાહગાર છે અને ધરતીના દેવથી પીડાય છે તે જગતને તે દેવથી રહાઇ આપવા આ ગવની કુદરતને અને તેમના હમકાર તરીકે અષો નરને નેમ્યા છે. તેઓને જગતને ભલે રસ્તે ચલાવવા માટે સત્તા જોઇએ માટે પોતાની વર્ણ અને દીનના તેઓને ઠેરવ્યા છે. આ એકજ દાખલા ઉપરથી **અષો નર-નારી** કુદરતના-યઝતોના હમકારો છે અને દાદારના દીન અને વર્ણના છે એટલે મઝદયસ્નિ ઝરતોસ્તી છે તે પુરવાર થાય છે.

વળી બીજો એક દાખલો આપીશું જેમાં અષવનોની પરમ ઉંચ ગતીનો ખ્યાલ છે તેમ તે અષવનોનીબી વધુ વૃધ્ધી યસ્નથી થઇ રહે છે તેનો ખ્યાલબી સાથે સાથજ આવેલો છે.

**મહેર યશ્ત કરદા ૧૩ માં મહેર યઝત કહે છે કે:—**
**અજેમ્ વીસ્પનાંમ્ દામનાંમ્ નિપાત્ અહ્મિ હુવપો**
**અજેમ્ વીસ્પનાંમ્ દામનાંમ્ નિશહરેત અહ્મિ હુવપો**

હું (મહેર યઝત) કરામતોથી ભરપુર થયલો દાદારનો બંદો આખી તમામ પેદાએશનો બચાવનાર, રક્ષણ આપનારો છું (એટલે કહે છે કે સત્યની ઉપર-એરેજોઇશ ખાઓની ઉપર જગત રચાયું છે અને એજ સત્યથી દુન્યા ચાલી રહે છે અને રહેશે).

**આઅત્ મા નોઇત્ મષ્યાક અઓખ્તો નામન યસ્ન યજેન્તે**
**યથ અન્યે યજતાઓંઘ્હો અઓખ્તો નામન યસ્ન યજેન્તિ**

જેમ બીજા યઝતોને નામથી જાણીતી થયલી એટલે ફરમાયસ્નવાળી યસ્નથી લોકો ઇજે છે તેમ લોકો તેવી જાણીતી થયલી એટલે ફરમાયસ્નવાળી યસ્નથી મને (મહેર યઝતને) ઇજતા નથી (એટલે જેમ લોકો સંસારનું સુખ મેળવવા યઝતો પાસે દુઆ માંગવાના પ્રયાસો કરે છે તેમ લોકો પોતા માટે સત્ય મેળવવાના પ્રયાસો કરતા નથી-એવો ભેદ એ વાક્યોમાં છે).

**યેઇદિ જી મા મષ્યાક અઓખ્તો નામન યસ્ન યજયન્ત**
**યથ અન્યે યજતાઓંઘ્હો અઓખ્તો નામન યસ્ન યજેન્તિ**

જેમ માણસો ખરેખરજ બીજા યઝતોની યસ્ન ફરમાયસ્નેની નામીચી

રૂઢીએ કરાવે છે તેમ જો તેઓ હું મહેર યઝતની યસ્ન કરાવે તો (પછી શું થાય તે હવે કહે છે જેમાં અષવનોનો ભેદ આવે છે–કહે છે કે :)

**ફ્રા[1] નુરૂયો[2] અષવઓયો[3] થ્વરૂશ્તહે[4] જરૂઆયુ[5] ષ્નુષુયાંમ[6] ષ્નહે[7] ગયેહે[8] ખ્નન્વતો[9] અમેષહે[10] ઉપ[11] થ્વરૂશ્તહે[12] જધ્મ્યાંમ.[13]**

(જો લોકો મારી મહેરની યસ્ન કરાવે–કરે એટલે જો લોકો સત્યના પથ ઉપર જવાની દરકાર લે અને ચાલવાની કોશેશ કરે માટે દુઆ માંગે તો)

(હુ મહેર યઝત) ‖ આગળ વધતા[1] ‖ તે અષવન[3] ‖ નરોને માટે[2] (તેઓની ઓર વૃધ્ધી થવા માટે) ‖ ઠેડવેલે વખતે એટલે અમુક કુદરતી કાયદા અનુસારના વખતે[5] ‖ ઠેડવેલા[4] (કાયદાઓ)ના (નીયમે) ‖ પુગી શકું.[6] ‖ મારી પોતાની[7] ‖ ઠેડવેલા[12] (કાયદાઓ)ના (નીયમ અનુસારની) ‖ ચળકતી[9] ‖ અમર[10] ‖ જીંદગીનો[8] ‖ (પેવંદ–સંબંધ કરવા–લાભ આપવા) ઉતાવળે જઈ શકું.[11-13] ‖

એટલે અહિંયાં કહે છે કે જો સામાન્ય લોકો સત્યની આરજુ કરવાનું જીવન ગાળે તો, તેઓની તે ભલી આરજુનો તોશો લઇને, હું અષવનને આપી તેઓને અશોઇની ટોંચે લઇ જઈ, તેઓની અંદર મારો પેવંદ મુકીને, તેઓને અમર જીંદગીના એટલે તન–પસીનના કરૂં, તેઓને મારા સંબંધના કરૂં કે જેથી હું જગતનો ફ્રશો–ગર્દ કરવા જે કામ કરી રહયો છું તે કામમાં, તેઓ મારા હમકારો થાય, મારા ફ્રશો–ગર્દ કરવાનું કામ એમ ઉલુફ્ગણું વધી જાય, અને તેથી તમો માનવો હદની ઉપરાંતની વધુ મુકિત મેળવી શકો.

અહીંયાં અષવન નરની કદર કુદરતમાં કેટલી બધી છે, તેઓની સાથે યઝતો હમકાર થવાના ઉમેદવાર છે તેની સમજ આવે છે. આ દાખલા ઉપરથી અષવનોની યઝતી ગતી વીષેનો ખ્યાલ આવશે. અષવનો ઘણા ઉંચ દરજ્જાના મઝદયસ્નિ ઝરથોસ્તિ છે તેનો ભાશ આવશે. ત્યારે અષો નરનારીને સીરફ ભલા કહીને દીનમાં દાખલ કરવાની વાત કરવી, તદદનજ હસવા સરીખું છે તે કોઇબી જોઈ શકશે. દરેક દીનનું મુળ મઝદયસ્નિજ છે. દરેક દીનનો નર–પુજારી જ્યારે તે દીનના મધ્ય ઉપર એટલે મઝદયસ્નિ મધ્ય ઉપર જાય, ત્યારે તેને નર અષવ કહે છે. ત્યારે અષો નર ખુદ મઝદયસ્નિ છે, તે કુદરતનો હમકાર છે–કુદરતનો સાથી છે. તેને દીનોના ભેદની ખબર છે. તે જાણે બીજી દીનનો હોય,

માટે તેને મઝદયસ્નિ દીનમાં દાખલ કરવું જોઇએ, એમ બોલવું એક વીદવાનને શોભેજ નહી. આ એરવદ સાહેબ સાધારણ જગજાહેર થયલા નીયમની માફક દરવંદને દીનની વીરૂધનો ગણે તો પછી તેવણે અષવનને દીનની સાથનો-દીનને પાળતો ગણવોજ જોઇએ, કેમકે અષવનની સામેનો બોલ તે દરવંદ છે. જેમ દરવંદને અષોઇથી દુર જતો ગણે છે, તેમ અષવનને અષોઇવાળો ગણે છે. હયાં એરવદ સાહેબ **હિક્ષાને** બોલને દીનમાં દાખલ કરવા માટેનો ગણવાજ, અષવન બોલને એટલો બધો ઉતારી પાડે છે તે ખરેજ નહી ઇચ્છવાજોગ છે.

ફરીથી હમો કહીશું કે અષો ઝરથોસ્તના વખતમાં તો સીરફ મઝદયસ્નિ દીનજ હતી. પણ દેવોને લીધે તે દીનના કેટલાક લોકો અષોઇના કાનુનો નહી પાળવે દરવંદ થતા, જ્યારે બીજાઓ અષોઇના કાનુનો પાળીને અષવન થતા હતા. હયાં ત્યારે **હિક્ષાને** બોલ જે આજ્ઞાર્થ આત્માને પદનો છે, દાદાર તરફથી હક અને સત્તા મેળવેલી છે એમ બતાવે છે, તે શબ્દથી ઝરથુસ્ત્ર કહે છે કે મારી મઝદયસ્નિ દીનનો અપવન હોય કે મારી મઝદયસ્નિ દીનમાંથી ઉતરી પડેલો દરવંદ થઇને પાણી ઉરવર વીગેરેને ખરાબ કરી રહેતો હોય માટે પુરો દરવંદ હોય, તે બેઉ મઝદયસ્નિ હોવે મારી દીનને લગતાજ જન્મેલા છે; માટે તે બેઉને ચલાવવા માટે તેંજ હોકમ આપેલો છે. પણ અપવનને તેમ દરવંદને તેઓની મુશ્કેલીમાં ચલાવવાનું તારૂં ફરમાન જે કંઈ છે તે હું પાર પાડું ત્યારે,—જે કંઈ હોકમ તેં મને આપેલો તે બજા લાવું ત્યારે, તે બજા લાવવાની મારફત જે મારી પુરૂષાર્થની છે તે યસ્નનીજ છે. આ યસ્ન બેઉને આપું કે નહી એ સવાલ છે? એટલે અપવનનો દરજ્જો વધુ આગળ વધારવા યસ્ન જોઇએ, તેમ દરવંદ મઝદયસ્નિની દરવંદી તોડવાની યસ્નજ જોઇએ, તે બેઉને તેઓની મતલબ અનુસાર યસ્ન આપું કે નહી એ સવાલ છે. જવાબ જે મળે છે તે શકયાર્થનો છે. **હિક્ષએશ** તું દોરવણી કરી શકે છે; એટલે જે પાવ-મહેલ તેં તારી પુરૂષાર્થથી બાંધેલો છે તેમાંથી તું દોરવણી કરી શકે છે. સવાલમાં આજ્ઞાર્થ ક્રીયાપદ આત્માને પદનું છે જેની મતલબ ઉપર કહી છે. જવાબમાં શકયાર્થ ક્રીયાપદ આત્માને પદનું છે જેનોબી ખુલાસો આપેલો છે. આ સાહેબો તો ગ્રામરના આ નીયમોને તો અભડાઇ ઉપરજ મુકે છે અને પોતાની મરજી મુજબનું હાંકયા કરે છે. ગ્રામરના નીયમો પ્રમાણે તરજુમો કરવા ક્રનુમીક હકીકત જાણવી જોઇએ, કે જેથી અંદરનો ખરો અર્થ નીકળી આવે તેની સચ્ચાઇ આવા દાખલાઓ ઉપરથી આવશે.

**હવે એરવદ સાહેબનો સાર જોઇએ:—**

કહે છે કે એ પરગર્દના મજકુર હામાં હઝરત ઝરથોસ્ત આ દુન્યાના ભલા તેમજ બુરા લોકોને પોતાના ધર્મમાં દાખલ કરવાની દાદાર અહુરમઝદ તરફથી પરવાનગી માંગે છે, અને પુછે છે કે જે લોકો હાલમાં પોતાનો સંસાર ખરાબ રીતે ચલાવે છે અને કુદરતી લોક ઉપયોગી વસ્તુઓનો નાશ કરે છે એવા દરવંદ તથા દેવયસ્નિ અને લોકોની જીંદગીનો નાશ કરનારાઓને વતીક હું મારા ધર્મમાં દાખલ કરૂં કે નહિ?

પહેલાં જાણવું કે **હિક્ષાને** શબ્દમાં હું ચલાઉં કે, એવો સવાલજ નથી. આત્માનેપદ આજ્ઞાર્થ આકારના આ શબ્દનો અર્થ એવો થાય નહી, જેની વીગત લંબાણુથી ઉપર આપી છે. પછી જાણવું કે ઝરથુસ્ત્રના વખતમાં દુન્યાના બધાજ લોકો મઝદયસ્નિ ધર્મનાજ હતા, ભલેને કોઈ ઓતરેલા હોય, અષોઈ નહી પાળતા હોય, તરીકત નહી પાળતા હોય, દુર બેસવાનું નહી પાળેલુ હોય, બીજી તરીકતો દરૂજ–પરહેઝની નહી પાળી હોય, તરો કુસ્તી નહી કીધેલી હોય અને તેથી પાણીને–ઉરવરને–અન્ય લોકોના ખોરેહને અને અનાજના વધને–લેવડ દેવડને–આ બધા ઉપર આઝાબ મુકતા હોય,–ભલેને તેવાઓ હોય કે જેવા ઝરથોસ્તિ આજે ઘણા છે, તેથી શું તેઓ મઝદયસ્નિ દીનમાં નહી જન્મેલા કહેવાય? તેથી શું મઝદયસ્નિ દીન તેઓની નહી કહેવાય? ત્યારે એરવદ સાહેબ કહે છે કે તેઓને મારી દીનમાં લેઉં કે? એ સીરફ ખોટું છે. વળી અષવનોને સાધારણ રીતના ભલા કહીને, તેઓને તેઓના દરજ્જા ઉપરથી ઉતારી પાડે છે અને તેઓને મઝદયસ્નાન તરીકે ગણુતા નથી એ સીરફ ખોટું છે. જેનો જવાબ ઉપર આપેલો છે. ત્યારે આ સાર ઉપરથી નીચે લગીનો સરયામ નાદરોસ્ત છે.

હયાં કહે છે કે જેઓ બાપદાદે બુને ઓકાદે મઝદયસ્નિ છે, તેઓ ભલેને દેવયસ્નિ રીતો લે, કે જેમ આજે પારસીઓ એ મોટે ભાગે લીધી છે, છતાંબી તેઓને તેઓની દરવંદીપણાનું ભાન તો કરાવવાનુંજ છે. તેમ ભલેને કોઈ અષવન હોય મઝદયસ્નિ દીનના ઝરથોસ્તીપણાને પુગેલો હોય, છતાં જમાનાની ગીરદેશ કે જે કોઇને છોડતી નથી, તેથી કંઈ રૂવાનીક મુશકેલીમાં આવેલો હોય, તો તેને તે મુસ્કેલીમાંથી બહાર કાઢવાનોજ છે. જવાબમાં કહે છે કે તું ઝરથુસ્ત્ર તે દોરવણી કરી શકે છે. તું કર એમ કહયું નથી. ત્યાં શકયાર્થ આકાર છે. એટલે તું સામર્થવાન છે એટલે તારી પાસે સામગ્રી અવઝારો છે. પાવપહેલો

યસ્નો છે—તેમાંથી જેને જેવું લાગુ પડે તે આપવું. હયાં ત્યારે દીનમાં દાખલ કરવાનો સહેલાઈથી ઈશારો છેજ નહી તે વાંચનાર ખુદ બ ખુદ જોઈ શકશે.

## (૧૯) વટલાવવાની શહાદત તરીકે યઝશ્ને હા ૯ ફકરો ૨૪.

આ મોતેબર ફકરો તો જગતમાં જે જડવાદ ચાલી રહે છે તેને તોડવા માટેનો છે. જડવાદની સત્તાને કેરેસાની કહી છે, અને દાદારના રૂવાનીક ઈલ્મિ અમલ અને વહેવારને **હુઓમ**નું ચલણ કહે છે. હયાં **હુઓમ**ને દાદારના ખોરેહરૂપના, માટે સર્વોત્તમ યઝત કે જે કુલ યઝતોમાં વસી રહયો છે તેવા લીધા છે, અને કેરેસાનીને જડવાદની બુરી શકિત કે જે કુલ દએવીક શકિતઓમાં વસી રહી છે તેવી લીધી છે. હયાં વટલાવવા જેવું કંઈ છેજ નહી. **હુઓમ** કંઈ શાહ નથી તેમ કેરેસાની કંઈ તેનો હરીફ શાહ નથી. આ ભેદ જોઈએ.

આ ફકરાની અવસ્તા આ છે.

**હુઓમો[1] તેમચિત્[2] યિમ[3] કેરેસાનીમ[4] અપ-ક્ષથ્રેમ[5] નિષાદયત્[6] યો[7] રઓસ્ત[8] ક્ષથ્રો-કામ્ય[9] યો[10] દવત્:[11] નોઇત્[12] મે[13] અપાંમ[14] આથ્રવ[15] અઇવિશતિશ[16] વેરેદ્દયે[17] દંઘહવ[18] ચરાત્[19] હો[20] વીસ્પે[21] વરેદનાંમ[22] વનાત્,[23] ની[24] વીસ્પે[25] વરેદનાંમ[26] જનાત્.[27]**

તરજુમો :—

કેરસાની જડતાનો દેવ જડતાની બુરી શકિત[4] ‖ જે[7] ‖ આપખુદ સત્તામાં, સત્તાની ખુમારીમાં[9] (સત્તાનો બુરો ઉપયોગ કરવાના જોશમાં) ‖ વધ્યો હતો[8] ‖ જેણે[10] ‖ દેવની જબાનમાં જાહેર કીધું કે[11] ‖ હવે પછીથી[14] ‖ મારા[13] ‖ દેશમાં-કળાકૌશલ્યના ચલનમાં[18] ‖ કોઈ ઉસ્તાદ દોરવનાર શીખવનાર[16] ‖ આથ્રવન[15] ‖ (નેકીનો) વધારો કરવા માટે-વૃધ્ધી કરવા માટે[17] ‖ આવે[19] ‖ નહી[12] ‖ તે[20] (કેરેસાની-જડવાદની બુરાઇની શકિત) ‖ બધી[21] ‖ વધારાની વૃધ્ધીની[22] (નેકીને) ‖ મારીને જીતશે ફતેહ કરશે[23] (તેઓનો કબજો લેશે) ‖ તે બધી[25] ‖ વૃધ્ધી[26] (નેકીને) ‖ જમીનદોસ્ત કરી[24] ‖ નાશ કરશે[27] ‖ એવા તે[2] (કેરેસાની) ને ‖ હુઓમ યઝતે[1] ‖ સત્તા વગરનો કરી[5] ‖ દાબી દાધો.[6] ‖

હવે આ હઓમ કોણ છે તેને માટે આ ફકરાની ઉપરના ફકરાઓ જોઈએ કે જેમાં આ હઓમની ઓળખ આપી છે. આ હઓમને **દુરઓષ** કહયો છે; એટલે **અઓષ** કમહોત દુર કરીને અમર્ગ હાલત આપતો યઝત કહયો છે, જે કુલ યઝતોમાં તેમ આ જડ જગતની નેકીમાંથી પંથરાયો છે. જડ જગતની નબાતાતમાંની ચોક્સ નબાતાતમાં તે હઓમ પંથરાયો છે જેને હઓમનો પાલો કહે છે, જેને હઓમ ઝાઇરી લીલો હઓમ કહે છે. હોમનું નેકીનું રૂવાનીક શીક્ષણ જે કળા કૌશલ્ય સાહિત્યમાં હોય તેને, તેમ હઓમના શીક્ષણોવાળી ભલી વાતાવરણ જે સંસ્થામાં હોય તેને **હઓમ ફ્રાષમીશ ફ્રાદત ગએથેમ** કહે છે. આ **હઓમને અષવઝંઘહ** કહે છે એટલે **અષ** કહેતાં અષોઈ અને **ઝંઘહે** કહેતાં ઓલાદમાંથી જન્મેલો એટલે અષોઇની ઓલાદમાંથી જન્મેલો અથવા **વઝંઘહ** એટલે શકિતનો એટલે અષોઇની શકિતવાળો કહયો છે. એમ હઓમ એક કુલ્યાતી રીતના એવા યઝત છે કે જેવણ દાદારના ખોરેહમાંથી, દાદારની અઇપી એટલે વાતાવરણ જેમાં ભલાઇના આશીશો રહે છે તેમાંથી, યઝત તરીકેનું કેહર્પ ધારણ કરી, કુલ યઝતો એટલે ૩૩ અહુ–રતુમાં વસી તેઓને નેકી ભલુ જ્ઞાન આપી, ભલો અધીકાર આપીને પછી અપવનોમાં અને ભલા અષોઇવાળા દહયુપતો–રામશાહો–શહેનશાહોમાં રહે છે, અને પછી ભલી પાવીકતની વાતાવરણમાં તેમ નબાતાતના હોમના પાળામાં તેમ ભલા દીની જ્ઞાનના સાહીત્યમાં, ગાંથોમાં, સાસ્નાઓમાં રહીને પોતાની દુરઓશની ગતીને એટલે મોહત દુર કરી અમર ગતી આપવાના અધીકારને–શકિતને તે બધામાં મુકે છે. આવા હોમની શકિતનું બ્યાન હયાં છે. આ હઓમ યઝત ત્યારે કુદરતની સ્પેનામીનની બાજુમાં વ્યાપેલો છે. પણ નીસ્તીની આ દુઈની મારામારીવાળી કુદરત કે જેના ગેઉશો (ગેઉશ ઉરવા અને ગેઉશ તષન)વાળી છે તેઓની કુદરતમાં ધનામીનની કાળી બાજુથી છે. ધનાના તે બદ ખોરેહમાંથી જે કેહર્પ નીકળે છે તેને **કેરેસાની** એટલે **કાળાશવાળું** કહે છે. આ કેરેસાની ધનામીનના **હાથ** નીચેના શેતાનમાં અને બીજી બધી દીવાનોની શકિતઓમાં, બુરી અરવાહીઓ જીન પરીઓ અને સેફ્લીઓમાં, તેમ જડતાના જ્ઞાનમાં, તેમ જડતાની નબાતાત–જમાદાતમાં તેમ જડતાના જ્ઞાનીઓ જાદુગરોમાં તેમ બુરા જુલ્મી શાહોમાં, જડતાવાળી કળાકૌશલ્યના ધામોમાં–શહેરોમાં જામેલો છે. હયાં જે દેશોમાં જે દેશોની કળાકૌશલ્યમાં કેરેસાની છે અને તે કેરેસાની જ્યારે **ક્ષથ્રો–કામય** એટલે બુરી સત્તાની ખુમારીમાં **રઓસ્ત** વધ્યો જાય છે એટલે કેરેસાનીનો બુરો જડવાદી

નાશ કરતો ઇલ્મ અમલ હદની બહાર વધે છે અને જ્યારે જ્યારે તે જડવાદના ઇલ્મમાંની કેરેસાનીની શકિત ખુદ તે તે દેશમાં જાગૃત થઈ કેહર્પ ધારણ કરીને, ભલાઈ નેકીની હોમની શુભ ગતી–શુભ વાતાવરણના ઉભા થવા સામે, બુરાઇના નાશ કરવાના દવત બુરા ઉદગારો કાઢે છે ત્યારે હદ ઇનસાફને કાયદે તે કેરેસાનીની સત્તા હેઠે પડે છે એટલે હદની બહાર જતી તે જડવાદની ગતીનો અટકાવ થઇ રહે છે. હુઓમની ભલી શકિત ત્યાં આવીને તે જડવાદને તેની ખુમારીમાં વધતા અટકાવીને નિષાદયત્ હેઠો પાડે છે * એટલે હદમાં રાખે છે.

હયાં કેરેસાની કહે છે કે મારા દેશમાં ઉભી થયલી અને થતી મારી કળાકૌશલ્ય જે બુરાઈની છે જે વધતી રહે છે તેના અટકાવ કરવા માટે જે ભલાઈ ઉભી થઇ રહે છે તેવી ઉભી થતી વેરેદયે નેકી–ભલાઇના વધવાને અને તે નેકીનો પ્રચાર કરનાર તે આથ્રવઅઇવિતિશ ઉસ્તાદ આથ્રવનને હું પહેલે જીતીશ અને પછી નાશ કરીશ.

અહિંયાં આ એરવદ સાહેબ કહે છે તેમ બે સામસામે લડતા રાજાઓની વાત નથી. પણ હુઓમ યઝતની અને તેની સામેના કાળી બાજુની કેરેસાનીની શકિતની વાત છે. કેરેસાની જગતમાં જડતાનો ઇલ્મ અમલ ચલાવે છે અને નાશ લાવવા માંગે છે જેને કુદરતનો ઇનસાફ હોમની યઝતી શકિતથી રોકે છે.

જ્યારે દેશો, નાશ કરતી સાએન્સોમાં એટલે કેરેસાનીના ઇલ્મોમાં વધે ત્યારે તે દેશો એકમેક ઉપર સરસાઈ ભોગવવા મારામારી કરે અને તેઓ પોતાના નાશના ઇલ્મને એકમેક ઉપર અજમાવી, બેઉ જણા એકમેકને મારીને નશોશ થઈ જાય કે જે પછીથીજ તેઓને હુઓમની સદબુધ્ધી આવે. આવો જે બનાવ જગતમાં ચાલ્યા કરે છે તેનો આ ગુહય ભેદ છે જેમાં વટલાવવાની વાત ક્યાં આવી?

આ હા ને હુઓમ યસ્ત તરીકે એટલે હુઓમ યઝતની ખીસ્કારીની વખાણ કરવાની ભકિત તરીકે ઓળખે છે. હોમની શકિત નેકીને પાંથરે છે; જ્યારે હોમ સામેની કેરેસાનીની શકિત બુરાઇ પાંથરે છે. બુરાઇને હદની બહાર વધતા, દાદાર ઇનસાફને કાયદે અટકાવે છે એટલે કેરેસાનીની તે હદની બહાર જતી સત્તાને છીનવી લઇને કેરેસાનીને રોકે છે. અવસ્તાના આવા ગુહય બ્યાનો જે યસ્તો–યઝશ્નેના હાઓમાં આવે છે તેઓને ત્યારેજ ઉકેલાય કે

જ્યારે અવસ્તેઈક જ્ઞાનની ઈલમ્યત ક્ષ્નુમ જાહેરમાં જાયજ હોય તોજ, નહી તો હોય શું અને સમજે શું તેનો આ એક નસીહત આપનારો દાખલો છે. કોઈબી માન્ય રાખી શકે કે આ હઓમ યસ્તમાંના હઓમ યઝતના બ્યાનમાં હઓમ યઝત જ્યાં જ્યાંબી કુદરતી રીતે પસરીને કામ કરી રહયો છે તેની વાત હોય, કે જેમાં હઓમ યઝતની સામેના કેરેસાની બુરી શકિતની રસાકસીની હકીકતબી આવી હોય.

*પણ એક બારગી આ હઓમને કોઈ ભલો શાહબી લઈએ કે જે હઓમ યઝતને પોતામાં વસાવતો હોય અને બીજો **કેરેસાની**ની બુરાઈ રાખતો રાજા લઈએ અને જો તેઓ વચ્ચેની લડાઇ લઇએ તો તે બાબદમાં દીવાનોની દીવાનગીરી તોડવાની તે વાત આવે. પણ તેમાં બીજા ધર્મોની અને વટલાવવાની વાત કેમજ આવે? ત્યાં તો એમ કહેવાય કે હઓમનો સેવક થયલો શાહ જે મઝદયસ્નિ દીનવાળો છે અને બીજી દીનોનો પાસબાન છે તે શાહ દીનોને બગાડનાર કેરેસાનીની શકિતના સાધનવાળા રાજા સામે લડી રહયો છે. બીજી દીનોને કાંઇ કેરેસાનીના અંધકારની કહી નથી. પણ તે દીનોને તો ગાથામાં દાદારની કહી છે, સઓશ્યંતો મારફતે ઝરથુસ્ત્રના વખત પછીથી આરાસ્તે થવાની છે એમ કહયું છે; આ બીજી દીનોને મઝદયસ્નિ દએનના બચ્ચાં તરીકે ગણેલી છે જેઓને લઇને મઝદયસ્નિ દીન વચમાં બીરાજે છે માટે તો મઝદયસ્નિ દીનને **મઇદ્યોઇપાદેમ** કહી છે. એવી મઝદયસ્નિ દીનનો હોમીક ગતી રાખતો શાહ કેરેસાનીના દેવયસ્નીઓના જુલ્મોને તોડવા માંગે છે એમ કહેવાય. મઝદયસ્નિ દીન જે વીસ્પો વિદ્વાઓ એટલે કુલ જાણનાર દાદારની છે તે દીનમાં શું વીસ્પો વિદ્વાઓ દાદારે બીજી દીનો વીષે કંઇ લખ્યુંજ હોય નહી; એમ જો હોય તો વીસ્પો વીદ્વાઓ દાદારની તે દીનજ કહેવાય નહી. સાહેબો! આવું કંઈજ નથી. ખરી વાતજ જુદી છે. ખરી વાત છે કયાં અને તમો જઈ રહયા છો કયાં? ફરીથી હમો પુછીશું કે શું ઝરથુસ્ત્રના વખતમાં બીજા ધર્મો હતા? અથવા ઝરથુસ્ત્ર પછી બીજા ધર્મો થયા તો શુ તેઓ દએવોના—અહીરીમનના હતા? હયાં તો કહે છે કે દીવાનોની બુરી શકિત જેને કેરેસાની કહે છે તેથી દીવાનો દેશદેશની મઝદયસ્નિ દીનને બગાડતા હતા, મઝદયસ્નિ કળાકૌશલ્યને ઉતારી પાડતા હતા; માટે આથ્રવનો શીખવનાર તરીકે જઇને તે ભુલેલાઓને રાહપર લાવવા માંગતા હતા કે જેમાં તે આથ્રવનોમાંની હઓમીક શકિત ફાવતી હતી. આપણે ઉપર જોઇ ગયા છીએ કે **યા આફ્રીઇરિશ ઝરથુશ્ત્રિશના વખા-**

રાની મઝદયસ્નિ દીનમાં તો પાંચ મુળ દીનોને ઉભી કરીને તેઓની પાસખાની ફેરેસાની સામે કરવાની છે માટે તો આથ્રવનોના વર્ગને ઝરથુસ્ત્રે ઉભો કીધો છે, અને પાવમહેલ અને યસ્નો ઉભી કીધી છે અને આખી રાત આથ્રવનોને યસ્નો કરવા કહીને રાત્રીના વખતમાં જોમ પામતા શેતાનને રોકવા કહયું છે; એમ કુલ કુદરતના ગએથાઓને રાત્રીના વખતમાં અહીની સામે બચાવ કરવા કહયું છે. પાવમહેલ-યસ્ન અને આથ્રવન વર્ગ એજ માટે તો થયા છે. પાવમહેલ-યસ્ન આથ્રવનો પોતાની વર્ણની દીનના જીવતા અને ગુજરેલાના વાલીઓ છે તેમ તેઓ અન્ય દીનોના કેહર્પના વાલીઓ છે. એવા મોતેબર પરદુખભંજનના નરને યઓઝદાશ્રગર કહે છે તે નોંધવું. પાછળા વખતમાં કે જ્યારે બીજી દીનો થઇ ત્યારે આથ્રવનો તે બીજી દીનોના મુલકોમાં જઇ તે તે દીનોને આરાસ્તે કરતા હતા. તે તે દીનોમાંની ફેરેસાની ગતીને તોડતા હતા. તે તે દીનોમાંની દએવયસ્નિને તોડતા હતા, નહી કે વટલાવવા જતા હતા. દીનો દાદારની છે. દીનો એક એકબીજાને એક એકનું પુન્ય આપે છે, કોઇબી દીનમાંથી મુકિત મળે, દીનો તકએષ મુળ પાંચ દીનો ઉપરથી છે. આવા આવા બ્યાનો ગાથામાં-યઝશ્નેમાં છે, તો પછી આથ્રવનો દુર દેશાવર જાય તેઓ શું ગાથાના યઝશ્નેના હોકમોનો અનાદર કરવા જાય કે તે હોકમોને સચાવવા જાય?

ત્યારે જો આ હઓમ યસ્તની આ વીગતને ઝરથુસ્ત્રના જમાનાની લઇએ તો મઝદયસ્નિ દીનમાંથી દેવયસ્નિ જ્યાં દુરદરાજ પંથરાઈ હોય તેને દુર કરવા આથ્રવનો જતા હોય અને આથ્રવનમાંની હઓમીક શકિતથી તેઓને ફતેહ મળતી હતી એમ અર્થ થાય. પણ જો બીજી દીનો ઉગેલી હોય અને તેવા દુરના મુલકમાં આથ્રવનો જાય તો એમ અર્થ થાય કે તેઓ ગાથાના હોકમ પ્રમાણે યઝશ્નેના હોકમ પ્રમાણે દીનોમાં ધુસેલા દેવને-સએન દુરુજને મારવાની યસ્ન અને તેવી બીજી યસ્નો કરીને તે દીનોમાં ધુસેલા દેવોની શકિતને મારવા જાય અને તે તે દીનોને આરાસ્તે કરવા જાય, દીનોમાં અષોઇ પાંથરવા જાય; કંઇ વટલાવવા જાય એમ નથી. આનો ઈશારો યઝશ્ને હા ૪૨ ફકરા ૬) ના એટલે હપ્તન યસ્તના કરદાઓમાંના કરદા આંઠના એક વાકયમાં છે, જ્યાં કહે છે કે અથોરનાનો દુરદરાજ લગી અષોઇ ઇચ્છતા જાય છે. દુરદરાજના દેશમાં અષોઈ ઇચ્છતા જાય તેમાં શું અર્થ છે? તેમાં એ અર્થ છે કે બુરાઇના ગુબારો ત્યાં થયા છે જે ગુબારોએ ત્યાં ગેરબંદોબસ્ત ઉભો કીધો છે માટે બુરા ગુબારોની ગેરવ્યવસ્થાને તોડીને બંદોબસ્તી-અષોઈ સ્થાપવી જોઇએ કે જેમ કરવાજ આથ્રવનો જાય છે.

હયાં દેવયસ્નિ તોડવાનો હોકમ છે. દેવયસ્નિ મઝદયસ્નિ દીનમાં ઘુસી હોય તેને દુર કરવાનો હોકમ છે. અહીંયાં દીનોમાંથી વટલાવવાનો હોકમ છે એમ નહી કહેવાય. શું અન્ય દીનોને દેવયસ્નિ તરીકે ઝરથોસ્તી દીન કહે છે? જેમ દેવયસ્નિ મઝદયસ્નિ દીનમાં ઘુસે તો તે મઝદયસ્નિ દીનને **દુઝ-દએન, અઘ-દએન** કહે એટલે દીવાનોના કબજામાં જઇને બુરાઈ ઉપર ઉતરેલી મઝદયસ્નિ દીન કહે, તેમ અન્ય દીનોમાંબી જો દેવયસ્નિ ઘુસે તોજ તેઓને **દુઝ-દએન** કહે છે. જ્યારે તે બીજી દીનો **દુઝ-દએન** થાય એટલે દેવયસ્નિમાં ભેળાય ત્યારેજ તે દેવયસ્નિને દુર કરી તે દીનોને રહાઇ કરવાનો હોકમ છે, જેને માટે **માવલહયાત** શબ્દ ઇલમ્યતમાં છે, જેને માટે **નાઇ-સીમી દએવની તલેસમો પાવમહેલો**માં છે અને જેને માટેજ અમુક અંશે બસ્તે-કુસ્તીઆનોની તરીકતો આતશબહેરામો અગીઆરીઓ છે અને તેઓની બોય દેવાની અને બીજી યસ્નો છે.

**હવે એરવદ સાહેબ તરજુમો અને સાર આપે છે તે જોઇએ:-**

તરજુમો કરે છે કે :—

હોમે તે કેરસાનીને રાજગાદી ઉપરથી ઉઠાડી મેલ્યો, જે સ્વતંત્ર પાદશાહ તરીકે વધ્યો હતો, અને જે બોલ્યો: કે હવે પછી (કોઇબી) અથોરનાન (ઉસ્તાદ) મઝદયસ્નિ દીનના શીક્ષણની વૃધ્ધી માટે મારા દેશમાં ફરે નહી; તે (કેરેસાની) (મઝદયસ્નિ દીનના) તમામ વધારાને મારે અને તે તમામ વધારાનો નાશ કરે.

આ તરજુમો સહી નથી. એવણ સાહેબ આ તરજુમામાંથી વટલાવવાનો અર્થ કાઢવા જતા અમુક શબ્દો જે અવસ્તામાં નથી તેઓને ઉમેરે છે. પણ તેવો ઉમેરો થવા છતાંબી એવી ઇબારત આવી જાય છે કે એવણના તેવા તરજુમામાંથીબી વટલાવવાનો અર્થ તો બાજુએ રહયો પણ ઉલટો સામો અર્થ આવી ઉભો રહે છે. એમ કઇ રીતે થાય છે તે જોઇએ.

એવણ લખે છે કે હવે પછીથી (કોઇબી) અથોરનાન (ઉસ્તાદ) **મઝદ-યસ્નિ દીનના શીક્ષણની વૃધ્ધી** માટે દેશમાં ફરે નહી. અસલ લખાણમાં **મઝદયસ્નિ દીનના શીક્ષણ** એ શબ્દો છેજ નહી. ત્યાં તો **વેરેદ્રયે** શબ્દ છે; **આવેરેદ્રયે** શબ્દ **વેરેદિ** એટલે વધારાનો ચોથી વિભક્તિ એકવચનનો આકાર છે; એટલે વધારા, માટે ફરે નહી એમ એટલાજ શબ્દો છે. એવણ મઝદયસ્નિ દીનના શીક્ષણો-એવા શબ્દો પોતા તરફથી ઉમેરે છે. પણ હમો

એ શબ્દોના વધારાને રાખીને બતાવવા માંગીએ છીએ કે એવણુ એ શબ્દો ઉમેરીનેબી પોતાની વટલાવવાની મકસુદ બતાવી શકતા નથી. એ કઇ રીતે છે તેની ખુલ્લી દલીલ નીચે છે જે ઉપરથી કોઇબી જોઈ શકશે કે એરવદ સાહેબ પોતાનો મન માંગતો સાર તે છતાંબી કાઢી શકતાજ નથી. આ દલીલ સમજવા માટે કેરેસાનીના બોલવા માટેનો અવસ્તાનો શબ્દ **દવત** છે તેનો ખરો અર્થ જોઇએ, કેમકે આ દવત શબ્દને તે દલીલમાં લાવવાનો છે. કેરેસાનીના બોલવા માટે **દવત** શબ્દ છે. અવસ્તામાં દુ કે જેની ઉપરથી અપુર્ણ ભુતકાળ આત્માનેપદ તરીકે **દવત** થયો છે, તે દુ શબ્દ દેવોના અથવા બુરા દેવયસ્નીના બોલવા માટે ખાસ વપરાય છે, જ્યારે મઝદયસ્નિ સાચ્ચા ભલા માણુસના યા બીજા ધર્મના લોકોના સાચ્ચા બોલવા માટે **વચ** શબ્દ છે. માટે કેરેસાની દેવ છે, દેવયસ્નિ કરે છે માટે જાદુગર છે એમ ત્યાં કહેવા માગે છે. એવણુના તરજુમામાંથી તો કેરેસાની કોઈ એક મઝદ-યસ્નિથી જુદાજ ધર્મનો હોય એમ સમજાય.

પોતે ઉપર જે તરજુમો અવસ્તામાં શબ્દો નથી છતાં ઉમેરીને આપે છે તે તરજુમા પ્રમાણે અને **દવત**માંના દેવના બોલવાના અર્થ પ્રમાણે તો એ અર્થ નીકળે છે કે તે કેરેસાની દેવયસ્નિ થયલો મઝદયસ્નિ હોઇને મઝદયસ્નિ દીનમાં દેવયસ્નિ લાવેલો હતો. કેમકે ઉપર એવણુ કહે છે કે તે કેરેસાનીએ કહયું કે કોઇબી અથોરનાન મઝદયસ્નિ દીનના શીક્ષણોની વૃધ્ધી માટે મારા દેશમાં ફરે નહી. એટલે એમ થયું કે મઝદયસ્નિ દીનના શીક્ષણો તે વખતે ઉતરી પડેલા હતા, અગાઉ વધેલા હશે પણુ કેરેસાનીએ ઉતારી પાડેલા હતા. પછી આથ્રવનો તે શીક્ષણોની વૃધ્ધી ઉન્નતી કરવા માંગતા હતા. **દવત** શબ્દ જે કેરેસાનીના બોલવાનો છે તે **દવત** શબ્દ કેરેસાનીને દેવયસ્નિ તરીકેનો ઓળખાવે છે; એટલે તે કેરેસાની કે જેને એરવદ સાહેબ માણુસ તરીકે લે છે તે હમણા દેવયસ્નિ થયો છે, માટે બુરૂ–દેવનું બોલવાનું બોલતો થયો છે, જે માણુસ અગાઉ મઝદયસ્નિ હતો. કેમકે બીજા ધર્મના લોકોના બોલવા માટે દુ શબ્દ નથીજ. દેવયસ્નિનાજ બોલવા માટે દુ શબ્દ છે. એમ એવણુના તરજુમા પ્રમાણે કેરેસાની મઝદયસ્નિ હતો પણુ મઝદયસ્નિ દીનમાંથી ઉતરી જઇને દેવયસ્નિ થઇને તે મઝદયસ્નિ દીનમાં દેવયસ્નિનો ઉમેરો કરનાર હતો. એમ એવી મતલબનું એટલે કેરેસાની ઓતરેલો–દેવયસ્નિ થયલો મઝદયસ્નાન હતો, એમ એક બાજુથી લખતા જઇને પછી બીજી બાજુએથી કેરેસાનીને કોઇ એક મઝદયસ્નિ દીનથી અન્ય દીનનો રાજા હોય એવું લખાણુ આપે છે. આ હમારી દલીલનું ખરાપણું કોઇબી

ધીરજથી વાંચીને જોઇ શકશે. મઝદયસ્નિ દીનના શીક્ષણો જેઓને કેરેસા-નીએ ઉતારી પાડેલા તેઓને સુધારવા વધારવા માટે અથોરનાનો તે મુલકમાં જાય તો તેઓ તે ઉતરી પડેલી અસલ મઝદયસ્નિ દીનમાં દાખલ થયલા કુધારાઓને દુર કરે તો તેમાં વટલાવવાનો અર્થ કયાં આવ્યો?

વળી અવસ્તાના તે ફકરામાં શું કહે છે? કહે છે કે કેરેસાની **ક્ષથ્રો-કામય** સત્તાની મદમાં—આપખુદ સત્તા જમાવવામાં **રઓસ્ત** વધતો જતો હતો એટલે હદની બહાર જતો હતો તેની પાસેથી હોમે **અપ ક્ષથ્રેમ** તેવી હદની બહાર જતી સત્તા છીનવી લઇને તેને તે હદબહારની વધતી સત્તામાં જતો **નિષાદયત**=બેસાડી દાધો એટલે તે દેવયસ્નિની સત્તા છીનવી લીધી એટલે હદની બહાર જતાં અટકાવ્યો. હયાં **નિષાદયત** શબ્દ છે એટલે ઉતારી પાડવાનો એટલે સત્તાને કમ કરવાનો શબ્દ છે. તેની સત્તાનો નાશ કીધો એમ કહેતા નથી; કેમકે જો નાશ કરવાનો અર્થ ત્યાં કહેવા ધારતે તો જેમ કેરેસાની કહે છે કે હું અથોરનાનોના વૃધ્ધીના શીક્ષણોને **વનાત** મારી હઠાવી **જનાત** નાશ કરીશ તેમ હયાંબી **જનાત** શબ્દ નાશ કીધો એમ લખતે. પણ હયાં તો તેને બદલે **અપ ક્ષથ્રેમ નિષાદયત** શબ્દો લખે છે; **અપક્ષથ્ર** એટલે ક્ષથ્ર સત્તાથી **અપ** દુરતો કરી સત્તા છીનવીને **નિષાદયત**: ની=નીચે **ષાદયત** બેસાડી દીધો એટલે દાબી દીધો એમ અર્થ થાય. એટલે તે કેરેસાનીને કાબુમાં લીધો, નમાવ્યો, હંફાવ્યો એટલે તે કેરેસાનીની દેવયસ્ની તરીકેની કુદકે અને ભુસ્કે વધતી જતી સત્તાને હદની બહાર જતાં અટકાવી દાબી દીધી. તેનો નાશ કીધો એમ કહેતા નથી. એમ નાશ થયો એમ નહી લખવાનું કારણ આ છે કે તે કેરેસાનીના દીન તરફ પાછા ફરવે અને દેવ-યસ્ની છોડવે તેની ખરા મઝદયસ્ની તરીકેની સત્તા રહી. ત્યારે એવણુ સાહે-બના આવા તરજુમામાંથી આ અર્થ નીકળે છે કે મઝદયસ્નિ દીનના શીક્ષ-ણોની વૃધ્ધી માટે અથોરનાનો કેરેસાનીના દેશમાં ગયા. કારણ કે અસલ મઝદયસ્નિં દીનના શીક્ષણોની વૃધ્ધીનું ચલણ કેરેસાનીએ તોડેલું એટલે કેરે-સાનીએ મઝદયસ્નિ દીનમાં દેવયસ્નિનો તે કુધારો કીધેલો. કેરેસાનીના બોલવાને **દવત** કહયો છે એટલે દેવનું બોલવું કહયું છે એટલે કેરેસાની અસલ વચ્ન કરતો મઝદયસ્નિ હવે દેવયસ્નિ થવે દુ દેવનું બોલતો થયો માટે તેને અટકા-વીને રાહ ઉપર લાવવામાં આવ્યો. એમ ત્યારે એરવદ સાહેબના આ તરજુ-મામાંથી વટલાવવાની બાબદ નીકળતી નથી.

**હવે એવણનો સાર જોઇએ :—**

એવણ કહે છે કે આગલા વખતમાં અથોરનાનો દેશોદેશ પોતાના પવીત્ર મઝહબનો ફેલાવો કરવાને જતા હતા. તેઓની સામે તે વખતના તે દેશના **જુદદીન** દેવયસ્નો અથવા દરવંદો થતા અને તેઓના એ પવીત્ર કામમાં હરકત કરતા હતા. આપણે એવણના આ સારને તપાસીએ.

હયાં એવણ દેવયસ્નિને જુદદીન તરીકે કહે છે. દેવયસ્નિ જુદદીન નથી પણ દેવયસ્નિ તો દીનોને **અઘ–દીન, દુઝ–દીન** તરીકે કરીને ઉતારી પાડે છે. કેમકે જુદદીન તો મઝદયસ્નિ દીનથી જુદુ કેહર્પ રાખતી પણ **ફ્રશો–ગર્દ** કરાવતી દીન તરીકે લેખાય. ભલેને જુદદીનમાં દેવોની દખલ થવે તે જુદદીન મઝદયસ્નિ દીનથી દુર ગઈ હોય. પણ તે આખરે ખરા રાહ ઉપર આવીને ફ્રશો–ગર્દ તો કરશેજ. પણ દેવયસ્નિ તો તે છે કે જેમાં મુકિત ફ્રશો–ગર્દ નથી પણ નાશ છે. ખરી બાબદ આ છે કે મઝદયસ્નિ દીનમાં કે અન્ય દીનમાં જે ખરાબી લાવે તે આ દેવયસ્નિ છે, કે જેથી મઝદયસ્નિ દીન તેમ અન્ય **દીનો અઘ-દએન** થઇ જાય છે. જો મઝદયસ્નિ દીનમાં દેવોનું ચલણ થાય તેમ બીજી દીનોમાં તેઓના સઓષ્યંતનું ચલણ જઇને દેવોનું ચલણ થાય તો તે બધી દીનો અઘદીન દુઝદીન થાય કે જેઓમાંથી મુકિત મળેજ નહી. દુઝ દીનનો પુંજારી **હુકેરેત** કહેવાય નહી એટલે ભલાઇ નેકીવાળો માટે મુકિતએ જતો કહેવાય નહી. પણ મઝદયસ્નિ દીનનો તેમ અન્ય દીનનો નેકીવાળો પુંજારી **હુકેરેત** કહેવાય, જેનો ભેદ ગાથા ૩૩–૧૩ માં છે. ત્યારે અથોર-નાનો દેશોદેશ પવીત્ર મઝહબ ફેલાવવા જતા હતા તે વખતે તેઓ સામે તે દેશના **જુદદીન દેવયસ્નો** થતા એમ કહેવાય નહી. પણ એમ કહેવાય કે તેઓની સામે અઘદીનવાળા દેવયસ્નિ થતા હતા. કેમકે અસલ ઝરથુસ્ત્રના વખતમાં તેમ અમુક પછીથી અમુક વર્ષો લગી દુન્યા ઉપર મઝદયસ્નિ દીનજ હતી. પણ દેવોની ઘટતી તેમાં થયા કરતી હતી કે જે ઘટતીને દુર કરવાનો ધર્મજ અથોરનાનના ધર્મનો એક ભાગ હતો, જે વીષે ઉપર કહી ગયા છીએ.

**પછી એરવદ સાહેબ સારને આગળ લંબાવે છે કે :—**

દેશોદેશ અથોરનાનો જતા તે વીષેનો એક દાખલો યઝશ્નેના ૯ મા હા ના ૨૪ મા ફકરામાં છે જે ઉપરથી ખુલ્લુ દીશે છે કે કોઈ એક કેરેસાની નામે દેવયસ્ન સ્વતંત્ર પાદશાહ પોતાના વખતમાં પોતાના દેશમાં મઝદયસ્નિ ધર્મનો ફેલાવો કરવા આવતા અથોરનાનોની સામે મજબુતીથી થયો હતો.

પણ હોમે તે કેરેસાનીને રાજ ઉપરથી ઉઠાડી મુક્યો તેથી તે કેરેસાની પોતાની મતલબમાં ફાવ્યો નહી.

આટલા સારને જોઇએ:—હયાં એવણ કેરેસાનીને દેવયસ્નિ કહે છે, એટલે દુઝદીનવાળો કહે છે. પણ અન્ય દીનનો કહેતા નથી. અન્ય દીન તો ફ્રશો-ગર્દ કરાવે કે જેમાં હુકેરેતની નેકી કરનારા હોય. પણ દૂઝદીનમાં હુકેરેત કે ફ્રશો-ગર્દ કે નેકી હોયજ નહી. પણ નાશ બદીજ હોય. દેવયસ્નિના દોરમાં ત્યારે અસલ પણ બગડેલી મઝદયસ્નિ દીન અધદીન તરીકે હોય કે જેને સુધારવા અથોરનાનો જાય કેમકે અથોરનાનોના અનેક કામોનું તે કામ એક હતું.

**પછી છેલ્લાં એરવદ સાહેબનો સાર આવે છે કે:—**

એ દાખલા ઉપરથી ખુલ્લી રીતે સાબેત થાય છે કે જુદદીનોનું યકીન ઉલટાવી તેઓને મઝદયસ્નિ ધર્મમાં દાખલ કરવાનું કામ આગળા વખતથીજ અથોરનાનો મારફતે થતુ આવતું આવેલું છે.

આ સારમાં પાછા જુદદીન અને અધદીનને ભેળી નાખેલા છે. એવણ યકીન વટલાવવાની વાત કરે છે તેમાં એવણ શું અર્થ કરતા હોય? તે કંઇ લખતા નથી. યકીન તો મઝદયસ્નિ દીનમાં તેમ અન્ય દીનમાં તો તે એક સાહેબને માનવાનું અને તેની પાસે જઇને મળી જવાનું રહે છે. પણ અધદીનમાંનું યકીન તે એક સાહેબને મળવાનું રહેતું નથી, પણ દેવોને અને ધનામીનને એટલે નાશને ભેટવાનું રહે છે. ત્યારે જુદદીનનું યકીન ઉલટાવી મઝદયસ્નિ દીનમાં દાખલ કરવું એ શબ્દોમાં કાંઇ અર્થજ નથી. દેવયસ્નિ માન્યતાને ઉલટાવીને મઝદયસ્નિ અસલ માન્યતા કરાવવાનું કામ અથોરનાનોનું હતુ. પણ અન્ય દીન જુદદીનમાંથી મઝદયસ્નિ દીનમાં લેવાનો હોકમ ગાથામાં કે અવસ્તામાં કેથેજ નથી. એવણ સાહેબ અન્ય દીન અને દુઝદીન બેને ભેળી નાખે છે. એવણ સાહેબ એખલા નહી પણ એ શબ્દ અર્થના ફાઇલો-લોજીના બધાજ પંડીતો કોઇ એક અપવાદ સીવાય દુઝદીન અને અન્ય દીનનો ફરક જાણી શકેલા નથી. જો તેઓ એટલો ફરક જાણી શકેલા હતે તો આવો વાદવીવાદ ઉભો થતે નહી. ઝરથોસ્તી દીન **મીશનરી** છે એમ તેઓ કહે એટલે શું? જો દુઝદીન અને અન્ય દીનનો ભેદ તેઓ જાણી શકતે તો કહેતે કે ઝરથોસ્તિ દીનમાં **નાઇસીમી દએવોનો** ભેદ છે એટલે દેવો જેઓ અન્ય દીનોને અધદીન કરી અન્ય દીનોનો કબજો લે છે, તે કબજો તે દેવો પાસેથી છીનવી લઇ અસલ દીનના માલેકોને તે કબજો આપવો.

એ મીશન ઝરથોસ્તિ દીનનું છે. નહી કે તે જુદદીનના લોકોને વટલાવવાનું. એ તો એવું થયું કે ચોરને ઘેર ચોર પરોણો. જો એક ઘરમાં ચોર પેસે અને તે ચોરને પકડવા પોલીસ જાય. પોલીસ તે ચોરને પકડે તેમ સાથેસાથ તે ઘરની બૈરી દીકરી માલમતાનેબી લઇ જાય. અન્ય દીનો તો દાદારેજ કીધી છે, (જુઓ ગાથા હા ૪૬-૬). દરેક દીનમાંથી હુકેરેત થવાય; (જુઓ ગાથા ૪૩-૧૩.) માટે અન્ય દીનોની દીકરી બૈરી માલમતાને લુટવાનું કામ મઝદયસ્નિ દીનનું નથી. પણ તે દીનોમાં દેવ પેસીને કબજો લઇને તે દીનને અઘદીન કરે માટે તે દેવને પકડીને તે દીનનો કબજો તેના અસલ માલેકોને આપવાનો છે.

આમ મઝદયસ્નિ દીનમાં દુત થવાનું કહયું છે જેનો ભેદ ગાથા હા ૩૨-૧ માં છે તે ઉપર જોઈ ગયા તેમ અન્ય ઠેકાણે છે. ઝરથોસ્તિ દીનનું આવું દુત થવાનું મીશન છે; એવી રીતનો એ મીશનરી ધર્મ છે. એવી રીતનો પોલીસ તે દીન છે અને નહી કે ચોરને પકડે તેમ ઘરનાઓનેબી પકડે અને પોલીસ ખુદ ચોર થાય તેવો ચોર થવાનો ધર્મ છે.

જો આવો ખરો ભેદ આંજના અભ્યાસીઓને ખબર હતે તો સને ૧૯૦૩ ના બીજી ઓગસ્ટને દીને પારસી પંચાયતના ફંડ અને મીલકતોના ત્રસ્ટી સાહેબોએ બોલાવેલી કુલ ઝરથોસ્તીઓની સભામાંની નેમાયલી કમીટીમાંથી એક ૩૫ જણાની કમીટી નેમીને તેમાંથી ખાસ ૧૧ જણાઓ જેઓ અભ્યાસી હતા તેઓની સબકમીટી જે નેમાઇ હતી તેઓ યસ્ન હા ૩૧-૩ ના **જવન્તો વીસ્પેંગ વાઉરયા**ના અર્થમાં વટલાવવાનું જોતે નહી. આ બાબદ તેને ઠેકાણે જોઈ છે. આ ૩૧-૩ નો હા હમોએ આગળ આપેલો છે.

## (૨૦) વટલાવવા માટેની શહાદત માટે ટાંકેલો યઝશને હા ૪૧ ફકરો ૬.

આ ફકરાની સમજ આગળ દ્રષ્ટીબીન્દુના ભાગમાં લઇ ગયા છીએ. તેમાં વટલાવવા જેવું કંઇજ નથી તે જોયું છે; છતાં એરવદ સાહેબે આપેલા દાખલાઓના રદ જવાબનો સીલસીલો રાખવા આ વાકયની તપાસ ફરીથી કરીશું.

અવસ્તા આમ છે:—

**અથઉરૂનાંમચા[1] પઇતી અજાંથ્રેમ[2] યજમઇદે[3] યોઇ[4] યેયાં[5] હુરાત[6] અષો-ઇષો[7] દખ્યુનાંમ.[8]**

૩૬—

તરજુમો

અથોરનાનો[1] ‖ જેઓ[4] ‖ દેશની[6] (અંદર) ‖ અષોઇ (જામે એવી) ઇચ્છતા[7] ‖ દુર લગી[6] ‖ જાય છે[5] ‖ તે અથોરનાનોને[1] ‖ કામ ફતેહ કરી પાછા ફરવાને[2] ‖ સ્તુતીપાત્ર ગણીને એકતાન થઇએ છીએ.[3] ‖

એરવદ સાહેબ તરજુમો કરે છે કે અથોરનાનો જેઓ દુરવેરથી દેશોની (ધર્મને લગતી) પવિત્રાઈ ઇચ્છતા (યાને ધર્મ શીખવવાને) આવે છે તેઓના ફરી આગમણને (ફરીથી આવી પહોંચવાને) અમો વખાણીએ છીએ.

**એરવદ સાહેબનો સાર :—**

અથોરનાનો ઉપર કહેલા દાખલા મુજબ (ઉપરનો કેરેસાનીનો દાખલો કહયો છે તે મુજબ) દેશેદેશ ધર્મ શીખવવા જતા હતા તે વીષે યસ્ન હપ્તધંહાઇતીનું આ વાકય છે. ધર્મને લગતી પવીત્રાઈ ઇચ્છવું એટલે અપવીત્રાઈ કેથે હોઈ તેને ધોઇ નાખવા માંગવું. આ વીચારમાં ધર્મને શીખવવાનો વીચાર કેમ આવે? આવેજ નહી એ તો સાદી અકકલની વાત છે. માટે ઉપલો સાર નાદરોસ્ત છે.

**વધુ સમજ આ પ્રમાણે છે.**

હયાં કહે છે કે દેશની અંદર અષોઈ સ્થાપવા માટે અથોરનાનો દુર દરાઝ જઇ રહે છે. અષોઈ પાંથરવું એટલે શું? અષોઇના સામેની અકને એટલે ગેરબંદોબસ્તીને દુર કરવું. **અક**ની ગેરબંદોબસ્તી અપાખ્તર ઉપર બંધાયલા દુરૂજના ગુબારોમાંથી ઉતરીને જગતમાં આફત વરસાવે છે. હયાં ઉપર કહી ગયા છીએ કે અથોરનાનો દેશેદેશ કેરેસાનીના દોરને તોડવા એટલે દેવની ઘટતીને તોડવા જાય છે-રોકવા જાય છે, એટલે અષોઈ પાંથરવા જાય છે, તેની આ અવસ્તાની બુરહાન છે. અષોઇ એક શકિત છે, જોમ છે, એટલુંજ નહી પણ અધીકાર છે. જે દેશોમાં આ અષોઇની શકિત નહી હોય ત્યાં જોમ-શાંતી-ધીરજ નહી હોય તેમ ત્યાં યઝતોના અધીકારને બદલે દેવોનો અધીકાર હોય; ત્યાં બુરા સએન દુરૂજના ગુબારોનો અધીકાર હોય. આવા ગુબારો જેઓ ત્યાંના લોકોની બદમનસ્નીમાંથી અપાખ્તર ઉપર બંધાય છે કે જેમાંથી આફત વરસશે તે ગુબારોને, તેઓના આફત વરસાવવાની અગાઉથી તોડવા આથ્રવનો તે જગા ઉપર જઇને મોટી મોટી યસ્નો કરતા હતા, અને ગુબારોને તોડી **અક**-ગેરબંદોબસ્તીને તોડીને અપની વ્યવસ્થા પાંથરતા હતા. અષોઇને પાંથરવું માટે દુરૂજને તોડવું,-એ યસ્નની બાબદ છે,-અધીકારની

બાબદ છે. એરવદ સાહેબ અષોઈની વૃધ્ધી માટે જવું તેને માટે શરેહ કરે છે કે દેશે દેશ ધર્મ સમજાવવા જવું. આ સાર દરોસ્ત નથી. ઉપર જોયુ તેમ અષોઈ પાંથરવા શકિત–અધીકાર–યસ્ન વીગેરે જોઇએ, એટલે લાયક આશ્રવનનો અધીકાર જોઇએ. પણ ધર્મ શીખવવા જવું તે તદ્દનજ નોખી બાબદ છે. અષોઈ પાંથરવા જવું–એવા વીચારને ધર્મ પાંથરવા જવા સાથે કાંઇબી વાસ્તોજ નથી. વળી ધર્મ તો હમદીનોને–મઝદયસ્નાનોને દેખાડાય. બીજા ધર્મવાળાઓને ધર્મ શીખવવાનો અર્થ અને અષોઈ પાંથરવાનો અર્થ એક છે એમ શું એરવદ સાહેબ કહેવા માંગે છે? પણ ઝરથુસ્ત્રના વખતમાં તો બધેબધ મઝદયસ્નાનોજ હતા જેઓમાંના કેટલાકો દેવયસ્નિથી ઉતરી પડતા હતા. તેઓની વૃધ્ધી થવાની શરૂઆત કરવા માટે પહેલા અથોરનાનો મોટી મોટી યસ્નો કરી તેઓની જગાની અઇપી–વાતાવરણ શુધ્ધ કરતા હતા, કે જેથી તેઓની મનોવૃતીમાં ધુસેલો દેવ તુટે; એમ દએવને તોડતા હતા. એમ કરીને પછી તેઓને દીન બતાવતા હતા. આમ અષોઈ પાંથરવી અને દીન શીખવવી તદ્દનજ એકમેકથી જુદી બાબદો છે.

## ત્યારે એરવદ સાહેબનો સાર કે:—

ઉપલા (યસ્ન હપ્તનઘાઇતીના) દાખલામાં જણાવ્યા મુજબ અથોરનાનો દેશેદેશ શીખવવા જતા–એ સાર બરાબર નથી. કોણને શીખવવા જતા હતા? તે એવણ કંઇ લખતા નથી. પણ એમ સાર નીકળે કે (૧) તેઓ ભલા મઝદયસ્નાનોના ફરઝંદોને શીખવવા જાય. યા (૨) ઉતરી પડેલા દેવયસ્નિ થયલા મઝદયસ્નાનોને શીખવવા જાય. યા (૩) કોઇ બીજા ધર્મનાઓ પાસે વાએજ કરે.

પહેલી બે બાબદ સમજાય તેવી છે. પણ ત્રીજી બાબદ તો ફુઝુલ છે. આપણે જોઈ ગયા છીએ કે અન્ય દીનવાળાઓને દુઝદીનવાળા નથી કહયા. અન્ય દીનોને દાદારે કીધી છે–તેઓમાંથી મુકિત મળે છે. તેઓને ઝરથુસ્ત્ર પછીના વખતમાં સઓષ્યંતો ચલાવશે. દીનોને એક બીજાનું પુન્ય મળે છે. એવી બધી ગાથાની બાબદોની હાજરી સનમુખ બીજી દીનવાળાઓને વટલાવવા શીખવવા જવું એમ કહીએ તો તે ગાથાની તે બધી બાબદોથી વીરૂધની ગણાએ.

એમ ત્યારે આ વાકયને વટલાવવાના વીચાર સાથે કંઇબી લેવું દેવું નથી. અષોઈ પાંથરવા જવું તે કંઈ શીખવવા જવું એમ અર્થ બતાવે નહી. અને શીખવવા જવું તે પોતાનાઓનેજ શીખવવા જવું એમ અર્થ બતાવે.

અષોઈ પાંથરવામાં યસ્નની બાબદ આવે, બુરાઇ તોડવાની બાબદ આવે, જે ક્રાં તો પોતાનાઓમાંથી યા પારકાઓમાંથી બુરાઈ તોડવાની ધારણા બતાવે. શું આવા ખ્યાલોમાં વટલાવવાનો વીચાર જરાબી છે ?

## (૨૧) વટલાવવાની શહાદત તરીકે બતાવેલા વંદીદાદ પરગર્દ ૩ જી ફ. ૩૮ થી ૪૧.

એરવદ સાહેબનો આપેલો તરજુમો અને સાર પહેલવી સમજ પ્રમાણેના છે.

પહેલવી સમજ સામે બેલગામ અને ગમે તેમ ટીકકા કરવી તે, આપણા તે કદીમ બાપદાદાઓના ચારીત્ર અને મનેશ અને ફેલ ઉપર આંગળી મુકવા સમાનનું છે. બુનક પાસબાની પહેલવી સાહેબોનો–તે આપણા કદીમ બાપદાદાઓનો બાપીકો દીની મુદ્રા લેખ, છેક ગયોમર્દના જમાનથી ઉતરી આવેલો છે. એવી અતી માન પામેલી બુનક પાસબાનીને કંઇબી ધકકો નહી પુગે તેવી રીતે (૧) તુરતના વટલેલા મઝદયસ્નીઓને અને તેઓની તુરતની ઓલાદને (૨) તેઓની કંઇકિ લાંબા કાળથી ઉતરી આવેલી ઓલાદને (૩) કેટલેક મરતબે તદદનજ બહારના જેઓ દીન માટે દીલોજાન અરપણ કરતા હોય તેઓને–દીનમાં દાખલ કરવાના અનિવાર્ય સંજોગો ખુદ શહેનશાહો અને મુલુકે–તવાએફના જમાનમાં ધમ કષ્ટ તરીકે ધુરકી ઉભા રહેતા હતા. વંદીદાદની આ ત્રીજી પરગર્દના જોર ઉપર–તેઓમાંથી નીકળતા કાયદાઓ–યસ્ન વીગેરેના જોર ઉપર, તે ધર્મ કષ્ટને તે કદીમ સાહેબો–દએનના તે કદીમ વાલીઓ બધા હમ–મીશ્રના–એક વીચારના થઇ, શાહો અને અપસરોથી તે અદનામાં અદના ફકીરોની સંમતીથી, આખી મઝદયસ્નિ શહેનશાહત અને મુલુકે તવાએફના જમાન દર જમાનના દોરોમાં કઇ રીતે પુગી વળેલા તેનો ટુંકુમીક ચીતાર આપીએ તે પહેલા વંદીદાદની આ પરગર્દ ત્રણના ૩૮, ૩૯, ૪૦, ૪૧ ના ફકરાઓના અવસ્તાનો તરજુમો કરીએ.

પછી ૪૦ નો ફકરો કે જેનો ત્રણ રીતનો અર્થ ખુદ વ્યાકરણને કાયદે તેમ હકીકતી જ્ઞાનને કાયદે થઇ રહે છે તે જોઇએ, કે જેમાંથી વંદીદાદ માટેની પહેલવી સમજનું જમાન અનુસારનું ખરાપણું justification દેખાઇ આવશે. વંદીદાદની આ ત્રીજી પરગર્દના તે ચાલીશમાં ફકરાની તે ત્રણ રીતની ઉકેલ પ્રમાણેજ પોતીકા વટલેલ યા કેટલેક અંશે પારકાઓને દીનમાં દાખલ કરવાના

ત્રણ મુળ તબકકા પ્રમાણેના ત્રણ મુળ ગુરહો classifications કીધેલા હતા. આ દરેકે દરેક ત્રણ મુળ તબકકાઓમાંના દરેક તબકકાના ગુરહ (classifications) માં ભરતબા દરજ્જાના પેટાગુરહો રહેતા હતા. તેઓને માટે સંસારમાં તેમ દીનમાં તેમ શાહી દરબારના કારોબારમાં ચલાવવાના તેવા કાયદાઓ રહેતા હતા. તેઓને માટે તેવા નોખા અનેક પ્રકારના ધર્મસ્થળો રહેતા હતા કે જે બધાની ઉપર દએ–મોબેદો રહેતા હતા, જેઓ તેઓની ઉપર રાજની મદદથી તકેદારી રાખતા હતા. એમ ઉપર કહેલા ધર્મસંકટનો ઉકેલ આખી મઝદયસ્નિ દુન્યાની જુદી જુદી અનજુમનોની સંમતી–હમમીથ્રથી થતો હતો, જેથી કદીબી તે કદીમ જમાનામાં અને છેક હીન્દના સો વર્ષની અગાઉના જમાનમાં એ સવાલ વીષે વીરોધ થયલો હતોજ નહી તેનો ચીતાર આપીએ. હાલે કાંય વીરોધ થઈ રહે છે તેની અપક્ષપાત તપાસ કરીએ. આ સવાલનો છેવટનો નીર્ણય દીની અને દુન્યવી અંજુમનના હાથમાં–નહી કે એકલ દોકલ ઇનિસાનના હાથમાં છે તે જોઇએ.

### વંદીદાદ પરગર્દ ત્રીજીનો ફકરો ૩૮.

૩૮. દાતરે[૮૦] ગએથનાંમ[૮૧] અસ્તવઇતિનાંમ[૮૨] અષાઉમ[૮૩] યત્[૮૪] અંઘહ્રાઓ[૮૫] જેમો[૮૬] નિકન્તે[૮૭] સ્પાનએચ[૮૮] ઇરિસ્તે[૮૯] નરએચ[૯૦] ઇરિસ્તે[૯૧] બ્યારે[૯૨] દ્રાજો[૯૩] અનુસ્કન્તે[૯૪] કા[૯૫] હે[૯૬] અસ્તી[૯૭] ચિથ[૯૮] કા[૯૯] હે[૧૦૦] અસ્તિ[૧] આપૅરૅતિશ[૨] કત્[૩] હે[૪] અસ્તિ[૫] યઓઝ્દાથ્રેમ[૬]?

### ફકરો ૩૯.

૩૯. આઅત્[૭] મ્રઓત્[૮] અહુરો મજ્દાઓ[૯] નવ[૧૦] હે[૧૧] અસ્તિ[૧૨] ચીથ[૧૩] નવ[૧૪] હે[૧૫] અસ્તિ[૧૬] આપૅરૅતિશ[૧૭] નોઇત્[૧૮] હે[૧૯] અસ્તિ[૨૦] યઓઝ્દાથ્રેમ[૨૧] અનાપૅરૅથ[૨૨] હુચ[૨૩] ષ્યઓથ્ન[૨૪] યવએચ યવએતાતએચ.[૨૫]

### ફકરો ૪૦.

૪૦. કૂવ[૨૬] અએવ[૨૭]: યેજી[૨૮] અંઘહુત[૨૯] આસ્તૂતો[૩૦] વા[૩૧] અઇવિ[૩૨] સ્રવનો[૩૩] વા[૩૪] દએનાંમ[૩૫] માજ્દયસ્નીમ[૩૬] આઅત્[૩૭] યેજિ[૩૮] અંઘહુત[૩૯] અનાસ્તૂતો[૪૦] વા[૪૧] અનઇવિ[૪૨] સ્રવનો[૪૩] વા[૪૪] દએનાંમ[૪૫] માજ્દયસ્નીમ[૪૬] અએતાચિત્[૪૭] અએઇબ્યો[૪૮] સ્પાઓંઘહુઇતિ[૪૯] આસ્તવનએઇબ્યો[૫૦]

**હએનાંમ[51] માજ્દયસ્નીમ્[52] એવૅરૅજીનિબ્યો[53] પસ્ચએત[54] અરથ્વ્ય[55] બ્યઍાથ્ન.[56]**

**ફકરો ૪૧.**

**૪૧. સ્પયેઇતિ[57] જી[58] સ્પિતમ[59] જરથુશ્ત્ર[60] હએન[61] માજ્દયસ્નિશ[62] નર્શ[63] આસ્તવનાહે[64] બંદ્દેમ[65] સ્પયેઇતિ[66] દ્રઍાર્ષેમ[67] સ્પયેઇતિ[68] યાતુમીમ[69] સ્પયેઇતિ[70] અપવમીમ[71] સ્પયેઇતિ[72] નસુસ્પએમ[73] સ્પયેઇતિ[74] અનાપૅરૅથૅમ[75] બ્યઍાથ્નેમ[76] સ્પયેઇતિ[77] હૅરૅજાનો[78]–પૅરૅથૅમ[79] પારૅમ[80] સ્પયેઇતિ[81] વીસ્પ[82] તા[83] બ્યઍાથ્ન[84] યા[85] ચ્યિચ[86] વૅરૅજયેઇતિ.[87]**

**ફકરા ૩૮ નો તરજુમો.**

તરજુમો :—

(૩૮) હાડમંદ[82] ॥ સૃષ્ટીના[81] ॥ અપની રચનાવાળા[83] ॥ અએ પેદા કરનાર[80] ॥ આ પ્રમાણે જો[84] ॥ આ[85] ॥ જમીન ઉપર[86] ॥ મુવેલા[89] ॥ કુતરાઓને[88] ॥ મુવેલા[91] ॥ માણસોને[90] ॥ દાટે[87] (અને) ॥ બે વર્ષના[92] ॥ અરસામાં[93] ॥ ખોદી નહી કાઢે તો[94] ॥ તેને માટે[96] ॥ શું[95] ॥ શીક્ષા[98] ॥ છે[97] ॥ તેને માટે[100] ॥ પ્રાયશ્ચીત[2] ॥ શું[99] ॥ છે[1] ॥ તેને માટે[4] ॥ પવીત્રાઇ[6] ॥ કઇ રીતે[3] (કઇ યસ્નથી) ॥ છે.[5] ॥

(૩૯) અહુરમઝદે[6] ॥ ત્યારે[7] ॥ કહ્યું[8] (કે) ॥ તેને માટે[11] ॥ શીક્ષા[13] ॥ છેજ[12] ॥ નહી[10] ॥ તેને માટે[15] ॥ પ્રાયશ્ચીત[17] ॥ છેજ[16] ॥ નહી[14] ॥ તેને માટે[19] ॥ પવીત્રાઇ–ક્રીયાઓ જે પવીત્રાઇ આપે તે[21] ॥ છેજ[20] ॥ નહી[18] ॥ તે કર્મને લીધે[24] ॥ પુલગુઝાર નાહી થવે[22] ॥ હમેશ અને હમેશની હમેશગી માટે–અમર હાલતની હમેશગી માટે[25] (જોઇતા) ॥ રસ્તા તરફ[23] ॥ (તે પડી શકે નહી એટલે ગેતીમાં તનાસક લેશે; અથવા એમબી અર્થ થાય કે હમેશ અને હમેશ લગી તેને માટે પ્રાયશ્ચીત નથી એટલે તનાસક છે).

**અનાપૅરૅથ હચ બ્યઍાથ્ન યવએચ યવતાતએચ : હચ યવએચ યવતાતએચ** એટલે એક યવએચ લગીમાં એટલે યવએચના સાત ઝરવાને અકરનેના વીસ્તારોમાંના કોઇબી વીસ્તારમાંના વખતમાં એવું કર્મ કરવે એવા **બ્યઓથ્ન** કામને લીધે એટલે બે વર્ષના અરસામાં પોતે દાટેલા મુરદાને બહાર નહી કાઢવાના કામને લીધે **અનાપેરેથ** છે એટલે પુલગુઝારી

**તેને માટે નથી.** પુલગુઝારી નહી હોવે તે **ચકાતદાઈતી** તરફ અને ત્યાંથી દાદારે ગેહાન તરફ નહી જતાં તે અપાખ્તરમાં પડશે એટલે ગેતીમાં કે બીજા અદ્રષ્ય મરકઝોમાં જશે. પણ તન-પસીનમાં નહી એટલે દાદારે ગેહાન તરફ નહી જશે.

(ચીનવત પુલ તે છે કે જેની ઉપર દરેક ગુજરેલું જાનને આસ્ને ખેરદ મેળવશે. આ પુલ ઉપરથી મરગરજનન ગુનાહોને લીધે જગતમાં પડાય. પણ જો એ પુલ ઉપરથી,-તે પુલના ઉંચા ભાગ ઉપર જો જવાય તોપછી તે રૂવાન ગેતીમાં કદીબી ઉતરે નહી. આ ઉંચા ભાગને **ચકાતદાઇતી** કહે છે. આ ચકાતદાઇતી ઉપરથી પાહલુમ અહવાનમાં જવાય અને ત્યાંથી દાદારે ગેહાન તરફ જવાય. આ વખતે તનપસીનનું શરીર હોય એટલે હમેશગી તરફ લઈ જનાર છેલ્લામાં છેલ્લું તન હોય).

## હવે ૪૦ મો ફકરો જોઇએ.

આ ૪૦ મા ફકરાની ખુદ ગ્રામરના કાનુનો પ્રમાણેની અને શબ્દ અર્થની રચના પ્રમાણેની ત્રણ રીતની સમજ છે. આવી ત્રણ રીતની સમજ ઉભી કરનારા અવસ્તેઇક શબ્દ આ છે:

**(૧) આસ્તૂતો (૨) વા (૩) અઇવિ (૪) સ્રવનો, (૫) અનાસ્તૂતો (૬) અનઇવિ (૭) સ્રવનો (૮) અસ્તવનએઇબ્યો, (૯) ઍવૅરૅજીનિબ્યો.**

આ બધા શબ્દોના અર્થો એક મતલબના છે, પણ જુદા જુદા સ્વરૂપો રાખતા તે બધા અર્થો છે. આ બધાની વાસ્તવીક સમજ ઉપરથી પહેલવી સાહેબોએ ઉભો કીધેલો દીનમાં લેવાનો મતની સમજ આવશે અને દીનમાં આવનારાઓના ત્રણ તબકકાઓની ગોઠવણીની સમજ પડી શકશે.

પહેલા અવસ્તાની તે એક સમજ જોઇએ કે જેમાં કંઇ વટલાવવાનું દેખાય નહી, પણ જેમાં ઇમાન નહી લાવતા પણ દીનમાં રહેલા મઝદયસ્નાનો વીષે તેહકીક હોય. એટલે પહેલા જે તરજુમો થાય છે તેમાં ખુદ મઝદયસ્નાનો-દીનમાં રહેલાઓ પણ દીન ઉપર ઇમાન ઘણો યા થોડો રાખીને વર્તનારાઓની વીગત છે તે જોઇશું. પુરો ઇલ્મ જાણીને પછી જો કોઇ તે દીન પ્રમાણે નહી ચાલે તો તેઓને પુલ પાતલો છે. તેઓને તનાસકો છે. પણ થોડા ઇમાન અને જ્ઞાન રાખનારને જો દીનથી વાંકફ કરીને ખરે રસ્તે મુકવામાં આવે તો તે પુન્ય છે અને તે ખરે રસ્તે મુકાયલાના પાપોના દોષો કાપવાની યસ્ન છે. **આ ભેદ જોઇએ.**

**ત્રણે સમજોમાં પહેલી સમજ કે જેમાં બીજાઓને દીનમાં લેવાનું આવતું નથી તેનો તરજુમો અને તે ઉપરથી નીકળતો સાર પહેલાં જોઇએ.**

(૪૦) શા કારણે[૨૬] ‖ (તે નસાનો દાટનાર **અનાપેરેથ**નો આઝાબવાળો થાય છે એટલે અનેક તનાસકોમાં પડે છે) ‖ આ એકલો એકજ[૨૭] (તેનો ખુલાસો છે કે) ‖ આગળ જો[૨૮] ‖ કાંતો[૩૧] ‖ મઝદયસ્નિ[૩૬] ‖ દીનની[૩૫] ‖ સ્તુતી કરનારામાંનો–દીનના **મજદયસ્નો અહુ**ના માંથ્રમાં છેલ્લે કબુલ કરનાર માનનાર કે **અએષા અસ્તી દએનયાએ મજદયસ્નોઇશ આસ્તૂઇતિશ**– એવી દીનની સ્તુતી છે એમ ભણીને પેમાન આપનારમાંનો[૩૦] ‖ તે એક હોય[૨૯] ‖ અને[૩૧] ‖ પુરી રીતે[૩૨] ‖ તે સ્તુતીને, તેના તે પેમાનને સાંભળનારાઓમાંનો– સાંભળીને સમજનારામાંનો જાણુકાર થયલામાંનો[૩૩] ‖ એક હોય[૨૯] ‖ અને[૩૪] ‖ (તેવા માણસને કોઇ અનિવાર્ય કારણને સબબે મુરદાને દાટવું પડે અને દાટે, એવા વીચારથી કે આવા સંજોગો બદલાઇ જવે, હું એક વર્ષમાં આ શબને બહાર કાઢી, તે શબને તેમ તે જમીનને બેઉને ખુરશેદ નીગારેશ્ની કરાવીશ અને પછી તેવા કસંજોગો ગયા છતાંબી એક વર્ષમાં તે માણસ તે શબને ખોદી કાઢી તે શબને તેમ તે જમીનને ખુરશેદ નીગારેશ્ની નહિ કરાવે, તોજ તે માણસ અનાપેરેથની શીક્ષાએ પુગે કેમકે તે માણસ મઝદયસ્નિ દીનને આપેલા પેમાનને તોડનારો થાય છે. દીનના ફરમાન ઉપર **આસ્તૂતો** થયલો સાબેત કદમ થવા પેમાન આપેલો થયલો છતાંબી સાબેત કદમ નહી થઇ પેમાન તોડનારો થાય છે).

પણ[૩૭] ‖ કાંતો[૪૪] (એમ હોય કે) ‖ જો[૩૮] ‖ મઝદયસ્નિ[૪૬] ‖ દએનની[૪૫] ‖ સ્તુતી કરનારામાંનો એક નહી હોય, દીનના કલામોમાં કહેલી બધી વીગતોને માનતો નહી હોય, મઝદયસ્નિ દીન મઝિસ્ત છે વહીસ્ત છે વીગેરે વીગેરે મઝદયસ્નિ દીનની સ્તુતી છે તેવી લાયક સ્તુતી કરનારમાંનો એક નહી હોય[૪૦] ‖ અને[૪૧] ‖ તે સ્તુતી કરવાના હકીકતી કારણો સાંભળનાર થયલો માટે માહીતગાર[૪૩] ‖ કોઇબી રીતે નહી[૪૨] ‖ થયો હોય[૩૯] (અને પછી) ‖ તે (દીનની વીગતો) વીષે[૪૭] ‖ તેઓ[૪૮] (જેઓ) ‖ મઝદયસ્નિ[૫૨] ‖ દીનની[૫૧] ‖ સ્તુતી કરનાર–ઓસ્તવાર એતેકાદ સાથના અને દીન સાથે પેમાનથી બંધાયલા સાબેત કદમ થયલા[૫૦] (અને) ‖ તેવું દાટવાનું કે જે બીજું તેવું અષોઇના કાનુનોથી ઉલટું એટલે દરવંદી માટે દીનથી વીરૂધનું કદીબી નહી કરનાર થયલાઓથી[૫૩] ‖ જાણુકાર થાય–દીનના ફરમાનોના અચુકપણા માટેનું ભાન મેળવે[૪૯] ‖

અને પછીથી[૫૪] ॥ રતુ ઝરથુસ્ત્રના ફરમાન વીરૂધના[૫૫] ॥ કામોથી[૫૬] ॥ (બાઝ આવે તો તેનો અનાપેરેથનો દોષ અમુક યસ્નોથી તુટી જશે કેમકે) ॥

(૪૧) ખરેખરજ[૫૮] ॥ અએ સ્પીતમ[૫૯] ॥ ઝરથુસ્ત્ર[૬૦] ॥ મઝદયસ્નિ[૬૨] ॥ દીન[૬૧] ॥ દીનદાર એકીનવાળા દીનના ફરમાનો પાળનાર[૬૪] ॥ માણસની[૬૩] ॥ બેડી[૬૫] (સંસારની માયાની જડ પકડ) ॥ ઉખેડી નાખે છે.[૫૭] ॥ (શરીરમાંના) જુઠાણાને, શરીરમાંના હવસી ઉછાળાના ખોટાપણાને, દૂરૂજી ગતીઓને[૬૭] ॥ ઉખેડી નાખે છે.[૬૬] ॥ જાદુગીરીના મારવાના જોમને[૬૯] ॥ ઉખેડી નાખે છે.[૬૮] ॥ અષવનોને હલાક કરવાના જોમને[૭૧] ॥ ઉખેડી નાખે છે.[૭૦] ॥ નસા દાટવાના કામને[૭૩] ॥ ઉખેડી નાખે છે.[૭૨] ॥ અનાપેરેથની શીક્ષા કરાવે એટલે પુલગુઝાર નહી કરાવે[૭૫] (એટલે તનાસકમાં પડે તેવા) ॥ કામને[૭૬] ॥ તોડી નાખે છે.[૭૪] ॥ મુશ્કેલીથી[૭૮] ॥ પાર પડતું અપાતુ[૭૯] ॥ કરજ વ્યાજ[૮૦] ॥ પુરૂ કરી નાખે છે.[૭૭] ॥ (કોઇનો દેવાદાર કરી તનાસકમાં નાખે નહી) ॥ બધા[૮૨] ॥ હાથ લંબાવે તેવા એટલે ચોરી ગુનાહવાળા[૮૩] ॥ કામો[૮૪] ॥ જે[૮૫] ॥ કંઇ[૮૬] ॥ થાય તે કોઇ કરે[૮૭] (તેને) ॥ ઉખેડી નાખે છે.[૮૧] ॥

હવે આ ૪૦ માં ફકરાનો તરજુમો જે ત્રણ રીતના તરજુમામાંથી એક રીતનો આપેલો છે, તે એક રીતની શરેહ કરીએ. પછી તે ૪૦ માં ફકરાની બીજી બે રીતીઓનો તરજુમો કરીને, તેઓ ઉપર શરેહ કરીશું અને પછી છેલ્લે કદીમ ઇરાનમાં દીનમાં લેવાના ત્રણ તબકકાના ત્રણ ગુરૂહો થતા હતા, તેઓના માટેના રીતરીવાજો ધર્મસ્થળોની હકીકત ઉપર બોલીશું.

પહેલી રીતના તરજુમાની શરેહ આપીએ તેની પહેલાં કદીમ ઇરાનના **દાદ્દ દીન્ બેહ્**ના કાયદા ઉપર અને તે કાયદાઓના મુળ ઉપર કંઇક વીવેચન કરીએ અને તેઓમાંના તલેસ્માતીક નસ્ક વંદીદાદ ઉપર વીવેચન કરીએ અને ગાથા અને વંદીદાદના ફરક ઉપર બોલીએ. પછી અનાપેરેથનો અર્થ જે પુલગુઝાર નહી થવાનો છે તેની સમજ આપીએ. આટલું બધું સમજ્યા પછી ત્રણ રીતના તરજુમાઓમાંના પહેલી રીતના તરજુમા ઉપર શરેહ કરીશું.

---

## મઝદયસ્નિ ઇરાનના દાદ્દ દીન્ બેહ્ માઝદયસ્નાંનની રવાઇ એટલે ચાલુપણાની ઉપર; તેઓની ગાબાફરંગાની [illegible] મશહુરી કાર્યસાધકતા ઉપર.

કદીમ મઝદયસ્નિ શાહેનશાહતો કે મુલુકે–તવાએફના દોરોમાં દીન બેહ્ એટલે ભલી દીનના દાત કાયદાઓ જેઓ સામાન્ય અંજુમન [illegible]

દયસ્નિ હોય કે નહી મઝદયસ્નિ હોય તેઓને પાળવા પડતા હતા, કે જેઓ તે બધી પ્રજાઓને તન મન અને રૂવાનની ઉન્નતી કરાવ્યા ઉપરાંત તેઓની તે તે દીનોની માન્યતાઓની વચમાં નહી આવે એટલુંજ નહી પણ તેઓની તે તે માન્યતાઓને વધુ સચાવે તેવા રહેતા હતા, તેઓમાં મુરદાઓને જમીનમાં નહી દાટવાનો કે બાળવાનો એક કાયદો હતો. આવા કાયદાઓને **દાદ્ દીન્ બેહ્** માઝદયસ્નાન તરીકે આપણુ હરહમેશ યાદ કરીએ છીએ, જેઓની આગાહી–રવાઈ–ગોઆફ્રંગાની થાય તે માટેની દુઆ કરીએ છીએ; કેમકે તેઓ દરેક દીનના ફરમાનને ઓર સચાવે તેવા છે, તેમ કુલ જગતની આબ, હવા, જમીન, તન, મન, રૂવાનને ફાયદો કરતા છે.

ઉપરનો જમીનમાં નહી દાટવાનો કાયદો આરબોના ઇરાન ઉપર સત્તા સ્થપાયા પછીના સો વર્ષ લગીમાં ખુદ કોહેસ્તાનમાં કે જ્યાં અરબની સત્તા ઇરાનમાં જામ્યા પછીથી પછી સો વર્ષો લગી મઝદયસ્નિ મુલુકે–તવાએફો હતી ત્યાં ચાલી રહેલો હતો. જો કદી કોઇ અન્ય ધર્મવાળાઓને દાટવું કે બાળવું હોય તો તેઓને ત્યાંથી ચાલી જવાની છુટ હતી. આવા દાદ દીન બેહના કાયદાઓ જેઓમાં દાટવા સામેનો એક દાત હતો તે પાળવાનું પેમાન કદીમ મઝદયસ્નિ શહેનશાહતોમાંના પારકા દીનવાળાઓને આપવું પડતું હતું. આ દાટવા સામેનો આવા કાયદાનું મુળબી વંદીદાદની આ ૪૦ મા ફકરાની સમજ પ્રમાણે હતું.

આજે આપણુને કદીમ મઝદયસ્નિ શહેનશાહતોમાં શું કાયદાઓ હતા તેની ખબર નથી. અંગ્રેજી ઇતીહાસ લખનારાઓ તો ઇરાનમાં કાયદા કે કોર્ટ ઘણીજ અપુર્ણ હાલતમાં હતા, એમ અત્યાર લગીમાં લખી ગયા છે. પણ **માતીકાને હઝાર દાતસ્તાન** નામની કદીમ ઇરાનના કાયદાની બચી રહેલી પહેલવી ચોપડીમાંથી સાફ માલમ પડે છે કે રૂમી લોકોએ છેક રૂમીસીઝર જસ્તીનીઅનના જમાના લગીમાં, તેમ રૂમીસીઝર (શાહ) જસ્તીનીઅને ખુદ ઇરાન ઉપરથીજ પોતાના બધા કાયદા–કાયદાઓની સંસ્થાઓ વીગેરે કાયદાને લગતું બધુંજ કોપી કરીને લીધેલું હતું. આજના યુરોપે આ રૂમીઓ ઉપરથી તે બધું લીધું છે. ત્યારે કદીમ ઇરાનના કાયદાઓ અચળ હતા અને તેઓ એવા હતા કે જેમાં જમાન અનુસાર ઉમેરો થઇ શકે પણ ઘટાડો નહી થાય. તે કાયદાઓની હસ્તી હતી એમ આજે જાહેર અન્ય દુન્યાને ખબર નથી, તો તે બધા કાયદાઓ શો હતા તેની કેમજ ખબર હોય. પણ હમો ઇલ્મે ક્ષ્નુમની કંઇક સમજ પ્રમાણે દીનમાં લેવાનો હીસાબો સુમાર કદીમ ઇરાનમાં કઇ રીતે હતો તેની હકીકત તેમ તરીકત કંઇક કહી શકીશું.

પહેલાં જાણવું કે કાયદાઓનું મુળ તો જુદુંજ હતું જે આજે છેજ નહી. પણ કાયદા પ્રમાણેની તલેસ્માતીક યસ્નની એક જમુઅ તે વંદીદાદ છે કે જેને આજે કેટલાક પારસી મઝદયસ્નાનો હાડમાર કરીને પોતાના રૂવાનને રૂશવા કરી રહયા છે. ગાથા તેમ વંદીદાદ બેઉ મઝદયસ્નિ જરથોસ્તિ દીનના છે, પણ તેઓનો ફરક શો છે તે જોઇએ.

---

## ગાથા અને વંદીદાદ વચ્ચેનો મુળ ફરક.

પહેલાં એક મુળ સીધાન્તની પાછી યાદ આપીશું કે જે હમો ઉપર ગયા છીએ. તે આ છે કેઃ—મઝદયસ્નિ દીન ઝરથુસ્ત્રના વખત અગાઉથી તે છેક ગયોમર્દના વખતથી ચાલી આવતી હતી. તે વખતે બીજી દીનો હતી નહી. પણ દીવાનોથી તે મઝદયસ્નિ દીનો બગડતી જઇને અધદીન થતી હતી. એમ હતું માટેજ એક પછી અનેક નરો વખ્શવર તરીકે એટલે દીનને તાઝે કરનાર તરીકે આવી, તે બગડતી મઝદયસ્નિ દીનને તાઝેહ કરયા કરતા હતા. છેલ્લા દેવોનું જોમ–દેવયસ્નિનું જોમ ભારે થયું, ત્યારે કુદરતના વાલીઓ ગેઉશ ઉરવા અને ગેઉશ તષનની ઇન્તિજારીથી અને દાદારના હદ અને ઇનિસાફના કાયદાથી ઝરથુસ્ત્ર પાછા તેજ દીનને માટે ઉતર્યા. પણ જમાનો જેમ જેમ ઝરવાને દરેઘો ખદાતમાં દોડતો ગયો, તેમ તેમ કેશાશ પ્રમાણેના એવા રૂવાનો ઉતરવા લાગ્યા કે તેઓની રૂવાનીક હાલતો તેમ તેઓના કર્મને લીધે તેઓને મઝદયસ્નિ દીનની પુરી દુરૂજ પરહેઝની તરીકતો પાળવી ભારે પડવાનો સંભવ ઉભો થવા લાગ્યો. આવા કુદરતી ભેદોને લીધે જ્યારે ઝરથુસ્ત્ર ઉતર્યા ત્યારે તેવણે જે મઝદયસ્નિ દીન આણી તે અસલના જેવી પણ અમુક વધારા સાથની હતી. આ વધારાને **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ**નો વધારો કહયો છે, જેની સમજ આગળ આપી ગયા છીએ. આ વધારમાં પછીના કર્મબંધનના વધુ જડ થતા જમાનાઓમાં થોડી સખત અને ઉતરતી તરીકતોની મુળ ચાર દીનો થાય એવું અને તેઓની અનેક પેટા દીનો થાય એવું ઉભુ કરવાનું હતું અને તેઓના એટલે તે દીનોના ઉભા થવા માટે જોઇતા બીયાંઓ ઉભા કરવાના હતા અને તે બીજોને તાજા રાખી બરવખતે ઉગાડી આપવાનો સામાન ઉભો કરવાનો હતો અને તે તે દીનોને ઉગાડનાર માલીઓ–સઓષ્યંતોની કુનીઅતો એટલે રોશન ગતીની વંશાવળીને ચલાવનાર ફરેસ્તાઓને ઉભા કરાવવાનું હતું; તેમ દેવો પાછા તે મઝદયસ્નિ માદર દીન તેમ પેલી દીનોને પોતાની અફસુન કહેતાં દેવયસ્નિથી બગાડે નહી, માટે મીનોઇ

કીલ્લેબંદી ઉભી કરવાની હીકમત કરવાની હતી અને દેવને મારવાના હથ્યારો આલાતો ઉભા કરવાની હીકમત કરવાની હતી એટલે દેવથી જુદા થવાના **વીદએવો દાત**નો ભેદબી ઉભો કરવાનો હતો; એટલે પાવમહેલ ઉભો કરવાના હતા અને તેમાંથી **ઉરવિસ ગાહ**ના પાવ મકાનો બનાવવાના હતા અને તેઓમાંથી આલાત બનાવવાના હતા અને તેવી **ઉરવિસ ગાહ** અને આલાતોથી યસ્નો કરવાનો બધો ભેદ ઉભો કરવાનો હતો—આ બધું ઉમેરા તરીકે હતું. આગળી મઝદયસ્નિ દીનમાં દેવબંદીની યસ્ન ઘણી હતી નહી, માટે તો દેવો ફાવી જતા હતા. હવે કે જ્યારે અન્ય દીનોબી થવાની છે, માટે તેઓની ઉપરબી ચોકી મુકવાની કાળજી થઈ હતી. આ મોટું કામ કરવા દરેક બસ્તે-કુસ્તીઆન ઉપર તેના દરજ્જા મુજબનું કામ સોંપાયું છે; માટે તેની નવજોતીનો ભેદ થયો છે. ત્યારે ઝરથુસ્ત્રના વખતમાં કુલ આલમ મઝદયસ્નિ હતી. ઝરથુસ્ત્ર પછીથી અન્ય દીનો થઇ. આવી પુણું સચ્ચાઇની વીગત દરેક મઝદયસ્નિએ ગોખી રાખવી સજાવાર છે. ત્યારે ગાથા કે જેઓ પેગામ્બરના જમાનાની **મજિશ્ત** દીન એટલે મુળ માદર દીન અને તેની સાથની પેટા દીનો માટે શીક્ષણો આપી રહે છે એટલે આખા દરેઘો ખદાત માટે કહી રહે છે, તે ગાથાઓમાં માનવોને અએ **મરેતાનો** એટલે અએ માનવો એટલે મરણને પાત્રનાઓ અથવા **જ્વન્તો**=અએ જીવતાઓ—એમ કરીને સામાન્ય રીતે બોલાવે છે. એટલે કુલ આલમ આગળ શીક્ષણો મુકે છે—કુલ માનવને કહી રહે છે.

પણ ઉપર કહેલું દેવોના હોમલાને, મઝદયસ્નાનોના તનોમાંથી તેમ મઝદયસ્નિ દીનમાંથી તેમ અન્ય દીનોના કેહર્પમાંથી મારી કાઢવાનું કામ જે પાવ મહેલ અને તેમાંથી થતા પાવ મકાનોની **ઉરવિસ ગાહો**માંના આલાતો મારફતે, આલાતોમાંના મુળ આલાત ખુદ અથોરનાનો મારફતે થઇ રહે છે તેનો ભેદ વંદીદાદમાં આવે છે, તેમ વળી ઉપર કહેલા દેવોના હોમલાઓને મારી હઠાવવાનું કામ દરેક મઝદયસ્નિથી પોતાની ઉપરના નાના આલાતો સુદરેહ કુસ્તી મારફતે ફરજ પરહેઝની તરીકતોથી થઇ રહે છે, તેનો ભેદબી વંદીદાદમાં આવે છે. એમ જગતમાં તેમ દીનોમાં તેમ મઝદયસ્નાનોના તનમાં, દેવબંદી કરવાનું કામ ખુદ મઝદયસ્નાનોના ચાર **અથોરનાન-રથએશતાર વાસ્ત્રીઓશ** અને **હુતોક્ષ**ના દરજ્જાના સબ્બોથી થઇ રહે છે, તે બધાનો ભેદ વંદીદાદમાં આવે છે. માટે વંદીદાદમાં માનવને શીક્ષણો આપતી વખતે અએ મઝદયસ્નો શબ્દ વાપરીને તેઓને ફરમાન આપે છે. ત્યાં માનવોને અએ

મરેતાનો કરીને બોલાવતા નથી અને બોલાવે નહી. કેમકે દેવબંદીનું-દેવને તોડવાનું કામ તો મઝદયસ્નાનોના શીર ઉપર ઝરથુસ્ત્ર મુકી ગયા છે. પોતાનું જે મીશન છે તેને ટેકવી રાખવા, અષો ઝરથુસ્ત્રે મઝદયસ્નાનો ઉપર ફરજ મુકી છે, જેનો કંઈક ભાગ વંદીદાદ બતાવે છે. **ગાથા અને વંદીદાદ** બેઉનો આવો ફરક જોઇને હવે તે ફકરાઓની તપાસ લઈશું.

## જમીનમાં માનવ કે કુતરાના મુરદા દાટવે, તેઓને બે વર્ષમાં બહાર ખોદી નહી કાઢવે થતો અનાપેરેથનેઃ દોષ એટલે ચીનવત પુલ નહી પસાર કરાય તેનો ઉંડો હકીકતી સાર- ૪૦ મા ફકરાની પહેલી લીટીનો સાર.

આ ફકરાઓ દાટવા માટેના ગુનાહને લગતા છે. માણસના કે કુતરાના મુરદાને દાટવું તે મઝદયસ્નિ દીનમાં અઝીમ ગુનાહ તરીકે ગણેલું છે. પહેલા ૩૮ મા ફકરામાં કહે છે કે મુરદાને જો દાટવું હોય, તો તેને બે વર્ષમાં ખોદી કાઢવું જોઇએ. પછી કહે છે કે જો તેટલા અરસામાં જે માણસે તે મુરદાને દાટયું હોય, અને તે મુરદાને ખોદી નહી કાઢે, તો તે થયલા ગુનાહ માટે તેને શું શીક્ષા થાય; તે ગુનાહ માટે તેણે કરવાનો પ્રાયશ્ચિત શું હોય, અને તે થએલા ગુનાહનો ભાર ઓછો કરવા તેણે કઇ યસ્ન કરવી જોઇએ. આવા સવાલો દાદારને અષો ઝરથુસ્ત્ર પુછે છે, કે જેનો જવાબ પછીના ૩૯ મા ફકરામાં આપે છે, કે તે માણસ માટે શીક્ષા કે પ્રાયશ્ચિત નથી, તેમ તેને પવીત્રાઇ આપનારી યસ્ન નથી, અને તેથી તે માણસ હમેશ લગી ગુનાહગાર રહીને ચીનવત પસાર કરી શકે નહી; એટલે તે માણસ દુન્યાના આકર્ષણમાં રહીને દુન્યા તરફ ખેંચાયા કરે અને એમ તે ઠર પડે નહી. શીક્ષા અને પ્રાયશ્ચિત તેમ યસ્ન તે ચીજો છે કે જેઓથી તે ગુનાહગારને અમુક વખત પછી છુટકારો મળે, એટલે જગતના આકર્ષણમાંથી છુટી ચીનવત પુલ ઉપર જઇ ખેરદ બાંધીને ઠર પડે શાંતી મેળવે. પણ હયાં કહે છે કે એવા માણસને છુટકારો મળેજ નહી; એટલે તેને માટે શીક્ષા કે પ્રાયશ્ચિત કે યસ્ન નકામાં થઈ પડે છે.

માણસના મરણ પછી છુટકારો નહી થાય તેને માટે **અનાપેરેથ** બોલ આપેલો છે, જેનો અર્થ **'પુલગુઝારી થવામાં અટકાવ'** એવો થાય. માણસનો મરણ પછીનો છુટકારો તે શું છે અને દુખ એટલે નહી છુટકારો

તે શું છે? મરણ પછી માનવ દુન્યાના ખેંચાણમાં ત્રણ દીવસ રાત રહીને પછી ચોથે દીવસે તે ખેંચાણમાંથી છુટી, દુન્યાના વાતાવરણને છોડી મીનોઈના વાતાવરણમાં જઈ, પોતાની આગલી પાછલી જીંદગીઓમાંથી તેને શું સજા જઝા મળશે તેનો એક ચીતાર જોઈને, પછી મીનોઈના તે વાતાવરણની ઉપ-રના આસ્માન તરફ જવા માટેના પુલ ચીનવત ઉપર જઈ, ખરો એકરાર કરીને **નવી જાતી ખેરદ** બાંધે છે, કે જેથી તે આયંદેની જીંદગીમાં તેવા ગુનાહો નહી કરે. આ ખેરદ બાંધતી વખતે તેને બહેસ્ત જેવું સુખ શાંતી મળે છે. આ વખતથી તે ઠર પડેલો–રસ્તે પડેલો ગણાય છે, કેમકે તેનામાં હવે **ઉમેદ બોહી** આયંદેની ભલી ઉમેદ ઉભી થાય છે. પણ જો તે ગુજર-નાર દુન્યાના ખેંચાણમાં રહયાજ કરે, દુન્યાના વાતાવરણની જાતજાતની ધ્વ-નીઓથી તેના કાન બહેરા મારી જાય, જેથી તે દીવાના જેવો થઈ જાય અને ચહારૂમથી આગળના ઉપર કહેલા વૃધ્ધીમાં વધવાના બનાવો પામેજ નહી, તો એમ કહેવાય કે તે ઠર પડતો નથી–દુખમાં છે. ચીનવત ઉપર જઈને ભલી ખેરદ બાંધી **ઉમેદ બોહી** પ્રાપ્ત કરી શકતો નથી. દુન્યા તરફ ખેંચાણમાં આવવું, એ મરણ પછીનું મોટું દુખ છે. કેમકે ઇચ્છા વાસ્ના તો જે જીંદ-ગીમાં હતી તેથીબી વધુ પ્રબળ, મરણ પછીથી થતી રહે છે અને તે ઇચ્છાને બજાવવાનું શરીર તો હોય નહી માટે દુખી થાય છે; તેમ તે ઇચ્છાને તોડ-વાની ફેલસુખત્યારીનું શરીરબી નહી એટલેબી દુખી થાય છે. વળી તન પડવે અને બાતેન શરીરમાં મોટા ફેરફાર થવે, તેનું રૂવાન નીમહોશમાં આવે છે, જેથી તેને (કેહર્પને એટલે બાતેન શરીરને તેમ તે કેહર્પમાં રહેલા રૂવાનને) હમેશગીનું કંઇક ભાન જે કદીબી તેને જીવતી જીંદગીમાં થયલું નહી, તેબી તેને થાય છે, જેથી તે ગુજરનારને અનુશેહ કહે છે. પણ દુન્યા તરફ બંધાઇ જવામાં, પોતાના તે અનુશેહના ભાન પ્રમાણે તે ગુજરનાર ચીનવત ઉપર જઈ શકતો નથી જેથી તેની હાલત જેને અંગ્રેજીમાં tantalising ની (ટેન્ટેલા-ઇઝીંગની) કહે છે તેવી થાય છે; એટલે જેમ કોઇને ભુખ લાગે અને તેને માટે ખોરાક આવે કે જેને ખાવા જતા તે ખોરાક ખેંચાઇ જાય, જેથી તે દુખી અને દુખીજ રહે કેમકે ખોરાક તેને મળતોજ નથી અને ભુખ તેની ભાંગવાને બદલે વધતીજ જાય–એવી હાલત થાય છે. આવી હાલતને **અના-પેરેથ**ની હાલત કહે છે. આવી હાલત **યવએચ** લગી રહે છે એટલે ઝરવાને અકરને જેટલી લંબાઇના સાત કાળોમાંના એક કાળ લગી એટલે ઝરવાને અક-રને લગી એટલે ઘણા લાંબા કાળ લગી રહે એમ કહયું છે. કુતરા અને માણસના મુરદાર તનને દાટવાની સજાનો આવો ચીતાર આ ૩૯ મા ફકરામાં

આપેલો છે. હયાં તો મઝદયસ્નાનો માટેની હકીકત છે, કંઇ જનસમાજ માટેની હકીકત નથી, જેની સાવચેતી લેવા અગાઉથીજ **ગાથા** અને **વંદીદાદ**ના ભેદોનો ફરક ટુંકમાં બતાવ્યો છે. અન્ય દીનવાળાઓ દાટે કે બાળે તે તેઓની તરીકત કહી છે. આપણે ઉપર કહી ગયા છીએ, કે જમાનામાં એવા રૂવાનો ઉતરશે, કે જેઓની તનોમંદ હાલત મઝદયસ્નાન તરીકતો પાળવાની ખેરદ અને બગોબખ્ત પેદા કરી શકશે નહી, માટે તો થોડી તરીકત પળાય અને વળી ધીમે ધીમે પારબી પડાય એવા અંતરધર્મો ઉભા કરવાની કુદરતની યોજના થઇ. કુદરતની આ યોજના પ્રમાણેજ તો **'યા આહુઇરિશ ઝરથુશ્ત્રિશ'**ના મઝદયસ્નિ દીનના વધારાઓમાં, દીનોને ઉભી કરવાનાં બીયાંઓ ભવીષ્ય માટે તૈયાર કરવાનો વધારો હતો. તે દીનોમાં તે ગુજરેલાંને દાટવાથી ઉભા થતા કુદરતી એઝાબમાંથી બચવાની તરીકતો જીવતા જીવત પાળવા માટે અપાયલી છે, જેની રૂયે તેઓની દાલ કહેતાં ફરેસ્તાઈ શકિત તે આઝાબમાંથી તેઓને બચાવશે. હયાં કંઈ ઝરથોસ્તિ દીનની હકીકત કહેવાનો સમય નથી પણ આ ફકરાઓનો ભાશ લેવા માટે આટલી નોંધો આપી છે કે જેથી વાંચનારને ખરો ભાવાર્થ ખબર પડે.

આવી ભયંકર સજા જે **અનાપેરેથ**ની થાય છે, તેનું કંઇબી નીવારણ હોઇ શકે કે? એમ સવાલો ઉભા થાય છે. જેને માટે પછી ૪૦ અને ૪૧ ફકરાઓ આપેલા છે. આ બે ફકરામાંનો ૪૦ મો ફકરો, વટલાવવાની આપણી વીગત તપાસવા માટેનો છે. ૪૦ મા ફકરામાંના પહેલા બે બોલો **'કૂવ અએવ'** માં પુછે છે કે શા માટે, શા કારણે, તે દાટનારને માટે **અનાપેરેથની** આવી સજા થવી જોઇએ. પછી તેનો જવાબ આપે છે-કારણ આપે છે કે:-જે કોઇ **દએનાંમ મજદયસ્નિનમ**=મઝદયસ્નિ દીનનો **આસ્તુતો**=સ્તુતી ગાનાર હોય-દીનનો કલમો પઢીને છેલ્લે પઢી રહે કે **અએષા અસ્તી દએનયાઓ માજદયસ્નોઇશ આસ્તુઇતિશ**=મઝદયસ્નિ દીનની એવી સ્તુતી છે એટલે મઝદયસ્નિ દીનની સ્તુતી કરનાર હોય અને એવી સ્તુતીનો ભેદ જાણનાર હોય, એટલે કહે છે કે જે કોઇ **સ્રવનો**=દીનના ફરમાનો સાંભળનાર જાણનાર માહીતગાર હોય એટલે દીનના ફરમાનો પાળવા પેમાનથી બંધાયલો હોય, છતાંબી જો તે દીનના આવા તાકીદના નહી દાટવાના ફરમાનને તોડે એટલે ભલેને કોઇક સંજોગોમાં મુરદાને દાટ્યું હોય પણ બે વરસમાં તેને ઘણાબી સંજોગો તે મુરદાને ખોદી કાઢવાના મળે છે છતાંબી નહી ખોદી કાઢે તો, તે મહેરનો એટલે કોલનો તોડનાર થવે, દીન તરફ બેવફા થવે તેની તે શીક્ષા બરાબર છે. આવો તરજુમો આ નીચેના વાક્યમાં છે.

**યેજી[૨૮] અંઘહત્[૨૯] આસ્તૂતો[૩૦] વા[૩૧] અઇવિ[૩૨] સ્રવનો[૩૩] વા[૩૪] દએનાંમ્[૩૫] મઝદયસ્નિમ્.[૩૬]**

અગર જો[૨૮] ॥ કાં તો[૩૧] ॥ મઝદયસ્નિ[૩૬] ॥ દીનની[૩૫] ॥ સ્તુતી કરનાર-માંનો—દીનના મઝદયસ્નો અહિના માંથ્રમાં છેલ્લે કબુલનાર પેમાન આપનાર કે અએષા અસ્તી દએનયાઓ માઝદયસ્નોઇશિ=એવી દીની સ્તુતી છે, એમ ભણીને પેમાન આપનારમાંનો[૩૦] (એક) ॥ હોય[૨૯] ॥ અને[૩૧] (વળી) ॥ પુરી રીતે[૩૨] ॥ તે પેમાનને સાંભળનારામાંનો એક હોય એટલે તે પેમાનને સાંભ-ળીને બીજાઓને સમજાવનારામાંનો—જાણકારમાંનો[૩૩] (એક) ॥ હોય[૨૯] ॥ અને[૩૪] ॥ હવેનું અધ્યારમાં છે કે એટલું છતાંબી કદી મુરદાને કસંજોગોમાં દાટે, છતાંબી બે વર્ષમાં ખોદી નહી કાઢે, તો પેમાન તોડે છે. મહેર તોડે છે માટે **અના-પેરેથનો** ગુનાહગાર વાજબી ઠરે છે.

આટલો તરજુમો તો આ એરવદ સાહેબનો અને હમારો મળી રહે છે; અને આટલા તરજુમામાં વટલાવવાનું નથી એ તો ખુલ્લી વાત છે. તેમાં કંઈ બે મતજ નથી. પણ હવે પછીના વાકયના તરજુમાઓ ખુદ વ્યાકરણને કાયદે ત્રણ રીતે એવા થાય છે, કે જેમાંની બે રીતની સમજમાંથી પહેલવી સાહે-બોએ કાઢેલો દીનમાં દાખલ કરવાનો સાર નીકળી આવે છે. આ ત્રણ રીતના તરજુમાઓમાંની પહેલી રીત કે જેમાં પારકાઓને દીનમાં દાખલ કરવાનું દેખાતું નથી તેનો સાર જોઇ રહયા છીએ કે જેને હવે આગળ ચલાવીએ.

આગળ કહે છે કે:—**આઅત[૩૭] યેજી[૩૮] અંઘહત્[૩૯] અનાસ્તૂતો[૪૦] વા[૪૧] અનઇવિ[૪૨] સ્રવનો[૪૩] વા[૪૪] દએનાંમ્[૪૫] મઝદયસ્નિમ્[૪૬] અએતાચિત્[૪૭] અએઇબ્યો[૪૮] રપાઓંઘહ્ઇતિ[૪૯] આસ્તવનએઇબ્યો[૫૦] દએનાંમ્[૫૧] માજદયસ્નિમ્[૫૨] ઍવૅરજીનિબ્યો[૫૩] પસ્ચએત[૫૪] અર્-થવૂચ[૫૫] બ્યઓથ્ન.[૫૬]**

પણ[૩૭] ॥ કાંતો[૪૪] (એમ હોય કે) ॥ જો[૩૮] ॥ મઝદયસ્નિ[૪૬] ॥ દએ-નની[૪૫] ॥ સ્તુતી કરનાર નહી હોય એટલે દીનના મઝદયસ્નો અહિના કલા-મમાં કહેલી બધી વીગતોને માનતો નહી હોય; દીન મઝિસ્ત છે વહિસ્ત છે સએસ્ત છે વીગેરે મઝદયસ્નિ દીનની સ્તુતી કરનાર તે નહી હોય[૪૦] ॥ અને[૪૧] ॥ તે સ્તુતી કરવાના હકીકતી કારણોને સાંભળનાર થયલો માટે માહીતગાર[૪૩] ॥ કોઇબી રીતે નહી[૪૨] ॥ થયલો હોય[૩૯] (અને પછી) ॥ તે (દીનની વીગતો) વીષે[૪૭] ॥ **તેઓ[૪૮] (જેઓ) ॥ મઝદયસ્નિ[૫૨] ॥ દીનની[૫૧] ॥ સ્તુતી કરનાર—**

દીન ઉપર ઓસ્તવાર થયલા એતેકાદવાળા–પેમાનથી બંધાયલા સાબેત કદમ થયલાથી[50] ॥ (અને) તેવું દાટવાનું કે તેના જેવું બીજું અશોઇથી ઉલટું દુરવંદી કામ નહી કરે,–તેવા કામ નહી કરનારાથી એટલે દીન ઉપર સાબેત થયલાઓથી[53] ॥ જાણકાર થાય–જ્ઞાન મેળવે[49] ॥ અને પછી[54] ॥ રતુ ઝરથુસ્ત્રના ફરમાન વીરૂધના[55] ॥ કામોથી[56] ॥ (હવે અધ્યારમાં કે બાઝ આવે, તો તે દોશ દુર કરવા તેણે યસ્નો કરવી કેમકે દીનની યસ્નો તેવા ભુલેલા અજ્ઞાન પણ પછીથી દીનને તાબે થતાઓનો દોશ તોડે છે, કે જેનો ભેદ પછીના ૪૧ મા ફકરામાં આવે છે).

ઉપલો તરજુમો તદ્દન શુધ્ધ હાલે જણાયલી ફાઇલોલોજી ગ્રામરના નીયમેજ થયલો છે. આ ફકરામાંના **અનાસ્તૂતો** શબ્દનો અર્થ સ્તુતી નહી કરનારનો થાય છે. **અનાસ્તૂતો** શબ્દનો અર્થ મઝદયસ્નિ દીન ઉપર ઇમાન નહી ધરાવનાર–એવો કરવો હમો ખોટો કહેતા નથી. પણ તે **અનાસ્તૂતો** શબ્દનો અર્થ તે શબ્દનાં મુળની વ્યાખ્યા પ્રમાણે **સ્તુતી નહી કરનાર, વખાણ નહી કરનાર**–એમ કરવો તદ્દનજ બંધબેસ્તો છે. જે કોઈ સ્તુતી નહી કરે, તે ઇમાન નહી રાખતો હોય એમ કહેવાય. પણ તે ઇમાન નહી રાખવાનો અર્થ અસલ ખરા અર્થ ઉપરથી કાઢેલો સાર કહેવાય. ત્યારે **અનાસ્તૂતો** શબ્દનો અર્થ સ્તુતી નહી કરનારનો છે તે જોઇએ. અહિંયાં આ ફકરામાં **આસ્તૂતો** શબ્દ અને **અનાસ્તૂતો** શબ્દ આવેલા છે, જેઓ એકના એકજ છે, સીરફ ફરક એટલોજ છે કે અનાસ્તૂતો શબ્દમાં **અન** શબ્દ આસ્તૂતો ઉપર મુકેલો છે. **અન** એટલે નહી. ત્યારે આસ્તૂતો શબ્દનો બ્યાકરણી–તેના અસલ મુળ પ્રમાણેનો અર્થ જોઇએ, કે જેની ઉપર કંઇબી શક સુબેહ આવે નહી. **આસ્તૂતો** શબ્દ **સ્તુ** એટલે સ્તુતી કરવી વખાણ કરવી ઉપરથી થયલો છે. આ સ્તુ મુળ ઉપરથી સ્તુત, સ્તૂત અને સ્તૂઇતિ આટલા શબ્દો આવેલા છે. આ બધાનો અર્થ સ્તુતીનો છે. પણ સ્તુત શબ્દ જે સ્તુ ઉપરથી ભુત કૃદંત યા ભુત કૃદત નામ તરીકે આવે છે તેમાં વખણાએલા, સ્તુતી પામેલાનો અર્થ ભુત કૃદંત તરીકે છે અને સ્તુતીનો અર્થ ભુત કૃદંત નામ તરીકે છે. આ 'સ્તુત'નો ૧/૧ નો આકાર તે આસ્તુતોનો છે. જ્યારે સ્તૂત શબ્દબી સ્તુ ઉપરથી છે જેનો અર્થ સ્તુતી તેમ સ્તુતી કરનાર બેઉ થાય અને આ 'સ્તૂત'નો ૬/૧ નો આકાર તે આસ્તૂતોનો છે જે હયાં વપરાયો છે. વળી સ્તૂઇતિ શબ્દ જેબી સ્તુ ઉપરથી નીકળે છે તેનો અર્થ સ્તુતી છે. આ સ્તુના મુળના શબ્દો દીનનો કલમો નામે **મઝદયસ્નો અહ્મિ ફ્રવરાને આસ્તૂ-**

**તસ્ચા**ની બંદગીમાં આવે છે; જેમકે (૧) **ફ્રવરાને આસ્તૂતસ્ચા** શબ્દોમાંના **આસ્તૂતસ્ચા** શબ્દમાં (૨) **આસ્તુયે હુમતેમ મનો, આસ્તુયે હૂખ્તેમ વચો, આસ્તુયે હુવર્શ્તેમ ષ્યઓથ્નેમ, આસ્તુયે દએનાંમ્ વંઘુઉહીમ્ માઝ્દયસ્નિમ** શબ્દોમાંના **આસ્તુયે** શબ્દમાં અને છેલ્લે (૩) **અએષા અસ્તી દએનયાએ માઝ્દયસ્નોઇશ આસ્તૂઈતિશ**માંના **આસ્તૂઇતિશ** શબ્દમાં આ 'સ્તુ'નો મુળ આવે છે.

ત્યારે આ સિધ્ધ થાય છે કે આ **'આસ્તૂતો'** શબ્દ જે **'સ્તુ'** ઉપરથી થયલા આસ્તુતનો ૬/૧ નો આકાર છે તે શબ્દ દીનના કલમામાંના વખાણ અને સ્તુતીના શબ્દો જેઓ તે કલમામાં છેલ્લે સ્તૂઇતિ=સ્તુતી તરીકે આવે છે તેમ આગળ આસ્તુતસ્ચા તરીકે અને આસ્તુએ તરીકે આવે છે,–તે દીનના કલમાને માનનારાનો થયો. એમ આસ્તુતો શબ્દ દીન ઉપર એતેકાદ લાવનારનો છે. માટે જેટલી બધી બાબદો દીનના તે કલમામાં છે જેવી કે તે દીન **ફ્રસ્પાયો ખએદ્ર**ની છે (એટલે હા નાની મારામારી દુર કરાવનારી છે), તે દીન **નિદાસ્નઇથિશ**ની છે (એટલે આ તનરૂપનું હથીઆર જે રૂવાન ઉપર બોજ તરીકે છે રૂવાનના જીનદાન તરીકે છે તેને દુર કરાવીને રૂવાનને મુકિત અપાવનાર છે), તે દીન **ખએત્વદથાંમ**ની છે (એટલે પોતાના અર્ધઅંગના તેમ પોતાના હેઠળી વસ્તીના અંશોને શુધ્ધ કરી પોતામાં ઉમેરીને ખોરદાદ અમશાસ્પંદને મળે તેવી અખંડતા અપાવનાર છે), માટે **મઝિશ્તાચા** છે મોટામાં મોટી બધી દીનને સમાવનારી, **વહિશ્તાચા** ઉત્તમમાં ઉત્તમ બહમનના જેવી ગતી કરાવવામાં અતી ઉત્તમ છે અને **સ્રએશ્તાચા** સુંદરમાં સુંદર છે એટલે સુંદરમાં સુંદર સુંદરતા તરફ લઈ જનારી છે એટલે અતી સુંદર કેહપ જે દાદારનું છે અને હસ્તીનું છે જેઓ જગતની માયાના કેહપ કરતાં અતી ખુબસુરત છે, તે અતી સુંદરતા તરફ તેઓને લઈ જનારી છે એટલે માયામાંથી છોડાવીને દાદાર તરફ આકર્ષણ કરાવનારી છે, **અએષા** આવી **સ્તૂઇતિ**=સ્તુતી મઝદયસ્નિ દીનની છે,–આ બધી બાબદોને જે કોઇ બસ્તેકુસ્તીઆન માને અને **સ્રવનો** એટલે તે બધી બાબદોના હકીકતો કારણોની કીમ્મયત જાણે, તેને હયાં **આસ્તૂતો** કહયો છે અને **અઇવિસ્રવનો** કહયો છે.

ત્યારે **અનાસ્તૂતો** અને **અનઇવિસ્રવનો** શબ્દોમાં શો અર્થ છે? અનાસ્તૂતો શબ્દ પોતે અન અને આસ્તૂતોનો બનેલો છે. અન એટલે નહી. આસ્તૂતોનો જે અર્થ હોય તે ઉપર નહી શબ્દ ઉમેરે તો અનાસ્તૂતોનો અર્થ થાય. એટલે દીનની સ્તુતી જે દીનના કલમામાં સાત રીતની કાધી છે, તે બધીને

યા તેમાંની થોડીને નહી કરનારો. દીનની સ્તુતી (૧) **અષઓનીમની**= અશોઇનું કેહર્પ રાખનાર જીવતી જાગતી યઝત જેવાની (૨) **ફ્રસ્પાયો ખએદ્રામની** (૩) **નિદાસ્નઇથિષેમની** (૪) **ખએત્વદથાંમની** (૫) **મઝિશ્તાચા** (૬) **વહિશ્તાચા** (૭) **સ્રએશ્તાચાની** રહે છે. છેલ્લે કહે છે કે **અએષા અસ્તિ આસ્તુઇતિશ** આવી દીનની સ્તુતી છે.

આજે તેમ અગાઉ એવા ઘણા મઝદયસ્નાનો છે અને હતા કે જેઓ દીનની આ બધીજ સ્તુતી કરતા નથી અને કીધેલી નહી. આજે આપણે થીઓસોફીકલ સરકલમાં જોડાયલા ઘણા પારસીઓને મોંઢે સમજતા આવ્યા છીએ કે દીનો બધી સરખી છે તો પછી મઝદયસ્નિ દીનને **મઝિશ્ત, વહિશ્ત, સ્રએશ્ત** કહેવી એક જાતનો દીની અહંકાર છે. આવું બોલનારાઓ મઝદયસ્નાનોજ છે. તેઓ કંઇ અન્ય ધર્મના નથી અને તે ઉપરાંતના બીજા એવા ઘણાઓબી હશે. પણ આવું કહેનારાઓને ખરેજ મઝદયસ્નિ દીનની હકીકત જે હ્નુમ છે તેની ખબર નથી. માટેજ તેઓ દીનની સ્તુતી કરવામાં ખામી રાખે છે તે દેખઇતું છે. તેઓએ તે જ્ઞાન સાંભળ્યું નથી. માટે જાણ્યું નથી અને તેથી તેઓ મઝદયસ્નિ હોવા છતાં દીનને તેવી માની તે દીનનો એકરાર પુર્ણ રીતે કરતા નથી. આ ૪૦ મા ફકરાના શબ્દોમાં બોલીએ તો એમ કહેવાય કે જેઓ અનાસ્તૂતો છે એટલે દીનની સ્તુતી બરાબર કરતા નથી, તેઓ **અનઇવિસ્રવનો** છે એટલે કોઇબી રીતે દીનની તે સ્તુતી કરવાના હકીકતી કારણોને સાંભળેલા નથી, માટે જ્ઞાનની તે હકીકતોથી માહીતગાર નથી.

આ તરજુમામાંના **યેજી અંઘહૃત અનાસ્તૂતો વા અનઇવિ સ્રવનો** શબ્દોમાના ૧) **અનાસ્તૂતોનો** અર્થ દીનની સ્તુતી નહિ કરનારામાંનો એક; || **વા** નો અથ અને; || **અનઇવિનો** અર્થ પુરી રીતે નહિ; || **સ્રવનોનો** અથ સાંભળનાર જાણનારનો કીધો છે. એટલે જે કોઇ દીનની સ્તુતી નહિ કરનારામાંનો અને સાથે સાથે દીનની સમજ નહિ જાણનારામાંનો એક હોય એટલે જે કોઈ **દીનની** સ્તુતી નહિ ગાનાર હોય કેમકે દીન વીષે જાણનાર નહિ હોય—આવો અર્થ ત્યાં કીધો છે. આ અર્થ **વા** શબ્દનો **અને** તરીકેનો અર્થ લેતા થાય. પણ એવો અર્થ **વા** શબ્દનો **અથવા** તરીકેનો અર્થ લેતા નહિ થાય. **વા** શબ્દને માટે **અથવાનો** અર્થ ત્યારે નીચે જણાવેલો બીજી રીતનો તરજુમો રજુ કરશે. **વા** શબ્દનો અર્થ **અને** તરીકે લેતાં થયલો ઉપલો તરજુમો અને તેમાંથી નીકલતો અર્થબી અર્થસુચક છે તેની દલીલ આપીએ. જે કોઇ માણસ બાપદાદે મઝદયસ્નિ હોય તેને તો જેમ તેના પોતાના માબાપ

તરફ-માબાપની અકસ્યામત તરફ વહાળ માન હોય છે તેમ તેઓની દીન તરફથી માન અને વહાળ રહે છે. માટે દીનનું તેઓને લાગેજ એ સંશય વીનાની હકીકત છે. આવું છતાંબી તેઓ જો દીનની સ્તુતી કરવામાં પાછળ પડે તો, આજ સાર નીકલે કે તે શખ્સ પોતાની દીનની હકીકત જાણુતો નથી અને પારકી દીનની લેહમાં પડેલો છે, માટે પોતાની દીન કરતાં પારકી દીન માટે વધુ માહેતગાર હોવે, તે શખ્સ પોતાની દીનને પારકી દીન ઉપર સરસાઈ આપી શકતો નથી. એમ ત્યારે એક મઝદયસ્નિ પોતે મઝદયસ્નિ દીન ઉપરના એતેકાદમાં ઓછો હોય તો નીરસંશય છે કે તે શખ્સ તે દીનની હકીકતી ખરી માહેતી મેલવવા પાછળ પડેલો છે અને પોતાના બીજી દીનની માહેતીના રંગયલા અપુર્ણું વીચારોથી દોરવાઇ રહે છે. આટલી વીગત કહેવાનો એ અર્થ છે કે **અનાસ્તૂતો** એટલે દીનની સ્તુતી નહિ કરનાર માણુસ એટલે એતેકાદ નહિ રાખનાર માણુસ હરહમેશ પારકી દીનનો રહેતો નથી. ખાસ કરીને કે જ્યારે તે **અનાસ્તૂતો** શબ્દની સાથે **અનઇવિસ્રવનો** શબ્દ આવે ત્યારે તો તે **અનાસ્તૂતો** વાળો નર મઝદયસ્નીજ રહે છે એ સિધ્ધ થાય છે, એમ હમો ઉપર જણુાવી ગયા છીએ. કદાચ **અનાસ્તૂતો** શબ્દ એખલો આવે તો કદી કોઇ તે **અનાસ્તૂતો**ને જુદદીનવાળો કહે-કહીબી શકે કે જેને માટે તે બોલનાર કઇ દલીલબી કરી શકે. પણુ જ્યારે **અનઇવિસ્રવનો** શબ્દ (દીનના સિધ્ધાંતોને નહિ સમજનારો એ શબ્દ) પેલા **અનાસ્તૂતો** શબ્દ (એટલે દીનની સ્તુતી નહિ કરનાર-ઇમાન નહિ મુકનાર) સાથે આવે ત્યારે તે **અનાસ્તૂતો**વાળો શબ્દ કદીબી જુદદીન તરીકેનો હોયજ નહિ પણુ કમ એતેકાદનો મઝદયસ્નિ તરીકેનોજ હોય છે.

ત્યારે આ ૪૦ માં ફકરાના આ રીતના તરજુમામાંથી પારકાઓને દીનમાં લેવાની વીગત નીકલતી નથી, પણુ પોતીકેનાઓને દીન ઉપર સાબેત કરી, દીનનું જ્ઞાન જે તેઓને નથી તે અપાવીને દાટવાનો ગુનાહ તેઓ પાસે નહિ કરાવવો અને જે કંઈ થઇ ગયો હોય તેના દોષ માટે તોજેશ કરાવવી એવો અર્થ નીકલે છે. તેઓ માટે તોજેશ કરવાની વીગત ૪૧ માં ફકરામાં આવે છે :—

**હવે આ ૪૦ માં ફકરાનો બીજી રીતનો ગ્રામરના કાયદાથી થતો તરજુમો જોઇએ કે જેમાં વટલેલોને દીનમાં લેવાની બાબદ જે પહેલવી તરજુમામાં છે તે નીકલી આવે.**

**આઅત[૩૭] યેજિ[૩૮] અંઘહુત્[૩૯] અનાસ્તૂતો[૪૦] વા[૪૧] અનઇવિ[૪૨] સ્રવનો[૪૩] વા[૪૪] દએનાંમ[૪૫] માજદયસ્નીમ્[૪૬] અએતાચિત્[૪૭] અએઇબ્યો[૪૮] સ્પાઓંઘ્રહુઇતિ[૪૯] આસ્તવનએઇબ્યો[૫૦] દએનાંમ[૫૧] માજદયસ્નીમ્[૫૨] અૅવૅરૅજિનિબ્યો[૫૩] પસ્ચએત[૫૪] અરથવ્ય[૫૫] શ્યઓથ્ન.[૫૬]**

પણ[૩૭] ‖ જો[૩૮] ‖ મઝદયસ્ની[૪૬] ‖ દીનને[૪૫] ‖ માન આપી સ્તુતી કરવાથી[૪૦] દુર ગએલો (એટલે મઝદયસ્ની હોઇને વટલી ગએલો) ‖ થએલો[૩૯] હોય ‖ અથવા[૪૧] ‖ મઝદયસ્ની[૪૬] ‖ દીનને[૪૫] ‖ સાંભળનાર[૪૭]—સમજનાર તરીકે ‖ બરાબર[૪૨] નહિ ‖ થએલો[૩૯] હોય (એટલે દીનથી બેખબર બેહદીન હોય) ‖ અને[૪૪] (જો) ‖ તે[૪૭] (દીન) ને ‖ તે બધા[૪૮] ‖ ઉસ્તવાર[૫૦] રહીને સ્તુતી કરનારા તરફથી ‖ શીખે[૪૯] (અને તેથી તે) ‖ મઝદયસ્ની[૫૨] ‖ દીનને[૫૧] ‖ પાલનાર[૫૩] તરફથી ‖ (દીન માટે બીગુમાન થઈ તે વટલેલ મઝદયસ્ન પાછો દીનમાં આવે અને તે અજ્ઞાન બેહદીન જ્ઞાની થાય દીનને માન આપી ચાલવા તૈયાર થાય ) ‖ અને[૫૪] ત્યાર પછીથી ‖ દીનના કાનુનોથી ઉલટી—રતુ ઝરથુસ્ત્રના[૫૫] ફરમાનથી વેગલી ‖ રીતીઓથી દુર થવે એટલે રતુ ઝરથુસ્ત્રે ફરમાવેલી તરીકત[૫૬] પાલવાથી દાટવાનું નહિ કરવાથી, દીન ફરમાનો પાળવાથી ‖ (તેનો આગળ દોષ જે અનાપેરેથનો છે તે પતેત અને યસ્ન જે દીનમાં છે તે દીનથી તુટશે. )

ત્યાં **અનાસ્તૂતો** શબ્દ દીનની સ્તુતીથી દુર થએલો એટલે દીનના ઇમાનથી દુર થએલો એટલે દીનને છોડી દઇને બીજી દીનમાં ચાલી ગએલો એમ પહેલવી સમજમાં છે. તે સામે બોલાય એમ નથી.

પછીનો **વા** નો અર્થ ત્યાં **'અથવા'** તરીકેનો કીધો છે. **વા** શબ્દ અવસ્તામાં ઉભ્યાનવઈ અવ્યય તરીકે આવે છે. તેમ વળી બીજો અર્થે વાકય અને વાકયના સંબંધો બતાવવા માટે યા નહિ બતાવવા માટે આવે છે. **વા** શબ્દ વાકય અને વાકય તેમ વળી શબ્દ અને શબ્દ વચ્ચેનો સંબંધ બતાવવા **'અને'** તરીકે અથવા બીજા તેવા શબ્દો તરીકે આવે અને વાકય અને વાકય ને કે શબ્દ અને શબ્દને નોખા કરવા **'અથવા'** તરીકેનો અર્થ બતાવે. ત્યાં **અથવા** તરીકેનો અર્થ લીધેલો છે.

**સ્રવનો** શબ્દનો અર્થ સાંભળનાર જાણનાર તરીકેનો થાય, એટલે નાન-પણથી સાંભળતો આવેલો કે મઝદયસ્નિ દીન તેની પોતાની છે તેમાંજ માનવું–એમ થાય. એમ સ્રવનોનો અર્થ જે સાંભળનારનો છે તે મઝદયસ્નિ-પણુંજ બતાવે એટલે તે સ્રવનો શબ્દ એક મઝદયસ્નિ માટે વપરાયલો છે એમ સમજાય. પણ **અનઇવિ** એટલે બરાબર નહિ એવો શબ્દ જો **સ્રવનો** આગળ આવે, તો બરાબર નહિ સમજનાર એવો અર્થ થાય જેને માટે અજ્ઞાન બેહ-દીન તરીકેનો અર્થ પહેલવી સમજમાં આપેલો છે, તે સામે કંઇ બોલાય એમ નથી. 'અનઇવિ' શબ્દને અન + અઇવિમાં જુદો પાડી શકાય છે. અન એટલે નહિ અને અઇવિ એટલે આસપાસથી—આસપાસથી એટલે બધેથી, એટલે બધેથી જોનાર. એમ બધેથી જોનાર નહિ એટલે બરાબર નહિ એમ અર્થ ત્યાં લીધો છે.

પેગમ્બર પછીના જમાનાઓમાં કે જ્યારે બીજી દીનો થઇ અને તે દીનોમાં જ્યારે દેવીક માન્યતાઓનો દોર ચાલવા લાગ્યો, ત્યારે તે દીનોમાંથી બીજી દીનો તરફનું માન જવા લાગ્યું અને વટલાવવાનો પ્રયોગ તેઓએ ચલાવેલો. આવા પ્રયોગોના ભોગ તરીકે ઉપર કહેલા **અનાસ્તૂતો**ના ભેદના મઝદયસ્નાનો એટલે દીન ઉપર સાબેત કદમ નહિ રહેલા મઝદયસ્નાનો ઇમાન છોડી દેતા હતા. તેઓ **અનઇવિ સ્રવનો** હોવે એટલે દીનને બરાબર સમજેલા નહિ હોવે, **અનાસ્તૂતો**ના ભેદના થઈ રહેલા હતા, જેઓ પારકી દીનવાલાઓની ખોટી સમજાવતથી દીન ઉપરનો ઇમાન છોડી દઇને બીજી દીનમા વટલતા હતા. પણ આવાઓને જ્યારે દીનની ખરી બાબદની સમજ આવતી હતી, ત્યારે તેઓ પાછા દીનમાં આવવા માંગતા હતા, કે જેઓને તે કદીમ દીન દસ્તુરો અમુક ઇમ્મિયતના કારણે જે હવે પછીથી કહીશું, તેને અંગે દીનમાં લેવાનું દરોસ્ત ગણુતા હતા. પણ તે દીન દસ્તુરો શાહથી કે ફકીર લગીના બધાની સંમતી લઇને તેઓને દીનમાં લેતા હતા, જેની હકીકતી સમજ નીચે આવશે. તેઓ એવી કાળજી કરીને તેઓને દીનમાં લેતા હતા કે જેથી દીનના બુનક પાસબાનીના સિધ્ધાંતને નુકશાન પુગે નહિ. તે માટે તે દીન દસ્તુરો શું શું કરતા હતા તેની સમજ નીચે છે. **હખમની** જમાન માં અને તેની આગળ અને પછીના જમાનાઓથી તે છેક સાસાનીઅન અને અરબોના જમાના લગીમાં એવી કાળજીથી મઝદયસ્નિ વટલેલોને દીન દસ્તુરો પાછા લેતા હતા. આરબોના જમાનામાં એવી રીતની દીનમાં લેવાની બાબદ ઘણો ધર્મ કષ્ટ ઉભો કરતી હતી. પણ બધાઓની સામટી સંમતી—એક મરજીથી તે કામ થઈ શકતું

હતું. તે વખતે મુળ બાબદ તો એ હતી કે તે દીનમાં આવવા માંગનારાઓ અસલના મઝદયસ્નિ પણ વટલેલ થયા હતા એટલે એકજ લોહીના હતા.

---

## હવે આ ફકરા ૪૦ ની ત્રીજી રીતની સમજ જોઇએ કે જેમાંથી પારકાઓને દીનમાં લાવવાનો ભેદ દેખઇ શકાય.

## આપણે ગાથાઓમાં દીનમાં દાખલ કરવાનો એક શબ્દબી કાંય નહિ જોઇ શકયા પણ વંદીદાદમાંજ દીનમાં દાખલ કરવાનો કંઇક ભેદ જોઇ શકયા તેની ગુહ્ય સમજ.

આપણે ઉપર ગાથા અને વંદીદાદની ખીશકારીઓનું જુદા પણું જોયું. તેઓની ખીશકારીઓના જુદાપણાને લીધે તેઓ વચ્ચે જે ફરક છે તે જોયો. ગાથા કુલ જન સમાજ માટેના છે. ગાથાઓ પાંચે પાંચ વર્ણોને માટે છે. તે પાંચેપાંચ વર્ણોની દીનોને માટેના અનુકુળ સિધ્ધાંતવાળા અને અષો ઝરથુસ્ત્રના **યા આહુઇરિશ ઝરથુસ્તિશના** ભેદમાં સમાયલા કુદરતી કામોને બજાવવા માટેના એટલે કુલ્લે દીનોને ઉભી કરીને તે દીનોને ઓસ્તવાર કરવા માટેના છે. આમ છે માટે ગાથામાં કેઇબી દીનમાં લેવાનો એકબી શબ્દ છેજ નહિ. ગાથાના આવા કુલ્યાતી સિધાંતોની તપાસ અને સમજ જોઇ. આ એરવદ સાહેબ ગાથાના અમુક ફકરાઓમાંથી વટલાવવાનો સાર કાઢે છે અને તેટલા માટે તે ફકરાઓ ઉપર અમુક શરેહ કરે છે તે બધી શરેહની ગેર-સમજુતીઓ જોઇ. ગાથાઓમાં **પાવ મહેલની** વીગત છે અને દસ્તુરીનો ભેદ છે. હેરબુદો કરવાની અને બધી દીનોની પાસબાની કરવાની કીલ્લેબંદીની અને તે કીલ્લેબંદીમાં કામ કરતા સેપાહો સરદારો શાહોની વીગત છે. એટલે ગાથાઓ પાંચે પાંચ વર્ણોની દીનોમાં દીવાનોની દેવયસ્ની નહિ ઘુસે અને તે તે વર્ણોની દીનોને અધદીન દુઝદીન નહિ કરે તે માટેના બધા ગુહ્ય શિક્ષણોની વીગત અતી ગુહ્ય રીતે આપે છે.

વંદીદાદનો ભેદ આ કીલ્લેબંદીના કામને અમલમાં મુકવા માટેનો છે. આ અમલની જુમેદારી અષો ઝરથુસ્ત્રે પોતાની વર્ણના આથ્રવનો-રથએસ્તારો-વાસ્ત્રીઓશો અને હુતોક્ષોના દરેક સભ્યો ઉપર તેમ ખાસ નરો ઉપર મુકી છે. તેઓમાંના દરેકે દરેક તે કામ નોખા નોખા કરી શકે માટે તેવણે નવજોતીનો ભેદ ઉભો કીધો છે અને સામટી રીતની કીલ્લેબંદીની કારરવાઈ આખી **જગતની**

વર્ણોની ઉપર, જગત ઉપર, દીનો ઉપર થઇ શકે માટે **પાવ મકાનો આતશ-બહેરામો, અગીઆરીઓ, ઉરવિસગાહો, દરેમહેરો, દાખ્માઓ** બીજી **આબાંન** વીગેરેની **દરેહો યશ્નો** વીગેરે વીગેરે અને **આથ્રવની-ચઓઝદાથ્રેગરીનો** ભેદ અને કારરવાઇ-**મગવ અંજુમનોનો** ભેદ અને કારરવાઈ વીગેરે વીગેરે કીધા છે જેને ટુંકમાં **પાવ મહેલની સંસ્થા** કહે છે. આ પાવ મહેલની સંસ્થાઓ આથ્રવનના ખુપેરૂવાનના અધીકારથી ચાલે છે જેમાં દરેક મઝદયસ્નિની પોતાની નવજોતી તરીકેની ખીશ્કારી પોતાની નાની મદદ મોકલે છે. આ ખીશ્કારી શું છે ? દીવાનોનો દેવયસ્નીઓ-દ્રવાઓનો ઝુલમ દીનોમાં દાખલ થાય નહિ, દીનોને દુઝદીન બનાવે નહિ, તેમ તે ઝુલ્મ જગતમાં દાખલ થઇ જગતમાં પાપોનો ભાર નહિ કરે અને હેઠળી વસ્તીઓ ઉપર આઝાબ નહિ ગુઝારે અને મનુષ્ય સમાજ ઇનસાન તરીકેની રહે હેવાનીઅત ઉપર ઉતરે નહિ અને જગતમાં નાશકારક ઇલ્મો જેને હોમ યશ્તમાં કેરેસાનીનો ભેદનો ઇલ્મ કહે છે તે જામે નહિ, પણ હઓમનો '**હઓમ ફ્રાષ્મિમ ફ્રાદત ગએથામ**'ના ભેદનો ઇલ્મ જામે. આ બધાનો ભેદ વંદીદાદમાં છે. આ બધાની દારૂ-સફાઇ માટે, તેઓના સમારકામ માટે વંદીદાદ છે. જ્યારે જ્યારે દીનમાં દેવયસ્ની ભેલાય છે ત્યારે ત્યારેજ તે દીનો બીજી દીનોને ધીક્કારીને વટલાવવાનું શરૂ કરે છે. હમદીનો દીન માટે અજ્ઞાન રહે છે, દુન્યાના કામમાં મચી રહી દીનના ઇલ્મને ઠોકરે મારે છે, અને દુન્યાની અનેક મોહીનીને વશ થઇ રહીને કદી કદી દીન છોડી વટલાઈ જાય છે, **આ બધાના ઇલાજ માટેજ વંદીદાદ છે.** એમ છે માટેજ આપણે બીજા ભુલેલાઓને દીનમાં પાછા લાવવાની સમજ વંદીદાદમાંથીજ જોઈ શકયા છીએ.

**આટલી ટુંક નોંધ લઇને હવે ત્રીજી રીતનો તરજુમો કરીએ:-**

**આઅત[37] યેજિ[38] અંઘહુત[39] અનાસ્તૂતો[40] વા[41] અનઇવિ[42] શ્રવનો[43] વા[44] દએનાંમ[45] માઝદયસ્નીમ[46] અએતાચિત[47] અએઇબ્યો[48] સ્પાઓંઘ્રહુઇતિ[49] આસ્તવનએઇબ્યો[50] દએનાંમ[51] માઝદયસ્નીમ[52] ઍવૅરૅજિનિબ્યો[53] પસ્ચએત[54] અરથબ્ય[55] શ્યઓથન.[56]**

તરજુમો :—પણ[37] ‖ જો[38] ‖ મઝદયસ્નિ[46] ‖ દીનને[45] ‖ નહિ[40] વખાણનાર તરીકેનો (એટલે જુદદીન) ‖ હોય[39] ‖ અથવા[41] ‖ મઝદયસ્નિ[46]‖ દીનને[45] ‖ ઉંચેની[42] નહિ (ગણવાતું) ‖ સાંભલનાર[43] ( એટલે શીખેલો થઇને ધીક્કારનાર ) ‖ થએલો[39] હોય ‖ અને[44] (એવાઓ જો) ‖ તે[47] (દીન) ને ‖

તે બધા[૪૮] (એટલે બીજી દીનોમાં વટલેલા મઝદયસ્નીઓ જેઓ પછીથી મઝદયસ્ની દીનમાં દાખલ થયા છે જેઓ હવે) ‖ ઉસ્તાવાર[૫૦] રહીને મઝદયસ્નિ દીનની સ્તુતી કરી રહે છે તેઓ તરફથી ‖ શીખે[૪૯] (અને તે ભલી દીનની ખરી વાકેફગારી મેલવે) ‖ મઝદયસ્નિ[૫૨] ‖ દીનને[૫૧] ‖ પાલનાર[૫૩] તરફથી (તેઓ જેઓ હવે પાછા ભલી દીનના થઇને દીન પાલે છે તેઓ તરફથી) ‖ (તે ધિક્કારનાઓ દીન માટે બીગુમાન થઈ દીનમાં દીન દસ્તુરો મારફતે દાખલ થઈ મઝદયસ્નિ થાએ અને) ‖ ત્યાર[૫૪] પછીથી ‖ દીનના કાનુનોથી ઉલટી જતી એટલે રતુ[૫૫] ઝરથુસ્ત્રના ફરમાનથી વેગલી ‖ રીતીઓથી દુર થવે એટલે રતુ ઝરથુસ્ત્રે ફરમાવેલી તરીકત[૫૬] પાલવાથી એટલે દાટવાનું નહિ કરવાથી—દીનના ફરમાનને પાળવાથી ‖ (તેનો આગળો દોષ જે અનાપેરેથનો છે તે દીનની યસ્ન કરવે તુટશે,) ‖

હ્યાં **અનાસ્તૂતોને** તદ્દનજ જુદદીન તરીકે લીધો છે અને **અનઇવિ** શબ્દનો અર્થ 'ઉંચેની-ઉંચી નહિ ગણવાનો' લીધો છે. **સ્રવનોનો** અર્થ સાંભળનાર તરીકેનો લીધો છે, એટલે એવું શીખેલો એમ લીધો છે. પછી **'અનઇવિ સ્રવનો'**નો અર્થ ઉંચી નહિ ગણવાનું સાંભળનારનો એટલે ઉંચેનું નહિ ગણવાનું શીખેલો એટલે ધિક્કારનારનો લીધો છે. એમ **અનઇવિ સ્રવનો**નો અર્થ ધિક્કારનારનો કીધો છે. એટલે એક જુદદીન જે **સ્રવનો** સાંભળનાર થયો છે એટલે શીખેલો થયો છે. શું સાંભળનાર થયો છે—શીખેલો છે કે **અનઇવિ** તે મઝદયસ્નિ દીન **અઇવિ** ઉંચી **અન** નથી તે એટલે ધિક્કારનાર થયો છે—આવો અર્થ કીધો છે.

**અનઇવિ** શબ્દને હ્યાંબી **અન+અઇવિ**માં છુટો પાડેલો છે. પણ **અઇવિ**ને **અઇબી** કે **અઇબિ** તરીકેનો ગણીને બુલંદ તરીકેનો અર્થ લીધો છે. અઇવિમાં આસપાસનો અર્થ આવે જેમાં ઉપર-નીચે-બાજુમાં એમ ચારે તરફનો અર્થ આવે. ચારે ઠેકાણે એટલે ઉંચે તેમ આસપાસ કે કદાચ નીચે તરીકેનો અર્થ લેવઈ શકાય છે. એમ અનઇવિમાં ઉંચુ નહિ ગણતો એમ અર્થ લીધો છે.

હ્યાં **આસ્તવનએઇબ્યો અને ઍવૅરૅજીનબ્યોને** એટલે દીન ઉપર ઉસ્તવાર રહીને દીનની સ્તુતી કરનાર અને દીન પ્રમાણેજ ચાલનારને આગળનો વટલેલ પણ પછીથી દીનમાં આવેલા મઝદયસ્નીઓ તરીકે લીધા છે. પેલો અનાસ્તૂતોનો જુદદીન જે **અનઇવિ સ્રવનો** વાલો છે એટલે નાનપણથીજ મઝદયસ્નિ દીનને હલકી ગણતો આવીને તે દીનને ધિક્કારનાર થયો છે, તે જુદદીન તેઓને એટલે તે મઝદયસ્નાનોને પોતાની દીનમાં અસલ કે જ્યારે તેઓ દીનથી

બેખબર હતા ત્યારે ઉંધું ચટતું સમજાવીને લઈ ગએલો. પણ પછી જ્યારે તે વટલેલ મઝદયસ્નીઓ ખુદ દીનથી રોશન થયા એટલે તેઓ દીન તરફ પાછા ફર્યા. આ વખતે પેલો **અનાસ્તૂતો અનઘવિ સ્રવને**વાલો જુદદીન–તેઓને વટલાવનાર મઝદયસ્નિ દીનમાં પાછા આવેલા તે મઝદયસ્નાન આગળ તેવી તેઓની ચલન માટે ઠપકો દઇને સમજાવીને તેઓને પાછા વટલાવવા આવ્યો. પણ દીની તકરારમાં એ **અનાસ્તૂતો** મહાત થયો એટલુંજ નહિ પણ તેની અંદર મઝદયસ્નિ દીન બાબેનો વિશ્વાસ રોશન થયો જેથી તેણે દીન દસ્તુરો આગળ ઘણી જારી કરીને દીનમાં જવા માંગ્યુ. પછી દીનના પેલા ત્રણ મુળ વર્ગોમાંના અમુક વર્ગમાં તેને દીન દસ્તુરોએ કુલ અંજુમન, શાહ, સોદાગર, ફકીર, દીન દસ્તુરોની એકમતીથી દાખલ કીધો. આવા બનાવો માડીઅન શેહેનશાહતના જમાનામાં થવા પામતા હતા. મોટે ભાગે મોટા શાહો છોકરી આપ લે કરતી વખતે કદી બહારની છોકરી લેતા હતા ત્યારે તેણીને પહેલે દીનમાં દાખલ કરતા હતા, જે તેણીની પુર્ણ સમંતીથી થતું હતું. પણ સાસાનીઅન જમાનામાં આવા બનાવો ઘણી વખતે બનતા હતા. સાસાનીઅન જમાનાની અગાઉના અસકાની જમાનામાં દીનનો વહેવાર જરા ધીલો પડેલો હતો ત્યારેબી તેમ થતું હતું. પણ અસકાની જમાનમાં અરમીનીઅન મઝદયસ્નાનો ક્રીસ્તી થઈ ગએલા હતા. પછી આ અરમીનીઅન ક્રીસ્તીઓએ સાસાની જમાનામાના મઝદયસ્નાનોને ક્રિસ્તી ધર્મમાં વટલાવવાની બહુ મહેનત લીધેલી હતી. આ વખતે સાસાનીઅન શાહોએ દીનનો પ્રચાર મઝદયસ્નાનોમાં કરવા માટે પગલાં લીધાં હતાં, જેથી અનેક વટલેલ મઝદયસ્નાનો પાછા દીનમાં આવેલા હતા. આજ વખતે તે યવન ક્રીસ્તીઓ કે જેઓ મઝદયસ્નાનોને વટલાવતા, તેઓ દીનના વાદવીવાદમાં મહાત થઈ મઝદયસ્નિ દીન ઉપર કુરબાન થઇને દીનમાં દાખલ થયલા હતા. પણ તે વખતે બધું દીન દસ્તુરો અને શાહની તેમ અંજુમનની એકમતીથી અને વંદીદાદના નીયમ અનુસાર થતું હતું, જેથી તે કામ સરળ થઈ પડતું હતું. પણ જ્યારે છેલ્લા સાસાની શાહોએ બુનક પાસબાનીના નીયમો ઓલંગીને દીન દસ્તુરો કે જાહેર આલમની સમંતી વગર પર ઓરતને ગમે તેમ આણી, ત્યારે શહેનશાહતની પડતીના બીયાં રોપાયાં અને મઝદકના પંથે નાશ આણ્યો.

**હવે છેલ્લો ૪૧ મો કકરો જોઇએ :—**જે કહે છે કે :—

ખરેખરજ[૫૮] ‖ અએ[૫૯] સ્પિતમ ‖ ઝરથુસ્ત્ર[૬૦] ‖ મઝદયસ્ની[૬૨] ‖ દાન[૬૧] ‖ (જેમાં પાવમહેલનો ભેદ છે, જેમાં યઓઝદાથ્રેગરી છે, જેમાં દેવને મારવાના હથીઆર વીદએવોદાત છે, જેમાં નવજોતી વીગેરેનો ભેદ છે, જેમાં ગાસ

પાવમહેલ છે, જે ગાસની મદદથી જે ગાસને જોરે ગાથા ૨૮-૫) માં કહે છે તેમ **અનામાંથા મજિશ્તેમ વાઉરોઇમઇદી ખ્રફ્સ્રા હિજ્વા:** **અના**=આ (વંદીદાદ વીગેરેના ભેદના ચોક્કસ નેમેલા ) **માંથ્રા**=માંથ્રોના-યસ્નોના અમલથી એટલે દેવને તોડવાની યસ્નથી-વીદએવોદાતની હીકમતથી,—હીઝવા= (તેવી માંથ્ર ભણતી, યસ્ન કરતી=ફરજ પરહેઝ કરતી) ઝબાનથી; ખ્રફ્સ્રા= ગુંચવાયલી અક્કલવાલાઓને—જેઓ દેવયસ્ની કરી પોતાની દીનની નેમને ચુકે છે તેઓને— જેઓ સ્વાર્થી ઇનિસાનો થઇ ફ્રશો-ગર્દ પોતાનો તેમ જગતનો થાય માટે પોતપોતાની દીનમાં રહીને વરતતા નથી, પણ અહી એટલે દંસ્યલ સાંપ વસેલા મનવાલા થઈ, કાં તો પોતાની દીનથી બહાર જાય છે યા બીજાને મારીને પોતામાં લાવવા માંગે છે, તેવી બુધ્ધીવાલાઓને એટલે જાતજાતની ખ્રફ્સ્રી=દ્રવાઓવાલી આપ મતલબી અક્કલવાલાઓને **મજિશ્તેમ**=તે મોટામાં મોટા દાદાર વિષે અને તે દાદારની છેલ્લી નેમ ફ્રશો-ગર્દની છે તે વિષે એટલે તે મોટામાં મોટા બનાવને મનાવવા વિષે (એટલે ફ્રશો-ગર્દ લાવવાના મહાન બનાવને નઝદીક લાવવા માટે, તે ખ્રફ્સ્રી અક્કલને મારીને સુધારીને ખરી વાકેફગારી આપીને ચલાવવા માટે ) તે ખરફ્સ્રા=ખરફ્સ્રી ગતીવાલાઓને **વાઉરોઇમઇદી**=એતેકાદવાળા કરાવીશુંજ. એટલે જે ખરફ્સ્રની દએવની માન્યતા છે તે તોડીને ભલી માન્યતા જે કંઈ પોતપોતાની દીનની હોય તેવું કરાવીશુંજ. એવી મઝદયસ્નિ દીન છે તે દીન)

દીનદાર[૬૪] ‖ માણસોની[૬૩] ‖ બેડી[૬૫] (સંસારની જડ માયાની પકડ) ‖ ઉખેડી નાખે છે[૫૭] ‖ (શરીરમાંના) જુદ્દાણાને ફરજી ગતીઓને[૬૭] ‖ ઉખેડી નાખે છે[૬૬] ‖ જાદુગરોના બુરા જોમને, સામાનો નાશ કરવાના જોમને[૬૯] ‖ ઉખેડી નાખે છે[૬૮] ‖ અષવનોને હલાક કરવાના જોમને[૭૧] ‖ ઉખેડી નાખે છે[૭૦] ‖ નસુ દાટવાના કામને[૭૩] ‖ ઉખેડી નાખે છે[૭૨] ‖ અનાપેરેથની શીક્ષા જે પુલગુઝાર નહી કરાવી તનાસકમાં પાડે છે તેવા અનાપેરેથના[૭૫] ‖ કામને[૭૬] ‖ તોડી નાખે છે[૭૪] ‖ મુસ્કેલીથી[૭૮] ‖ પાર પડતું અપાતું[૭૯] ‖ કરજ વ્યાજ[૮૦] ‖ પુરૂ કરી નાખે છે[૭૭] ‖ (એટલે કોઇને દેવાદાર કરી તનાસકમાં નાખતી નથી) ‖ બધા[૮૨] ‖ હાથ લંબાવે તેવા એટલે ચોરી ગુનાહવાળા[૮૩] ‖ કામો[૮૪] ‖ જે[૮૫] ‖ કંઇ[૮૬] ‖ થાય, તે કોઈ કરે[૮૭] (તેને) ‖ ઉખેડી નાખે છે.[૮૧] ‖

એમ હયાં કહે છે કે મઝદયસ્નિ દીનનો આ વંદીદાદનો ભેદ જે ગાસ-પાવમહેલને જોરે જાતજાતના દોષો જેઓને ઉપર જણાવ્યા છે તેઓને ઉખેડી નાખે છે તે દીનની આ વીદએવોદાતની ગતીની યસ્ન ઉપર કહેલાઓ જેઓ દીન પ્રમાણે ચાલે છે તેઓના અનાપેરેથના દોષને ઉખેડી નાખે છે.

દીનના પાવમહેલમાં આવી દોષોને ઉખેડી નાખવાની શકિત છે તેની ખુરદ્દાન ગાથા હા ૨૮–૫ માં છે તે જોઇએ કે જે વંદીદાદના ઉપલા ફકરાને ટેકો આપે છે,

## હા ૨૮-૫.

**અષા[1] કત્[2] થ્વા[3] દરેસાની[4] મનસ્ચા વોહુ[5] વએદેમ્નો[6] ગાતૂમ્ચા[7] અહુરાઇ[8] સેવીશ્તાઇ[9] સેરઓષેમ[10] મઝદાઇ;[11] અના[12] માંથ્રા[13] મજિશ્તેમ[14] વાઉરોઇમઇદી[15] ખ્રફ્સ્ત્રા[16] હિજવા.[17]**

અએ અષવહીસ્ત[1] ॥ અહુરાને લગતા–અહુરા માટેના[8] ॥ ફાયદાઓને પુગવા માટેની તે[9] ॥ ગાતુને એટલે મીનોઈ ઝલ્વો જે ત્રેવીશ રતુઓનો છે તે જલ્વો રાખનાર પાવમહેલને[7] (અને તેમાં વસેલી) ॥ મઝદા માટેની[11] ॥ સરોશ જેવી મઝદાની તરફની તાબેદારીને[10] ॥ ઓળખેલો થઈ–પામેલો થઈ–જાણીતો થઇ[6] (યસ્ન કરી અમલ કરી) ॥ તું અષવહીસ્તને[3] ( અને ) ॥ બહમનને[5] ॥ શું એટલે ખરેખરજ[2] ॥ હું જોઇશજ[4] ॥ ( અને એમ અષ અને બહમનને પામેલો થઈ જોઇલો થઈ એટલે પાવમહેલનો જલવો પામેલો થઈ તે પાવમહેલને જોરે ) ॥ આ[12] ॥ માંથ્રોથી[13] (યસ્ન જે કરીશ તેથી ) ॥ ખરફસ્ત્ર માનવો જેઓ દએવયસ્નીથી અકકલ મારેલા થએલા છે તેઓને[16] ॥ ઝબાનથી[17] (જે સચ્ચાઈની હોવે બુરાઇના જુઠાણાના ચખ્રને દાબેલી હોવે માંથ્ર યસ્ન ભણીને ભલા નતીજાઓ લાવી શકે છે તેવી તે ઝબાનથી) ॥ મોટામાં મોટા દાદારને વીષે અને તે દાદાર કે જેની નેમ ફ્રશો–ગર્દ કરવાની છે તે દાદારની તે નેમને વીષે[14] ॥ માનવાવાળો એતેકાદવાળો કરાવીશજ–હું અને મારા જેવા બીજાઓ બધા હમો કરાવી આપી શકીશુંજ.[15]

હયાં કહે છે કે દાદારને પુગવા માટેની, દાદારની સેવા જેમ સરોશ કરે છે તેમ સેવા કરવા માટેની, એટલે જગતમાં દાદારના દુત થવા માટેની, દાદારનું મીશન બજાવવા માટેની ગાતુ છે પાવમહેલ છે, તેથી હું માહીતગાર થયો છું. તે પાવમહેલના ભેદોને પુગેલો છું; અને તે પાવમહેલનો અધીકારી થઇ યસ્ન કરી રહયો છું. અને તે યસ્ન કરીને પાવમહેલમાં વસેલા અષવહીસ્ત અને બહમનને જોઇશજ, ના, જોઇ રહયો છું. એટલે પુર્ણું અમલદાર થયો છું અને થવોજ જોઇએ. એમ અમલદાર થઇને માંથ્ર–યસ્ન કરી, તે માથ્ર–યસ્ન કરતી ઝબાનને જોરે દેવયસ્નિઓને–તે ખરફસ્ત્રોને **મજિશ્તેમ** એટલે તે દાદારને માટે–તેની નેમ ફ્રશો–ગર્દની છે તે નેમ તરફ જવા માટે, તે નેમ માનવા

મનાવવા માટે એતેકાદવાળા કરાવીશજ એટલે તે ખરફ્સ્ત્રોની દેવયસ્નિ તોડાવીને તેઓને દીનવાળા કરીશજ. હયાં પાવમહેલની યસ્નવાળી ઝબાનથી એટલે યસ્ન-થી ખરફ્સ્ત્રી ગતી તુટે છે તેનો ભેદ જે વંદીદાદના ત્રીજી પરગરદના ૪૧ ફકરામાં છે તેને ટેકો આપે છે. જેમ વંદીદાદમાંના તે ફકરામાં કહે છે કે દીન આટલા આટલા દોષોને તોડે છે તેમ હયાં તે દોષોને, તે દોષોવાળા માનવોને ખર-ફસ્ત્ર કહીને તેઓને **અનામાથ્રા** તે માંથ્રોથી **વાઉરોઇમદદી** માનતા કરી શકાવીશ, એટલે તે ખરફ્સ્ત્રોના દોષોને તોડીને તેઓમાં દીનનો એતેકાદ મુકાવીશ જેથી તે ખરફ્સ્ત્રો દેવયસ્નિને છોડી દેવયસ્નિના ફ્રશો–ગર્દના અને દાદારના વીરોધને છોડી, દાદારને અને તેની ફ્રશો–ગર્દની નેમને માનતા અને પુગતા થાય.

હયાં ખરફ્સ્ત્રોને **વાઉરોઇમદદી** માનતા કરાવાના છે; એટલે દેવયસ્નિઓને માનતા કરવાના છે. યઓઝદાથ્રેગરો ગાતુની એટલે પાવમહેલની અંદરની યસ્ન–માંથ્ર જે ઝબાનથી ભણાય છે તેની અસરથી તે ખરફ્સ્ત્રોને માનતા કરશે એટલે તે ખરફ્સ્ત્રોની ખરફ્સ્ત્રી તોડીને તેઓમાં ભલાઇ અને ઇમાનનો દીવો સળ-ગાવીને માનતા કરશે. આવો ખુલ્લો અર્થ છે.

આ ફકરો ત્યારે '**ગાતુ**'ની શકિત એટલે પાવમહેલની શકિત અને તે પાવમહેલ માંહેલા માંથ્રની શકિત અને તે પાવમહેલ માહે યસ્ન કરતા યઓઝદાથ્રેગરની ઝબાનની શકિત દેખાડે છે. કહે છે કે ખરફ્સ્ત્રોને–દેવયસ્નિઓને તે પાવમહેલની શકિત–યસ્ન વીગેરેથી **મઝિસ્તેમ** તરફ એટલે તે દાદાર તરફ, તેની નેમ નામે ફ્રશો–ગર્દ તરફ માનતા કરી શકાય છે. જેમ વંદીદાદના પરગર્દ ૩ ફકરા ૪૧ માં કહે છે કે દીન બધા દોષોને તોડે છે એટલે દીન માંહેલો પાવમહેલ અને તે પાવમહેલમાં થતી યસ્નો દોષોને તોડે છે, તેમ હયાં કહે છે કે પાવમહેલ કે જે દીનમાં છે તે પાવમહેલ ખરફ્સ્ત્રોને એટલે દોષોને તોડીને ભલાઈ તરફ લઇ જઇ શકે છે. વંદીદાદમાં કહે છે કે દીન દોષોને તોડીને **અનાપેરેથ**ના ગુનાહથી મુકત કરાવે છે. એવીજ રીતે હયાં ગાથાના આ ફકરામાં કહે છે કે દીનનો પાવમહેલ ખરફ્સ્ત્રોની ખરફ્સ્ત્રીને તોડાવીને દાદારને, તેવણુની નેમ ફ્રશો–ગર્દને માનતા કરાવે છે એટલે તે ખરફ્સ્ત્રોના દોષોને તોડીને મુકિત અપાવે છે. એમ બેઉ ફકરાઓની સમજ એકમેકને ટેકો આપે છે. પણ અજાએબ જેવી વાત છે કે કેટલાક અભ્યાસીઓ આ ફકરામાં વટલાવવાનું જોય છે. વટલાવવાનું આ ફકરામાં છેજ નહી. ત્યાં તો ખરફ્સ્ત્રોને માનતા કરવાના છે, એટલે ખર-ફસ્ત્રોનો દોષ તોડવાની વાત છે. પેગામ્બરના જમાનામાં બીજી દીનો હતીજ નહી,

પણ સીરફ્ મઝદયસ્નિ દીન હતી, જે દીનમાં દેવયસ્નિ ખરફ્સ્ત્રી પેવસ થતી જતી હતી. પહેલાં તો આ સાર છે કે જે કોઈ એક દીનમાંથી બીજી દીનમાં વટલાવવા આવે તે બીજી દીનને વધુ સારી સમજીને આવે. જો તે માણસ બીજી દીનને સારી સમજે એટલે ગોસ્પંદી સમજે તો તે વટલનાર ગોસ્પંદી ગતીને માંગતો હોવો જોઇએ. પણ હયાં તો **ખરફ્સ્ત્ર** કહયો છે. શું ખરફ્સ્ત્ર થઇને બીજી દીનમાં વટલે કે? અથવા શું તેઓ એમ કહેવા માંગે છે કે ખરફ્સ્ત્રોને મારીને વટલાવવાનું હયાં છે? શું હયાં મારીને મુસલમાન કરવાનું છે? હયાં સાફ સાફ કહે છે કે પાવમહેલનો ઝલ્વો પામેલો નર એટલે બહમન અને અષને મલીને અધીકારી થયલો યઓઝદાથ્રેગર, માંથ્રો ભણીને એટલે યસ્ન કરીને તે ભણતી ઝબાનથી–તે ઝબાનથી નીકળતી ધ્વનીથી–સ્તોતોથી ખરફ્સ્ત્રોને **મઝિશ્તેમ** તરફ દાદાર તરફ લઇ જવાનો એતેકાદ ઉભો કરાવે છે. એટલે ખરફ્સ્ત્રોની ખરફ્સ્ત્રી તોડી તેઓમાંનો દોષ દુર કરી તેઓને ગોસ્પંદી માન્યતાવાળા કરાવે છે. દેવયસ્નિની દીનને **દુઝદએન** કહે છે. પણ દીનો જેઓ મુળ મઝદયસ્નિ દીનના **યા આહુઇરિશ ઝરથુશ્ત્રિશ**ના વધારામાંથી ઉભી થઈ છે, જેઓ મઝદયસ્નિ દીનની પુત્રીઓ છે તેઓને **દએનાઓ** કહે છે. દુઝદીનમાં દાદારને પુગવાનું કે ફ્રશો–ગર્દ થશે તે માન્યતા નથી. પણ બધીજ દીનો તો દાદારને પુગવાની, માટે મુકિતએ જવાની એટલે ફ્રશો–ગર્દ પુગવાની વાત કરે છે. હયાં સાફ સાફ કહે છે કે ખરફ્સ્ત્રને–તે દુઝદીનવાળાને તે **મઝિશ્ત** તરફ, દાદાર તરફ, દાદારને પુગવા માટેની મુકિત ફ્રશો–ગર્દની માન્યતા તરફ, એટલે દીનોની માન્યતા તરફ માનતા કરાવીશું. ગાથામાં બધી દીનો માટેના સીધાંતો છે તે ઉપર લંબાણુથી જોઈ ગયા છીએ. ગાથામાં **દએનાઓ** એટલે એકથી અનેક દીનોનો ભેદ છે એટલે ગાથામાં કહે છે કે દીનો કે જેઓને દાદારે કીધી છે, તે દીનોમાંથી દરેક **હુકેરેત**ને એટલે નેકીના કરનારને મુકિત મળે છે; તે દીનો પુન્ય એકબીજાને આપે છે; તે **દીને**ા ફ્રશો–ગર્દ માટે છે. પણ દએવયસ્નિમાં દાદારને પુગવાનું નથી. તેમાં મુકિતની વાત નથી. તે દેવયસ્નિવાળી દુઝદએન તો નાશ માંગે છે. હયાં કહે છે કે ખરફ્સ્ત્રને એટલે દેવયસ્નિને એટલે સેતાનના સાથીને **મઝિશ્તેમ** તરફ એટલે દાદાર તરફ, મુકિત કે જે દીનોમાં છે તે દીનો તરફ, લઇ જઇને તે દીનો ઉપરનો એતેકાદ કરાવીશ. હયાં વટલાવવાની વાત નથી. પણ વંદીદાદના ત્રીજી પરગરદના ૪૧ મા ફકરાના ભેદ જેવો ભેદ છે કે દીન–દીન માંહેલો પાવમહેલ અનાપેરેથના દોષને–ખરફ્સ્ત્રને તોડે છે; માટે ખાલેસ દીનની માન્યતા તરફ લઇ જાય છે.

આપણે શું જોયું ? ગાથાઓમાં જે નહી જોયું તે વંદીદાદમાં જોયું. શા કારણે? તેની સમજ ઉપર આપી ગયા છીએ. ત્યારે ગાથાઓના શીક્ષણોને બજા લાવનાર વંદીદાદ છે. ગાથાઓમાં દીનોનું રક્ષણ કરવાના, જગતનું રક્ષણ કરવાના, માનવ સમાજનું રક્ષણ કરવાના સિધાંતો છે અને તેટલા માટે પાવમહેલોને ઉભા કરવાનું છે.

વંદીદાદ તે બધાને ચલાવીને ગાથાની નેમ બજાવે છે. ગાથામાં દીનોને માન અપાયલું છે અને દીનોમાં ખરફસ્ત્રી ગતી દાખલ થાય તો તોડવાનો હોકમ છે. ગાથામાં એમ ત્યારે ખરફસ્ત્રી ગતીનું પ્રદરશન નથી એટલે વટલાવવાના કારણ પરીણામો જેવું કંઈજ નથી. પણ વંદીદાદમાં ખરફસ્ત્રી ગતી તોડવાની બેટરી છે માટે વંદીદાદમાં દીનમાંથી વટલાયલાઓના—ભમાઇ ગએલાઓના ખરફસ્ત્રોને તોડીને તેઓને પાછા દીનમાં લાવવાનું છે અને કુદરતીજ આવે. વળી વંદીદાદમાંજ આ બધું છે. વંદીદાદમાંજ ખરફસ્ત્રને તોડવાનું તોપખાનું કામ કરી રહે છે, તેમાં ખરી હકીકત શું છે, તે હકીકત જોવાની રહી છે અને તે હકીકત પ્રમાણે ત્રણ મુળ વર્ગો દીનમાં આવનારાઓના થતા હતા તે જોવાનું રહયું છે.

કદીમ ઝમાનથી તે છેક અત્યાર અગાઉના પચાસ વર્ષ લગીમાં દીનમાં લેવાની ઝુંબેશ થતી હતી નહી. જો કદાચ જરાતરા થતી તો માંહેમાંહેની સમજુતીથી સમાઇ જઈ શકતી હતી. પણ આ છેલ્લા ૨૫ થી ૫૦ વર્ષમાં તે ઝુંબેશ કાંય વધુ અને વધુ જોશમાં ઉભાતી થઇ રહી છે, તેનો ખરો ભેદ અને તેનું નીરાકરણ જોવાના છે.

વંદીદાદમાંની પાવમહેલની બેટરી માનવ જાતના કર્તવ્યો ઉપર કામ કરે છે. માનવના દેવને પોતામાં જાગૃત કરી, બહારના તેવા દેવને પોતામાં જો માનવ લાવે નહી તો પાપ જડતા અધમતા થાય નહી કે જેની ઉપર પાવમહેલની બેટરીને યઓઝદાથ્રેગરોને ચલાવવી પડે. એમ ત્યારે માનવોના કર્તવ્યોમાંજ દીન ઉપરથી ઉતરી જવાનું રહયું છે. માનવ જો બાપીકી દીનને બદલે બીજી દીનમાં જાય તો માનવ ઉપર કઇ રીતની તન—મન—રૂવાનની અસર થાય તેનો કંઈક ભાશ લેવો જોઇએ કે જેથી દીનમાંથી ઓતરેલાઓને એટલે બહાર ગયલાઓને કાંય પાછું તેની મરજી અનુસાર લેવાનું કાંય રવા ગણતા હશે—તેને સવાબ ગણતા હશે તેની માહીતી ખુદ બ ખુદ થઇ જશે.

દીનમાંથી ગયલાઓને તેઓની મરજી અનુસાર પાછા લેવાનો સવાલ ધર્મ

કષ્ટ તરીકેનો છે. કોઈ કહેશે કે એમાં ધર્મ કષ્ટ શું આવ્યું? દીનમાં ખુનક પાસબાનીનો ભેદ અગ્રપદ ભોગવે છે. બાપ કરતાં સવાયો દીકરો પેદા કરવો કે જેથી તે છોકરો ઇરાન રાખે કહેતાં જગતના વ્યવહારમાં ઇરાન વેજનો રોશન પ્રતાપ ઉભો કરતો ચેરાધ સળગતો રાખે, જેથી દીનોને-જગતને રોશની મળે, ફ્રશો-ગર્દ નજદીક આવે. દીનનો આ મુળ સીધાંત છે. બીજો સીધાંત શો છે? ખુનોમાં વર્ણનો ભેદ છે જે ભેદ ખુનોમાં રહેલા આતશની ગતી સાથે એટલે ખુનોની સજીવન શકિતની ગુપ્ત ગરમી સાથે જોડાયલો છે. ખુનના આતશને આતરે વોહુ ફ્રયાન કહે છે. **આતરે વોહુ ફ્રયાન**માં ચાર આતશો નામે-**આતરે મીનો કરકો**-**આતરે વાઝીશત**-**આતરે ઉરવાઝીશત** અને **આતરે સ્પેનીશત** મળેલા છે. પણ આ ઉપર કહેલા ચાર આતશોની જુદી જુદી મીનોઇ મેલવણીથી **વોહુફ્રયાન આતશ** થઈ રહે છે. બરજીસ વર્ણના ખુનમાં જે **આતરે-વોહુફ્રયાન** છે તેમાં મીનો કરકોની ગતી રાજ ભોગવે છે. બીજી વર્ણોમાં **આતરે-વાઝીશત** કે ત્રીજી વર્ણમાં **આતરે-ઉરવાઝીશત** કે ચોથીમાં **આતરે-સ્પેનીશત** સરદારી ભોગવવાને કામ-કાજ કરે છે.

ખુનમાંના **આતરો**ની આવી મેળવણીથી **આતરે-વોહુફ્રયાન**ના મુળ પાંચ વર્ણના માનવો માટેના ચાર જાતના આવા વર્ગો કરવા માટે કુદરત જોજનના જોજન વર્ષો લે છે. એક માનવમાંના ખુનમાં જો **આતરે-વોહુફ્રયાન** પોતે **આતરે-મીનો કરકો**ની સચેતી સાથેનો હોય તો તેની ઉન્નતી બરજીસી દીન-થીજ થઇ રહે. પણ જો તે માનવ અહીરીમનના ફરેબથી-દેવયસ્નિના દોરથી જો દીન બદલે તો તેના આતરની ઉન્નતી તે બીજી દીનથી થતી નથી, જેથી કુદરતને તેને તનાસકમાંથી ચલાવવો પડે છે. એમ કુદરતનું ફ્રશો-ગર્દ કરવાનું કામ લંબાય છે. તે માનવ જો અસલ પોતાની દીન તરફ પાછો ફરે તો તેના **આતરે-વોહુફ્રયાન**ની વૃધ્ધી થવાની ખુશાળી કુદરતમાં થાય એટલે દીનને દીનવાળાઓને થાય. પણ આ ખુશાળી સાથે નીરાશીઓ રહે છે કેમકે બીજી દીનમાં જવે તે ખુનના આતશમાં અન્ય વાસ્નાઓ વળગે છે, જેથી તે ખુનની ખુનક પાસબાનીની જેટ અતી કમ થઈ જાય છે. આવી ખુનની ગતીને ખુનક પાસબાની તરફ લઇ જવા માટે જે સવાલ ઉભો થાય છે તેમાં ધર્મ કષ્ટ ઉભું થાય છે. એક તરફથી તે ઓતરેલો પાછો દીનમાં આવે તો તેના ખુનના આતરની ઉન્નતી થવાની ઉમેદ ઉભી થાય; બીજી દીનમાં જવે તે ખુનનો તે આતર તે ખુનના કાદવનો ભાર એટલે તે ખુનમાં બીજી દીનની નહી ઇચ્છવાજોગ ગેરમુવાફેક વાસ્નાઓ જમા થાય છે તેનો ભાર ખમે છે; તે ભાર-

માંથી તે આતશ જેમ જેમ રહાઇ મેળવતો જશે તેમ તેમ તે આતશની તે કુદરતની, માટે દીનની, માટે દીનવાળાઓની ખુશાળી ઉભી થતી જશે. પણ તે ખુનને કઇ રીતે ખુનક પાસબાનીમાં ચલાવવું, તેને કઇ રીતે વધારવું, તેને પાછું તે અન્ય દીન તરફ હાંકી કાઢવું નહી–એટલે દીનમાં લેવું–દીનમાં લેવા તેને ના કહેવું નહી છતાં તેને દીનમાં લઇને દીનના મુળ સીધાંતને–ખુનક પાસબાની આગળ ચાલતા રોહને અટકાવવો નહી એ સવાલમાં કષ્ટ આવે છે.

ત્યારે ખુનમાં એવું તે શું થાય છે કે જેથી બાપીકી દીન બદલવે ખુનના આતશ ઉપર અને તેથી ખુનમાંની કુદરત ઉપર એઝાબ પડે–અને બાપીકી દીનમાંજ રહેવે ઉન્નતી થાય. બાપીકી દીનમાંથી ઓતરેલાઓને પાછા અસલ બાપીકી દીનમાં લેવાથી કુદરતની ખુશાળી થાય છે. મઝદયસ્નાનોએ રાખેલી રખાતના ખુનમાંથી થતા ફરઝંદોમાંની **આતરે–મીનો કરકોની** સચેતીનોજ **આતરે વોહુ ફ્રયાન** આવે છે. પણ આવો આતર આઝાદ રહેતો નથી; પણ દીન વીરૂધના નીતી ભંગના તે માબાપના મેલાપથી થયલા ફરઝંદોમાં માઝીના ભુતકાળના કેશાશનો ભાર તે ફરઝંદોના આતર ઉપર રહેવે તે આતર ખીલી શકતો નથી. તેવા ફરઝંદોમાંના દબાયલા બરજીસી તોરના **આતરે–વોહુ ફ્રયાન**ને ક્રીયાથી આઝાદ કરવાથી તે આતરની તેમ દીનની ખુશાળી થાય છે. આવાઓને દીનમાં દીનની ક્રીયાથી દાખલ કરે–ક્રીયા કરાવી આગળ ચલાવે તોજ ઉપર કહેલી આતરની ખુશાળી અને દીનની ખુશાળી થાય. આમ એવા અનીતીના ફરઝંદોનેબી ઉપર કહેલા આતર ઉપરના ભારના કુદરતી કારણે દીનમાં લઇ તેના મરતબા પ્રમાણેનો દીની દુન્યવી હક આપવામાં કુદરતની ખુશાળી થઇ રહે છે કેમકે તેથી દેવોની ફન જે ફરશો–ગર્દ લંબાવવાની છે તે રદ થાય છે.

**આ ભેદની હકીકત જોઇએ.**

માનવના શરીરનું ગોહર તે માનવનું ખુન છે કે જે ખુનમાં માનવની વર્ણનો **આતરે–વોહુ ફ્રયાન** રહે છે એટલે વર્ણની દીનના એતેકાદનું મુળ રહે છે. આ વોહુફ્રયાન આતર તે ખુનના કાદવને–તત્વને ખુન તરીકેનું બનાવીને જીવાડી રહે છે; કેમકે તે આતરમાં ગવ એટલે જીંદગી આપતી કુદરત રહે છે અને ઉસ્તાન એટલે તે કુદરતને શરીર બનાવવા માટે જોઇતો માલમસાલો અપાવનાર જીવ આત્મા રહે છે. આ ઉસ્તાન એટલે જીવ આત્મા મઝદયસ્નિ દીનના પેશ નરોના ઉસ્તાનોમાંથી થઇને તે પેશનરોના ઉસ્તાનના સંબંધનું થઇને તે માનવના ખુનના આતરમાં ઉતરે છે. (નવજોત કરવે

તે ખુનના તે ઉસ્તાનમાં **વન જીવિત બીશ** એટલે ખોરદાદ અમશાસ્પંદના સંબંધનું ઉસ્તાન જે મુક્તિ અપાવે છે તે ઉસ્તાન આવશે). આવું ખુન જે તે આતરથી થઇને જીવી રહે છે તેમાં ખુનક રહે છે એટલે નાનું ખુન રહે છે. આ ખુનકમાં (૧) તે ખુનના આતરને જલતો રાખવાનું તેલ રહે છે; એટલે તે આતશની વર્ણ પ્રમાણેની ગતીને ટકવવા માટે જોઇતા તે વર્ણની દીનના એતેકાદનું પોશણ રહે છે. તેમ વળી તે ખુનકમાં (૨) તેના બાપદાદેથી ઉતરતી ભલી બુરી કસરો ખાસીઅતો રહે છે, જેને heredity કહે છે તે રહે છે, જેથી સ્વભાવ અને અંગની ખોડખાપણો ઉતરી રહે છે. (૩) તે ખુનકમાં તે વ્યક્તિની ખુદની તેમ (૪) તે વ્યક્તિની જાતની (૫) તે વ્યક્તિની પ્રજાની (૬) તે વ્યક્તિએ જે શીક્ષણ લીધું જે દુધ પીધું, ખાધુ પીધુ વીગેરેની વાસ્ના રહે છે. આમ ખુનમાં બધું રહે છે. માનવના ખુનમાં તેમ ઓરતના ખુનમાં બેઉમાં રહે છે. માનવનું ખુન ખરૂં ખુન છે. ઓરતનું ખુન તો નાનું ઇંડું છે કે જેમાં માનવના ખુનની તે બધી આતરની ગતીને એટલે માનવના તે ખુનના કાદ્દવને તેમ તે ખુનમાંના નાના ખુન નામે ખુનકની બધી ઉપર કહેલી છે તે ગતીઓને પોશણ આપવાનું તત્વ રહે છે. ત્યારે માનવના ખુનને ઓરતનું ખુન પોતાના પોશણથી રંગીને પછી શું કરે છે?

જો એકજ પ્રજા અને કોમ-ધર્મના અને એકસરખા ખાનદાનના જોડાઓ મળે તો તે મર્દના ખુનનો વોહુક્રયાન નારીના ખુનના વોહુક્રયાનને ટકવે, જેથી મર્દના ખુનના વોહુક્રયાનમાંનો જે કોઇ અંતર આતર નામે આતરે મીનો કરકો કે આતરે વાઝીસ્ત કે આતરે ઉરવાઝીસ્ત કે આતરે સ્પેનીસ્ત ચલીત હોય, તેને વધુ ચલીતપણું મળે જેથી તે આતરે વોહુ ક્રયાન જલ્દીથી આઝાદ થઈ શકે કહેતાં શરીરના ખુનકના દોષોને કાપીને ગુણોને વધારી શકે. પણ આ કામને તે મળેલા ખુનોમાં રહેલી વાસ્ના વધારી કે ઘટાડી શકે. વાસ્ના ધવડાવનારીના દુધના ધાવણથી, માબાપના વહેવારથી, દીન ઉપરના એતેકાદ અને પાલનથી અને જાહેર રીતના દુન્યવી શીક્ષણો અને અનેક રીતના જાતજાતના દુન્યવી વહેવારથી ઉભી થાય છે. જો દીનદારી હોય અને સત્ય વહેવાર હોય અને મીનોઇ માન્યતા અને પોતાની દીન ઉપરની પાએદારી હોય, તો ભલી વાસ્ના ઉભી થાય. જો આવી ભલી વાસ્ના ઉપર કહેલા મર્દ ઓરતના મળેલા ખુનોમાં હોય, તો તે ભલી વાસ્ના તે મળેલા ખુનોના આતરે વોહુ ક્રયાનને પુશકળ તેઝ કરીને, તે મલેલા ખુનોમાં રહેલા ખુનકોમાંના દોષોને-જેઓને ઉપર જણાવ્યા છે, તેઓને

કાપીને ગુણોને વધારે. એમ જો તે જોડાંના મળેલા ખુનોના તે આતરમાં તેઓના વર્ણની દીનની પુરેપુરી વાસ્ના આવી હોય, તો ઉપરતું મર્દ ઓરતના ખુનકોનું મળીને નતીજો લાવવાતું કામ શુભ ફળ આપે, જેથી કસરો નીકળી જાય, બુરી ખાસીઅતો તુટી જાય, બાપ કરતાં સવાયો દીકરો ઉભો થાય એટલે ખુનક પાસબાની થાય.

પણ જો મર્દનું ખુન આતરે મીનો કરકોની સચેતીવાળા વોહુક્રયાનનું હોય અને ઓરતના ઇંડાના ખુનનો આતર જુદા આતરની સચેતીવાળા વોહુ-ક્રયાનનો હોય, તો મર્દના ખુનના મીનો કરકોની જોટ ધીમી પડી જાય, તે મીનો કરકો આતર ઉપર આઝાબ વધે; અને જો તેઓ બેઉની વાસ્ના હલકી હોય તો પછી મર્દ ઓરતના ખુનકો એક બીજા ઉપર પેશ આવી જેના ખુન-કમાં વધુ જોમ હોય તે બીજાને ખાઇને પોતાના ખુનકની તાસીરો ફરઝંદમાં પ્રદરશીત કરે. પણ જો એક બરજીસી વર્ણની ખુનનો માનવ જે મીનો કરકોની સચેતીનો આતરે વોહુક્રયાન રાખે છે, તે બીજી દીનમાં જાય અને તેની પર-ણેતર મઝદયસ્નિ ઓરતબી બીજી દીનમાં જાય, તો તે બેઉના ખુનોમાંના તે આતર વોહુ ક્રયાનમાં તે બીજી દીનના મુળ પેશવા નરોનું ઉસ્તાન ઉતરે અને અસલ બરજીસી પેશવા નરોમાંથી ઉતરેલા ઉસ્તાનને કતે કરે, તેમ વળી અન્ય દીનની વાસ્ના મળવે, તે બેઉના આખા નર–માદા '**ખુન**'માં મોટા ફેરફારો થાય, કે જે બધાનો ભાર તેઓના ખુનોમાંના આતરે વોહુ ક્રયાનમાં રહેલા પેલા મીનો કરકોની ઉપર આવી પડે, જેથી તે આત-રની અને કુદરતની દીલગીરી થાય. પછી મર્દના ખુનકની ઉપર કહેલી બધી ખાસીઅતો અને ઓરતના ઇંડાના ખુનની ખુનકની તેવી બધી ખાસી-અતો એકમેક સાથે જુફ્તી કરીને મળે તે વખતે એકમેક ઉપર પેશ આવવા જુમ્બેશ કરી રહે અને જે એક ફતેહમંદ થાય તેની તાસીર ઓલાદમાં પ્રદર-શીત થાય. ત્યારે ઉપર કહેલાંનો સંક્ષેપ ખ્યાલ કોઠારૂપમાં જોઇએ.

# ખુન

- **આતરે વોહુક્રયાન**
  - વર્ણ પ્રમાણેનો
    - (૧) મીનોકરકોની સચેતીનો બસ્તેકુસ્તીઆનનો.
    - (૨) વાજીસ્તની સચેતીનો ઉતરતો.
    - (૩) ઉરવાજીસ્તની સચેતીનો ઓર ઉતરતો.
    - (૪) સ્પેનીસ્તની સચેતીનો ઓર ઉતરતો.
  - તે આતશમાં જીવન શકિત એટલે ગવ અને ઉસ્તાન એટલે પ્રાણવાયુ તેની વર્ણના મહાન પુરૂષોના ઉસ્તાનોમાંથી ઉતરી રહીને તેને જીવન શકિત આપી રહે છે.
    - (૧) બરજીસની વર્ણના લોકોમાં તે વર્ણના મહાન પુરૂષોના ઉસ્તાનો મારફતે તેની જીવન શકિતમાં વનજવિતબીશના મીનોઈ ઝાડના મુલ્યાં વ્યાપે છે
    - (૨) બીજી વર્ણના લોકોની જીવન શકિતમાં તેઓની વર્ણના મહા પુરૂષોના ઉસ્તાનોનું જોડાણ રહે છે.
- **ખુનક**
  - વોહુક્રયાન આતશને ટેકાવ આપતુ તેલ રૂપનુ તત્વ–એતેકાદનું તત્વ.
  - બાપ દાદાની ઉતરતી કસરો –ખાસીઅતો
  - જે દુધ ધાવ્યું, જે શીક્ષણુ લીધું, જે ખાધુ પીધુ, જે ખરો ખોટો સંબંધ કીધો તેની વાસ્ના.
  - ખુદની કસરો, ખુબીઓ, ખાસીઅતો.
    - (a) પ્રજાની
    - (b) કોમની
    - (c) દેશની
    - (d) રૂતુની
    - (e) બીજી અન્ય રીતની ખુબી–ખામીઓ.

ઉપર આપણે મઝદયસ્નિ મર્દ ઓરત વટલી ગયલા તેનો દાખલો જોયો. આવા માનવના આતરે વોહુક્રયાનના ભારને ઓછો કરવાથી તે માહેલા આતરે મીનો કરકોનાં મંદ થયેલા ચલીતપણાને તેઝ કરવાથી તે આતરની ખુશાલી થાય છે. જ્યારે તે માનવના આતરમાં અન્ય દીનના પેશરવોનું ઉસ્તાન આવ્યું છે તેને જો યત્નથી કાઢે અને એમ તે આતરને જોમ આપે તો પછીથી તે **બુનકો** માંની અન્ય દીનની વાસનાઓ તુટે. એમ તે આતર ઉપરનો ભાર ઓછો થઈ તે આતર ખુશહાલ થાય, દીન ખુશહાલ થાય, અને બુનકની પાસબાની થાય કહેતાં બુનકમાંના તે આતશને રોશન કરવાના એતેકાદનું તેલ વધે, બાપદાદાની કસરો તુટે, ખુદની કસરો તુટે અને તેની અસલ મઝદયસ્નિ પ્રજાનો બહાર તેનામાં આવે, જેથી ઇરાનવેજનો પ્રભાવ તે દેખાડી શકે.

ત્યારે નરનુ બુન મુળ છે કે જેમાંની ગતીથી ફરઝંદની માન્યતા કે પ્રજા થવાનો નીર્ણય થાય. પણ માદરનું બુન જે ઇંડા રૂપનું છે, તે ઇંડાએ તે મર્દના બુનને તે માટે મદદ આપવી જોઇએ એટલે પોષણ આપીને તે નરના બુનના બુનકને વધારવું જોઇએ. એમ માદરનુ બુન પોષણ આપનાર છે, મર્દના બુનને પોખી ફરઝંદના ધર્મ અને પ્રજાની ખુબીને પ્રદરશીત કરનાર છે. મઝદયસ્નિ બાપના બુનને ત્યારે મઝદયસ્નિ ઓરતના બુને હમખાનદાનના નીયમે જાહેર થઈ એવું પોશણ આપવું જોઇએ કે જેથી મીનો કરકોની ગતી તે આતરમાં ખીલે અને નર અપવનોના ઉસ્તાનનો રોહ તે આતરમાં ઉતરીને **વનજવિતબીશ**ના ઉસ્તાનનું અલંકારીક ઝાડ જે હોરમઝદના નાયબ ખોરદાદ અમશાસ્પંદમાંથી નીકલે છે તેના મુળો તે આતરે વોહુક્રયાનમાં ઉતરી શકે. નવજોત કરવાની અનેક મતલબોમાં આવી એક મતલબ છે.

પણ જો મઝદયસ્નિ નર બુનને પારકી ઓરતના ઓદાનના ઇંડાનું એટલે તે પારકી ઓરતના ઇંડા રૂપ બુનનું પોષણ મલે કે જેમાં આતરે મીનોકરકોથી જુદી બીજી સચેતીનો આતર હોય કે જેમાં તાસીરો-ખાસીઅતો-વાસ્ના બીજી પ્રજાની હોય તો તે બાઇના બુનમાં એવું સેવણ નથી કે તે મઝદયસ્નિ પ્રજાના બુનને ટેકવીને બુનક પાસબાનીમાં વધારે. આથી શું થાય છે? તે નરના બુનનો આતરે મીનોકરકોની તેઝી સાથનો આતરે વોહુક્રયાન તે બુનના-તે બુનમાંથી થતા શરીરના ભારથી કચડાઈ જાય છે. તે બુનમાંથી થતા ફરઝંદમાં તો બરજીસી વર્ણનોજ આતરે વોહુક્રયાન રહે કે જેને પોખવવા મઝદયસ્ની દીનજ જોઇએ. પણ તે ફરઝંદને એવી રીતે

યત્નથી ચલાવવું જોઇએ કે જેથી તે ફરઝંદમાં ઉતરેલી પરવર્ણની માદરના ઓહાનની હલકી વાસ્નાઓ અને હલકી સેફતો કપઇ જાય અને તે ફરઝંદમાંના આતરે વોહુફ્રીઆનમાંનો મીનોકરકો પુરતેઝીનો થઇ જાએ. પરજાતની માતાના ગરભસ્થાનમાં જે બચ્ચું થયલું હોય તે બચ્ચાના આતરની ઉપર તે માદરના આતરની કંઇક ઘણી કે થોડી નહિ ઇચ્છિવા જોગ અસરતો થવાનીજ. બચ્ચાનો આતરે વોહુફ્રીઆન તો મીનોકરકોની તેજી વાળીજ કુદરત બતાવે. પણ તે માદરની ગરમી તે બચ્ચાંઓને મળે માટે તે માદરનો આતર જે કાં તો વાજીસ્ત યા કાંતો ઉરવાજીસ્ત યા કાંતો સ્પેનીશ્ત આતરની સચેતીવાળો હોય તે આતર, તે બચ્ચાંના આતર ઉપર અસર કરીને બચ્ચાના સચેત મીનોકરકોને જરાબી મંદ કરે. પણ યત્ન કરવે માદરની ગરમીની અસર જે મીનોકરકોથી જુદી અસરની રહે છે તે, તે બચ્ચાંમાંથી નીકળી જાએ છે અને તે બચ્ચાંમાંનો મીનોકરકો તેના વોહુફ્રીઆનમાં પુરો ઇલાકો રાખી શકે. આમ તે ફરઝંદનો આતરે વોહુફ્રીઆન તેઝગતીના મીનોકરકો વાળો થઈ જાય. એમ આતર ઉપર ભાર ઓછો થયાથી તે આતરની ખુશાલી થાય છે માટે કુદરતની અને દીનની ખુશાલી થાય છે.

બાપના ખુનના આતશથી અને બાપની વર્ણથી કુદરત ફરઝંદની વર્ણ અને ફરઝંદના ખુનનો-શરીરનો આતર નક્કી કરે છે. પણ માએના ખુનના આતરથી અને માએના ખુનકમાંની ખાસીઅતો અને જાતજાતની વાસ્નાઓ સાથના પોષણથી બાપના ખુનમાં વધતી ઘટતી થવા પામે છે તેમ તે બચ્ચાંનું ખુન પોખાય છે જેથી તે બાપ તેમ તે બચ્ચાંના ખુનો ખુનક પાસબાનીમાં વધે કે ઘટે, ખાનદાનીમાં વધે કે ઘટે. ત્યારે બાપથી વર્ણ થાય માટે દીન નક્કી થાય અને માએથી ખુનક પાસબાનીનો ચેરાઘ સલગે યા નહિ. એમ મઝદયસ્નાનો જેઓ ઓતરેલા છે તેઓ પોતાની જાતનીજ ઓતરેલી મઝદયસ્નિ ઓરતને પરણ્યા કરે તો, તેઓના ખુનનો બરજીસી આતર પારકી દીનની વાસ્નાથી, પીથ્વ એટલે ખોરાક-માન્યતાથી મંદ પડી જાએ. પહેડી દર પહેડીના તે ફરઝંદમાં તે કદીમ મઝદયસ્નિ બાપના ખુનના આતરમાંનું મઝદયસ્નિપણાનું બીન્દુ તો ઉતર્યાજ કરે; અને નવ પહેડીએ કદી જો તે ખુનના આતરનું તે કદીમ મઝદયસ્નિપણાનું મંદ પડેલું બીંદુ ખીલી નીકલે અને એમ આતર પોતાનો ભાર ઓછો કરે અને તેઓ મઝદયસ્નિ દીનમાં દાખલ થવા અંતકરણની દુઆ કરીને દીન દસ્તુરો પાસે દીનમાં દાખલ થવા માટેની પરવાનગી માંગે તો એમ સમજાય છે કે તેઓના રૂવાનો બરજીસી વર્ણના હોવે તે રૂવાનોએ પોતાની બરજીસી ગતીથી તે ખુન ઉપર પોતાની રયનો ઓળો પાડેલો છે, જેથી તે ખુનમાં બરજીસી પણાનો આતર ખીલી રહ્યો છે-બરજીસી એતેકાદ ઉભો થયો છે જેથી તે માણસો પાછા બરજીસી દીનમાં જવા માંગે છે. આવાઓમાં

સપ્પર પહેલા તો મીથ્ર એટલે મઝદયસ્નિ દીનને મળવાની આરજુનો જોશ ચાલે અને તે મીથ્રના ખરાપણા પ્રમાણે માંથ્રનો નાદ ચાલે એટલે મઝદયસ્નિ દીનની સ્તુતીઓ તેઓ કરે અને તે માંથ્રના નાદના રાસ્તપણા પ્રમાણે દીન તરફ તેઓ જાનફેશાન થાય. પછી કુદરત તેઓને તે પ્રમાણેની યસ્નનો લાભ આપે કે જેથી તે માણસ અસલ દીનમાં અમુક યસ્નો મારફતે દાખલ થાય. આ તો ઓતરેલા એટલે વટલેલ માઝદયસ્નિઓની દીનમાં આવવાની હકીકતનો ચીતાર થયો કે જેઓને દીન આગાહ દીન દસ્તુરો મોતેબર યસ્નોમાંથી ચલાવી તેઓની પરધર્મની વાસ્ના વીગેરે તોડીને આઝાદગી આપીને તેઓને દીનમાં લઇ શકે, કે જેમ સાસાન્યન જમાનામાં કદી કદી થયેલું હતું જેની ઇતિહાસીક નોંધ રહી નથી. નવી જીરમોના નવા ધર્મો એવીજ રીતે ઉભા થાય છે. ઇસિલામ એવીજ રીતે થયેલો. હાશમી વર્ણની રય રાખતાં રૂવાનો જે લોકોમાં હતા તે રૂવાનોના પરતવ એટલે રયનો પ્રકાશ તેઓના ખુન અને શરીરમાં પડવે તેઓ તે જીરમ તરફ ખેંચાયલા. આજની અતી સંકોચાયલી મઝદયસ્નિ જાહેર પ્રજાબી બહેરામ વરઝાવંદના વખતમાં એજ રીતે કરોડોની સંખ્યામાં વધશે. મઝદયસ્નિઓ પડયા ત્યારે ૩૩ કરોડ હતા. ૩૩ કરોડ માનવોના રૂવાનો બરજીસી વર્ણના હતા. આ માનવો દીન છોડીને તફર્ગે થયા અને તનાસકમાં પડયા. દીનને ધીમેધીમે છોડી બેઠા. હવે આ ૩૩ કરોડ બરજીસી રૂવાન ૧૩૦૦ વર્ષે દેખીતા અન્ય વર્ણના તનમાં જનમશે. ૧૩૦૦ વર્ષો પછીની નવી જીંદગીમાં જ્યારે તે બરજીસી રૂવાનોની રય અમુક વખતે કુદરતના હદ ઇનસાફના કાયદે તેઓના તનના આતરને-ખુનને ખીલવીને બરજીસી મીનોકરકોની સચેતીવાલા આતરે વોહુક્રયાન ઉપર લાવશે ત્યારે તે બધા ૩૩ કરોડો મઝદયસ્નિ દીન ઉપર ફેદા થશે, જેઓને દીનમાં લેવા તે વખતે તેવા દીન દસ્તુરો જાહેરમાં ઉભા થશે. મઝદયસ્નિ ઓલાદ જે પારકી દીન વાળી થાય છે તે ઓલાદના ફરઝંદોની આ હકીકત થઈ. પણ અન્ય વર્ણોની ઓલાદોમાંથી કદી કદી કુદરતના ગુહ્ય કેશાશોને કાયદે બરજીસી વર્ણના રૂવાનો તે વર્ણની કાયાનો આતરે વોહુક્રયાન રાખીને જન્મે છે. એટલે રૂવાન બરજીસી હોય પણ તેઓના તન-તનનો આતર તે અન્ય વર્ણના હોય જેઓ બાપદાદેના પરકાંમની ગોની માંથી-ગોત્રમાંથી જન્મયા હોય, તો આવાઓબી કદી દીનમાં જવા આરઝુ કરી રહે છે. શું બને છે? તેઓ પરદીનની વાસ્નામાં હોવે પરદીનનો તેમ અન્ય દીનનો અભ્યાસ સત્યથી, ખુલ્લે દીલે, કપત વગર કરતા તેઓની

ખેરદ મઝદયસ્ની દીનની થવા લાગે છે. કેમકે તેઓમાના બરજીસી રૂવાનો જોર પકડતા જઈ પોતાની રયનો પરતવ તેઓના તન ખુન ઉપર પાડી તે તન ખુનમાના આતરે વોહુફ્રયાનમાં આતરે મીનોકરકોને સચેત કરે કે જે પછીથી તેઓના તનમાં બરજીસી નાદ ચાલતો થાય અને તેઓ દીનમાં દાખલ થવા દીન આગાહ દસ્તુરોને કાકલુદી કરે. દીન દસ્તુરો તેઓના રૂવાનને ઓલખીને તેઓને દીનમાં યસ્નથી દાખલ કરવાનું સવાબ હાસલ કરે. એમ એવી રીતે પારકી દીનવાલો નર જો રૂવાને બરજીસી હોય પણ તનના ખુનમાં બરજીસી વર્ણનો છાપ નહિ રાખતો હોય, પણ જો તેઓ માંહે રહેલા રૂવાનમાં બરજીસી મીથ્ર હદ ઈનસાફને–કેશાશને કાયદે ઉભા થયા કરે, તો તે માનવના મનનો અને તનનો આભ બરજીસીનો થઇ રહે. પછી રૂવાનના માંથ્ર જો ચાલે તો તે માનવ ઝરથોસ્તી દીનનું શીખે અને પછી જો રૂવાનમાં યસ્નનો ભેદ ચાલે એટલે તે રૂવાનની બરજીસી રય પ્રમાણમાં તે જીવતા તનમાં પ્રકાશ ફેંકવાની ખાશકારી કરે, તો તે માનવ બરજીસી દીન માટે જીવ બાળે. એવા માનવમાંના ખુનનો મીનોકરકો ખીલેલો આતરે વોહુફ્રયાન જે કે તે ખુનમાં કુદરતી આવેલી પારકી યોનીની વાસ્નાથી એઝાબમાં પરદામાં રહે, એટલે ભાર ખમતો થાય. પણ જો એવાઓને અમુક યસ્નથી દીનમાં લે તો તે આતર ઉપરનો ભાર ઓછો થવે તે આતર ખુશાળ થાય. એવી રીતની હકીકત પડેલી છે માટે દીન દસ્તુરો ખુનક પાસબાની ટેકની રાખવાના ધર્મ કષ્ટનું નીરાકરણ થાય, તેમ યસ્ન કરાવીને વટલી ગએલા મઝદયસ્નાનને તેમ તેઓના નઝદીકના કે દુરની વંશાવળીના ફરઝંદોને કે તદ્દન બહારના—પણ ધર્મ માટે જળી રહેલાને દીનમાં લેતા હતા. યસ્નથી દીનમાં આવનારના ખુનોનો આતરે વોહુફ્રયાન આઝાદગી મેલવતો હતો, જેથી આતરની ખુશાલી તેમ કુદરતની તેમ દીનની ખુશાળી થતી, જેથી પુન્ય ઉભું થતું હતું. ખુનની અંદર રહેલો આતરે વોહુફ્રયાન પોતે મીનોકરકોની સચેતી જેટલા પ્રમાણમાં રાખતો હોય તે પ્રમાણ પ્રમાણે દીનમાં આવનારાઓના ત્રણ મુળ વર્ગો થતા હતા. દરેક વર્ગમાં આઠ પેટા વર્ગો થતા હતા.

**પહેલો વર્ગ :**— તુરતના વટલી ગયેલા અને પાછા ફરેલા–પોતાની જુફ્ત પોતાની મઝદયસ્ની જાતનીજ. આવાઓને અમુક સીશુઇની ક્રીયા કરાવી, નાના નાહનો અપાવી, પછી નવજોત કરીને પછી નવ રાત્રીના નાહનો છ છ મહીને આપીને તેઓના રૂવાનોને રોશન કરતા હતા. આવાઓ માટે ખાસ કાયદા પરણેતરના તેમ વહેવારના તેમ સરકાર દરબારના, તેમ લશકરનો ઓધ્ધો

મેલવવા માટેના, તેમ ધર્મ સ્થલમાં દાખલ થવા માટેના હતા. તેઓ આતરે આદરાનમાં જઈ શકતા, પણ આતરે વરાહરાનમાં અમુક દુરીએ ઉભા રહેતા નઝદીક જતા નહિ. તેઓ અથોરનાની કરી શકતા નહિ. તેઓ અંજુમનની, શાહની, આરકાને દોલતની સમંતીથી દીનમા આવતા અને તેઓ માટેના કાયદાને પાળી જીંદગી જીવતા હતા. તેઓની ત્રીજી પહેડી પુર્ણ મઝદયસ્નિ તરીકે લેખાતી હતી.

**બીજો વર્ગ:—** મઝદયસ્ની વટલેલના નઝદીકના ફરઝંદોને લગતો રહેતો હતો. આ ફરઝંદોમાંથી કદીમ બાપદાદાના ખુંનનોજ આતરે વોહુક્યાન રહે છે પણ પારકી દીનની વાસ્નાના ભારથી કચડાઈ જાય છે. તેઓની દીનમાં દાખલ થવાની બળતી આરઝુથી દીન દસ્તુરો શાહ—આરકાને દોલત અને પ્રજાની સમંતીથી તેઓને દીનમાં લેતા હતા. પણ તેઓના હકોને તેઓ માટેના કાયદાઓને દીન દસ્તુરોની મસલેહતથી સરકાર ખાસ ઘડતી હતી કે જે કાયદાને પાલવા તેઓ પુન્ય સમજતા હતા. તેઓને સીક્ષુદની ક્રિયામાંથી વધતા પ્રમાણમાં ચલાવીને પછી નવજોતી કરી બરસ્તુમ આપીને ક્રીયાઓમાંથી ચલાવીને એક ગુરૂહ તરીકે રાખતા હતા, જેઓ બીજા વર્ગના તરીકે રહેતા હતા, જેઓ પોતપોતામાં દીકરી વહેવાર કરતા હતા. તેઓ અમુક વર્ષ લગી આતર બહેરામમાં તેમ આતર આદરાનમાં બહારથીજ ઉભા રહીને સેઝદો કરતા હતા એટલે તે પાદશાહોના બહારના કશમાં દાખલ થઈ શકતા હતા નહિ. તેઓ માટે દરેમહેરો તેમ દરેઆબાન જેવી અન્ય દરેહો થતી હતી. દીન દસ્તુરો તે બધી દરેહોને કાયદેસર ઉભી કરી આપતા હતા.

**ત્રીજો વર્ગ :—** (૧) ઘણા દુરના હઝાર આંહસો વર્ષો ઉપરના વટલેલ મઝદયસ્નિ બાપદાદેથી ઉતરેલાનો રહેતો, જેઓએ તેટલા દુરના હઝાર વર્ષોમાં પોત પોતામાંજ લગ્ન કીધા હોય.

(૨) બીજી જાત એવી રહેતી કે જેઓએ બહારનાઓ સાથે લગ્ન કીધા હોય.

(૩) ત્રીજી જાત જેઓ અન્ય વર્ણોની રહેતી જેઓના બાપદાદાઓમાં મઝદયસ્નિ વંશાવળી હતી નહિ, પણ જેઓ દીન માટે ઘણાજ કુરબાન રહેતા, જેઓના રવાનો બરજીસી રહેતા, પણ તન ઉતરતી આતરની ગતીના રહેતા, જે આતરની ગતી તે બરજીસીપણુ રાખતાં રવાનના મીથ્રથી—માંથ્રથી યસ્નથી ચઢતી જઈને મજદયસ્નિ એટલે બરજીસી થતી જતી હતી.

(૪) ચોથી જાતનો વર્ગ અનીતીથી થયેલા મઝદયસ્નિ ખુનમાંથી જન્મેલાઓનો રહેતો હતો. આ બધા ચારેચાર જાતનાઓના ખુનમાં તે ખુનના આતરે

વોહુક્રયાનની અંદર આવેલા મીનોકરકોની ગતી ઉપર ભાર રહે છે; વળી આવા ખુનમાં આવેલા આતરને મઝદયસ્નિ પિથ્વ એટલે માના ઈંડાથી મલતું પોષણ નહિ મલેલુ, જેથી જ્યારે ચારેચાર જાતનાઓને સીશુઇની રૂઢીની યસ્નથી શુધ્ધ કરીને નવજોતીમાં ચલાવતા હતા, ત્યારે તેઓના આતર ઉપરનો ભાર ઓછો થતો હતો અને તે આતરની કુદરતની ખુશાળી થઇને પુન્ય ઉભુ થતું હતું. પણ આ બધા માટે જે કાંઇ ધર્મ-કષ્ટ હતું તે તેઓના ખુનને ખુનક પાસબાનીના રાહમાં મુકવા માટેની યસ્નની પસંદગી કરવા માટે હતું.

આ ત્રીજા વર્ગને માટેના ખાસ ધર્મસ્થળો દરેમહેર અને દરેઆબાન ઉભા કરતા હતા. ઉપરના બીજા વર્ગના અને આ ત્રીજા વર્ગના ધર્મસ્થળો એકજ રહેતા હતા. તેઓ પોત પોતામાં સગાઇ વીગેરેના વહેવારો કરતા હતા. તેઓને માટે ખાસ કાએદા રહેતા હતા. તેઓ અમુક સંજોગે મઝદયસ્નિ આલમ સાથે પેવંદમાં આવવાનો હક મેલવતા હતા. તેઓને મઝદયસ્નિ દીનની યસ્નનો પુરો લાભ મલતો હતો. તેઓને મઝદયસ્નિ પ્રજા તરીકેનો પુરો હક મલતો હતો. ત્રણ પેઢી પછી તેઓના ફરઝંદો પુરા મઝદયસ્નિ થઇ રહેતા હતા. કહેવાની જરૂર નથી કે આ બધા ત્રણે વર્ગોના દોખમાઓ જુદા રહેતા હતા. આવી તરેહની મઝદયસ્નિ શહેનશાહતમાં વટલેલ માઝદયસ્નાનોને પાછા લેવાની રીતો હતી જેમાં સવાબ હતું.

ત્યારે આપણે જોયું કે પેગમ્બર સાહેબના જમાનાથી છેક ૨૦૦૦ વર્ષ પછીથી એટલે દરેઘોખદાતની ગણત્રીના બરજીસી શાહેનશાહત અને તારદની વઝીરાત અને તારદની કોટવાલી લગીના જમાનામાં એટલે જગ રેલથી લગભગ ૭૦૦૦ વર્ષો લગી, દુન્યામાં બરજીસી વર્ણના રૂવાનો માનો કરકોની સચેતી સાથના આતરે વોહુક્રયાનની સજીવન શકિતવાલી તનોમંદ હાલત ધારણ કરી ગેતીમાં ઉતરતા હતા. તેઓને દએવ યસ્નિનો અભડાટ લાગતો હતો. આ વખતે અન્ય વર્ણો હતી નહિ એટલે પારકાઓને દીનમાં લેવાનો સવાલ હતો નહિ. પણ દેવ યસ્નિને તોડીને તફર્ગે કરવાનો ભેદ હતો. બરજીસી શહેનશાહત અને તારદની વજીરાત અને તારદની કોટવાલીના અમલમથી બરજીસી—હિન્દુ વર્ણમાંથી એટલે હિન્દુ વર્ગના મઝદયસ્નાનો મારફતે તારદ જીરમનો ભેદ ઉગ્યો, જેમાં પુર્વ તેમ પશ્ચિમની દુન્યાના અનેક મુરતી પુંજક પેટા ધર્મો થતા ગએલા. પછી બરજીસી શહેનશાહત અને શુક્રની વજીરાત અને શુક્રની કોટવાલીના વખતથી યાહુદી વર્ણ અને ધર્મ ઉગ્યો. આ વખતથી દેવ યસ્નિની પરસ્તેશ તે તારદ જીરમના ધર્મોમાં તેમ યાહુદી

વર્ણના ધર્મોમાં તેમ ખુદ મઝદયસ્નિ દીનના અમુક લોકોમાં દાખલ થવા લાગી હતી. આ વખતે દીનોમાં ઘુસેલી દેવયસ્નિથી દીન દીનો વચમાં અંતરા-પરદાઓ ઉભા થયા હતા; અને યાહુદી ધર્મમાં ઘુસેલી દેવયસ્નિએ વટલાવવાની બુદ્ધિ શરૂ કીધી હતી, જેથી માઝદયસ્નિઓ તે દીનમાં વટલવા લાગેલા હતા. પછી અરજીસી શહેનશાહત સનીની વજીરાત અને સનીની કોટવાલીના અઘિયામમાં ક્રીસ્તી ધર્મ ઉગ્યો કે જેમાં ટુંક વખતમાં દેવયસ્નિી ઘુસી હતી. તેઓએ અન્ય ધર્મોના મીનો આતશો બુજાવવા માંડીને વટલાવવાની બુદ્ધિ શરૂ કીધી હતી. ઝરથોસ્તી દીને આથી ઘણું ખમ્યું હતું. પછી હાશમી શહેનશાહતના તારદી વજીરાત અને તારદી કોટવાલીના વખતમાં ઇસલામ શરૂ થયો છે. ટુંક મુદતમાંજ ઇસલામમાં ભેદો ઉભા થયા. ખરા ઇસલામ ઉપર ફરેબનો પરદો પડયો. વટલાવવાનું જોશથી શરૂ થયું. મઝદયસ્નિ શહેનશાહત અને ધર્મનો નાશ થયો. મઝદયસ્નિ બુન તેની જમાના અનુસારની સ્વચ્છ હાલતમાં હિન્દમાં રહી. ઇરાનમાં તો તે મઝદયસ્નિ બુનનાઓ ધીમે ધીમે ઇસલામી થઇ ગયા. માઝદયસ્નિ પ્રજા નાની કોમ તરીકે આજે થઈ છે, જેને પોતાનો કીલ્લો સાચવવાનો છે. દીનની હદ ઘણીજ સંકોચીત થઈ છે અને દીનના પાણી રખેને ગદલા થાય માટે દીનમાં લેવાનો દરવાજો હમેશ માટે બંધ રાખવાની જરૂર દીન દસ્તુરોએ વાજબીની રાહે જોઈ છે. પણ હિન્દના અનેક હાદેસાઓને લીધે કદી કદી બહારનાઓને બધાઓની સમંતીથી એવી રીતે લેતા હતા કે દીનના નાના કુવાના પાણી બગડી વાસ મારે નહિ. દીની યસ્ન અને યઓઝદાથરગરી-મુવેદી તે વખતે સાબેત હતી તેથી તે પાણી ઘણે દરજ્જે સ્વચ્છ રહી શકેલા છે. આજે તો ઝબાન બંધ રાખવામાંજ કોમ અને દીનની આબરૂ છે.

ઉપર મઝદયસ્નિ દીન અને બીજી દીનોનો ચિતાર જોયો. વટલાવવાનું દુન્યામાં ક્યારથી કઈ રીતે શરૂ થયુ તેનો ટુંક ચિતાર જોયો. મઝદયસ્નિઓ પરદીનમાં વટલવા લાગ્યા તેની શરૂઆત અને છેડો જોયો. કદીમ ઇરાનમાં વટલેલ મઝદયસ્નિઓને પાછા કઇ રીતે, કયે સબબે, કઇ કુદરતી હકીકતથી લેતા હતા તેનો ટુંક ચીતાર જોયો.

દીનમા લેવાના આ ત્રણ મુળ ગુરૂહોને વીષે કંઇક સમજ લીધી. દીનમા દાખલ કરવા માટેનો તે વખતે વીરોધ હતો નહિ કેમકે તેમાં મુળ મુદ્દો એ હતો ક તે દીનમાં લેવાનું કામ કુલ મઝદયસ્નિ આલમના દીન દસ્તુરો, શાહો, વજીરો, અરકાને દોલતો, સોદાગરો, દાવરો અને હુતોક્ષોની એકસંપીથી હમ ભીશ્રથી થતું હતું. દીન આગાહ-કુદરતના ભેદે પુગેલા દીન દસ્તુરોની

યસ્નની દોરવણીથી–દીનની પાકી રસમથી, દીનની પુરી બહાલીથી, દીનના સખ્ત અશોઈના કાનુનોથી, તે થતું હતું કે જે બધું થવા માટે ઝરથોસ્તી શહેનશાહતની ક્ષથ્ર સત્તા બધાના માથા ઉપર ઉભેલી હતી.

છેલ્લા સાસાની જમાનામાં જ્યારે દીનમાં આવી સાવચેતી વગર ઉમેરો થવા લાગ્યો એટલેજ પડતીના બીયાં રોપાયાં.

એમ ત્યારે દીનમાં લેવાની બાબદમાં ઉપર સમજાવ્યું છે તેમ વટલેલોના ખુનની અંદર રહેલા ભાર ખમતા આતશની રહાઈ આપવાનું પુન્ય સમાયું છે. પણ સાથે સાથે તે દીનમાં આવવા માંગતાના ખુનને ખુનક પાસબાનીના રાહ ઉપર મુકવા માટેની યસ્નની પસંદગી કરવા માટેની મુશ્કેલીમાં સમાયલો ધર્મ–કષ્ટબી ઉભો થાય છે.

ખુનક પાસબાની ચાલુ કરવાની તરતીબ, જે દીનની યસ્નથી થાય છે તે વગર દીનમાં લેવું દીનના હોકમ સામેનું છે કેમકે તેથી મઝદયસ્નિ પ્રજાને નુકશાન પુગે છે. માટે ગમે તેમ દીનમાં મીશ્રણ લોહીને લેવાય નહિ તેની સમજ આવશે.

એમ ત્યારે અગાઉના ઘણા કદીમ જમાનાથી તે હિન્દના અત્યાર લગીના પચાસ વર્ષ લગીમાં એ બાબદનો નિરનય દીન દસ્તુરો અને અંજુમનની સમંતીથી અને શેઠીઆઓની કોમ ઉપરની રાસ્ત દોરવણી કરવાની સત્તાની રૂએ, દીનદાર અશોઈ-વાલા મુવેદો દીનના કાયદા મુજબ કરતા હતા. આ વખતે બેહદીનોને તે પાકીઝેહ-આથ્રવનોની દીન બાબેની સમજશકિત, જાનફેસાની, ખરી લાગણીઓ અને આખેરી દોરવણી માટે તેઓ ઉપર ભરોશો હતો, જેથી એ કામમાં વીરોધ જેવું જણાએલું હતું નહી. પણ આજથી પચાસ વર્ષમાં દીનની યસ્ન, દીનની તરીકત, દીન દસ્તુરો વીગેરે દીનની હકીકતો ઉપર શકશુબે ઉભો થયો છે. સુધારક વૃત્તિ ઉભી થઇ છે. ખુનના આતશ ઉપરનો એજાબ ઉંચકવાની ખુશાળીને અને ખુનને ખુનક પાસબાનીમાં ચલાવવા માટેની યસ્નની પસંદગીને, તે માટે જોઈતી નીરંગ દીનનો નીરંગ–ભસ્મ–નાહનો વીગેરે યસ્ન માંથ્રની ગુહ્ય બાબદોને જે સાહેબો માનવા માંગતા નહિ, સાંભળવા માંગતા નહિ, સુદરેહ કુસ્તી વીગેરેને જેઓ માન આપતા નહિ–દીનના પાક મકાનોની મહત્વતાને જેઓ સમજવા અને માનવા માગતા નથી તેઓ આપખુદીથી જ્યારે દીનમાં લાયક કીયા વગર મીશ્રણ લોહીને એમના એમ લેવાની વાત કરવા લાગ્યા છે ત્યારેજ આવો વીરોધ ઉભો થયો છે. ગદલા પાણીને સાફ પાણીમાં આમેજ કરવે વધુજ ગદલુ થશે એ ધાસ્તી કોમમાં પેઠી છે અને સુધારક મનોવૃત્તિના સાહેબો જેઓ યસ્નને માનતા નથી, તેઓના હાથમાં આવુ દીનમાં લાવવાનું

કામ આવવે વીરોધ વધે અને સમજુતી થાય નહિ એ સમજાય તેવું અને સ્વભાવીક છે.

પણ જો બધા દીન દસ્તુરોની અને આખી અંજુમનની સંમતી લેવામાં આવે, સીશુયના નાહનોના અમુક નીયમે તે મીશ્રણ લોહીનાને ચલાવે, પછી તેઓની કાયદાસરની નવજોત બરસ્નુમવાળા યઓઝદાથ્રગરો પાસે કરાવે, નવજોત કરનારના મુબેદોના બરસ્નુમમાં એવાઓની નવજોત કરવાથી જે ખલલ થાય છે માટે તેઓની પાસે નવુ બરસ્નુમ દીનના કામ માટે લેવડાવે, પેલા સુદરેહ પહેરેલાઓને અનેક નવરાત્રીઓના બરસ્નુમોમાંથી ચલાવી તેઓને માટે જુદાજ ધર્મસ્થળો-આતરે દાદગાહ કરી આપે, તેઓના દોખ્મા જુદાજ રાખે અને પરણુ વહેવારમાંથી છેટે રાખે પણ દુ:ખ અને બીજી દુન્યાની આરથીક વ્યવસ્થામાં તેઓને પારસી કોમ સાથે ભાગીદાર કરે તો પછી કંઇક સમજુતી ઉપર એ બાબદ આવે; નહિ તો સૌથી સરસ રસ્તો તે મીશ્રણ લોહીવાલાઓ માટે એ છે કે જો તેઓ દીન ઉપર ખરા કુરબાન હોય તો તેઓએ પોતાનો છુટો ટોળો ઉભો કરી પોતા માટે ધર્મસ્થળો દોખમાઓ કરાવીને પોતે છુટા રહીને દીનને પાલે.

## (૨૨) ફ્રવરાને મજદયસ્ને.

**આ વાકયની સમજ પહેલવીમાં બે રીતે, ગુજરાતીમાં દસ્તુર એદલજી દારાબજી સંજાણાએ, સંસ્કૃતમાં દસ્તુરાંન દસ્તુર રદ નઇર્યોસંઘહ ધવલે આપેલી છે તેની ઉપરથી જુદદીનોને દીનમાં દાખલ કરવાનું છે એમ આ એરવદ અંકલેસરીઆ કહે છે તેની તપાસ.**

આ કલામ આ છે:—

**ફ્રવરાને[1] મજદયસ્નો[2] જરથુશ્ત્રિશ[3] વીદએવો[4] અહુર ત્કએષો.[5]**

મઝદયસ્નાનો[1] (છું બાપદાદેથી મઝદયસ્નો તરીકે ઉતરી આવેલો છું હવે) ‖ ઝરથોસ્તિ[2] (તરીકેનો થયો છું એટલે ઝરથુસ્ત્રે આણેલી વધારા સાથની મઝદયસ્નિ દીનનો થવા) ‖ કબુલુ છું-એતેકાદ લાઉં છું-એકરાર કરું છું[3] ‖ દએવથી-ઘટતી-અજ્ઞાનતાથી દુરનો[4] (થયો છું) ‖ અહુરાની આઇનવાળો દીનવાળો[5] (એમ થયો છું). ‖

હયાં આ ભણનાર જાહેર કરે છે, કે હું બાપદાદે મઝદયસ્નિ છું અને ઝરથુસ્ત્રે આણેલી વધારાની મઝદયસ્નિ દીન જે દએવથી જુદી દએવથી જુદા કરવાની–દેવને મારવાની છે અને ખુદ દાદારની છે, દાદારને પુગવાની તે મુળ નેમ જે ફરશો–ગર્દ કરવાની છે, તેવું કરવાવાળી છે, તેને કબુલું છું; એટલે એમ ભણીને દુન્યાને જાહેર કરૂં છું, કે વીદએવોની આ દીન પ્રમાણે,–અહુરાના દએના એટલે અંતકરણમાંથી નીકળેલી તે દીન છે તેને ખુશનુદ કરવા, દેવોને અને બુરાઓને હું મારીશજ, દેવને બાંધીશજ અને એમ જગતમાં જગતમાંની કુલ દીનોમાં આ દેવબંદીનું કામ જારી રાખીશજ એટલે દેવને–ઘટતીને જગતમાંથી તેમ દીનોમાંથી મારી કાઢીશજ. એમ જગતમાં જરથોસ્તી દીનનો સિક્કો જે દેવબંદીનો છે તે ચલાવીશ.

આજ સાર એ રીતની પહેલવી સમજમાં છે. એક પહેલવી સમજ કહે છે કે :—

## ફ્રનામમ[1] અઇઘ[2] અંદરે[3] સરીતરાન[4] યમલ્લુન્મ[5]

હું આ કલામ ભણું છું[1] ‖ એટલે કે તેથી[2] ‖ બુરાઓ–દેવને લગતાઓ[4] ‖ માં[3] ‖ જાહેર કરૂં છું–કહું છું[5] ‖ ( કે હું આ કલામની બરકકતથી બુરાઇને તોડીશ, બુરાઈ કરાવતા દેવને બાંધીશ ). ‖

હયાં આ પહેલવી સમજ કહે છે કે દેવોની અંદર જાહેર કરૂં છું કે હું દેવને બાંધી નેકીને કુલ જગતમાં કુલ દીનમાં વધારીશ. દએવોને જાહેર કરૂં છું કે તમોને હું કેડેથી ઘુસવા દઇશ નહી પણ તમોને બંધેથી બાંધીશ. આવો અર્થ આ પહેલવી લીટીનો છે.

હયાં કંઇ એમ અર્થ નથી કે સરીતરાનને એટલે બુરાઓને મારીને વટલાવીશ.

પહેલવી બીજી સમજ આમ છે કે :—

## ફ્રનામમ[1] અઇઘ[2] દએન્[3] ગેહાન[4] રોબાક્[5] બનાવાદુનમ[6]

હું આ કલામ ભણું છું[1] ‖ એટલે કે તેથી[2] ‖ જગતમાં[4] ‖ દીનને[3] (દીનના દેવબંદીના કામને) ‖ ચાલુ કરી રહું છું.[6] ‖

હયાંબી ઉપરની માફકજ કહે છે કે દીનને ચાલુ કરૂં છું એટલે દીનનું કામ જે દેવબંદીનું છે તેને ચલાવી રહું છું, ઓર જેમ આપું છું. આ

વાકયમાં દીનને ગેહાનમાં ચલાવું એમ કહે છે તેમાં કંઈ મારીને દીનમાં લાવવાનો અર્થ નથી.

દસ્તુરજી એદલજી દારાબજી સંજાણાએ ઉપરની પહેલવીનો શબ્દે શબ્દનો અર્થ જે કીધો છે તે આમ કીધો છે:—

બુઝોરગીથી પઢું એટલે કે બુરાઓના દરમ્યાન (કહેતા વચમાં) ઝરથોસ્તી મઝદયસ્નિને જાહેર કરૂં.

આ લખાણ કે જે પહેલવીનો તરજુમો છે તેમાંથીબી ઉપરની પહેલવી વાકયોનીજ સમજ નીકળે છે. આ ગુજરાતી લખાણ ટુંકમાં છે અને એવી રીતે ટુંકમાં લખાયું છે કે જેમાંથી બે અર્થો નીકળી આવે છે. બુરાઓ દરમ્યાન મઝદયસ્નિ ઝરથુસ્ત્રિને એટલે ઝરથુસ્ત્રિપણાની વીદએવોની દેવબંદીને જાહેર કરૂં ચલાવું એટલે દેવબંદી જગતમાં કરૂં એમ અર્થ છે.

હયાં બુઝોરગીથી પઢું એમ કહે છે તેમ મઝદયસ્નિ ઝરથુસ્ત્રિને એટલે ઝરથુસ્ત્રિપણાને જાહેર કરૂં એમ કહે છે. બુઝોરગીથી પઢવામાં સ્તોતોની એટલે ધ્વનીરૂપની અણદીઠ રીતની શકિતઓની દેવને કાપવાની ભલી અસરકારક ગતી ઉભી થાય–એવી રીતનો તે પઢવાનો અર્થ બતાવે છે, યસ્ન કરીને શુભ વાતાવરણ ઉભી કરવાનો અર્થ બતાવે છે. વળી મઝદયસ્નિ ઝરથુસ્ત્રિને જાહેર કરૂં એમાં એ અર્થ છે કે મઝદયસ્નિ ઝરથુસ્ત્રિ ગતી જે દેવને મારીને નેકી પાંથરવાની છે તેને બુઝોરગી સાથના ભણવાથી દુન્યામાં ચલાવું. હયાંબી દીનમાં વટલાવવાનો અર્થ નથી.

દેવબંદી કરવી શું છે, વીદએવો દાત શું છે, યસ્નોની ઉપયોગીતા શું છે તેનો ભેદ ખબર નહી હોવે, યા ખબર હોય તોબી મનાતો નહી હોવે, આવી રીતના અર્થો ઉભા થાય છે. દસ્તુરાંન દસ્તુર નેર્યોસંઘ ધવલનો સંસ્કૃત તરજુમોબી ઉપરની માફકજ છે જેમાંબી એવોજ અર્થ છે. જગતમાં મઝદયસ્નિ ઝરથોસ્તિ દીનની **'પાવમહેલ'**ની ખીસ્કારી જે દેવને–જડતાને–અધમતાને મારવાની છે, ફ્રશો–ગર્દને નહી માનનારને મારવાની છે, દાદારને કુલ મુખતાર સાહેબ નહી ગણવાને મારનારની છે–એવા બધી નાશની વૃત્તીને મારનારી છે, એવી વૃત્તી કેંહેબી ઘુસી હોય તેને ત્યાંથી મારી કાઢવાની છે, એવી વૃત્તી કેંહેબી ઘુસે નહી તેની તકેદારી કરવાની છે, એવી તકેદારી કરવાની ખીસ્કારી હું આ ભણતરથી મારા પોતાના હીસ્સા તરીકે કરી રહું છું–બજાઉં છું–એવો અર્થ છે.

એમાં વટલાવવાનો નહી પણ દેવને મારવાનો અર્થ છે. દેવ તે છે કે જે દાદારની અહુગીરી–રતુગીરી માનતો નથી એટલે દાદારને મળવામાં માનતો નથી, તેમ દાદારની નેમ જે ફ્રશો–ગર્દ કરવાની છે–દરેકની છુટી તેમ બધાની કુલ્યાતી મુક્તિ લાવવાની છે, તે નેમને માનતો નથી. બધી દીનો ગમે તેવી ઉતરી ગયલી હાલતમાંબી તો દાદારને માને છે, દાદારને મળવા માંગે છે–મુક્તિ માંગે છે. માટે દેવ અને દેવયસ્નિ સાથે દીનોને ભેળી નાખવાની ભયંકર ભુલ કરવી નહી, જો કે તે ભુલતો આજે ચાલી રહેલી છે. હા, દીનોમાં દેવ-યસ્નિ ભેળાયલી છે, પણ તે દેવયસ્નિને તોડવા માટેજ ઝરથોશ્તિ દીનમાં પાવમહેલનો કીલ્લો અને હથીઆર આવેલા છે. પાવમહેલ અને આલાત અને દ્રુજ પરહેઝની તરીકતો અને દ્રુજ તોડવાની યસ્ન ઝરથોસ્તી દીનમાં એજ દેવયસ્નિને કુલ્યાતી તેમ જુઝવાવી રીતે તોડવા એટલે સામાના બધા દેવને કે પોતામાંના દેવને તોડવાજ આપેલી છે તે નોંધવું. ઝરથોસ્તી દીનની આવી પાવમહેલ અને આલાતો સાથની યસ્નો જ્યારે થઇ રહે છે ત્યારે તે કરનારથી, કરાવનારથી, દીન–દસ્તુર કે જેની દસ્તુરીથી તે યસ્ન થઇ રહે છે થાય છે તેનાથી, તે કુલ દુન્યા લગી તેની શુભ અસરો પંથરાઇ જાય છે. ઝરથોસ્તી દીનના આવા સર્વોપરીપણાના ખ્યાલ વગરના દીની અભ્યાસથી તે દીનને કદીબી ખરો ઇન્સાફ આપી શકાશેજ નહી; પણ તેથી તો પથ્થરાઓ કુટયાજ કરવા પડશે કે જેઓ કદીબી કુટાવાનાજ નથી.

## (૨૩) હવે ધુપ નીરંગ જે પાદરૂઝની ક્રીયામાં, ગુજર્યા પછીના ત્રીજા દહાડાની ઉપહિન ગાહમાંના છેલ્લા કલાકમાં, ઉષહિનની હોશબામ અગાઉથી પઢાય છે, તે ધુપ નીરંગના છેડાના ફકરામાંથી એરવદ સાહેબ વટલાવવાનો અર્થ જુના દસ્તુર સાહેબનો તરજુમો આપીને કાઢવા માંગે છે તેની તપાસ.

આ ફકરાનો તરજુમો જો આ એરવદ સાહેબે પોતે જાતેજ પોતાના ઝબાન શનાશીના અભ્યાસની રૂયે અને જે મોકા ઉપર તે ભણાય છે તે મોકાને લાગુ પાડીને કાધો હતે, તો હમારી ખાત્રી છે કે કદાચ એવણ આ ફકરાને વટલાવવાની બુરહાન તરીકે નહી લાવતે, પણ દીનમાં તનાસક જેવું છે કે,–પુર્ણું જન્મ જેવું છે કે, તેના સાચ્ચા ઉત્તર તરીકે લાવતે. જેઓ મઝદ-

યસ્નિ બાપદાદેના છે તેઓ તો ઝરથુસ્ત્રિ છે એટલે તરીકત પ્રમાણે ચાલી રહીને તનાસકને દુર કરી તનપસીનવાળાજ થઈ રહે છે. પણ જેઓ મઝદયસ્નિ બાપદાદેના છે પણ દરવંદી કરે છે એટલે ઝરથોસ્તિપણું ઉભુ કરી શકતા નથી એટલે અશોઈ ઉભી થાય તેવી તરીકતો જીંદગીમાં પાળી શકતા નથી; જેઓ તેથી ઉલટું દરવંદી જીવન કહેતાં અશોઈથી વેગળી જતી જીંદગી ગુજારી ગયા છે, તેઓને માટે તેઓના મરણ પછીની આ પાછળી રાતની પાદરૂઝની ક્રીયામાં થતા ધુપ નીરંગમાં એટલે આતશ જે રોશન છે તેની ગતી ઉપર, આ નીરંગ ચલાવીને તેઓને ચહારૂમની બામદાદમાં પોતાને મથકે મોકલવાની આ ક્રીયામાં દુઆ કરે છે કે: અએ દાદાર તું ઇનસાફી છે; ફ્રશો-ગર્દ લાવવાની કહેતાં મુકિત લાવવાની તારી છેલ્લી નેમ છે; કોઇબી ચીજના નાશ જેવું તારી હીકમતમાં નથી. તારા ઇનસાફથી બધુંજ ફ્રશો-ગર્દ પુગશે; ખુદ દએવોબી સુધરી ફ્રશો-ગર્દના ખાસ્તાર થશે. માટે અએ સાહેબે કરીમ, અએ યઝતો, અએ સરોશ, અએ ઝઓથ્ર એટલે આ ક્રીયા માટેના ઉભા થયલા ફીરોઝગર કશ નામે નીરંગ અને તેમાં દુઆ ઉતારી રહેલા અએ કદીમ અનુશેહ રૂવાનો! હમો દુઆ કરીએ છીએ કે દેવો જેઓ તું સાહેબને અને તારી છેલ્લી નેમ જે ફ્રશો-ગર્દ કરવાની છે તેને માનતા નથી, જેઓ દેવયસ્નિ કરી બીજી દીનોમાં ધુસીને તેમ મઝદયસ્નિ દીનના મઝદયસ્નાનોની ઝમીરમાં ધુસીને તે મઝદ-યસ્નાનોને ઝરથુસ્ત્રિ થવાથી દુર લઇ જઈ દરવંદી રાહે ચલાવે છે તે દેવો તુટો, તેઓની દીવાનગીરી તેઓની બુરી યસ્નો તુટો અને તેને બદલે જગતમાં—

**હિજવા[1] રવાની[2] હુ બોરદાહી[3] હુ પાદશાહી[4] દાદ[5] દીન્ બેહ્[6] માજદયસ્નાં[7] આગહી[8] રવાઇ[9] ગોઆફ્રરંગાંની[10] બાદ્[11] હફ્ત[12] કેશ્વર જમીન્.[13] આજેહેશ્ને[14] હુજેશ્ને[15] બાદ[16] ફ્રરમાયેશ્ને[17] પદી-રશ્ને બાદ.[18] જાદુઇ[19] બજેહગરી[20] દરવંદી[21] દેવયસ્નિ[22] દેહરી[23] અવાદશાં બાદ.[24] અએદૂન બાદ.[25] ચેશાન[26] કીશાન[27] દુશ-મ્યઝદનાંન[28] ખર[29] ખરહંદ[30] ઓએમ્[31] બેહેદીને[32] માજદયસ્નાન રવાંન[33] દાદહંદ[34] ઓએમ[35] બેહેદીને માજદયસ્નાંન્[36] બેઆયંદ[37] અગર[38] ન આયન્દ[39] ગુજર્ગ[40] ઉમેદ્[41] મહેરૂ[42] ફ્રાગયઓઇત[43] દાવર[44] રાસ્ત[45] જુદતર[46] પીશ્તર[47] બેરસાદ્.[48] અજ હમા ગુનાહ પતેત્ પશેમાનોમ્.**

તરજુમો :

સાત[૧૨] ‖ કેસ્વરોમાં[૧૩] ‖ મઝદયસ્નાનોની[૭] ‖ ભલી દીનના[૬] ‖ કાયદા-ઓ[૫] (ના પાલણનું–તે કાયદાઓથી ઉભો થતો ઇનસાફના જારી થવાનું–સત્યનું એટલે કાયદા પ્રમાણેના ભણતરોની શુભ ગતીનું) ‖ ઝબાનથી[૧] ‖ જારી થવું, ચાલવું, પાણીની માફક સરળ રીતે વહેવું[૨] ‖ થાય.[૧૧] ‖ તે કાયદાઓ[૫] (થી ઉભું થતું–કાયદાસરની તે બધી યસ્નોના થવાથી ઉભું થતું) ‖ ભલા બહમનના નીસ્કામવૃત્તીનું અને પરમાર્થવાળા કુદરતનું–કુવ્વતનું–કુદરતનું રાજ[૩] ‖ થાય[૧૧] ‖ તે કાયદાઓ[૫] (થી કાયદાસરના તે ભલા ભણતરોની નેક દુઆથી) ‖ ભલી પાદશાહી, ભલી રાજગીરી–ભલી સત્તાનો ભલો દોર[૪] ‖ થાય[૧૧] ‖ તે કાયદાઓ[૫] (ની–તે ભલા કાયદા પ્રમાણેની યસ્નની) ‖ આગાહી–જ્ઞાન–વાકેફી જાણકારી[૮] ‖ થાય[૧૧] ‖ તેથી ભલી કીર્તી, દાદારના રાજ થવાની વાહવાહ[૧૦] (અહીરીમનની નામોશી) ‖ થાય[૧૧] ‖ (ખાલી આ ગેતી જે એક કેસ્વર છે રાખે છે તેમાંજ નહી પણ અદ્રષ્ય નીસ્તીની જગતના તે છ અણદીઠ કેસ્વરોમાંબી એમ થાય) ‖ એ પ્રમાણેનું થવું જન્મ પામો–એમ[૧૪] ‖ થાય[૧૬] ‖ જગતમાં ભલાઈ જન્મો તમામ પેદાશ ભલી[૧૫] ‖ થાય[૧૬] ‖ દાદારનોજ હોકમ[૧૭] (રાજગીરી, નેમ જે ફ્રશો–ગર્દની છે તે બધું–દાદારની મઝદયસ્નિ દીન–તેમાંથી નીકળતી બીજી દીનો વીગેરે જે કંઇ દાદારના હોકમનું છે તેજ) ‖ પસંદ પામેલો થઈ–મનાઇને ચાલુ થાય[૧૮] ‖ જાદુઇ–અઘ માંથ્રની બુરી ગતી–જડવાદની નાશની વૃત્તીના બુરા ઇલ્મો[૧૯] (અને) ‖ પાપો[૨૦] (તનની અંદર અને જગતના તન વીગેરેની અંદર રહેલી ફ્રશો–ગર્દ લાવવાની ગતીનો નાશ કરવાની પાપવૃત્તી) (અને) ‖ અશોઇની રીતીઓથી એટલે દએનથી દૂર જવાની ગતીઓ, ધનામીન તરફ જવાની રીતીઓ–અધમતા–જડતા[૨૧] (અને) ‖ ધનામીન અને શેતાન અને દએવીક શક્તિઓ જેઓ કાળી કુદરતનું જોમ રાખી દાદારને સાહેબ ગણતી નથી, ફ્રશો–ગર્દ મુક્તિ માંગતી નથી, નાશ માંગે છે, તેવી કાળી કુદરતની નાશ લાવવાની પરસ્તેશ[૨૨] (અને) ‖ જડવાદમાં રમી રહેવાની નાસ્તીક ગતી–જડતાની જીંદગી પછી કંઇજ નથી એવું માનવાની અને તે પ્રમાણે ચાલવાની ગતી–નાસ્તીકપણું–જડવાદ અજ્ઞાનતાનો અંધકાર[૨૩] ‖ આ બધું દૂર દફે થઇ જાઓ[૨૪] ‖ જે દુઆ કરું છું તેમ થાઓ.[૨૫] ‖ તેઓ[૨૬] ‖ કે જેઓએ[૨૭] ‖ બુરૂ આવી મલવાને માટેનો–બુરો નતીજો ઉભો કરે તેવા–ઉપર કહેલી બધી જાદુઇ–બજેહગીરી–દરવંદી–દેવયસ્નિ–દેહરીને લગતો[૨૮] ‖ ખોરાક[૨૯] ‖ ખાધેલો છે[૩૦] ‖ એટલે તેઓ કે જેઓએ જાદુ–બજેહ-

ગીરી—દરવંદી—દેવયસ્નિ—દેહરી પ્રમાણેની જીંદગી ગુજારી, બુરે નતીજે જે તનાસકનો જગતમાં પાછો જન્મ લેવાનો છે તેને લાયકના થયા છે, જેઓ એમ ત્યારે ગેતીમાં પાછા જન્મ લેવાને લાયકના થયા છે[૨૮-૨૯-૩૦] ॥ તેઓ[૩૧] (જેઓ) ॥ ભલી મઝદયસ્નિ દીનમાં દાખલ થયલા માટે તનાસકમાં નહી પડવા માટે ધારેલા[૩૨] ॥ રૂવાનવાળા[૩૩] ॥ થઇ—નેમાઇ જઇને તન ધારણ કરી થઇ ગયલા છે[૩૪] (એટલે તનાસકમાં નહી પડવા જેવા કુદરતે તેઓને કીધેલા છતાંબી તનાસકમાં પડવા જેવી તેઓએ વર્તણુંક કીધી હોય તો) ॥ તેઓ[૩૫] ॥ ભલી મઝદયસ્નિ દીનના થઇ તે દીનમાંજ[૩૬] ॥ આવે એટલે પાછા જન્મ લે[૩૭] ॥ અગર[૩૮] ॥ (તેવા થઇને) નહી આવે[૩૯] (એટલે તનાસકમાં પડવા જેવા અજીમ ગુનાહગાર નહી હોય પણ અણદીઠ દુન્યામાં જન્મ લઇ ત્યાંથી શીક્ષા ખમી તનપસીન તરફ જવા લાયકના હોય તો) ॥ ગુજરતી વખતની[૪૦] ॥ ઉમેદ[૪૧] (જે દીનને દાદારને તાબે થઇને જીંદગી ગુજારવા માટેનો વધુ વખત માંગવાની છે એટલે થોડોક વધુ વખત જીવીને જે કંઇ બુરૂ થઈ ગયું છે તેની સામે ભલુ ઉભુ કરવાને લગતી છે તેવી ઉમેદ)ની રૂએ ॥ એટલે તનપસીને પુગવાની ઉમેદની રૂએ કાવેલી નેકીમાથી ગવની ખેતી બહોળી રીતે એટલે પુરતા વ્યાજ સાથે ઉભી કરાવી આપનાર[૪૦-૪૧-૪૩] ॥ રાસ્તીવાળો ઇનસારી[૪૫] ॥ ગવની—નેકીની બહોળી ખેતી કરનાર[૪૩] ॥ દાવર[૪૪] ॥ મહેર યઝદ[૪૨] ॥ જોઇએ તેથી વધુ જલદીથી[૪૬] ॥ જોઇએ તેથી વધુ અગાઉ[૪૭] ॥ (તેઓની મદદે) આવી પુગો.[૪૮] ॥

આ તરજુમો તદ્દન શુધ્ધ અને પ્રસંગોપાત છે. કોઇબી જોઇ શકશે કે એમાં તો ગુજરનારની વાત છે, નહી કે જીવતાની. ગુજરનાર જો તનાસકનો હોય, પાછો જનમવાને લગતો હોય તો ફલાનુ ફલાનુ થાવ એમ વાત છે. અહિંયાં જીવતાઓની તેહકીકજ નથી. ત્યારે એવણનો જે સાર આપેલો છે તે તદ્દન નાદરોસ્ત છે. એવણ કહે છે કે ધુપ નીરંગ યાને ગુજરેલાઓની પાછળ જે ત્રીજે દીવસેની ઉઠમણાની ક્રીયા થાય છે તેના છેવટના ભાગમાં જરથોસ્તી ધર્મ હફ્ત કેસ્વર જમીનમાં જારી થાય તથા બધા જુદદીનો ઝરથોસ્તી ધર્મમાં દાખલ થઇ ધર્મ ઉપર જાનફેશાની કરે, એવી દર વખતે ખાહેશ બતાવવામાં તથા દુઆ ચાહવામાં આવે છે, કે જેથી યાને જુદદીનોના ભલી મઝદયસ્નિ દીનમાં દાખલ થયાથી તમામ હફ્ત કેસ્વર જમીન ઉપરથી જાદુઇ પાપ જુદાઇ દેવપરસ્તી અને નાસ્તીકપણું નાબુદ થાય, એટલુંજ નહી પણ જો તે જુદદીનો પોતાનો બુરો માર્ગ છોડી મઝદયસ્નિ દીનમાં ભલા તરીકા ઉપર યકીન લાવી તેમાં દાખલ નહી થાય તો તેઓને બદદુઆ ચાહવામાં આવે છે.

હમોને ઘણીજ અજાયબી લાગે છે કે આવું કશુંબી ઉપલા ફકરાના અર્થમાં છેજ નહી. ત્યાં જુદદીનોની કંઇ વાતજ નથી. ત્યાં તો દએનના ભલા કાયદાઓની વાત છે. હમો આગળ કહી ગયા છીએ કે જેમ અંગ્રેજી અમલમાં અંગ્રેજી કાયદામાં આપણે રહીએ છીએ તેથી આપણે કંઇ ખ્રીસ્તી ઠડતા નથી, તેમ અખમની જમાનની અગાઉ અને પછીથી જગત ઉપર જ્યારે મઝદયસ્નિ કાયદો ચાલુ થયલો હતો તેથી તે હખમની શહેનશાહતની તેમ તે પછીની શહેન શાહતોની કુલ રઇયત મઝદયસ્ની હતી એમ કહેવાય નહી. મઝદયસ્નિ દીનના આ કાયદાઓ જેઓ બધી દીનોના સીધાંતોનો પાયો છે તે ચાલુ થઇને જગતમાં જામે, સત્ય ઇનસાફ જામે તે દુઆ છે, ના, જગતમાંની દીનો આબાદ થાય એમ. દુઆ છે. ત્યાં દેવપરસ્તી જાદુ તુટે તેની વાત છે જેને ધર્મોં સાથે કંઇબી લેવું દેવું નથી કે જે માટે હમો ઉપર અનેકવાર કહી ગયા છીએ, માટે તેને ફરીથી લખવામાં સાર નથી.

આ ફકરામાં કંઇ એમ કહયું નથી કે જુદદીનો ભલી મઝદયસ્નિ દીનમાં દાખલ થવાથી તમામ હક્ત કેસ્વર ઉપરથી જાદુઈ–પાપ–જુઠાણું–દેવપરસ્તી નાસ્તીકપણું નાબુદ થશે. વાંચનાર ઉપલા તરજુમામાંથી જોઇ શકશે કે તેવું કંઇબી ત્યાં છેજ નહી. છેલ્લે એરવદ સાહેબ કહે છે કે જો જુદદીનો મઝદયસ્નિ દીનમાં નહી દાખલ થાય તો તેઓની ઉપરે બદદુઆ નાખી છે. ખરેજ આમ કહેવું આ ભલી દીનનું અપમાન છે. આવું હયાં કે કેહેબી કહયુંજ નથી. શા વાસ્તે આ સાહેબો આવું બોલતા હશે?

હયાં તો ત્યારે પાપને દેવયસ્નિને તોડવાની વાત છે અને ગુજરેલાની વાત છે. એવણ હયાં બધી દીનોને બુરા માર્ગની કહે છે,–ખરેજ તેમ બોલવું એવણના જેવા વીદવાન એરવદ સાહેબને છાજે નહીજ. અવસ્તામાં કેહેબી અન્ય ધર્મોને બુરા માર્ગના કહયાજ નથી. ના, ધર્મોને દાદારના કહયા છે અને ધર્મોમાંથી મુકિત મેળવાય છે એમ કહયું છે. ખરેજ આ આખો સાર સરતાપા નાદરોસ્ત છે. હયાં દીનમાં દાખલ કરવાનો એક શબ્દબી નથી તે કોઇબી જોઇ શકશે.

## (૨૪) હયાં એરવદ સાહેબ ફરીથી "દાદ દીન બેહ માઝદયસ્નાંન આગહી રવાઇ ગેઆફરંગાંની બાદ હફતે કેશ્વર જમીન અએદુન બાદ"—આ ફકરાને વટલાવવાની શહાદત તરીકે ફકરો ટાંકે છે.

આ ફકરાનો અર્થ અને શરેહ હમોએ આ લખાણુના આગળ દ્રષ્ટી-બીંદુના ભાગમાં તેમ ઉપરની શહાદતમાં કીધી છે. ફરીથી કહીશું કે હયાં તો બેહદીનના કાયદાઓ જેઓ ઇનિસાફી છે અને બધી દીનોના સીધાંતોના પાયામાં છે, માટે બધી દીનોને અનુકુળ છે અને બધી દીનોના દુશ્મન તરીકેની દેવયસ્નિને તોડનારા છે. તે દાત કાયદા ઇનસાફ જગતમાં ચાલે એમ કહયું છે; અને તેવા કાયદા અને ઇનિસાફ ઉપર રચાયલી યસ્નનો નાદ જગતમાં ફેલાય કે જેથી દેવો તુટે, દેવયસ્નિ તુટે, દેવો દીનોમાં જગતના ગએથામાં દાખલ થતા અટકે એમ કહયું છે. દીન ફેલાય એમ કહયુંજ નહી. બહુ બહુ તો એમ કહી શકાય કે મઝદયસ્નિ રામશાહી એટલે ધર્મરાજ ફેલાય કે જે કદીબી કોઇનેબી ગેરઇનિસાફ કરેજ નહી. કાયદાની આગાહી—જાણુ—માહીતી આજેબી લેવા હઝારો રૂપીઆ ખરચીને વકીલ બારીસ્ટરો થઇ રહે છે તો તેથી શું તેઓ બધા વટલાઈ ગએલા કહેવાય કે? આવા આવા લખાણો ઉપર ટીકકાના બાણો છોડીને હમો હમારી કલામની શહનસીલતાને બદનામ કરવા માંગતા નથી. ટુંકમાં આટલુંજ કહીએ છીએ કે સત્યનેજ જય રહેશે.

---

## (૨૫) આફ્રીને રપિથ્વિનના અમુક ફકરામાંથી વટલાવવાની મીથ્યા શહાદતની તપાસ.

આ આફ્રીને રપિથ્વિનમાં હમાજોર કરવાના જુદા જુદા ફકરાઓ આવે છે. હમાજોર શબ્દ અવસ્તાના શબ્દ યઝમદઇદેની મુરાદ રાખે છે. રપિથ્વિનનો હીંગામ તે છે કે જે વખતે દુન્યા ઉપર ફ્રશો–ગર્દ લાવવાનો સામાન એક વર્ષને માટે તૈયાર થઇ રહે છે. એક વર્ષ લગીમાં દાદાર જગતની ઉપર એવી કરમ બક્ષેશો મોકલે છે કે જેથી જનસમાજ ચોકસ હદની બુરાઈની બહાર જઈ શકતો નથી; અને અહીરીમન ખુદ ધીમે ધીમે ગાબ્યોદાદની નઝદીક જઇ રહે છે. ટુંકમાં એ કે રપિથ્વિનના આ હીંગામથી જગતમાં ફ્રશો–ગર્દ ધીમે ધીમે કદમે કદમ નઝદીક અને નઝદીક આવી રહે છે. રપિથ્વિનની આફ્રીનમાં આવો બનાવ કોણુ કોણુથી થઇ રહે છે, આવો બનાવ બનાવવામાં કોણુ કોણુ હીસ્સો

આપે છે તે બધાને યાદ કીધા છે અને ઉપર કહેલી રપિથ્વિનનો હીંગામ લાવનારી તે રપિથ્વિનની શકિત સાથની તે બધાની હમશરીકી માટે તે બધાની પ્રસંશા કરી તેઓ સાથે હમાજોર થઇને ભણનાર પોતેબી તે કામમાં હમશરીક થઇ રહે છે. એવી ગુહય બાબદો આ આફ્રિને રપિથ્વિનમાં આવેલી છે. આવી જગતના તારણની ગુહય બાબદોની આફ્રીનમાં વટલાવવાની વાત જેવી એ નરમ ભાષામાં બોલીએ તો દીનના ગુહયપણાની બેખબરી છે. આ આફ્રીનો દુઆ આપવાની અને કુદરતની તરફ શુકગુજારીના અદા કરવાની મોટી તલેસ્માતીક બંદગીઓ છે. સદભાગ્ય તેઓના હોય કે જેઓ તેઓને તેઓની નેમેલી જગ્યાએ ભણી જગતની આબાદીને તે ગુજરેલાંની આબાદી સાથેસાથ ઉભી કરાવે અને તેવું ઉભું કરવા માટેનું પુન્ય હાંસેલ કરે.

**પહેલાં ઉત્તમમાં ઉત્તમ દુઆ જે ફ્રશો-ગર્દ કુલ્યાતી એટલે સામટી મુકિત માટેની છે તે ચાહી રહી છે.**

(૧) **હમાજોર્ બેદ્**=કુદરતની રોશન બાજુ સાથે જગત હમાજોર થાય, જગત તે રોશન બાજુને મલ્યા કરે એવું જલદી થાઓ.

(૨) **હમાજોર્ હમા અશોબેદ્**=બધા અષવનો જેવા કે યઝતો કે અષવન માનવ કે માનવથી અન્ય પેદાશની અશોઈ રાખતી વ્યકિતઓ-તે બધા સાથે જગત હમાજોર થાય-તે બધા સાથે મેલાપ જગતને જલ્દી થાય.

(૩) **હમાજોર્ હમા નેક્ બેદ્**=નેકી કે જે પરદુખભંજનની નીશકામ વૃત્તીની છે તેવી નેકીના કરનારા સાથે જગતને હમાજોરી જલદીથી થાય.

(૪) **હમાજોર્ હમા ફ્રોખ્બેદ્**=ફરરોખી, મુબારક તાલે, જે દીલ આઝાદ અને દીલ કુશાદની હાલત આણી હમેશનું સુખ મનમાં રાખ્યા રખાવ્યા કરે છે, જે ફરરોખી નેક બખ્તીનો સેતારો કાયમ રખાવ્યા કરે છે, જે ફરરોખી-મુબારકબાદી જે નવરોઝના હીંગામ જેવી અમર હાલત બતાવે છે, તે ફરરોખ મુબારક ગતી જગતની સાથે હમાજોર થયા કરો-હમશરીકી કર્યાજ કરો.

(૫) **હમાજોર્ હમીશે શાદ વ ખુર્રમ વ રામશ્ન ફીરોજગર્ બેદ્=શાદી** કહેતાં ખરા રાદી મેલાપની ખુશાળી જે દુખ પાપ વગરની હાલત છે તે, અને **ખુર્રમ** એટલે મનનો સંતોશ, તાઝગી અને તેથી આવતી **શાંતી**નો ઝલવો, અને **રામેશ્ની** એટલે ખએતવદથની અખંડતા તરફ જવાની

ખુશાળી અને તે માટેની **પીરોઝગરી** કહેતાં બદીને મારવાની, અહીરીમન જે રૂવાનોના અંશોને બરબાદ કરે છે તેને મારીને મેળવવાની ફતેહ,–એમ પોતાના અંશોને આઝાદ કરીને પોતા તરફ ખેંચી રહેવામાં ફતેહ–આવી બધી મુબારક હાલતો સાથે જગત મળી રહો.

(૬) **હમાજોર કમ વનાહ્અેદ્**=ગુનાહગારીનું નમવું–ઓછું થવું જગતમાં બને તેવી હાલત સાથે જગતનું મળવું થાવ.

(૭) **હમાજોર વેશ કેર્ફે અેદ્**=ઘણાં નેકી પાકીઝગી રાદીના કામો સાથે જગત મળી રહે.

આવી દુઆ જગતને દઇ, તે દુઆ પોતા માટે, જીવતા માટે, ગુજરેલા રૂવાન માટે ઇચ્છીને પછી તેઓ કે જેઓ ઉપર કહયું છે તેમ **રપિથ્વિનની** નેઆમતો જગતમાં પાંથરી, જગતને ઉપર કહી છે તેવી હમાજોરીની સાત મુબારક હાલતો તરફ–જે ફરશો–ગર્દ કરવાની હાલતો છે તે તરફ લઈ જઇ રહે છે, તેઓની પ્રસંશા કરી તેઓ સાથે એકતાન થઇ જીવતાને ગુજરેલાને તે નેઆમતો અપાવી રહે છે.

**પહેલાં દાદાર અહુરમઝદ–સાત અમશાસ્પંદો–બધી ભલી નેકીવાળી મીનો શકિતઓ** સાથે અને તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે. તેઓ જગત ઉપર જે નેકી ઉતારે છે, તે નેકી લેવા માટેની લાયકાત કે જેથી તેનો ફરશો–ગર્દ થાય, તેવી તે લાયકાત અપાવનાર **પતેત પશેમાની**ની શુભ ગતી સાથે હમાજોરી કરી રહે છે.

પછી, **બહુમન અમશાસ્પંદ** અને તેવણની **મીનો ગોસ્પંદી ગતીઓ** સાથે, તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, **અષવહિશ્તની શુભ શકિતઓ** સાથે, **આતશ** સાથે **શુભ જીવન શકિત** સાથે તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, **શાહેરેવર અમશાસ્પંદની શુભ શકિતઓ** સાથે તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, **સ્પેન્દારમદ અમશાસ્પંદ અને તેવણની શકિતઓ** સાથે તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, **ખુરદાદ અમશાસ્પંદ અને તેઓની જમાનાઓને લગતી શકિતઓ** સાથે તેઓની ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, **અમરદાદ અમશાસ્પંદ તેઓની શકિત** અને મીનો ખીશ્કારી સાથે હમાજોર કરે છે.

પછી, તે બધા સાતેસાત અમશાસ્પંદો અને બધી મીનો શકિતઓ નેઆમત જગતને આપી જગતના લોકોના ભોગવટાઓ કરાવી મહેર યઝતથી સઝા જઝા ભોગવાવી આગળ ચલાવી રહે છે તેઓની તેવી **મઝદદાત અહુરદાત**ની ખીશ્કારી સાથે હમાજોર થઈ રહે છે.

પછી, **ગાહો** અને **ગાહામ્બારો** જેઓ જગતને નેઆમત આપવાની મારેફતો છે, **પાંચ ગાથાઓ** જેઓ ગુઝસ્તે અને ઝીન્દેને નેઆમત અપાવનાર મારેફતો છે, તેઓબી આ **રપિથ્વિન**ના કામમાં હમશરીકી આપે છે તેઓની હમાજોરી કરી રહે છે.

પછી, **શશ કેશ્વરો** કે જેઓબી જગતને નેઆમત અપાવવામાં મારેફત થઈ રહે છે, તેમ **કુદરતના હસ્તી નીસ્તીના આતરો** અને તેઓને લગતા ગેતીના **આતરે વરાહરાનો અને આદરાનો** જેઓબી રપિથ્વિનની નેઆમત જગતને અપાવવાની મારેફત થઇ રહે છે તેઓ સાથે હમાજોર થઇ રહે છે.

પછી **પેશોતનનો કંગદેઝ** કે જે ચલકતો ભલાઇ ઉતારનારો છે, જે પાવમહેલમાં નેઆમતો ઉતારી જગતના ધર્મોને ટેકવી રહે છે અને તેઓ મારફતે જગતની ઉન્નતી કરાવી રહે છે,–આવો તે કંગદેઝ આ રપિથ્વિનની નેઆમતો ઉતારવામાં હમશરીકી આપી રહે છે તેની સાથે હમાજોરી કરી રહે છે.

ગેતીના ભલા **નેક લોકો–નેકાનો અને મીનોના અશવનો** અને **ચંદ્રમાંના અંતર માહ** (અમાસનો ચાંદ) **પુરમાહ** (પુનમનો ચાંદ) **વીશ્પતથ માહ** એટલે તેઓની વચમાંના ચંદ્રમાંના બધા ફેઝ જેઓબી રપિથ્વિનની નેઆમત જગતમાં ઉતારી રહે છે તેઓ સાથે એકતાન થઇ રહે છે.

પછી **ઝરતોશ્તી દીનની મોતેબર યસ્નો** જેવી કે યઝશ્ને વીગેરે અને તેઓમાં મુકાતી દરુન–મ્યઝદ વીગેરે અને બીજી **હુશમુરદી યસ્નો** જેવી કે **આફ્રીન્ગાન** કરવું જેઓને **કારો ફેરફેહ** એટલે નેકીના કામો કહે છે તેઓ સાથે અને તેવા નેકીના કરનારાઓ જેઓને **હવરશ્ત વરજી**

**દારાંન્** કહે છે એટલે યઝત જેવી નેકી કરનારા કહે છે તેઓ સાથે તથા **બેહદીનો** જેઓ એવું મુવેદો પાસે કરાવે છે જેઓને **દહેશ્ને અશોદાદ**=રાદી બક્ષેશ અશોઇ માટે આપનાર કહે છે તેઓ સાથે-તેઓ બધાઓ કે જેઓની સાથે બધા યઝતો એકતાન થઈ રહે છે, તેવા બધાઓ જેઓબી રપિથ્વિનની નેઆમત ઉતારવામાં હમશરીકી આપે છે તેઓ સાથે હમાજોર થઇ રહે છે.

આમ રપિથ્વિનની નેકી અને નેઆમતોને જગતમાં ઉતારનાર સાથે હમાજોર કરી રહીને પછી જગતને-જગતનાઓને-જગતની દીનોને-નેક જીવતાઓને કુલ રજેરજને દુઆ કરે છે કે :—

**પ અયોકદ્દંગી[1] બાદ્દ[2] પ અઓજ્[3] વ જોર્[4] વ નીરોય્.[5]**

કે તમો બધાઓ, કુદરત જે અઓજ[3-4-5] તરીકે જોર તરીકે નીરોઇ તરીકે છે તે બધી કુદરતની સાથે, **અયોકદંગી** એકસરખા[1] સમાનતર હાલતમાં આવીને તેઓના જેવી ખીશ્કારીના કરનારા[2] થાઓ.

પછી દુઆ દે છે કે :—**વર્જ પીરોજગર્ દાદાર્ અહુર્મજ્દ્ રયોમંદ્ ખોરેહમંદ્** એટલે તે રયોમંદ ખોરેહમંદ એટલે રયની પુર ચળકતી કરમબક્ષેશ રાખનાર અને કરનાર દાદારના કેહર્પની ફ્તેહમંદ વર્જની હાલત એટલે નુરમંદ હાલત તમો બધાઓના તન કેહર્પને એટલે તનોમંદ હાલતને પ્રાપ્ત થાઓ-મળો.

પછી દુઆ દે છે કે :—**બે અવજાયાદ્[1]** ‖ **પઆંને[2]** ‖ **મહિસ્ત્[3]** ‖ **સ્તાઇશ્ને[4]** ‖

તે મોટામાં મોટી ભલી[3] ‖ શેતાયસ્ન નીયાયસ્ન[4] ‖ કરીને.[2] ‖

**અજબાયશ્ને[5]** ‖ **આફ્રીન્[6]** ‖ **કેર્દારે[7]** ‖

બંદગી અને[5] ‖ આફ્રીન[6] ‖ ક્યાં કરીને[7] ‖ બે અવજાયાદ[1] એટલે વૃધ્ધી કરાવ્યા-ક્યાં કરો. ‖

પછી બીજી અનેક દુઆઓ દઇ રહે છે. રપિથ્વિનની નેકી અને નેઆમતોથી તે દુઆ ફળી રહેજો એમ ઇચ્છે છે.

પછી રંપિથ્વન વીગેરેના ભેદો બતાવનાર, જગતની ઉપર ફ્રશો-ગર્દને ખુબ જોશથી ચલાવનાર, અહીરીમનને મારનાર, ધનામીનને પીગળાવનાર,

દીનોનો પાયો મુકનાર, તે મઝિસ્ત દીન જેમાંથી બધી દીનોના બીયાં ઉગી રહયા છે, જે દીન **અહુરાની ઝરથુશ્ત્રિ** છે, તેના લાવનાર **અષો ઝરથુશ્ત્ર** સાથે અને તેવણુના મોટા **હાવીશ્તો** સાથે એકતાન થઈ રહે છે. એમ આટલું ભણ્યા પછીથી એટલે રપિથ્વિનની નીઆમતોની સ્તુતી કીધા પછી તે નીઆમતોને આ થતી યસ્નને જોરે જગત ઉપર ઉલુફગણો નીસાર કરતા કરતા, દીનના સાહેબ **અશો જરૂથોશ્ત** અને તેવણુના મોટા **હાવીશ્તો** જેવા કે **કએ વીશ્તાસ્પ, જામાસ્પ, ફ્રશોસ્તર, સએન-અહૂમ-સતૂદ, યલ અસફંદ્યાર, મધ્દ્યોમાહ**, વીગેરે વીગેરે સાથે હમાજોરી કરી રહે છે કેમકે તેઓએજ રપિથ્વિનના હીંગામની કુદરતી નેઆમતોને ઉલુફગણી વધારીને જગતમાંના અહીરીમનને તોડી તોડીને તેને ખુદને ગાવ્યોદાદ તરફ જઈ રહેતો કરવામાં હીસ્સો આપ્યો છે માટે તેઓ સ્તુતીપાત્ર છે. પછી **માંનસ્રબરાન, દીન-હોશમોદરાંન**=માંથ્રોને ભણુનારા સાથે હમાજોર કરે છે કેમકે તેઓબી માંથ્રોને જોરે રપિથ્વનની નેઆમતોને જગતમાં વધુ જોશમાં ઉતારી અહીરીમનને પાછો હઠાવવામાં ફાળો આપી રહે છે. પછી **અરદેશીર બાબેકાન, આદરબાદ મારેસ્પંદ, ખુશરોએ કવાતાન** વીગેરે વીગેરેઓ કે જેઓથી દીન ચાલી રહી તેમ ઉપર કહેલા રપિથ્વિનનો કુદરતી હીંગામ જગતમાં ઉલુફગણે વેગે ચાલી રહે છે એટલે રપિથ્વિનની નેઆમતો કુદરતી રીતે પડે તેના કરતાં કરોડોગણી વધતી રીતે પડયા કરે છે,—તે બધાઓ સાથે એકતાન થાય છે. એમ બધાઓ સાથે આ રપિથ્વિનની આફ્રીનમાં હમાજોર થઇ રહે છે. આ બધાઓમાં અષો ઝરથુસ્ત્ર સાથે પહેલા એકતાન થઈ રહે છે. **એકતાન થવાની ઇબારત નીચે આપી છે. આવી મોટી ઇબારત કે જેમાં દેવોને મારીને જગતમાં દીનના દાતને ફેલાવવા કહયું છે તેમાં આ એરવદ સાહેબ વટલાવવાનું જોઇ રહે છે તે વાકય આ છે:—**

**હમાજોર[1] ફ્રોહરે[2] જરૂથોશ્ત[3] સ્પિતમાંન[4] બાદ;[5] અવા[6] હમા[7] ફ્રોહરે[8] અથોરૂનાંન[9] વ[10] રથએશ્તારાંન[11] વ[12] વાસ્ત્રયોશાંન[13] હુતોખ્શાંન[14] કે[15] શાંન[16] એજ[17] યશ્તે ફ્રોહર[18] ઇ જરૂથોશ્તે[19] સ્પિતમાંન[20] દીન[21] પદીરફ્ત,[22] ઓશાંન[23] પગેહાન[24] રોબાક કર્દ.[25]**

તરજુમો :—

સ્પિતમાનને લગતા[4] || ઝરથુસ્ત્રની[3] || ફ્રવષી સાથે[1] || હમાંજોર[1] || હોજો[5] || સાથે સાથે[6] || બધા[7] || અથોરનાંનના[8] || અને[10] || રથએસ્તારોના[11] || અને[12] || વાસ્ત્રીઓશોના[13] || અને હુતોખ્શો-જનસેવાની કારીગરી કરનારાના[14] || ફરોહરો સાથે[8] || હમાજોર હોજો[1] || કે[15] || જેઓએ[16] || સ્પિતમ[20] || ઝરથુસ્ત્ર[19] (જેવણનું રૂવાન) || પોતાના ફરોહરને મળી જઈને ફરોહરરૂપ થયું છે તે[18] || ઝરથુસ્ત્ર[19] || તરફથી[17] || દીન[21] || કબુલી પસંદ કીધી[22] || જેઓએ[23] || દુન્યામાં[24] || તે દીનને[21] || ચાલુ કીધી.[25] ||

દીન કબુલી એટલે શું ? આપણે જોયું છે કે ઝરથુસ્ત્રની અગાઉ બધાજ મઝદયસ્નિ હતા. પણ તેઓમાંના કેટલાકો પોતાની તે દીનમાં દેવયસ્નિનો ઉમેરો કરતા હતા. ઝરથુસ્ત્રે આવી જુની મઝદયસ્નિ દીનમાંથી દેવયસ્નિને દુર કાધી. મઝદયસ્નિ દીન તે અસલ આકારમાં પાછી સ્થાપી, જે અસલ જેવીજ હતી, પણ તેમાં **યા આહૂઇરિશ ઝરથુશ્ત્રિશ** એટલે ઝરથુસ્ત્રપણાનો વધારો કીધો. આ વધારો **વીદએવોદાત**નો એટલે અહીરીમનને મારવા માટેનો કીલ્લો પાવમહેલ અને હથીઆર કહેતાં ઝઓથ્રવાળો અને અન્ય દીનોની ઉત્પત્તીના બીયાં રાખનારો હતો. આહુઇરિશ ઝરથુશ્ત્રિશનો વધારો જે દેવોને મારવા માટેની તરીકતો યસ્નનો હતો, માટે માથે જુમેદારી લેવાનો હતો, તે વધારાને-તે દેવોની મારવાની જુમેદારીને-જગતમાંથી દેવોને યસ્ન તરીકતોથી દુર કરવાને-તેઓએ કબુલ્યું. આમ કબુલીને પછી તે વખતે દુન્યા ઉપર જેટલા ખરા મઝદયસ્નાનો હતા, તેમ દેવોથી ફરેબ ખાધેલા મઝદયસ્નાનો હતા--બીજા કોઈ હતાજ નહી-તે બધાઓને તે મઝદયસ્નિ દીન અને પેલો વધારો જે ઝરથુશ્ત્રિપણાનો હતો તે બતાવ્યો-શીખવ્યો. એમ તેઓને જગત માટેના બધા જમાનાઓમાંના દેવને બાધવાની તે મોટી ફેલ-મુખત્યારી-પુરૂષાર્થમાં સામેલ થવા વીનવ્યું. એમ તેઓને નવી દીનનો કારોબાર ચલાવવા આગ્રહ કીધો જે કબુલાયો. આ હકીકતને દુન્યા ઉપર **દીન રબાકકદ** એટલે દીનને ચલાવી કરીને કહે છે. હવે વાંચનાર જોઈ શકશે કે હયાં વટલાવવાની વાત કયાં આવી? જગત ઉપર તે વખતે બીજી દીનો હતી નહી. બધાજ મઝદયસ્નાનોજ હતા. પણ દીવાનોની દેવયસ્નિ તે મઝદયસ્નિ દીનને બગાડી રહેતી હતી. આવી હાલતને સુધારીને તેમાં દેવો ફરીથી હેરાનગતી નહી મુકે માટે તે દેવોને મારવાની હીકમત મુકી અને ભવિષ્યમાં જે બીજી દીનો થવાની હતી તેઓને ઉગી નીકળવાનો સામાન મુકયો,-એમાં

વટલાવવાનું શું આયું? એમાં તો જુની દીનને મોટી કરી વીસ્તારમાં વધારી, શણગારીને જગતના ભલા માટે ચલાવવાનું આવ્યું. ખરેજ મઝદયસ્નિ ઝરથોસ્તી દીનને તેના ખરા આકારમાં આજના હાશેમના જમાનમાં સમજવા ભાગ્યશાળી થવું એજ પુન્ય છે. આજે તો દીન જે હાથી જેવી વીસ્તારમાં છે તેને કીડી જેવી સંકોચાવવામાં તેઓ પોતાની સ્કોલરશીપ ગણે છે. તેઓને ગમે તે તેઓ કરે. બધાને માથે ચહારૂમ અને ચીનવત પુલ ઉભો કીધેલો છે. ચીનવત ઉપર દરેક પોતેજ રસ્તુ થઇને જોઇ લે છે કે ખરૂં શું અને ખોટું છે. ત્યાં ચીનવત ઉપર કોઇને મનાવવું પડવાનું નથી. ચીનવતજ તેઓને તેઓના ખરી બાબદ જાણવા માટેની અને જુલ્માતથી ભરેલી તેઓની ટુંકી માન્યતાની ગવાહી પુરી પાડી આપશેજ.

## દારાયસ હિસ્તાસ્પીસના અસ્તોદાન ઉપરની ખીલારેકી હરૂફની તખ્તી. તેમાંથી વટલાવવા માટેની શહાદત બતાવવાની ફઝુલ કોશેશ.

હખમની શહેનશાહતનો ઇલાકો આખી જગત ઉપર હતો, કે જે વખતે તારદ જીરમના પુર્વ અને પશ્ચિમના મુરતીપુજક ધર્મો ઉગીને જામેલા હતા તેમ શુકની વર્ણનો યાહુદી ધર્મબી જામેલો હતો. લગભગ આખા યુરોપ અને લગભગ અરધા ઉપરના એશીઆ ઉપર તારદ વર્ણોની મુરતીપુજક માન્યતાઓ, તારદ વર્ણની મુળ દીનના અનેક પેટા ધર્મો તરીકે જામેલી હતી. આ વખતે શુકની વર્ણનો યાહુદી ધર્મ ઘણી સંકોચાયલી હાલતે ધીમે ધીમે પેલેસ્ટાઇન અને ઇજીપ્તમાં વધી રહયો હતો. દુન્યામાં બાકીના ભાગો ઉપર મઝદયસ્નિ ધર્મ હતો. આ શાહો ઘણોજ tolerant સહનશીલતાવાળા અને મુનસફ મીજાઝના હતા, એટલે લગી કે જ્યારે જ્યારે તેઓનું સૈન્ય આ તારદ વર્ણના ધર્મોના—પુજાઓના સ્થળો આગળ આવતું, ત્યારે તે શાહો પોતે તે પુજાના સ્થળને માન આપવા ઘોડા ઉપરથી ઉતરીને ચાલતા હતા. તેઓએ વળી પોતાને તાબેની તારદ વર્ણોને માટે દહેરાઓને, તેમ યાહુદી વર્ણ માટે તેઓને લગતા ધર્મસ્થળો નામે સીનેગોગને બંધાવી અપાવેલા હતા. આને સબબે તો યુરોપ દેશના વીદવાનોમાં થોડુક લગી એવી માન્યતા ચાલવા લાગી કે આ શાહો ઝરથોસ્તી હતા નહી. તેઓએ દુન્યા ઉપર પોતાનો દાત જે ઇનસાફનો હતો તે પાંથરેલો હતો. ઇનસાફના આવા દાતને જગત ઉપર ચલાવવાની તેઓની કાળજી જે દારાયસના અસ્તોદાન ઉપર લખેલી છે, તેને આ એરવદ સાહેબ વટલાવવા તરીકેની

શાહાદત તરીકે ગણે છે. વળી નોંધ લેવાની જરૂર છે કે તખ્તી ઉપર જે જે પ્રજાઓના નામો છે તેઓમાંની ઘણી તો મઝદયસ્નિ પ્રજાઓ છે.

યુરોપીયન વીદવાનો અત્યાર લગી આ શાહોને ઝરથોસ્તી તરીકે માનવાની આનાકાની કરતા હતા, કેમકે તેઓ તારદ વર્ણ તરફ તેમ યાહુદી વર્ણ તરફ માયાળુ હતા અને તે વર્ણોની માન્યતાઓની ખેરખાહી કરતા હતા. આજે તો તેઓ ઝરથોસ્તી હતા એજ માન્યતા ચાલુ થઇ છે. આ બાબદ તો ઇતિહાસીક છે જેની ઉપર કોઇબી આંગળી મુકી શકે નહી. તેઓ વળી રાજકારોબારમાંબી ઘણાજ માયાળુ સહનશીલતાવાળા હતા તેબી ઇતિહાસીક સચ્ચાઇ છે. આટલું બધું જાણીતું છે, છતાંબી **દાત શબ્દ** જેનો **અર્થ** કાયદા તરીકેનો છે ધર્મનો નથીજ, તે **દાત** શબ્દનો ધર્મ તરીકેનો **અર્થ** કરીને તે બધી પ્રજાઓમાં તેઓએ પોતાનો ધર્મ પાંથરયો એમ લખવું ખરેજ ઇનસાફ બતાવે નહી. **દાદ દીન બેહ માઝદયસ્નાન**ની તાવીલ ઉપર જોઇ. જેમ આજે અંગ્રેજોનો દાત કાયદો છે, જેમ અસલ હીંદુઓના વખતમાં તેમ મુસલમાનોના વખતમાં તેઓના દાત કાયદાઓ હતા, તેમ **મઝદયસ્નિ દાત** ચલાવ્યો તેમાં વટલાવવાનું શું આવ્યું?

ઇતિહાસથી આપણે જાણીએ છીએ કે હખમની શહેનશાહતના અઇયામમાં આખા યુરોપ ઉપર, તેમ ગ્રીસ દેશોમાં તેમ એશીઆમાઇનર અને ઇજીપ્ત અને પેલેસ્ટાઇન વીગેરેના મુલુકોમાં, તે જગાઓમાં રહેતી તે તે પ્રજાઓનીજ માન્યતાઓ હતી. હીન્દમાંબી તેમ હતું. ઇતિહાસમાં કોઇ ઠેકાણેબી આ શાહોએ પોતાનો ધર્મ ફેલાવ્યો એમ કહયુંજ નથી. પણ સામું એમ કહે છે કે બીજી મુરતીપુજક પ્રજાઓની માફક આ શાહોબી અમુક વખતે આવાં અરદવીસુરની મુરતી કેડે કેડે સીરફ નીશાણી તરીકે કદી કદી કરતા હતા. ઇતિહાસમાં તો તેઓને આજના પારસીઓની માફક દુન્યવીપણાના પારકા રેવાજનો કદી કદી અંગીકાર કરતા જણાવેલા છે, ટુંકમાં તેઓને ઘણાજ સહનશીલતાવાળા જણાવેલા છે. છતાંબી તેઓની ઉપર એવું બોતાન મુકવું તે, તે કદીમ શાહોની બદનક્ષી કરવા બરાબર છે. **દાત** એટલે કાયદો એ અર્થ નીરવીવાદ છે. દાત એટલે ધર્મ નહીજ. આપણે જો આ હખમની શહેનશાહતના પારસી ઉમરાવોની સહનશીલતાના અને પારકી પ્રજાની ઉન્નતી માટેની તેઓની કાળજીના કેટલાક બ્યાનો, ગ્રીક લોકોના ઇતિહાસમાંથી વાંચીએ તો ત્યાંથી માલમ પડશે કે ગ્રીક લોકોના કેટલા ભાગોએ તેઓને નાના ખોદાઓની માફક પુજેલા છે. આ વીષેનો લેખ મી૦ દાદરાવાળાએ અગાઉ જામેમાં છપાવેલો હતો. હું ધારૂં છું કે આવા બ્યાનોના માન્યુસ્ક્રીપ્ત

મી૦ દાદરાવાળા પાસે છે જેઓ છપાયા હોય એમ લાગતું નથી. ખરેજ દુન્યામાં મઝદયસ્નિ પ્રજા જેવી સહનશીલતાવાળી પ્રજા બીજી કોઇ થઈ નથી અને થશે નહી. આજના સાહેબો તો મીશનરી વીદવાનો પાસે અવસ્તા શીખેલા હોવે તેઓના ભેજામાં આજના મીશનરીઓની માફક વટલાવવાનો ખોટો પવન ધુસેલો છે. હમોએ દીનમાં લેવાની જે વીગત ઉપર વટલેલ મઝદયસ્નાનો માટેની લખેલી છે, તે વીગતને અને આજે ક્રીસ્તી અને મુસલમાન મીશનરીઓ જે વટલાવે છે તે બાબદને આસ્માન અને જમીન જેટલું છેટું છે.

હવે આપણે તે તખ્તીનું લખાણ જે કામાજીના જરથોસ્તી અભ્યાસમાં લગભગ કંઈ ૧૮૬૬ લગીમાં આવેલું છે તે જોઇએ. આ લખાણ હખમની જમાનમાં ચાલતી ઇરાની ભાષામાં છે. આ ભાષા અવસ્તાની ઉપરથીજ નીકળેલી છે, લગભગ અવસ્તા જેવીજ છે. આ તખ્તીની ખીલારોકી ભાષાના લખાણ સામે તે લખાણની અવસ્તેઇક ઇબારત આપી છે કે જે ઉપરથી તે ભાષા અવસ્તામાંથી છે તેની સમજ પડશે. હમો નોંધ કરીએ છીએ કે **અવસ્તા** કાંઈ ભાષા નથી. ખરી ભાષા તો **કેઆન** ભાષા તરીકે તે કદીમ જમાનમાં ગણાતી હતી. આ કેઆન ભાષામાંથી સ્તોત યસ્નને કાયદે જે તલેસ્માતીક માંથ્રો નીકળેલા છે તેઓને **અવસ્તા** કહે છે. આજ કેઆનમાંથીજ અસલ પહેલવી નીકળેલી હતી. આ ખીલારોકી લખાણ જે હખમની ઇરાની ભાષામાં છે તેના કેટલાક અક્ષરો ઉપલી તખ્તીમાંથી ધસાઇ ગએલા છે જેઓને અડસટ્ટે ગોઠવેલા છે. વળી આ ખીલારોકી લખાણમાં હરસ્વ તથા દીર્ઘસ્વરો જેવું નથી. માટે ગુજરાતીમાં તે ખીલારોકી લખાણ લખતી વખતે કયા હરસ્વ યા દીર્ઘસ્વરને વાપરવા તે મુસ્કેલ થઈ પડે છે. પણ તેઓને મળતા અવસ્તા બોલોમાં જે સ્વરો આવે છે તે અહિંયાં વાપરેલા છે. કેટલાક શબ્દોની ઉપર × આવી નીશાની મુકેલી છે તેથી એમ સમજવું કે તે ખીલારોકી જબાનનો બોલ જેવો અવસ્તેઇક બોલ હાલમાં આપણી કને નથી. પણ અસલ ધાતુઓ ઉપરથી એ બોલના અવસ્તેઇકિ આકારો નીચે લખ્યું છે તેમ ઉપજાવેલા છે.

| ખીલારોકી ઝબાન. | તેના અવસ્તેઇક આકાર |
|---|---|
| (૧) બઘ વજરક અઉિરમજદ્દા | બઘો વજરેકો અહુરો મજદ્દાઓ. |
| (૨) હુય ઈમામ્ બૂમીમ્ અદ્દા | હુયો ઈમાંમ બૂમીમ્ દાત્. |
| (૩) હુય અવમ્ અસ્માનમ્ અદ્દા | હુયો અર્ઑામ અસ્મનૅમ દાત્. |
| (૪) હુય મર્તીયમ્ અદ્દા | હુયો મષીમ દાત્. |
| (૫) હુય શિયાતીમ્ અદ્દા મર્તીયહુયા | હુયો પાઇતીમ્ દાત્ મષ્યેહે. |
| (૬) હુય દારયવૂમ ક્ષાયથિયમ અકઉનઉિશ | હુયો દારયઑામ ખ્શાયેઇથીમ્ અકૅરૅનઑાત. |
| (૭) અઇવમ્ પરૂવનામ ક્ષાયથિયમ્ | ઑાયૂમ પોઉરૂનાંમ ખ્શાયેઇથિમ. |
| (૮) અઇવમ્ પરૂવનામ્ ક્રમાતરમ્ | અર્ઑાઇમ્ પોઉરૂનાંમ ક્રામાતારૅમ. |
| (૯) અદ્દમ દારયવુશ ક્ષાયથિય વજરક | અર્ઝૅમ દારયઑાશ ખ્શાયેઇર્થ્યા વજરકો. |
| (૧૦) ક્ષાયથિય ક્ષાયથિયાનામ્ | ખ્શાયેઇથ્યો ખ્શાયેઇથ્યાનાંમ. |
| (૧૧) ક્ષાયથિય દહ્યુનામ્ વીસ્પજનાનામ | ખ્શાયેઇથ્યો દખ્યુનાંમ વીસ્પો જનનાંમ. |
| (૧૨) ક્ષાયથિય અહ્યયાય બૂમિયા વજરકાયા દૂરઇ-આપિય્ | ખ્શાયેઇથ્યો અઇંગંહાર્ઑા બૂમયાઓ વજરકયાઓ દૂરએ-અઇપિ. |

(૧૩) વિશતાસ્પહ્યા પુત્ર હુખામનિશિય——વિશતાસ્પહ્યા પુથ્રો હુખામઇનિષ્યો.

(૧૪) પાર્સ પાર્સહ્યા પુત્ર અરિય અરિય-ચિત્ર——પારૂસો પારૂસહ્યા પુથ્રો અઇરૂયો અઇરૂયો ચિથ્રો.

(૧૫) થાતિય્ દારયવઉશ ક્ષાયથિય——સંઘ્રહ્ઇતિ દારયવ્ઑશ ખ્શાયેઇથ્યો.

(૧૬) વશના અઉરૂમજદાહા ઈમા દહ્યાવ——વસ્ના અહુરહે મજદાઑ ઇમાઑ દંઘ્રહાવો.

(૧૭) ત્યા અદૃમ અગર્બાયિમ——ત્યાઑ અજૅમ ગેઉર્વએમ.

(૧૮) અપતરમ્ હ્યા પાર્સા અદ્દમ્ શામ પતિયક્ષઇય——અપરૅમ હ્યા પારૂસાત્ અજૅમ હે પઇત્યાખ્ષયે.

(૧૯) મના બાજીમ્ અબરંત——મે બાજીમ્ બરૅન ૦૦૦.

(૨૦) ત્યશામ હ્યામ અથહ્ય અવ અકુનવન્—ત્યત્ હે હ્ય મત્ સખ્યત અવત્ અકૅરૅનઑત.

(૨૧) દાતમ્ ત્ય મના અઇત અદારી——દાતૅમ ત્વત્ મન અએતત્ અદારી.

(૨૨ થી ૩૦ લગીમાં) માદ, ઉવજ, પર્થવ, હરઇવ, બાખ્ત્રિશ શુગુદ, ઉવારજ્મિશ, જરક, હરઉવતિશ, થતગુશ, ગંદાર, હિંદુશ, સકાહઉમર્કા સકાતિગ્રખુદા, બાબિરૂશ અથુરા, અરબાય, મુદ્રાય, અર્મીન, કતપતુક, સ્પર્દ, યઉન, સ્કાત્યઇય તરદરય, સ્કુદ, યઉના, તકબરા, પુતિયા, કુશિયા, મચિયા કર્કા.

હવે આ લખાણનો અર્થ જોઇએ.

**દરાયુશ કહે છે કેઃ—**

(૧) અહુરમઝદ બુઝોર્ગ **'બગ'** છે. હિંદુઓ જેમ ભગવાન શબ્દ વાપરે છે, તેમ હયાં અહુરમઝદને **'બગ'** શકિતવાળો ભાગ કહયો છે, એટલે અનંત **અનામાંથ્વાઓ** એટલે વીચારમાં નહી આવે તેવા તે અહુના દરયાવનો એક ભાગ છે, જે જાહેર થઇને-વીચાર જેની ઉપર ચલાવી શકાય તેવો થઇને ચીથ્રરૂપનો કેહર્પવાળો પેદા કરનાર થયો છે (૨) જેણે આ ભુમી પેદા કીધી. (૨) જેણે પેલું આસ્માન કીધું. (૪) જેણે માણસો પેદા કીધા, (૫) જેણે માણસો માટે રહેવાનું રહેઠાણ કીધું. (૬) જેણે દારાયુશને પાદશાહ તરીકે કીધો. (૭) બધાનો એક એખલો હોકમ ચલાવનાર. (૮) બધાનો એકલો ફરમાનનો આપનાર. (૯) હું દરાયુશ બુઝર્ગ શાહ છું. (૧૦) પાદશાહનો પાદશાહ. (૧૧) બધી જાતો-પ્રજાઓના દેશોનો પાદશાહ. (૧૨) આ મોટી દુર લગીની ભુમીનો પાદશાહ. (૧૩) વિસ્તાસ્પનો છોકરો હખમનીશ (ઓલાદ-ખાનદાનનો). (૧૪) પારસી-પારસાનો છોકરો. આર્યન, અઇરિ એટલે જમીનમાં રહેલી સ્પેન્ત આરમઇતીના સ્વભાવવાળો પરગજુ-પરમાર્થી-દુન્યાને ટેકવનારો. આર્ય તુખ્મનો એટલે **અઇર્યન વએજંઘ્રહુ**નો એટલે આરમઇતિની બુન્યાદનો (એટલે હરિની ઇરાની તોખ્મનો) (૧૫) દરાયુશ શહેનશાહ કહે છે કે. (૧૬) અહુરમઝદની મરજી હોકમથી આ દેશોને (૧૭) મે કબજે કીધા છે. (૧૮) પારસ ઉપરાંતના તે દેશો છે જેઓની ઉપર હું રાજ ચલાવું છું. (૧૯) તેઓ મારે માટે ખંડણી લાવ્યા. (૨૦) જે કંઇ તેઓને મારા તરફથી કહેવામાં આવ્યું તે તેઓએ કીધું છે. (૨૧) જે કાંઈ **દાત** કાયદો મારો હતો તે તેઓએ કબુલ્યો લીધો. પછી બધા દેશોના નામો આવે છે.

હયાં **દાત**ને આ એરવદ સાહેબ ધર્મ તરીકે ઓળખાવીને કહે છે કે જે મારો ધર્મ હતો તે તેઓએ કબુલ્યો. આવો **અર્થ** ત્યાં થતોજ નથી. પણ **દાત** એટલે કાયદો. મઝદયસ્નિ કાયદાઓ દરેક વર્ણના કાયદાઓના મુળો છે અને દરેક ધર્મ પ્રજાને અનુકુળ છે એટલુંજ નહી પણ દરેક ધર્મ પ્રજાના કાયદાઓની કસરોને દુર કરી શકે છે; દરેક પ્રજાના તે કાયદાઓમાં અન્યાય આવ્યો હોય તેને દુર કરે છે; માટે તો દરેક ભણતરને છેડે **દાહ્**

**દીન્ બેહ્ માઝદયસ્નાન્ આગહી રવાઇ ગોઆફરંગાની બાદ**

પઢીએ છીએ; એટલે જગતમાં ભલી દીનનો ઇનસાફ-ઇનસાફી કાયદો-તેઓની જાણ અને વરઝેશી થાય અને તેથી દીનના કાયદાની અને દાદારની કીર્તી

થાય અને બીદાદગર અહીરીમનની નામોશી થાય. આવો અર્થ હયાં છે. વળી આપણે ઇતીહાસથીબી જાણીએ છીએ કે સાઇરસ અને દરાયસ ભલા કાયદાને ચલાવનારા હતા. ઇતીહાસમાં એમ જાહેર થયુંજ નથી કે હખમની શાહ દરાયસે યુનાનમાં કે બબીલોનમાં કે એસીરીઆમાં કે યાહુદીઓ વચ્ચે કે કહેબી તેઓનો ધર્મ તોડીને મઝદયસ્નિ ધર્મ ચલાવ્યો. ના, તે બધી પ્રજાનો તો તેજ ધર્મ હતો.

બીજી એક ઘણી અગત્યની નોંધ જે ઇતિહાસની લેવાની છે તે આ છે કે આ હખમની શાહના વખતમાં તેમ તેઓની અગાઉના મીડીઅનોની શહેનશાહતમાં જે જે અન્ય પ્રજાઓ તારફ વર્ણુંને લગતા જુદા જુદા ધર્મોની હતી, તે બધી પ્રજાઓ એકબીજાની મુરતીઓને પોતાથી વધુ ઉત્તમ સમજીને પુજવા માટે લઇ જવા લડાઇ વતીક કરતી હતી. એટલે દુન્યા ઉપર એવો તે વખત હતો કે જ્યારે જે કંઇ ધર્મો તે વખતે હતા, તે તે ધર્મોની શકિતઓને એટલે તે તે ધર્મોને અન્ય ધર્મોવાળાઓ જોરજુલ્મથી માનવા માગતા હતા, જ્યારે તે ધર્મ-વાળાઓ બીજા અન્યને પોતાનો ધર્મ મનાવવા નહી માંગતા હતા. એસીરીઅન ઇતિહાસમાં આવી અનેક નોંધો છે. ધર્મ ધર્મની તરફ તે વખતે ખેંચાણ—આકર્પણ હતું, નહી કે ધીક્કાર. એ તો જ્યારે જુદાઇ ધર્મ મજબુત થયો ત્યારેજ ગ્રીક અને જુદાઇ ધર્મો વચ્ચે હરીફાઇઓ ઉભી થઇ અને ધર્મ ધર્મ એકમેકનું નુકશાન કરવા લાગ્યા. એમ ત્યારે દરાયુશ તેમ બીજા હખમની શાહો જેઓ અન્ય ધર્મના મંદીર આગળથી પસાર થતા હતા ત્યારે તે મંદીરના માનને ખાતર ઘોડા ઉપરથી ઉતરીને પગે ચાલતા હતા, તેઓ કદીબી વટલાવવાનો ઝાંખો વીચારબી કરે નહી. ત્યારે હયાં તો સીરફ દાત કાયદો—ઇનિસાફ જગત ઉપર ચલાવવાની નોંધ છે.

## દીનકર્દની પહેલવી કેતાબ, તેની ઉપયોગીતા. તેમાંથી ટાંકેલા ૨૭-૨૮-૨૯ માં દાખલાઓ. સાસાનીઅન શાહોએ દીનમાં બીજાઓને લીધા તે બીજાઓ કોણ હતા? તેઓ એક વખતના મઝદયસ્નાન પ્રજાઓનાજ પણ વટલેલ થયલા હતા. આ બાબદ અને આજે જેમ ખ્રીસ્તીઓ અને મુસલમાનો વટલાવે છે તે બેઉની વચમાં આસ્માન જમીનનો ફરક છે તે ઉપર. સાસાની શાહોનું તે પગલું દીન અને દુન્યા બેઉનો ભરમ સમાવતું હતું તે ઉપર વીવેચન.

પહેલવી દીનકર્દની કેતાબ ખલીફા મામુનના વખતમાં નવમી સદીની શરૂઆતમાં લખાઇ હતી એમ જણાવવામાં આવે છે. સાસાનીઅન શહેનશાહ-

તનો નાશ છઠ્ઠી સદીમાં થયો હતો. ખલીફ ઓમરે ઝરથોસ્તી શહેનશાહતનો બરડો તોડી નાખીને પછી ઝરથોસ્તી સાહિત્યના સત્વને બાળી નાખીને તેનો નાશ કીધો હતો.

સાસાનીઅન વખતમાં શીખવવાની ઢપ આજથી તદ્દનજ જુદી હતી. તે વખતે આજની માફક ચોપડીઓ ગમે તેમ છપાતી હતી નહી. તે વખતે છાપવાની કળા હતી નહી. પણ તે વખતે લેખકો હુન્નરમંદીથી લખે તેવા હતા. માટે ઈલ્મ મોટે ભાગે સીનાદર સીના ચાલતો હતો અને થોડે ભાગે લખાતો હતો અને એ ઢપ હતી તોજ આ દીનકર્દ જેવી કેતાબ ઇરાની શહેનશાહતના પડવા પછી ૩૦૦ વર્ષ પછીથીબી લખાઇ શકાઈ. આજે જેમ ચોપડીઓ ઉપર આધાર રાખે છે અને સીનાના ઇલ્મ જેવું નથી તેમ જો હતે તો સાહીત્યનો નાશ થયા પછીથી આવી દીનકર્દ જેવી ચોપડી નીકળી શકતે નહી. કહેવાની જરૂર નથી કે અરબોએ ઇરાનને તેની આસ્માને પુગેલી હાલતમાંથી જમીનદોસ્ત કીધું હતું. અરબો તો અર્ધ જંગલી હતા. તેઓમાં એવું કરવાની જોઇએ તેવી તાકાત હતી નહી. પણ અસલના મઝદયસ્નિઓ જેઓ વટલેલ થયલા હતા તેઓએ અને પાછળના બીનઓ જેઓ મઝદકીઓ થયલા હતા તેઓએ માંહોમાંહે ફુટીને ઇતિહાસમાં નહી નોંધાયલું હોય તેવું નુકશાન કીધું છે. આ વટલેલોએ અને મઝદકીઓએ જે પાછળથી કીધું છે તેની ધાસ્તી આગળના સાસાનીઅન શાહોને હતી, તેથી તો તેઓ તે આગળના વટલેલોને પાછા દીન સમજાવીને રાહ ઉપર લાવવા માંગતા હતા, કે જેનો ઇશારો નીચે આપેલા દીનકર્દના ફકરાઓમાં છે. કદીમ ઇરાનની જાહોજલાલી શું હશે તેનો ભાશ લેવા આજે એવો એકબી દેશ નથી કે જેની સાથે સરખામણી કરીને તે જાહોજલાલીનો ભાશ આપી શકાય–એમ જે હમો કહીએ છીએ તેમાં અતિશયોક્તિ નથી, પણ સાત પાણીએ ધોયલુ સત્ય છે.

કદીમ સાસાનીઅન ઇરાનના જ્ઞાનનું ઝાડ જે આખી દુન્યાને ઢાંકીને જ્ઞાનનો છાયો આપતું હતું, તેના મુળોનેજ તે અરબોએ કાપી નાખ્યા હતા, જેથી એક–બે સદી પછી તે ઝાડની ડાળી–દાંખલા બંધાજ કરમાઈ જઇને, તે ઝાડનું થડબી સડવા લાગેલું હતું. આવી હાલત થઇ ત્યારે તે વખતના દીનના પેસ્વા **હુપર્વર્દ આદર ફ્રેનબઘ ફરરોખઝાદે** દીનકર્દ નામની કેતાબ ઇસ્વીસન ૭૫૧ થી તે ૮૩૩ લગીમાં લખી હતી. આ કેતાબના નવ દફતરો હતા જેઓમાં ૧,૦૦૦ બાબો હતા એમ કહે છે. આ વખત ખલીફ મામુનનો

હતો. આ સાહિત્યની ઉપર ૮૪૭ થી ૮૬૧ લગીમાં જફા પડી હતી. આ વખતે ૨૬ દસ્તુરાંન દસ્તુર **આદર ફ્રેનબગ ફરરોખઝાદ**ના દીકરા દસ્તુરાંન દસ્તુર ઝરથુસ્ત્ર ૨૬ તરીકે હતા. એવણના વખતમાં આ દીનકર્દનો નાશ થયો હતો અને ખુદ પોતે વટલેલા પારસીઓના કાવાદાવાનો ભોગ થઈ પડયા હતા. પછી ઇસ્વીસન ૯૩૦ લગીમાં દસ્તુર ઝરથુસ્ત્રના જાએનશીન **દસ્તુર આદર પાતે હમીતે** દીનકર્દને પાછી લખી હતી. આ વખતેબી તેના નવ દફતરો કીધેલા જેમાં અસલની માફક ૧,૦૦૦ બાબો કીધેલા. આજે પહેલી બે અને ત્રીજી ચોપડીનો કંઇક ભાગ નાશ પામેલો છે. આજે કહે છે કે તે ૧,૦૦૦ બાબોમાં ખાલી ૪૦૮ બાબો હૈયાત છે. આમ આ મોતેબર કેતાબ જમાનામાં હાડમાર થતી થતી આખરે કહેવાની શરમ લાગે છે કે યુરોપીયન વીદવાનોની મહેમાનદારીથી આજે આપણી પાસે કંઇક ભાગે બચી રહેલી છે. સાસાનીઅન જમાનામાં દીનકર્દ નામની કેતાબ હતી તે અને આ દીનકર્દ વચ્ચે આસ્માન અને જમીન જેટલો ફરક છે એ સત્ય હવે કોઇબી જોઇ શકશે.

કહેવાની મતલબ એ છે કે **દીનકર્દ**માંના તે જ્ઞાનમાં કાપકુપ થઇ છે અને આજે જે કંઇ છે તેને હઝારો સલામ કરીને એક કીંમતી ચીજની માફક રાખવાનું છે. પણ તેમાં ઘણી કસરીઆતો આવે તે આ ઉપલા ઇતિહાસથી દેખાઇ આવશે. **દીનકર્દ**નું જે જ્ઞાન છે તે તો ખરૂંજ છે, પણ તેમાં ઘણી અપુર્ણતા છે. અરબોના જમાનામાં ઝરથોસ્તીઓની અને ખાસ કરીને આવા મોટા ઉંચી બુન્યાદના દીન–દસ્તુરોની હાલત ઘણીજ કમનસીબ થઈ ગયલી હતી, કે જેથી કેટલાકોને તો પોતાની પાસે કાતીલ ઝહેર રાખવાની ફરજ પડતી હતી, કે એનની વખતે તે ઝહેર ખાઇને મુસ્કેલીનો તોર લાવે. શું તે જમાનો હશે તેની ખબર આજના પારસીઓને નથીજ; અને હમો કહીએ છીએ કે નથી તેટલુંજ સારૂં છે. પારસી દીલ દરયાવ છે તે સહેજે ભુલી જાય છે અને ભુલ્યા વગરનો તેઓનો બીજો છુટકોજ નથી.

આ બાબદમાં વધુ લખવાની કંઇ જરૂર નથી. ટુંકમાં આટલુંજ કહેવાનું છે કે પારસી પ્રજા અને દેશ અને ધર્મની ખરી કમબખ્તી લાવનાર પહેલાં તો ખલીફ ઉમર હતા; પણ પછીથી વટલેલ પારસીઓ પોતેજ હતા. વટલેલ પારસી કેવો હોઈ શકે તેનો ખ્યાલ હવે આવશે. માટે ઇરાની શાહો વટલેલોને ઠેકાણે લાવવા માંગતા તેમાં શું ડહાપણ હશે તેની કદર થશે અને મોટા સાસાનીઅન શાહો–અરકાને દોલતો અને દીન–દસ્તુરોની દુરઅંદેશીની બુઝર્ગી માલમ પડી આવશે. ઘણી ચીજો આ દસ્તુર સાહેબના વખત લગીમાંબી

ભુલાઇ ગઇ હતી. છતાંબી આજે જે કંઇ **દીનકર્દ** વીગેરે કેતાબોમાં છે તે અસલનાતું કંઇક બુકબાચક જેવું છે, સીના દર સીનાની શીખવવાની ઢપની ખુબી ખામીના નમુના તરીકેનું રહેલું છે.

આપણે જાણીએ છીએ કે સાસાનીઅન શહેનશાહતમાં અને તેની અગાઉની અસકાનીઅન શહેનશાહતમાં ઇરાનમાં ખ્રીસ્તી ધર્મ ઘુસેલો હતો. તે ધર્મ પોતાના વટલાવવાના પ્રચારથી ઝરથોસ્તી ધર્મને નુકશાન કરી રહેલો હતો. આખું અરમીનીઆ જે એક વખતનું ઝરથોસ્તી હતું તે ખ્રીસ્તી થઇ ગયલું હતું. આનો ડંખ સાસાનીઅન શાહોને ઘડી ઘડી લાગ્યા કરતો હતો. આ ડંખ શો હતો? આને માટે અસ્કાનીઅન શહેનશાહત અને અસ્કાનીઅન મુલુકે તવાએફોનો કંઇક ઇતિહાસ જાણવો જોઇએ. જ્યારે જમાનાએ સીકનદરને ઇરાનના મુલુકો ઉપર સત્તા ચલાવવાનું બખ્ત આપ્યું ત્યારે મઝદયસ્નિ ધર્મને જે ફટકો પડયો તે ફટકામાંથી તો તે ધર્મ કદીબી સંપુર્ણ રીતે ઉઠેલો નહીજ; જો કે સાસાનીઅન જમાનામાં રૂપીએ બાર આની ઉઠેલો હતો. સીકન્દર પછી ગ્રીક સરદારો અને મેસીદોનીઅન સરદારો ઇરાનના મુમલેકત ઉપર ઠેકાણે ઠેકાણે હકુમત ભોગવતા હતા. આ હકુમતોની સામે આ આસ્કાની મઝદયસ્નાનોએ બંડ ઉઠાવીને પોતે સ્વતંત્ર થયા હતા. પહેલાં તો તેઓ ગ્રીકોને કેહેરની માફક જોતા થયલા હતા. પછીથી જ્યારે બધી મઝદયસ્નાન જાતોની મદદથી અસ્કાનીઅનો શહેનશાહત સ્થાપી શકયા ત્યારે ગ્રીક લોક તેઓની પ્રજા થઇ. આ પછીથી તે અસ્કાનીઓ પોતે ગ્રીક ઇલમમાં કંઇક લાહેર માહેર થઇને ખરા મઝદયસ્નાન તરીકેનું જોમ ખોઇ બેઠા. આજે જેવી હાલત આપણા પારસીઓની છે તેવી કંઇક હાલત થયલી. કેટલાક આસ્કાની શાહોએ તે હાલત સુધારવા માંગી હતી પણ તેમ થઇ શકેલું નહી. આ વખતે આસ્કાનીઓ અને રોમનો વચ્ચે મારામારી થતી હતી. મારામારી મોટે ભાગે અરમીનીઆ સીસીલીઆ વીગેરે વીગેરે એશીઆ માઇનોરના પ્રાન્તો માટે થતી હતી. આ મારામારીમાંથી નતીજો એ આવ્યો કે આરમીનીઆનો તે ભાગ જે બાપદાદેથી મઝદયસ્નાન તરીકે હતો તે ખ્રીસ્તી વટલેલ થઇ ગયો, એટલા લગી કે આસ્કાની શાહોના જે વારસો ત્યાં તે આરમીનીઆ દેશના વાઇસરોય તરીકે હતા, તેઓબી ખ્રીસ્તી થઇ ગયા. કમબખ્તીનું આ પહેલું પગથીઉં રચાયું. પછી અરદેશીરે આવીને આસ્કાનીઓને હરાવી સાસાની શહેનશાહત ઉભી કીધી. અરદેશર અને તેના છોકરા શાહપુર પહેલો કે જેને વીષે ૨૮ મો દાખલો આપ્યો છે તેઓએ રોમને અનેક વખતે હરાવ્યું હતું અને આખા ઇરાન, તુરાન, ચીન, હીન્દ

બધા ઉપર પોતાની સત્તા જમાવી હતી અને ખુદ રોમમાંથી પોતેજ સીઝર નેમ્યો હતો. આમ ઇરાનની આ સાસાની શહેનશાહત અસલની અખમની શહેનશાહત જેવી શહેનશાહત થઈ. આ વખતે આ શાપુરે દુરઅંદેશીથી અને અનેક અનુભવથી અને સહનશીલતાથી બધી અન્ય પ્રજાઓ જેઓને જીતેલી હતી તેઓને સ્વતંત્ર બનાવી દીધી અને તેઓને ઇરાની શહેનશાહતના અંગો બનાવ્યા. એમ તેઓને ખરી દોસ્તીથી એવા તો જીતી લીધા હતા કે જ્યારે જ્યારે ઇરાનમાં કંઇ તકલીફ થતી ત્યારે ત્યારે તેઓ વગર બોલાવવે લખ્ખો સીપાહીઓ મોકલીને મદદગાર થઇ ઉભા રહેતા હતા. આમ હિન્દ, ચીન, તુરાન, આજના એશીઆટીક રશીઆનો ભાગ, અરબસ્તાન, ઇજીપ્ત, સીરીઆ બધાઓ ઇરાનની શહેનશાહતના થાંભલા તરીકે–અરકાને દોલત તરીકે–ભાગ્યા લેખાવા લાગ્યા, કે જે બધાઓના વડીલ તરીકે તે સાસાનીઅન શાહો હતા. પ્રજાઓની આ મોટી ભાઇ બંધીમાં (federation) માં આ આરમીનીઅનો અને બીજા વટલેલ મઝદયસ્નાનો ભળ્યા નહી એટલુંજ નહી, પણ રોમને મળીને ઇરાનને ખુબ સતાવવાનું શરૂ કીધું હતું. અરમીનીઆના આ એક વખતના મઝદયસ્નાનો વટલેલ થઇને રોમની કુમક ઉપર કુદીને ઇરાનની હકુમત સામે બંડો જગાડતા હતા. તેઓ રોમની કુમક ઉપર ઇરાનને વેરો આપવા ના કહેતા હતા. અને એમ કહેતા હતા કે હમો વેરો રોમને આપીશું. તમો રોમ પાસેથી તે વેરો લઇ લેજો. આટલી બધી દુશ્મનાઇ આ વટલેલ મઝદયસ્નિ દેશ અરમીનીઆએ બતાવી હતી કે તેનો કંઈ પારજ હતો નહી. આ દેશને લીધેજ મોટે ભાગે રોમ અને ઇરાન વચ્ચે ભારે યુધ્ધો થતા હતા; જો કે તે બધા યુધ્ધોમાં રોમનોજ માર ખાતા હતા. રોમન શહેનશાહત યુરોપ ઉપર અને લગભગ પા થી વધારે એશીઆ ઉપર હતી; અને પોતાની નામીચી લીજીઅનોને ઇરાન તરફ ખુબ જોરશથી ફેંકતી હતી. પણ તે કદીમ ઇરાન જે તે રોમન શહેનશાહતથી આઠમે ભાગે કમી હતું, પણ શેહજોરીમાં–હીમ્મત દીલાવરી કુનેહમાં અત્તી ઘણું વધુ હતું, જેઓની પુઠે ઉપર કહેલા હીન્દ, ચીન વીગેરેના દેશો હતા, તેઓ પોતાની તીરઅંદાઝીના પેકાન ઉપર તે લીજીઅનોને ઉડારીને તેઓનો નાશ કરતા હતા. આવી ખુનખાર જંગો સીરફ રોમનો સાથેજ થતી હતી. તેનું કારણુજ આ વટલેલ મઝદયસ્નિઓ અને ખાસ કરીને આ આરમાનીઅનો હતા. આમ આ વટલેલ મઝદયસ્નિઓથી ઇરાનને અનેક વખતે ડંખો લાગતા હતા. શાપુર બીજાનો ખુદ ભાઈ ખ્રીસ્તી થઇને આખા યુરોપ અને અર્ધા એશીઆનું જોર લઇને ઇરાનને જીતીને ખ્રીસ્તી કરવા આવેલો હતો. પણ તેઓ હારીને મોટી નામોશી સાથે પીઠ ફેરવીને નહાસી ગયા હતા.

આજ વખત એટલે શાપુરશાહ દુવ્વમનો વખત આદરબાદ મારેસ્પંદાંનની રાએનીદારીનો હતો. આ વખતમાં ખ્રીસ્તી મીશનરીઓએ ઇરાનમાં ઝરથોસ્તી દીનના શુભ એતેકાદના પાક ચશ્માના પાણીમાં આશમોઘીનું ઝહેર નાખેલું હતું. આ વખતથી ઇરાની શહેનશાહોએ તે વટલેલ માઝદયસ્નાનોને તેમ ખરા મઝદયસ્નાનોને દીનનું કંઇકિ શીક્ષણ આપવાનું શરૂ કીધેલું હતું, કે જેનો કંઇક ઇશારો ઘણીજ એકતરફી હાલતમાં જુજજાજ આરમાનીઅન ઇતીહાસમાં આજે કંઇક રહયો છે.

આ ઉપરના ટુંક ઇતિહાસ ઉપરથી વાંચનાર જોઇ શકશે કે એક વટલેલ મઝદયસ્નિ કેટલી હદની બુરાઇનો થઈ જાય છે. જેમ એક રજપુતને માટે કહે છે કે જ્યાં લગી તે રાજપુત ખરો રાજપુત હીન્દુ છે, ત્યાં લગી તેના જેવો આઝાદ દીલનો દીલાવર રયેસ્તાર કોઈ રહેતો નથી; જે ઓરત જાતને પોતાની મા બહેન સમજે છે, જે પારકાના ધન તરફ નેગાહ કરતોબી નથી. પણ તેજ રાજપુત જ્યારે હીન્દુ થતો અટકે છે ત્યારે ઉલટોજ થઇ રહેતો હતો. રજપુતોબી અસલ ઇરાની તોખ્મનાંજ મોટા ભાગેના ગણાય છે.

આ વટલેલ માઝદયસ્નાનોએબી એવોજ પાઠ ભજવેલો છે. છેક અરકાની જમાનથી તે છેક સાસાનીઅન શહેનશાહતની આખેરી લગીમાં ઇરાને કદીમનો અને મઝદયસ્નિ દીનનો ધીમો નાશ આ વટલેલ મઝદયસ્નિઓથી થતો આવેલો છે. એમ ત્યારે આ ફ્રકરાઓ જે દીનકર્દમાં દીનમાં લેવા બાબેના છે તેઓમાં શું ખરો ભેદ છે, તે હવે વાંચનાર જોઈ શકશે. અરબ લોકોને જે કીંમતી મદદ ઇરાન જીતવામાં તેમ ઇસલામી ઇરાનનું રાજ ચલાવવામાં મળી, તે આવા વટલેલોથીજ મળી હતી. અરબોને હાથે ઇરાનનો નાશ થયો ખરો પણ બસો વર્ષ લગી ઇસ્લામી ઇરાનનો બધોજ કારોબાર કદીમ મઝદયસ્નિ ઇરાનની ભાષા નામે પહેલવીમાંજ, અસલ જેમ સાસાનીઅનો વખતે થતો તેમજ અને પારસીઓથીજ ચાલતો હતો, એટલા લગી કે સીકકાઓબી નોશીરવાનના અમલના જેવાજ હતા, સીરફ એક કોર ઉપર અરબી હરફો હતા, બાકી આતશનું પાતરૂં વીગેરે બધું અસલનુંજ રહેતું. પણ પછી વટલેલ પારસીઓની આંખમાં તે ખુંચ્યું. તેઓએ તે બધું અરબીમાં કેમ કરવું તે ઘડી કાઢીને કદીમ ઇરાનની તે છેલ્લી નીશાનીનો નાશ કીધો. વાંચનાર હવે આટલા ટુંક ઇતીહાસ ઉપરથી જોઇ શકશે કે વટલેલ માઝદયસ્નાનો તો કારા નાગો હતા કે જેઓને કાંતો મારવા જોઇએ યા કાંતો તેઓના ઝહેરી દાંતો તોડીને બેકાર કરવા જોઇએ એટલે સુધારવા જોઇએ. આ હમારી નોંધ કે—તે નાગને કાં તો મારવો કે

સુધારવો જોઇએ–તેજ સીધાંત ઉપરથી આ એરવદ સાહેબે બતાવેલો દીન-કર્દમાંનો ૨૭ મો દાખલો ઉભો થયો છે તે પછી જોઇશું.

સાસાનીઅન જમાનમાં યાહુદી ધર્મ કંઇક ભાગે અને ખ્રીસ્તી ધર્મ ઘણે ભાગે ઇરાનમાં ચાલુ થયલો હતો. પુર્વ પશ્ચિમના અનેક મુરતીપુંજક ધર્મો જેવા કે હીન્દુ, બુધિસ્ત અને બીજા તેવા લામાઇક અને ચીનાઇ ધર્મો તેમ બેબીલોનના તેમ એસીરીઅન તેમ એસીઆમાઇનોરના અનેક તેવા ધર્મો ઇરા-નમાં કંઇક દરજ્જે હતા. પણ પશ્ચિમના એટલે યુરોપ ઉપરના અને પશ્ચિમ એશીઆના બધા મુરતીપુંજક ધર્મોને ખ્રીસ્તી ધર્મે ઉખેડી નાખ્યા હતા. આમ ત્યારે **જવીત રીસ્તકાન** એટલે જુદા પંથવાળાઓ અને **જવીત સ્તર્કાન** એટલે જુદી જાતનાઓ અને **અક દીનો**ના દેવયસ્નિઓને સમજાવીને દીન ઉપર ઉસ્તવાર કીધા એમ જે કંઇ કહે છે તેમાં શો તાતપર્ય છે? તેમાં તો ઇરાનમાં ઘુસેલા ખ્રીસ્તી અને યાહુદી ધર્મને પાછા કાઢી મુકવાના પ્રયાસો જે તે વખતે થયલા તેની ઝાંખી યાદ છે. આખી દુન્યા એક વખત માઝદયસ્નિ હતી એટલે એમ અર્થ થયો કે જાતજાતની પ્રજાઓ બધીજ મઝદયસ્નિ હતી. જાતજાતની આ મઝદયસ્ની પ્રજાઓમાંથીજ બીજી વર્ણો અને બીજી દીનો થઇ. પછી ઇરાનમાં જે કંઇ જાતજાતના વર્ણ (સરેદ) ની મઝદયસ્નિ પ્રજાઓ હતી તેઓને ખ્રીસ્તી ધર્મે વટલાવીને પોતાના ધર્મમાં લીધી હતી. આ બધાઓ જેઓ અસલ મઝદયસ્ની હતા તેમ અનેક વર્ણના હતા જેને હયાં **સદંગાંન** તરીકેના કહયા છે, તેઓને પાછા મઝદયસ્ની બનાવવાની કોશેશ ઇરાનમાં સાસાનીઅન જમાનામાં થયલી હતી, જેના કારણો ઉપર આપેલા છે. તે વખતે તે વટલેલા મઝદયસ્નીઓના કોઈ આગેવાનો જાતજાતના સવાલો દીન–દસ્તુરોને પુછતા હતા, તે બધાનું યાદમાં રહેલું ઝાંખુ બ્યાન **દીનકર્દ**માં છે કે જેને આ એરવદ સાહેબ બતાવે છે.

આ બાબદમાં ત્યારે યાદ રાખવાનું છે કે મઝદયસ્નિ પ્રજા જેમ આજે હીન્દુ પ્રજા અનેક જાતોમાં વહેંચાઇ છે તેમ હતી. હીન્દુ પ્રજામાં જેમ જાત-જાતની વર્ણો છે તેમ મઝદયસ્ની પ્રજામાં હતું. ના, એક વખતે તો હીન્દુ પ્રજા ખુદ મઝદયસ્નાનોનો એક ભાગ ગણાતો હતો. એમ મઝદયસ્નિ પ્રજામાં અનેક જાતો હતી. સાસાનીઅન જમાનામાં આ બધી અનેક જાતો જેઓ મઝદયસ્નાનો તરીકે હતી, તેઓમાંની કેટલીક વટલાઇને ખ્રીસ્તી કે જુદાઈ દીનની થઇ હતી કે જેઓને પાછા લેવામાં કાળજી અપાતી હતી. તેઓને પાછા લેવાના કારણો ઉપર આપેલા છે. આટલા ચીતાર ઉપરથી વાંચનાર તે સાસાનીઅન

જમાનની સ્થિતીથી માહીતગાર થશે અને તે વખતના દીનમાં લેવાની મતલબનો ખરો રહસ્ય પામી જશે. વટલેલ મઝદયસ્નાનો કાળા નાગની માફક કરડવા આવતા હતા, અને ઇરાન દેશ અને ધર્મને અને ઇરાનની બધી ભલી ગતીઓનો નાશ કરવા જતા હતા તેથી અને ખ્રીસ્તીઓના વધતા જતા વટલાવવાના પ્રયોગોને અટકાવવા માટે—આવા સબબથી સાસાનીઅન શાહો અને અરકાને દોલતો અને દીન-દસ્તુરોએ તે વટલેલોને દીનમાં પાછા લેવાનો પ્રયોગ શરૂ કીધો હતો. આ વસ્તુસ્થીતી તદ્દનજ જુદી છે. વળી તે વખતે શહેનશાહત હતી અને કાયદાઓ હતા. વળી કઇ રીતે તે પાછા આવેલા વટલેલો સાથે સંસાર વહેવારમાં કે દીની વહેવારમાં કામ લેતા હતા તે કંઇબી આજે જાણીતું નથી; જો કે તેઓના ત્રણ વર્ગો હતા એમ હમો હમારા ઉસ્તાદની જુબાનીથી કહી ગયા છીએ. ત્યારે એરવદ સાહેબે જે **૨૮ મો દાખલો શહેનશાહ શાહપુર બીન અરદેશર**નો આપેલો છે, તેમાં ઉપલી વીગતનો ભેદ છે. ખરી રીતે જોતાં જેમ આજે મુસલમાનો અને ખ્રીસ્તીઓ વટલાવે છે તેવું કંઇજ નથી. એમાં તો અસલના વટલેલોને પાછા દીનમાં સામેલ કરવાની કાળજી છે.

પછી **૨૯ મો દાખલો** ખુશરૂ બીન કોબાદના વખતનો આપેલો છે. આ વખતે ઇરાનમાં વટલેલોને લગતો મઝદકનો પંથ જોર વધેલો હતો અને જે નુકશાન ખ્રીસ્તીઓ કે યાહુદીઓ નહી કરી શકેલા, તે નુકશાન આ મઝદકનો પંથ કરતો હતો. ખરી રીતે જોતાં ઇરાનનો નાશ કરવામાં આ મઝદકીઓએ મોટો ભાગ ભજવેલો છે.

વળી ઇરાની શાહો જ્યારે પારકી ઓલાદની સ્ત્રીઓ પરણતા હતા, ત્યારે તેઓને પહેલે મઝદયસ્નિ કરતા હતા અને તેઓના જે ફરઝંદો થતા હતા તેઓને ગાદીએ બેસાડતા હતા નહી, એ નીયમ તે વખતે થયો હતો. પારકી સ્ત્રીઓ જેવી કે રૂમી સ્ત્રીઓ સાથે રાજકારોબારને અંગે, તેમ પાછળની કમનસીબ દશાએ કરીને, દુન્યવીપણાના ફરેબીથી પાછળા છેલ્લા ઇરાની શાહો પરણતા હતા ત્યારે તે શાહોએ પર ઓરતના તેવા ફરઝંદને ખરા મઝદયસ્ની કરવા જોઇતા હતા, ખરી તાલીમ આપવી જોઇતી, તેમ તેઓને રાજપાટ નહી આપવું જોઇતું હતું. આવું બધું નહી થઇ શકયું અને એ બધા ઉપર જ્યારે ઢાંકણુ દેવાયું ત્યારેજ—એમ એવું કરનારા દીનની લાગણી વગરના કેટલાક શાહ થઇ ગયા ત્યારેજ ઇરાનમાં અંધાધુંધી થઇ કુસંપ વધ્યો, ઇરાનનો બંદોબસ્ત ઢીલો થયો જેથી મઝદકીઓ તેમ વટલેલો ફાવી ગયા. આ વખતે ઇરાનમાં પ્લેગ જેવી

બીમારી શરૂ થઈ હતી એટલે એવા કમનસીબ સંજોગોમાં અરબોને મોટી મદદ મળી ગઈ, તેઓ ફાવી ગયા અને ઇરાનનો નાશ થયો. જુની દુન્યાનો બહાર ગયો અને નવી દુન્યા ઇસ્લામથી શરૂ થઈ.

આટલી ઘણી કામની અર્થસુચક નોંધો આપીને હવે દાખલો ૨૭ મો લઇએ, જેમાં કહે છે કે ખુદ અરબોના વખતમાંબી **હુપર્વદે આદર ફરેન-બગ ફરરોખ ઝાદે** એ ધર્મ ફેલાવવાનું ફરમાન આપ્યું હતું. આ વખતે કોઇ એક તરસા એટલે ખ્રીસ્તીએ એટલે કોઈ એક વટલેલ મઝદયસ્નાને આ મોટા દીન-દસ્તુરને સવાલ પુછયો હતો, જેનો જવાબ તેવણે આપ્યો હતો. તેમાં તે દસ્તુર સાહેબ તે ખ્રીસ્તી વટલેલને કહે છે કે ઘણી ખુરી દીનવાળો એટલે વટલેલામાંનો કોઇબી જો ભલી દીનનો થાય, તો ભલી દીનને લીધે મોટા વસીલાવાળો (થાય) પણ એમાં એવી ભેલવણી છે કે (દીનનો) તમામ પવીત્રાઇથી ફેલાવો થયો નથી એટલે થતો નથી; પણ લડતથી (એનો ફેલાવો કરવો) બનવાજોગ છે. પહેલવી ઇબારતનું આ વાંચન જે એવણના ચોપાન્યામાં પાને ૪૧ ઉપર આપેલું છે તેની સમજ સાધારણ માનવને પડે નહી, કેમકે તેમાં મારીને મુસલમાન કરવાનો ઇશારો છે. પણ જો ઉપર કહેલું લખાણ કોઈ બરાબર વાંચે, બધી બાબદોને ધ્યાનમાં લે અને હમારી નોંધ કે વટલેલ મઝદયસ્ની એક કાળો નાગ હતો કે જેને કાંતો મારવો યા કાંતો સુધારવો જોઇએ, એ ધ્યાનમાં રાખે, તો ઉપલું પહેલવી લખાણ સમજ પડે. ઉપર કહેલા પેલા ખ્રીસ્તી વટલેલ સવાલ પુછનારને તેવણ કહે છે કે ભલી મઝદયસ્નિ દીનને છોડવી બદલવી અને બીજીમાં જવું તે **અઘદીન-દુઝદીન**ના થવું બરાબર છે. આ વટલેલને સુધારવો મુશ્કેલ છે કેમકે તે કાળો નાગ થાય છે, માટે તેને મારવો પડે છે.

શું કામ કરવા આ મોટા દસ્તુર સાહેબે મામુનના વખતમાં બીજાઓને દીનમાં લેવાનું ફરમાન આપ્યું હશે? વાંચનાર જોશે કે તે કંઇ સાસાની અમલ હતો નહી. તે તો અરબોનો અમલ હતો. તે અરબો કંઇ અરબો હતા નહી. પણ તેઓ તો વટલેલ મઝદયસ્નાનોજ હતા. ખરા અરબો તો બીચારા અરબસ્તાનમાં દાળા ખાતા હતા. ખરી રીતે આ વખતને ઇસલામી ઇરાનની બુઝર્ગીનો વખત કહે છે; કેમકે આ વટલેલ ઇરાનીઓએ ઇસલામ અને અરબના ઓઠા હેઠળ ઇસલામી ઇરાનમાં અસલ મઝદયસ્નિ ઇલ્મોને તેમ ગ્રીક ઇલ્મોને અરબી ભાષામાં ઉતારી-જારી કરીને ઇસલામી ઇરાનને કદીમ મઝદયસ્નિ ઇરાનના જેવું કરવા ફાં ફાં મારેલા હતા. આ વખતે ઇરાનમાં ઇલ્મ શીખવાનો સખ્ત પવન ફુંકાયો

હતો. આ વખત પહેલા દસ એબેસાઇડ ખલીફાનો હતો, જેમાં હારૂનઅલ રસીદ અને મામુન નામીચા થયા છે. આ વખતે ઇરાનમાં rational પવન એટલે સાદી અક્કલનુંજ માનવું-એવો પવન જારી થયો હતો. આ વખતે મુસલમાનોમાં એક ખાસ ફીરકો થયો હતો જેઓ મોટે ભાગે તે વટલેલ ઇરાનીઓ હતા કે જેઓમાં કદીમ મઝદયસ્નિ ઇરાનની દાઝ કંઇક ઉગવા લાગી હતી. આ મુસલીમોને **મુતાઝીલ** કહેતા હતા; એટલે ઘણાજ ઉદાર અને સહનશીલતાવાળા ઇસલામીઓ કહેતા હતા. આવા ઇસલામીઓનો નાશ અનસારી ઇસલામીઓએ એવો કીધો છે કે આજે તે મુતાઝીલ ફીરકાનું નામ નીશાનબી રહયું નથી. આ મુતાઝીલોનો વખત મામુન અને હારૂનઅલ રસીદનો હતો, જે વખતે કુરાન ઉપરથી ઉતર્યું છે એમ બોલનારને ઠપકો મળતો હતો. આ વખતે કદીમ ઇરાન તરફ-કદીમ ઇરાનની ચીજો જેવી કે ઇતિહાસ ભુગોળ તરફ માયા બંધાતી હતી, અને તેઓને જાણવાની હદ બહારની મહેર ઉભી થતી હતી. આ વખતે કદીમ દીન જાણવાનો શોક વધતો જતો હતો. આવા સંજોગોમાં આ દસ્તુર સાહેબે તે વટલેલોને પાછા રાહ ઉપર લાવવા કંઇક ઝાંખી કોશેશો કીધેલી હતી. પણ તેમાં તેવણે મોટી ભુલ કીધી હતી કેમકે તેવણ આખરે વટલેલોના કાવાદાવાના ભોગ થઇ પડયા હતા અને દીન તરફ ઓર દુશ્મનાઇ વધી ગઇ હતી. તે વખતે તે મુસલમાન દુન્યામાં જેમ આ મુતાઝીલ ઇસલામીઓ હતા તેમ તેઓની બરાબર સામે અનસારી ઇસલામીઓ હતા. આ અનસારી ઇસલામીઓ કદીમ ઇરાન અને તેની દીન તરફ બીલકુલ માયા રાખતા હતા નહી. ઇરાન છઠ્ઠી સદીમાં પડયું ત્યારે ઉપર જોયું છે તેમ મઝદયસ્નિ દીન અને સાહીત્યનો નાશ થયો હતો. પણ પછી જે કંઈ બુકબાચક રહયું હતું તેને આ મુતાઝીલોએ એકઠું કીધું. નવમી સદીનો આ વખત હતો. ઇસલામી દુન્યામાંના બગદાદ અને સ્પેનના અંદલીબના દેશોમાં સાહીત્યનું બજાર રહેલું હતું. આ બગદાદમાંજ રહીને ઉપર કહેલા દસ્તુર સાહેબે દીનકર્દ લખી હતી અને વટલેલોને દીનમાં લેવાના ફાં ફાં માર્યા હતા. આ બાબદ પેલા અનસારીઓને ઝહેર જેવી લાગી હતી અને તે અનસારી પારટીના આ દસ્તુર સાહેબ ભોગ થઇ પડયા હતા એટલુંજ નહી પણ જે કંઇ સાહીત્ય ઉમરના નાશ કરવા પછીથી નવું થયું હતું, તે સાહિત્ય આ બીજે વખતે બરબાદ ગયું હતું. ફીરદોશીનીબી અગાઉનો આ વખત હતો. બગદાદમાંથી મઝદયસ્નિ સાહીત્યનો નાશ આમ આ દસ્તુર સાહેબના વખતમાં થયો. આ નાશને પેલી મુતાઝીલ પારટી અટકાવી શકી નહી અને ઉલટા મઝદયસ્નાનોમાંના વધુ માનવો વટલાતા ચાલ્યા હતા. દીનમાં લેવાના સવાલનો આવો નતીજો તે દસ્તુર સાહે-

બને મળેલો છે. ત્યારે વટલાવવા માટેનો આ દાખલો આજના ખ્રીસ્તી કે મુસલમાનોના વટલાવવા જેવો નથીજ. તેમાં તો વટલી જતા મઝદયસ્નાનોને વટલતા અટકાવવાની તદબીર હતી, કે જે તદબીરના ખુદ તેવણુ ભોગ થઈ પડયા હતા.

**દાખલા ૨૮ માં શાહપુર બીન અરદશીર માટે જે લખાણુ દીનકર્દમાંથી દીનમાં લેવા બાબેનું આ એરવદ સાહેબ આપે છે તેની સમજ ઉપર આપી ગયા છીએ.**

આ **શાહપુર બીન અરદેશર** સાસાની શહેનશાહતના બીજા શહેનશાહ હતા. તેવણે રોમન શહેનશાહતને મહાત કરીને રોમન શહેનશાહ વેલેરીઅનને કેદ પકડેલો હતો. ઇરાનનો દેશ ચાર દીશા અને ચાર ખુણાથી ખુલ્લો છે. એવણે ઉત્તર દક્ષીણુ અને પુર્વ તરફની દીશા અને ખુણાના દેશો જેવા કે એશીઆતીક રશીઆ, ચીન, હીંદ વીગેરેને જીત્યા ખરા, પણ જ્યારે જ્યારે એવણુ પશ્ચિમ તરફના રૂમીઓ સાથે યુધ્ધમાં રોકાતા હતા ત્યારે ત્યારે આ પુર્વ અને ઉત્તર તરફ બંડો ઉઠતા હતા. આવો મામલો વધતો જતો હતો જેથી એવણે તે બધા ઉત્તર પુર્વ દક્ષીણુના દેશોને સ્વતંત્ર કરીને ઇરાની મુમલેકતના ભાગ્યા બનાવી દીધા હતા. આ વખતે એવણે તે બધા વીશાળ મુલકના વટલેલોને ઉપર કહેલા અર્થે દીનમાં પાછા લેવાની કાળજી લીધી હતી કે જેથી મઝદયસ્નિ શહેનશાહત તરફ તેઓ મઝદયસ્નિ હોવે મહેર-દોસ્તી રાખે. આ પગલું કેટલું બધું રાજકુનેહથી ભરપુર હતું તેનો ભાશ ઉપરના લખાણોમાંથી આવશે.

આજેબી પારસીઓમાંથી જેઓ વટલી જાય છે તે વટલેલો જો પાછા આવવા માંગે છે તો તેઓને લેવામાં આવે છે. એરવદ સાહેબે આપેલા દાખલાઓનો આ ખરો ઇતિહાસીક રદીઓ જાહેર આલમ જે આવી બાબદોથી અંજાણ છે, તેઓ આગળ મુકવાની રજા લઇએ છીએ, કે જેથી શહેનશાહતના જમાનાનો ખરો ભાશ કંઇક આવી શકે. નહી તો આ ભલા સાસાની શહેન-શાહો ઉપર મારીને મુસલમાન કરવા જેવા આરોપો વાંચનાર પોતાના મનમાં મુકે.

હયાં નોંધવું કે આ એરવદ સાહેબ ૨૮ મા દાખલામાં બે શાપુરો જેઓ ઇરાનના શહેનશાહ થયા હતા તે બેઉએ વટલેલોને દીનમાં લેવાની કોશેશ કીધી હતી તેઓની નોંધ દીનકર્દમાંથી આપી છે. એક શાપુરને **શાહપુર઼ ઇ મલૂકાઆન્ મલ્કા ઈ અન્તક્ષ્તરાન** તરીકેનો ઓળખેલો છે એટલે અરદશીરના દીકરા શાહોના શાહ શાપુર જેને શાપુર પહેલો કહે છે તે વીષે

છે, જેવણુને માટે ઉપર હમો કહી ગયા છીએ કે તેવણે રોમન શહેનશાહ વેલેરીઅનને હરાવીને તેને કેદ પકડેલો હતો, અને તેવણુની જગાએ નવો સીઝર નક્કી કીધો હતો; જેવણે હીન્દ, ચીન, એશીઆતીક રશીઆ વીગેરે દેશોને સાસાનીઅન શહેનશાહતના ભાગ્યા બનાવીને એક મોટી સંયુક્ત પાદશાહી–રાજગીરીવાળું બળવાન સંગ્ગહન ઉભું કીધું હતું, એટલે એક મોટી ઇરાની મઝદયસ્નિ ફેડરેશન–કોમનવેલ્થ (federation–commonwealth) ઉભી કીધી હતી, જેમાં ઇરાની સાસાનીઅન શાહો તે બધાઓના પુજ્યપાત્ર શાહો અફસરો તરીકે લેખાતા હતા, જેઓના પડયા બોલને તે બધી પ્રજાઓ ઉંચકી લેતી હતી. હખેમની શહેનશાહતનુંબી લગભગ એવુંજ ધોરણ હતું. હખમન શબ્દ પોતેજ એવો અર્થ બતાવે છે. આ સાસાનીઅન શાહોએબી **હખમન–યઓખેદ્ર** એટલે Companionship સંયુક્તા ઉભી કીધી હતી. આજે દેશેદેશોના જુના સીકકાઓ ઉપર તે દેશોના ધારમીક છાપોની સાથે કદી કદી ઇરાની ધર્મના છાપો મળે છે, તે બધામાં આ મઝદયસ્ની સંગ્ગહન–કોમનવેલ્થ થવાનો ભેદ રહેલો છે.

આટલું બધું તેવણે કીધું છતાંબી આ ખ્રીસ્તી વટલેલ મઝદયસ્નાનો જેવા કે આરમીનીઅનો વીગેરેઓએ પશ્ચિમ તરફ તો દંગલો મચાવ્યાજ કીધા, તે એટલે લગી કે આ શાપુર પહેલા પછી સાતમી પહેડીએ બીજા શાપુર ગાદીએ આવ્યા તેટલા વખતમાં ઇરાનને આ વટલેલોથી ઘણું ખમવું પડયું હતું. અને જો આ **બીજા શાપુર બીન હોરમઝ** જેવા મહા બલીસ્ત શહેનશાહ ઉભા થયા હતે નહી, અને એવણના વખતમાં **૨૬ દસ્તુરે–દસ્તુરાંન આતરબાદ સાહેબ** જનમ્યા હતે નહી તો આ ઇસ્વીસન ૩૦૯ ના વખતમાં આખું ઇરાન ખ્રીસ્તી થઇ જતે, મુસલમાનોને હાથે ઇરાન ૬૫૧ માં પડયું તેની ૩૪૨ વર્ષ અગાઉથી મઝદયસ્નિ ઇરાન પડી જતે.

**ત્યારે નોંધવું કે આ એરવદ સાહેબ આજ દાખલા ૨૮ મા બીજા શાપુર બીન હોરમઝ અને તેવણના વખતના આદરબાદ મારેસ્પંદની જે નોંધ લે છે તે ઉપરથી જુદી છે અને વટલેલોને દીનમાં લેવાની તે સાસાનીઅન શહેનશાહ–અરકાને દોલત અને દીન દસ્તુરોના ડહાપણનો પુરાવો પુરવાર કરનારી છે. આ બીજા શાપુરને દીનકર્દમાં શાહપુર મલ્કાઆન્ મલ્કા ઈ અઉહર્મજદાન એટલે હોરમઝદના દીકરા શાહોના શાહ શાપુર તરીકે ઓળખે છે.**

---

**પહેલાં આપણે પહેલા શાપુર અને બીજા શાપુર વચ્ચેનું ૮૪ વર્ષનું છેટું જોઇએ કે જેમાંથી માલમ પડશે કે પહેલા શાપુરે શાહેનશાહતને એક મોટી સંયુક્ત પાદશાહીવાળા સંગઠનના (federation-common wealth ના) જબરા પાયા ઉપર સ્થાપી અને વટલેલોને દીનમાં લેવાની કાળજી કરાવી—તે વટલેલોને તે શાહેનશાહતના દોસ્ત કરવાને તદબીર કીધી, છતાંબી પશ્ચિમના વટલેલા મઝદયસ્નાનોએ રોમની મદદથી તે શાહેનશાહતને ૮૪ વર્ષે કેટલી બધી નબળી કીધી હતી તેનો ભાશ આવશે.**

| **સાસાની શહેનશાહોના નામો.** | | **તેઓના વર્ષો.** |
|---|---|---|
| ૧. **અરદેશીર બાબેકાન** | | ઇ. સ. ૨૨૬ થી ૨૪૦=૧૪ વર્ષ. |
| ૨. **શાહપુર પહેલો** | | ઇ. સ. ૨૪૦ થી ૨૭૧=૩૧ વર્ષ. |
| ૩. **અઉહુર-મજદી** | અલહોરી=સખી અને નરમ મીજાજના | ઈ. સ. ૨૭૧ થી ૨૭૨= ૧ વર્ષ. |

એવણે **માની** જે એક દીન દુશ્મન હતો તેને માફ કરીને ઇરાનમાંના અરાબીઅન નામના કીલ્લામાં રહેવા દીધો. એવણે રામ હોરમઝદ નામનું શહેર વસાવેલું હતું. એવણ પુરા જરથોસ્તી હતા પણ ઘણાજ માયાળુ હતા.

૪. **વરહરાન** (બહેરામ) પહેલો. ઇ. સ. ૨૭૨ થી ૨૭૫= ૩ વર્ષ.

માનીને ફાંસી દઇને મારીને વટલેલો જેઓએ શહેનશાહતનો પાયો ઢીલો કીધેલો તેઓને દાબ્યા.

૫. **વરહરાન** (બહેરામ) બીજો ઇ. સ. ૨૭૫ થી ૨૯૩=૧૮ વર્ષ.

રોમનોનો જબરો હલ્લો **કારસ** નામના સીઝરની સરદારીથી આ વખતે ઇરાન ઉપર થયલો. પણ **કારસ** નામના તે સીઝરનો અંત વીજળીના પડવાથી આવ્યો. એમ વીજળીના પડવાથી રૂમીઓ પાછા હઠયા. વીજળીનું પડવું મઝદયસ્નાનોની ધારમીક યસ્નના પ્રયોગથી હતું.

૬. **વરહરાન** (બહેરામ) ત્રીજો ફકત ચારજ મહીના રાજ્ય કીધું.

૭. **નરસહી** ઇ. સ. ૨૯૩ થી ૩૦૧= ૮ વર્ષ.

એવણુના વખતમાં રોમ સાથે લડાઇઓ થઇ હતી. બે લડાઇઓમાં રૂમીઓના સરદાર ગેલેરીઅસને હરાવ્યો હતો. ત્રીજી વખતની લડાઇમાં ગેલેરીઅસ પુરો હારયો, અને નાઠો હતો. પણુ સુલેહના વાવટા હેઠળ દગલબાજીથી તૈયાર કીધેલા ૨૫,૦૦૦ રોમન લશ્કર સાથે વટલેલોની મદદથી હીચકારેપણે કૅમ્પ નાખીને પડેલા હથીઆર ઉતારીને આશાયશ લેતા ઇરાનીઓ ઉપર હુમલો કીધો અને ઇરાની લશ્કરનો ઘાણુ કાઢયો. નરસહીને ઇરાનીઓ બચાવી લઇ ગયા. પછી સુલેહ થઇ. ઇરાનની આ હાર રોમન દગાથી અને વટલેલોના દગાથી થયલી. આથી ઇરાનને તાઇગ્રીસ નદીની પશ્ચિમના પાંચ પરગણાઓ રૂમીઓને આપી દેવા પડયા. આઇબીરયા પ્રાંત તેમ આરમાનીઆ રોમને આપી દેવા પડયા. નરસહી પોતે ફીનારેક્સ થઇ ગયા. તેવણુનો દીકરો હોરમઝદ બીજો ગાદીએ આવ્યો.

## ૮. **અઉહુરમઝદી** (હોરમઝદ) બીજો ઈ. સ. ૩૦૧ થી ૩૦૮= ૮ વર્ષ.

આ શાહના મરણુ વખતે રાણીને ગર્ભ હતો માટે રીજન્સી નેમાઇ. આ વખતે વટલેલોએ ઇરાનને ખ્રીસ્તી બનાવવા આસ્માન જમીન એક કરે તેવી કોશેશો કીધી–લોકો બદલાવા લાગ્યા. આરબો ઇરાનમાં ઘુસી આવી શાહની બહેનોને ઉંચકી ગયા વીગેરે વીગેરે અનેક જાતના રમખાણો થયા. ઇરાનના ધર્મનો અંત લાવવા ખ્રીસ્તી વટલેલોની કોશેશો વધતીજ ગઈ. જે કાંઇ પહેલાં શાપુરે વટલેલોને દીનમાં લેવાનું ડહાપણ જોયલું તે ડહાપણની કદર આ વખતેના મામલાથી થશે. ઇરાનની તે રીજન્સીના ઉમરાવોમાંબી ફાટફુટો હતી. ઇરાનનો તે જમાનોજ કમનસીબ હતો.

## ૯. **શાહપુર બીજો (જુલકતાફ)**

એવણે પોતાની નવ વરસની ઉમરે ગાદીએ આવીને રાજકારોબારની લગામ હાથમાં લઇને પુરો બંદોબસ્ત કીધો. આ વખતે **દસ્તુરાંન–દસ્તુર આદરબાદ મારેસ્પંદ રદ** તરીકે બહાર પડયા હતા કે જેવણે છાતીની ઉપર પીગળેલું કાંસુ નાંખીને ખ્રીસ્તીઓની ઇરાનને ખ્રીસ્તી બનાવવાની બધી કોશેશોને રદ કીધી અને દીનને પાછી સ્થાપી; **પદશ પસાખ્ત કર્દ ઑખ્ત:** આ સઓખ્યંત આદરબાદે દીનને તાઝેહ કીધી સમારી. આ વખતે પશ્ચિમના મુલકોના બધા મુરતીપુંજક ધર્મોનો નાશ ખ્રીસ્તી ધર્મે કીધેલો હતો. રૂમી **શહેનશાહ કોનસ્તેનતાઇન** આ વખતે આખા યુરોપ અને અરધા એશીઆનો ધણી થઇ બેસીને યુરોપના ધર્મ તરીકે ખ્રીસ્તી ધર્મને ચલાવાને

**કોનસ્તેનતીનોપલ** શહેર એવું વસાવ્યું કે જ્યાંથી ઇરાન ઉપર નેગાહ થઇ શકે–ઇરાન ઉપર તકેદારી રાખી શકે કે જેથી મોકો લઇને ઇરાનને ખ્રીસ્તી કરાવી શકાય. પણ શાપુરે તે મોટા રૂમી શાહ અને તેના વારસોને ૧૦૧ લડાઇઓમાં હરાવી હરાવીને ઠંડા કીધા હતા. **૨૬ આદરબાદ મારેસ્પંદાને** ઇરાનમાં દીનને ફરીથી સ્થાપી અને તે વટલેલોને સમજાવ્યા, ચમકાવ્યા પછી પતાવ્યા. તેઓને દીન દેખાડી–તેઓની મરજી હોય તો દીન તેઓ માટે ખુલ્લી છે, એમ જાહેર કરીને ખ્રીસ્તીઓના દોરને તોડયો હતો.

ત્યારે આ દાખલા ૨૮ માંના **શાહપુર મલકા આન મલકા ઈ અઉહ્રર મજદાએ** વટલેલોને દીનમાં લેવાની કોશેશ કીધી હતી તેનો આવો જમાનો હતો. આવો તેનો ઇતીહાસ છે.

ત્યારે ઇરાની શહેનશાહો મઝદયસ્નિ વટલેલોને સમજાવીને દીનમાં દાખલ કરવાની કાંય હિમાયત કરતા હતા અને તેમાં અરકાને દોલત અને દીનદસ્તુરો અને કુલ મઝદયસ્નિ આલમ કાંય જોડાતી હતી તેનો ભાશ હવે આવશે. આવું દીનમાં દાખલ કરવાનું ખરેજ આજના ખ્રીસ્તી અને મુસલમાનોથી થતા વટલાવવા જેવું હતું નહી. તે તો વટલેલ મઝદયસ્નિઓના કાળા નાગ જેવા દંસ્યલપણાને પુરો પડવાનો એકલોજ ઇલાજ હતો.

**પછીનો ૨૯ મો દાખલો નોશીરવાનનો આપેલો છે.**

આ મોટા શાહને દીનકર્દમાં **બગ ખુસ્રુય્ મલકાઆન મલકા કવાતાન્:** શાહોના શાહ કોબાદનો દીકરો ખુશરો જે બગ તરીકે યઝતના પ્રતીનીધી તરીકેનો હતો તે.

એવણના વખતમાં ઉપર કહયું છે તેમ વટલેલોનો દોર જે ઇરાનમાં કદી ધીમે ધીમે કદી જોશમાં ચાલતો હતો, તે દોરને મઝદકે જોર આપ્યું હતું. મઝદકીઓ મઝદયસ્નિ દીનમાંથી ઇમાન ઉઠાવવા લાગ્યા. આ વટલેલોને સુધારવા આ શાહે મહેનત કીધેલી હતી.

આ ૨૯ મા દાખલાની પહેલવી ઇબારત લગાર કઠીણુ છે. પણ તેમાંથી એ તાત્પર્ય નીકળે છે કે નોશીરવાને **હારમોકી** દુર કરવાના ઉપાયો લીધા હતા. એટલે મઝદયસ્નાનો જેઓ દીનથી વીરૂધના સિધાંતો પાળીને દીનને નુકશાન કરતા હતા તેઓને અટકાવ્યા હતા. એમ **સાસ્તારી** એટલે કોઇબી રીતની દીન કે દુન્યાની ઝુલ્મગારી દુર કીધી હતી. એટલે વટલેલો તેમ મઝદકીઓ

પોતાના ફતવાથી ખરા મઝદયસ્નાનોના ઇમાનોને તોડી ફોડી નાખતા હતા તેઓને તેવું કરતા અટકાવ્યા હતા; અને મુળ ચાર ધંધાધાપામાં જે કંઈ દગલબાજી થતી હોય તેને દુર કીધી હતી. હયાંબી ઉપરની માફકજ મઝદયસ્નિઓ જેઓ વટલેલોની ફુલવણીથી દીન ઉપરથી ઉખડી જતા હતા તેઓને સુધારવાની વાત છે. આ ફકરો કંઈ વટલાવવાની હાલની મતલબ બતાવતો નથી.

આપણે ઉપર ઈરાનની કંઇક વીગત જોઇ. ઇરાની મુમલેકતનો કારોબાર ઘણોજ સરળ રીતે ચાલતો હતો. ઈરાની રાજનીતી ઘણીજ ઉત્તમ હતી. ઇરાની કરવેરો લેવાની રીતો ઘણીજ ઉદાર હતી કે જે રીતીઓને મુસલમાનોએ એમની એમ રાખી હતી; જે રીત છેક મોગલ લોકોના વખત લગી ચાલુ હતી. ઇરાની અદાલત ખાતાની કોપી રોમના શાહ જસ્તીનીઅને કીધી હતી કે જેની ઉપરથી આજે તે બધું યુરોપ ઉપર જારી છે. આ બાબદ વીષે હાલે તરજુમો થએલી **માતીકાન** નામની પહેલવી ચોપડી ઘણી નસીહત આપનાર થઇ પડે છે. ઇસલામી દુન્યા કે જે ઉપર જોયું તેમ મઝદયસ્નિ ઇરાની કળાકૌશલ્યથી તેમ ગ્રીકોના કળાકૌશલ્યથી માહીતગાર હતી તે ઇસલામીઓએ મઝદયસ્નિ ઇરાની રાજકારોબાર અને રાજનીતી વીગેરે પ્રમાણે ચાલવાનું પસંદ કીધું હતું અને ગ્રીકોની રીતીઓને પસંદ કીધી હતી નહી. કહેવાની મતલબ એ છે કે સાસાન ઈરાનમાં ઘણું સુખ હતું. જો કે સાસાનીઅન ઈરાન હરહમેશ મોટી મોટી લડાઇઓમાં ઘુટાયલું રહેતું હતું છતાંબી રાજકારોબાર ખેતીવાડી ધંધાઓ તો આબાદીમાંજ રહેતા હતા. સાસાન ઈરાનમાં સસ્તો સુકાલ હતો અને જરાક અમથા ઇલ્મદારનીબી કદર થતી હતી. કોઇબી શીખેલો કંઇબી જાત વર્ણ કે દીનનો હોય તેની ઘટતી કદર સાસાન ઇરાનમાંજ થતી હતી, તેથી તો દુન્યાના કોઇબી નાકા ઉપરના કોઇબી દેશ વર્ણ જાત ઇમાનનો ઇલ્મિદાર કે કંઇબી હીકમતનો રાખનાર કંઇબી પેશાનો રાખનાર કે કંઇબી નવું શોધનાર કે કંઇબી હુન્નરમંદી રાખનાર–પોતાના તે હુન્નર ઇલ્મિની પ્રસંશા કરાવવા દુન્યાના એક નાકાથી આ ઈરાનના બીજા નાકામાં આવીને પોતાની હુન્નરમંદી માટેની પ્રસંશા માન અને દામ મેળવતો હતો. કહાં હતો તે જમાન અને કયાં છે આજનો જમાન કે જેમાં ખાસ કરી શીખેલાઓ હાડમાર થઇ રહે છે. એમ સાસાન ઇરાનમાં દુન્યાની દરેકે દરેક પ્રજા રહેતી હતી. આ ઉપરથી માલમ પડશે કે સાસાનીઅન ઇરાન કેટલું બધું tolerant સહનશીલતાવાળું હતું. છતાંબી આજે કેટલાકો તેઓને intolerant સહનશીલતા વગરના કહે તે, તે વખતની

વસ્તુસ્થીતી ઉપરથી કોઇબી માનેજ નહી. ઇરાનમાં જાત વર્ણના ફેર વગર દરેકને લાયક જગા મળતી હતી. સાસાન ઇરાનમાં ત્યારે દરેક જાતના જમાના પ્રમાણેના સુખ સગવડ આબાદી હતા. આ બધું હતું તેની એકજ ખુલ્લી બુરહાન છે કે સાસાન ઇરાનમાં દુકાળ જેવું હતુંજ નહી, જ્યારે રોમન મુલકોમાં દુકાળ ઘડી ઘડી પડતો હતો, જેઓને ખુદ ઇરાન મદદ કરતું હતું. સાસાન ઇરાનના સાદી ચારસો વર્ષ દરમ્યાન સીરફ શાહ પીરોજના વખતમાં સાત વર્ષ લગી સને ૪૬૪ થી ૪૭૦ ઇસ્વી લગીમાં દુકાળ પડેલો હતો. શાહ પીરોજે આથી રૈયતો ઉપરનો કર માફ કીધો હતો. સરકારી અનાજ લોકોમાં મફત વહેંચી, દેશાવરોથી અનાજ મંગાવી, રૈયતોના ભલા માટે દરેક ઉપાયો લીધા હતા. મઝદયસ્નિ રાજનીતી દુખના વખતમાં શું હોઇ શકે તેનો આ દાખલો છે. આવી '**દાદ દીને એહ માઝદયસ્નિ**'વાળી યાદગાર રહેલી તે ઇરાનની રાજનીતીથી તે દુકાળના સાત વર્ષોમાં એક કુતરૂંબી ભુખમરાથી મુવેલું હતું નહી. આજ એક દાખલો ઇરાન દેશની ઉત્તમ રાજનીતી માટે કાફી છે. ઇરાન દેશની રાજનીતીને મુસલમાનોએ છેક મોગલ જમાન લગી રાખી હતી અને ગ્રીક રાજનીતી રાખી હતી નહિ—એ સાસાન ઇરાનની ઉત્તમ રાજનીતીનો બીજો પુરાવો છે. ઇરાન દેશના ઇલ્મો હુન્નરો ઇસલામી ઇરાને લીધા અને તે ઇલ્મ–હુનરોને મુસલીમો છેક યુરોપ લગી લઇ ગયા. જ્યાંબી મઝદયસ્નિ દુન્યા હતી ત્યાં પછીથી ઇસલામી દુન્યા થઈ. એશીઆમાં આફ્રીકામાં અને યુરોપમાં આ ત્રણે ખંડો ઉપર ઇસલામ જામ્યો તેનો પાયો મઝદયસ્નિજ હતો. એશીઆ ઉપરના ઇસલામની જાહોજલાલી તેમ આફ્રીકા ઉપરના ઇસલામની જાહોજલાલી કરતાં યુરોપ ઉપરના ઇસલામની જાહોજલાલી લાંબા વખત લગી રહી હતી. સ્પેનના અંદલીબ નામના દેશમાં આ ઇસલામીઓએ કદીમ ઇરાનની ચીજોને નવા ઇસલામી લેબાશમાં જારી કીધી હતી કે જેના પાયા ઉપરજ યુરોપનો **રેનાસન્સ** થયો હતો એટલે ઇલ્મોમાં સુધારા વધારા થયા હતા એટલે આજની યુરોપીઅન કળા થઇ છે. પણ જે ઘણુંજ મોતેબર હતું તે એ હતું કે યુરોપની આ ઇસલામી દુન્યાએ (મુરલોકોએ) શીખવવાની જે ઢપ રાખેલી હતી તેમાં કદીમ ઇરાનનોજ મુળ પાયો હતો. યુરોપના આ મુસલીમો જેઓને મુરલોકો કહે છે તેઓ યુરોપના છેક પોપના છોકરાઓથી ફકીરના છોકરાઓને પોતાની મકતબોમાં મફત શીખવતા હતા. આવો જે પ્રચાર આ યુરોપની ઇસલામી દુન્યાએ યુરોપમાં ચલાવેલો તે અસલ સાસાની દુન્યાના ઉગતા રવીના ચાંદરાત જેવો હતો. ત્યારે સાસાન ઇરાન શું હતું–તેમાં કેવી કેટલી ક્યા પ્રમાણની રીતની

આબાદીઓ હતી, સાસાન શાહો કેવા હતા, તેમ મઝદયસ્નિઓ કેવા હતા અને વટલેલ મઝદયસ્નિઓ કેવા હતા તે બધાનો ખ્યાલ આવશે કે જેની ઉપરથી દીનકર્દમાં આપેલા દીનમાં લેવાના સવાલ ઉપર વીચારો દોડાવી શકાશે.

વળી સાસાનીઓના વખતની ઇનસાફ આપવાની રીતો-કચેરીઓ અદાલતો કાયદાઓ રોમન સીઝર **જસ્તીનીઅને** લીધા છે જે અત્યાર લગી યુરોપમાં ચાલુ છે, જે સાસાની ભલી રાજનીતીનો બીજો પુરાવો છે. ના, સાસાન ઇરાને જે કળાકૌશલ્ય-રાજનીતી અદાલત વીગેરેનો દીવો સળગાવેલો હતો, તેથી અદયાપી લગી ભલો ઉજાસ દુન્યા ઉપર પડી રહે છે. પણ એ શહેનશાહતમાં જે કંઇ દગારૂપનું હતું તે આ વટલેલ મઝદયસ્નિઓની કાવાદાવાની વર્તણુંકો હતી. આ વટલેલોમાં જ્યારે મઝદકીઓનો વધારો થયો ત્યારે ઇરાનમાં વટલેલોનો દગો ઘણોજ હદની બહાર વધતો ગયલો. ઇરાની શાહો એટલા માટેજ વટલેલોને દીનમાં પાછા આણવા માટેની કાળજી કરતા હતા. જ્યારે આવા દગાખોરો પોતાના દગામાં પકડાઇ જતા હતા ત્યારે ઇનસાફથી શાહો તેઓને શીક્ષા કરતા હતા. અને તેઓને રાજદ્રોહી થતા અટકાવતા હતા. આવી ઇરાનની ખરી ઇનસાફી રાજનીતીને આજના એકદર અને પરધર્મ ઇતીહાશકારો જેઓ પોતે યુરોપીઅન હોઇને એશીઆતીક ઉપર સરસાઇ ભોગવવાનો દાવો મનમાં રાખે છે, તેઓમાંના કેટલાકો ગેરઇનસાફી ઝુલ્મગાર તરીકે ઓળખાવે છે. પણ ગેરઇનસાફી કોણ છે? તે શાહો નથી અથવા જેમ આરોપો મુકે છે કે શાહોને દીન-દસ્તુરો ખોટે રસ્તે મુકતા હતા તે દીન-દસ્તુરો નથી. પણ ખુદ તે લેખકોજ છે. કમનસીબી એ છે કે આજના કેટલાક કહેવાતા પંડીત પારસીઓ કે જેઓને દીન-દસ્તુરોની સુગ છે, તેઓ આવા જુઠાણાને જાહેર કરવાની કદી કદી હેમાકત કરી રહે છે. તેઓ કહેવા નીકળે છે કે સાસાન ઇરાનનો કારોબાર દીન-દસ્તુરોથી બગડયો હતો. કાંય? કેમકે તેઓ ધર્મ ઝનુની હતા અને બાલ જેવી બારીક તરીકત ઉપર લોકોને ચલાવવાનો ઝુલ્મ કરતા હતા. આથી ઇરાનમાં ઘણી જલદીથી ઇસલામી ધર્મ જામ્યો અને ઇરાન ગયું.

### આનો રદિઓ આ છે.

ઇરાની રાજનીતીનો કુદરતી રીતનો એકલો બીનહરીફ પુરાવો દુકાળ વગરની તેની હાલત હતી. અને એક વખત દુકાળ આવ્યો ત્યારે એક કુતરૂં બી નહી મરેલું તે, તે રાજનીતીની ભલાઇનો પુરો પુરાવો હતો. પણ દીનની તરીકતો કે જેને માટે દીન છુટી ગઇ એમ આજે કેટલાકો બેફામ થઇને કહે

છે, તે માટે જાણવું કે જ્યારે જરથોસ્તીઓને મારીને મુસલમાન કીધા ત્યારે તેઓએ પોતાની જરથોસ્તી તરીકતો સાથે મુસલમાન થયા હતા. કેમકે કહે છે કે ઇસલામમાં તરીકત જેવું દીન-દસ્તુર જેવું હતું નહી, માટે અખત્યાર કીધેલા તે નવા ધર્મમાં તે વટલેલ પારસીઓએ તરીકત ઉમેરી અને મુલ્લાનો વર્ગ ઉભો કીધો. અહીંયાં ત્યારે દસ્તુરોના દીનના ઝુલ્મની વાત તદ્દનજ ખોટી ઠરે છે. ખરી વાતજ આ વટલેલોના કાવાદાવાની હતી. આ વટલેલોના કાવાદાવા નહી થાય માટેજ સાસાની દીન-દસ્તુરો શાહો તે વટલેલોને દીન સમજાવીને દીનમાં લાવવા માંગતા હતા.

આવી વસ્તુસ્થીતી સાસાનીઅન શહેનશાહતની હતી અને તેમાં દીનમાં લેવાની આવી ફીકર હતી તેની સમજ હવે વાંચનારને આવશે.

ત્યારે આ એરવદ સાહેબે દીનકર્દના જે દાખલાઓ આપેલા છે તેઓની અંદર શું ભેદ પડેલો છે તેની સમજ પડશે.

## આ એરવદ સાહેબ ફીરદોશીના શાહનામામાંનું દાસ્તાન ટાંકીને વટલાવવાની વાત દીનમાં છે એમ બતાવે છે.

ફીરદોશીની પેગામ્બર સાહેબના આવવાની પહેલીજ લીટીમાં કહે છે કે પેગામ્બર સાહેબ દુન્યામાં અહીરીમનને મારવા આવેલા હતા માટે તેવણે અહીરીમનને માર્યો હતો. આ લીટીજ દેવયસ્નિના ભેદને તોડવા પેગામ્બર આવેલા હતા તે બતાવે છે. વળી દેશ દેશની દેવયસ્નિને તોડી હતી એમ જે કહે છે તેમાંથી તો હમોએ જે કહયો છે તેજ તાત્પર્ય નીકળે છે કે મઝદયસ્નિ આલમમાં જ્યાં જ્યાંબી દીવાનોએ બગાડો કીધેલો અને મઝદયસ્નિ દીનને અધદીન કીધેલી તેને પછી અસફંદીઆરે સમારેલી. હયાં કંઈ બીજી વર્ણોની દીનો માટેની નોંધ નથી. કેમકે બીજી દીનો તે વખતે હતીજ નહી. અહિયાં તો દેવયસ્નિને તોડવાની નોંધ છે. જાણવું કે બુતપરસ્તી જે તારદના વર્ણની દીનોનું એક લક્ષણ છે તે, તે તારદની વર્ણોની દીનોના ઝઓથ એટલે દાદારને મળવાની મારેફત તરીકે છે. પણ એવીજ રીતે દેવ-યસ્નિમાંબી બુતપરસ્તી આવે છે કે જેમાં ધનામીનના સેતાનના અને કાળી કુદરતના ઝઓથ થવાનો ભેદ છે. માટે બુતપરસ્તી શબ્દને ઘણીજ સંભાળથી સમજવાનો છે. ઝઓથ તો દરેક ધર્મમાં છે. ખ્રીસ્તીઓમાંબી ઘણા ઝઓથ છે જેવા કે ક્રોસ, સેન્ટની તસ્વીરો વીગેરે વીગેરે. તેમ મુસલમાનોમાં કાબાનો કેબલો છે તેમ તેઓમાં ઝઓથબી છે. માટે ખાલી બુતો ઉપર આંગળી મુકવાની નથી. કઇ રીતનો એ ઝઓથ છે કે કેબલો છે, રોશનીનો કે તારીકીનો

તે જોવાનું છે. ફીરદોશીના શાહનામામાં જે બુતો—બુતપરસ્તી કહી છે તે દેવયસ્નિને લગતી ઝમોથ છે. ત્યાં તારદ જીરમની વર્ણોની વાત નથી. આ બાબદની સમજ ભાગ પહેલામાં આપી છે. ત્યાં બતાવ્યું છે કે અસપનદીઆરે જે જે મુલકો ઉપર ચઢાઇઓ કીધેલી હતી તે બધા મુલકોના શાહોએ આવાંની સેતાયશ્ન કીધી હતી એટલે તેઓ બધાજ મઝદયસ્નિ હતા. પણ તેઓ દેવયસ્નિ સાથે રમત રમતા હતા કે જે ઉપરથી હાથ ઉઠાવવાની ફરજ અસપનદીઆરે પાડેલી હતી.

---

## દાદેસ્તાને દીની કેતાબમાંની પુરશેશ ૭૭ મી. એરવદ સાહેબ આ પુરશેશને દીનમાં લેવાની શહાદત તરીકે ટાંકે છે. પણ આ પુરશેશમાં તો જનાકારીની બદી વિષે અને 'અહરચીશ' એટલે બસ્તેકુસ્તીઆનના બુનો કઇ રીતે બરબાદ થાય છે અને તેઓને બરબાદ કરવાના ગુનાહનીજ વીગત આપી છે. તેમાં તેવા બુનના ફરઝંદો દીનમાં લેવાની વાત આપી નથી તેની તકરીર.

દાદેસ્તાની દીની નામની કેતાબ રેવાયતોમાં તેમ દીન—દસ્તુરોના લખાણોમાં ઘણો અગ્રપદ ભોગવે છે. એ કેતાબના લખનાર દસ્તુર માનુસ્ચેહર પારસ અને કેરમાનના **રદ** એટલે ઉસ્તાદ અને દીન—દસ્તુરોના **'ફરમાદાર'** એટલે વડા હોકમના આપનાર અને **એરપત ખોદાઇ** એટલે એરવદોના ચલાવનાર અને **'પશુપાઇ'** દીનના સતુન થાંભલા મીસાલના હતા. એવણ સાહેબ યઝદેઝરદી ૨૫૦ માં જીવી ગયા હતા.

આ પહેલવી કેતાબનો તરજુમો આ એરવદ સાહેબેજ મહામુશકેલીએ કરીને ખરેજ પારસીઓ માટેની એક સેવા કીધી છે. એ કેતાબના દીબાચામાં કહે છે કે દાદેસ્તાનની આગમજ જે મથાળુ (heading) છે તે પાછળથી કોઇએ કીધેલું છે; સબબ તેમાં લખેલું છે કે 'આ કેટલાક સવાલો આદરમાઓના છોકરા મહેર ખુરશેદે અનોશેરવાન માનુશચહેરે ગોસ્નેજમથી પુછેલા હતા જે ઉપરથી ભલી દીનના બીજાઓ ખુલાસો મેળવે.'

દાદસ્તાને દીનીની છપાવેલી ચોપડીના ૧૮૦ મા પાના ઉપર ૭૭ મી પુરશેશ આવેલી છે. આ આખી પુરશેશ એટલે સવાલ અને તેના જવાબો જેમ ત્યાં છે તેમ હમો લખીએ છીએ કે જેની ઉપરથી ખરો ખ્યાલ વાંચનારને આવે. વંદીદાદની પરગદં ત્રીજીના ૩૮—૪૧ ના ફકરાઓની ઉકેલમાં

હમોએ જે કંઈ લખ્યું છે તેને ફરીથી વાંચવાની ભલામણ કરીએ છીએ, કેમકે આ દસ્તુર માનુશચહેર જે કંઇ લખે છે તે હમારાં તે લખાણને ટેકો આપે છે. હમોએ ત્યાં મઝદયસ્નિ ખુન જેને **અઘરચીશ** કહે છે તેની હકીકત ચીતારી છે અને તે ખુનના ફરઝંદ સાથે દીનની અમુક હકીકત મુજબ શહેનશાહતના જમાનામાં કઇ રીતે વર્તતા હતા, શહેનશાહતના તેઓ માટે નોખા કાયદાઓ હતા એવું કહયું છે. દસ્તુર માનુશચહેર સીરફ તે અનીતીની ગુનાહગારી વીષે અને તેથી મઝદયસ્નાનોના ખુન જેમાં **અઘરચીશ** કુદરતી રહે છે તેની શું બુરી વળે થાય છે તેટલુંજ ચીતારેલું છે. કેમકે તે બહેદીન સાહેબે સવાલજ તેવો પુછયો છે. **ત્યાં સવાલ એ છે કે અનીતી માટે શું તોજેશ છે. ત્યાં અનીતીના ફરઝંદને દીનમાં લેવાનો સવાલ પુછયો નથી.**

## પુર્સેશ ૭૭ મી.

પુછયું છે કે :—(૧) છીનાળું કરવાના ગુનાહની બદી

(૨) અને તે વીષે આ દુન્યાને લગતી (યાને જીવતાં જીવત થઇ શકે એવી) તોજેશ જે પ્રમાણે દીનમાં જાહેર હોય તે વીષે એક એક ફરમાવવું.

આ કેતાબમાં આપેલા **૩ થી ૮ વાકયો** લગીમાં અનીતી કરનારની ગુનાહગારીનો ચિતાર આવે છે.

**૩ જું વાકય:** જવાબ એ છે કે છીનાળું કરવું એ ઘણી બુરી બદી છે.

**૪ થું વાકય:** જોહાકે **ઓરવદ અસ્પ** કે જે તેનો બાપ અને 'વધગન'નો ધણી હતો, તેની હૈયાતીમાં તેની નારાજી છતાં, પોતાની માતા 'વધગન'ની સાથે, તેણીની ઇચ્છા મુજબ બુરી રીતે મેલાપ કરવાથી કરીને, સૌથી પહેલાં એ કામ જાહેર કીધું હતું.

**૫ મું વાકય:** એ ગુનાહની બદીઓ અતી ઘણી છે, કારણ કે એ કામ ખુદ અનીતીનું (અકુદરતી) અને ન્યાયથી ઉલટું છે.

(હયાં છીનાળું દુન્યામાં ઝોહાકથી શરૂ થયું છે એમ કહે છે. ઝોહાકે પોતાની માતા સાથે છીનાળું કીધું એમ કહે છે. હયાં અસલમાં કહેવાની મતલબ એ છે કે જે માણુસ પર ઓરત સાથે સંગ કરે છે તેઓ પોતાની મા સાથે છીનાળુ કરે છે એમ સમજવું).

**૬ ઠું વાકય:** (૧) એ કામ એક ચોરી અથવા લુટારાપણું છે.

**૭ મું વાકય :** તેબી વળી એ પ્રમાણે કે દોલતના દરજ્જાના કરતાં આદમી કે જેથી આદમીઓનું જન્મવું થાય છે તે, જેટલું વધારે ચહડતું છે તેટલુંજ બીજી (દરેક વસ્તુની) ચોરી અથવા લુટના કરતાં એ કામ વધારે બુરૂં છે.

એરવદ સાહેબ નીચે ફુટનોટમાં સમજ આપે છે કે ઓરત અથવા મરદની પાકદામની તથા મોહોરદારી છે તે તમામ દોલતોમાં ચહડતી દોલત છે અને જ્યારે તે પાકદામની નહિ સચવાય ત્યારે તે બીજી ચોરી અથવા લુંટના કરતાં બુરૂં છે.

હવે હમો ઇલ્મિયતથી ઉપરના ફકરાની સમજ આપીશું કે માણુસની જીંદગીમાં કમમાં કમ દસથી ત્રીસ હઝાર જેટલા તુક્તાઓ, મનીના બુનો જેને અવસ્તામાં **નર** કહે છે તેઓ બને છે. દરેક **નર**ની કીંમત હફ્ત કેશ્વર જમીન કરતાંબી વધુ છે. આ બધામાંના ચોકકસ **નર**જ આદમને ઉભું કરવાનું નસીબ બગોબખ્ત રાખે છે. બીજા નરો તે જીંદગીમાંના ફરઝંદો નહી ઉભા કરશે. પણ ફ્રશો-ગર્દ કરવા માટે તેઓ કામ લાગશે. એજ મતલબે તેઓને કુદરતે કીધા છે. એમ છે માટે તેઓને ધરતી માતાની અમાનતમાં સોંપવાના છે. ત્યારે અર્થ એ થયો કે માણુસની મનીનું એકેએક બુન જે આખી કુદરતના જેટલી કીંમતનું અમુલ્ય છે તે બુન માણુસ જાત કે જેની મારફતે ફ્રશો-ગર્દ આ ગેતીની ઉપરથી થવાનો છે, તે માનવ જાતને અમાનત તરીકે અપાયું છે, એ શરતે કે તે બુનને તેમ તે બુનોને તે કાયદેસર ઠેડવેલાઓની અમાનતોમાં આપવા. તે બુનને તેની પરણેતરની અમાનતમાં આપી બુનક પાસબાનીથી બાપ કરતાં સવાયું ફરઝંદ કરવું કે જેથી જગતમાં ઇરાનવેજ ઉભું થાય અને ફ્રશો-ગર્દ જલ્દીથી આવે અને બીજા બધા નરો જે બહાર પડે છે તેઓને તરીકત જે ખાસ અપાઇ છે તે તરીકતની રૂઢીમાંની નીરંગ પઢીને જમીનમાંની સ્પેન્ત આરમઇતીને સોંપવા કે જેણી તે નરોને ફ્રશો-ગર્દ નઝ-દીક લાવવા માટેના તૈયાર કરે.

હવે જો કોઇ માણુસ પરઓરત સંગ કરે તો તે માણુસ જે કંઇ તેની ખરી હકદારને આપવું છે તે તેણીને નહી આપતાં બીજીને આપે છે, માટે તે માણુસ જે વ્યભીચાર કરે છે તે ચોર ડાકુ લુટારૂ ઠડે છે. તરીકત પ્રમાણેની નીરંગ નહી પઢવે એટલે તે માટેની દુરૂજ પરહેઝની રીત તરીકત પ્રમાણે કરવાની છે તે-તે તરીકત કે જે પોતાની મોહરદાર સાથનાજ સંબંધ માટે થાય યા નીંદ્રાવસની ખલીદ હાલત માટે થાય, તે તરીકત સાથની રૂઢી તેવા

ભોગવટાની હાલત પછી નહી કરવે એટલે નીરંગથી નહી ધોવે, તે બધા નરો કે જેઓની ઉપર તકેદારી કરવાનો હક સ્પેન્ત આરમઈતીને મળેલો છે, તે બધા નરો બરબાદ જાય છે. તે નરો સ્પેન્ત આરમઈતી સીવાયના બીજાઓની પાસે જવે એટલે ગટરમાં જવે, પાણીમાં જવે, યા જાનવરોના પેટમાં જવે બરદાસ્ત મેળવતા નથી અને નાશ પામે છે. આટલી ટુંક સમજથી હવે પછી આ દસ્તુર સાહેબ જે કંઇ સમજાવે છે તેની ખરી સમજ પડશે.

**૮ મું વાકય:** એક એ કે, તે કે જે છીનાલ અથવા છીનાલવો હોય તેની ઉપર વગર શકે અને વગર સંદેહે જાનની બદ ખસલતી (યાને તેની પાકદામાનીનો સંદેહ) રાખવી એ કારણ સાથનું થાય છે તથા વીશ્વાસથી ભરોસો રાખવો નઘટારત થાય છે તથા (તેઓના બુરા હવસને લીધે કદાચ તેઓથી) '**દશ્તાન મરજી**' (દસ્તાનની હાલતમાં મેલાપ કરવા)માં એ મીસાલે હૈયાતી પામનાર (નુફતા)ને બાળી નાખવું બને છે. (તેથી કરીને) અલબતે (એ કામ) ભયંકર છે.

**ઉપરના લખાણ માટેની હકીકતી સમજ:**—હયાં કહે છે કે જે કોઈ પરઓરત સંગ કરે તેમાં જાનની બદખસલતી હોય. આ એરવદ સાહેબ કહે છે તે માણુસ કે બાઇ સારી ચાલ કોઇ સાથેબી ચલાવેજ નહી અને એ ખરૂંજ છે. હમો સવાલ પુછીએ છીએ કે જાનની ખસલત એટલે શું? જવાબ આમ છે. જાનની સાથે જોરાનો હોય છે જેઓને મનશ્ની–ગવશ્ની–કુનશ્ની–વીર–હોશ–ખેરદ તરીકે ઓળખે છે. જેમાં આ બદ ખસલત હોય તો તેના જાનની મનશની ખરાબ હોય, માટે તે મર્દ ઓરતના બુરાજ વીચાર કરે. તેની ગવશની ખરાબ માટે તે જુઠ્ઠું બોલીને કોઈના બચ્ચાંને ફસાવી દે. તેની કુનશની ખરાબ માટે તે પોતાની બહેન વતીકને નહી છોડે. તેમાં વીરની પાએદારી નહી એટલે તેની મનીમાં એટલે ખુનમાંનું નાનું ખુન જે ખુનક કહેવાય છે તે ખુનક બદ હોય જેથી તેના ફરઝંદો હરામના થાય. આવા હરામના ફરઝંદો દીન દુન્યાને જેબ આપે નહી. તે હરામનું ફરઝંદ અને તેની ઓલાદ હીચકારી હોય અને કોમને નીચું દેખાડનારી નીપજે. તેનામાં હોશ કહેતાં દીનની લાગણી–ખરો હોસલો જે દુન્યા તરી જવાનો છે તે હોય નહી એટલે દીનની દાઝ હોય નહી અને તેમાં ખેરદ ઉલટી હોય એટલે તેમાં ખરફૂસ્ત્રી હોય–તેની ખેરદ ઉલટીજ ચાલે, તે સ્વાર્થીનો સ્વાર્થી નીકળે. જાનની બદ ખસલતીનો આવો અર્થ છે. અને એમ છે માટેજ કહે છે કે તેઓ દસ્તાન મરજી કરે. દસ્તાનની હાલતમાં વ્યભીચાર કરવો ઝરથુશ્ત્ર દીનમાં મોટો

ગુનાહ ગણેલો છે, કેમકે તેવું કરનાર પોતાના નરોનો-મનીના ખુનોનો નાશ કરે છે. કુદરતે ફ્રશો-ગદ માટે જે કાંઇ ઓજાર માનવને આપ્યા છે તેઓનો તે ખુરો માનવ નાશ કરે છે એટલે અહીરીમનને તે ઓજાર સોંપે છે કેમકે અહીરી-મનનો મુદ્રાલેખ ફ્રશો-ગદ એટલે કુલ્યાતી મુક્તિ જગતમાં નહી થાય એમ વર્તણુંક કરાવવાનો છે. ઉપર જે ખુનોની વીગત આપી છે તેની ઉપરથી ખુનનો નાશ થાય એમ જે જવાબમાં કહે છે તેનો અર્થ હવે સમજી શકાશે.

**નોંધઃ**—દાદેસ્તાનની આટલી વીગતમાં ત્યારે કોમી કે પરકોમી **રખાત** અને રખાતોને રાખનારનો કાળામાં કાળો ચીતાર છે.

## હવે ૯ થી ૧૬ વાકયો લગીમાં મઝદયસ્નિ મઝદયસ્નિ વચ્ચેના અનીતીના ખરાબ વહેવારનો અને તેથી પરાગંદે થતા ખુનનો-હરામ ફરઝંદનો ચીતાર આપે છે.

**૯ મું વાકય:** વળી એક એ કે એવું બને કે તે હરામ સંજોગથી હમેલદાર થાય.

**૧૦ મું વાકય :** અને તે પારકા મર્દની શીખવણી મુજબ તે હમે-લદાર હાલત છુપાવીને તેથી જન્મનાર બચ્ચાંને મારી નાખે.

**ઉપરની બાબદો માટેની હકીકતી સમજ:**-હયાં દસ્તુર માનુશચહેર કહે છે કે હરામ દલ્લિતનું બચ્ચું મઝદયસ્નિ માતાનું 'અધરી' એટલે ખરા મઝદ-યસ્નિપણાની ઝમક બતાવે નહી એટલે મઝદયસ્નિ દીનની દુશમનીજ તેનાથી થાય. હરામ સંજોગથી હમેલ થવાનો અર્થજ એવણ સાહેબ એવો કરે છે. હરામ સંજોગથી હમજીનસ ઓરત હમેલદાર થાય એમ કહેવું અને ખરા મઝદયસ્નિ-પણાને ધા કરવા, દીન-દુશમનની કરવી, દીનની ઓકાદ ઓલાદ બગાડવી એમ કહેવું બધું સરખુંજ છે. પોતાની કોમને લગતી બાઇના હમેલને મારવો કે બીજી વર્ણના હમેલને મારવો તે ખુન કહેવાય કે જે મરગરજાન ગુનાહ છે, જેથી દીન દુશમનીજ થાય. જે કોઇ માણસ હમકોમી બાઇ સાથના હમેલને તોડે, એવી જે કોઇ બાઈ હમેલ તોડાવે તેથી દીન-દુશમનાઇ થયલી કહેવાય. તેઓથી કદીબી દીનને કે કોમને ફાયદો થાયજ નહી. ત્યારે દસ્તુર માનુશચહેર કહે છે કે હમેલદાર બચ્ચાંને મારે તેમાં એવણ દીનની અને કોમની દુશમની થવાનો ભેદ જોય છે. હયાં હમ જીનસની બાઈ સાથની અનીતી કહી છે.

**૧૧ મું વાકય:** વળી એ કે એવું બની શકે છે કે હમેલદારીની હાલતમાં પારકા મર્દથી મેલાપ કરવું થાય.

**૧૨ મું વાકય:** અને તે મેલાપ કરવાથી તેના પેટમાં જન્મ આપનાર બચ્ચું જે છે તે મરણ પામે.

હકીકતી સમજ :—હયાં છીનાલ બાઈની જાનની બદખસલતી જણાવી છે, કે એક છીનાલ હમેલદાર હોય છતાંબી છીનાળવું કરાવેજ. ઉપર ૮ મા વાકયમાં જે કહયું છે તેજ મુદદો લાવીને ફરીથી કહે છે કે તેવું છીનાલવું કરાવવે તેનો હમેલ મરી જાય એટલે એમ કહેવા માંગે છે કે છીનાલથી દીન-દુશમનીનાજ કામો થાય દીનદોસ્તીનું કે કોમ દોસ્તીનુ થાયજ નહી.

**૧૩ મું વાકય:** વળી એક એ કે એમ બની શકે કે એવા મેલાપથી હમેલદાર થાય.

**૧૪ મું વાકય:** અને લાજ અને ધાસ્તીને લીધે હમેલને છુપાવે.

**૧૫ મું વાકય:** અને કોઈ દવા ખાય, ઉપાય શોધે.

**૧૬ મું વાકય:** એમ કરીને પેટમાંના બચ્ચાંને મારી નાખે.

હકીકતી સમજ :—હયાંબી ખરાબ ઇલ્લતથી થયલી હમેલદાર બાઇને દીનદુશમની કરવાનુંજ સુજે એટલે તે બાઇ પોતાના ગુનાહનો એકરાર કરવાને બદલે છુપાવે એમ જુઠાણું મહેર દરૂજ ચલાવે અને છેલ્લે બચ્ચાંને મારી નાખે. એમ તે હાલતને છુપાવે તેમાં મહેર દરૂજ થાય અને બચ્ચાંને દવાથી મારી નાખે તેમાં મરગરજાન ગુનાહ થાય. એટલે કહે છે કે એવી બદ ઇલ્લતથી દીનને કે સમાજને ગેરફાયદા દરેક રીતના પુગે.

**નોંધ:**—આટલા લાગીમાં દસ્તુર માનુશચહેર હમકોમી સાથના અની-તીના વહેવાર વીષે અને તે વહેવારથી બુનો બગડે છે અને ફરઝંદોનો મરો થાય છે તે વિષે બોલી ગયા છે.

## પરકોમી સાથના આડા વહેવારનો બુરો ફેજ.

હવે **૧૭ થી ૨૦ વાકયો** લગીમાં પરકોમી બાઈ સાથના તેવા ગુના-હની અને તેથી જન્મતા બચ્ચાંની હકીકત વીષે કહે છે. હયાં બચ્ચાંને દીનમાં લેવું કે નહી એવું કંઇ લખ્યુંજ નથી. હયાં તો બચ્ચાંનો પોતાનો ફેરો બરબાદ થાય છે તેટલુંજ કહયું છે. પહેલવી લખાણના શબ્દ શબ્દની સમજ લેતા જઇને અંદરનો ભાવાર્થ સમજીશું. પહેલવી લખાણ એરવદ સાહેબે આપેલું છે.

(૧૭) **અયોક્ એક** (બીના અનીતીની) **દેન્મન્ અઇધ્ આવી છે**

કે **શાયત્ યહુવૂન્તન્ અઇઘ્** એમ કદી બની શકે કે **નીશ્મનઇ અન-અઇર્ અચુપ્ અક-દીન્ પવન ઝક્ મર્જીશ્ન અપુરતન્ યહુવૂનેત્** ઇરાની બીજ નહી રાખનારી બાઇ-એબીઅલ દેવયસ્નિ ઓરત તે બુરા કર્મથી ગર્ભવંતી થાય. **ફ્ન્જન્દ ઝર્હુનેત્** બચ્ચાંને જન્મ આપે, **પુર્નાએઇહેત્** તે બચ્ચું મોટું થાય. **પવન્ ફ્ન્જન્દ ઇ શોએ ઇ નીશ્મન્ અશ્નાકીહેત્** તે બચ્ચાંને અનીતીવાળી બાઇનો ધણી જે અક દીનનો દેવયસ્નિ છે તેના બચ્ચાં તરીકે ઓળખાવે. એબવાળા અને **અન્ અઇરી** ઇરાની આર્યન નહી તેવા સાથે અને **અક** એટલે બુરી દેવયસ્નિ સાથે તે બચ્ચાંને રાખે એટલે તે બચ્ચું તે બુરા દેવયસ્નિ સાથે પળાય. (એમ જ્યારે થાય ત્યારે) **ઝક્ અવારૂન્ મર્જીશ્નીહુ મર્જીનીતાર્** તે બુરૂં કર્મ કરનાર અનીતીવાળો શખ્સ (તે અઇરિ ચીથ્રનો એટલે ઇરાની છીનાલવો) **અએતૂન્ આસ્તારેમંદ ગેરાન્ વનાસ્** નીચે પ્રમાણેના ગુનાહમાં ખરડાઈ જાય છે ગુનાહગાર ઠડે છે. **ચીગૂન્ મુન્ નપશ્મન્ ફ્ન્જન્દ મિન અઇરીહુ વ વેહદીનીહુ બનાવલ્ અન્-અઇરીહુ અક-દીનીહુ યદરૂન્ત્** જેમકે તે (છીનાલવો) પોતાના ફરઝંદને '**અઇરીહ**' એટલે પોતાની મઝદયસ્નિ અને સ્પેન્ત આરમઇતીના ગુણોવાળી રાહે રાસ્તીવાળા ઇરાની **એરીઅન** તરીકેની વર્ણમાંથી એટલે બરજીસી મઝદયસ્નિ વર્ણ જે ભલી દીનને માટેની છે તેમાંથી, '**અન્-અઇરી**' આર્ય તરીકેની નહી હોય બરજીસી નહી હોય અને દેવયસ્નિને લાયકની હોય તે તરફ, તે ફરઝંદને લઇ જાય છે. (એટલે તે માણુસ પોતાનું બુન પારકી વર્ણની ઓરતમાં નાખીને તે પોતાના બુનની બરજીસી વર્ણને બીજી વર્ણમાં ઉતારી નાખે છે જીરમ ઉતારી નાખે છે).

**વનાસ્ ઇ પવન્ અપૂર્નાઇક્ બએન્ અપુર્નાઇકીહુ વાદુનેત્ પતશ્ વનાસ્કાર્**. બચગીની હાલતમાં બચગીને લગતા ગુનાહો જે બચ્ચું કરે તેમાં તે છીનાલવો બાપ ગુનાહમાં સામેલ થાય છે. **વ પવનિચ ઝક્ ઇ બએન પુર્નાએઇહુ વાદુનેત્ લેવતમનેશ્ હમવનાસ્** અને વળી મોટી ઉમ્મરમાં જે ગુનાહ તે કરે તેમાંથી તે છીનાલવો બાપ ગુનાહમાં સામેલ થાય છે. **વ હતચ્ ઝક અપુર્નાઇક્ મર્ગીનેત્ વ પવન્ મયા વ વારાન્ વ આતાશ્ વતારીહેત્ વ બએન્ દમીક્ ઇ હુદહાક્ નિકાનીહેત્ હમ વદમન્ ઇ અવારૂન્ મર્ગીનીતાર્ અન્બીન-કન્તારીહુ રાએ પતશ્ એરન્ગીક્** જો તે બચ્ચું બાલી હાલતમાં મરી જાય (યા તેને મારી નાખે ?) (તેની લાસ) પાણી વરસાદ આતશને અભડાવે

(આલંગી જાય) અને ભલી પેદાશની જમીનમાં દટાય. (તેને તે દાટે?) તે બચ્ચાંને નહી દેખીતું કરનાર એટલે મારી નાખનાર તે ગુનાહગાર છીનાલા બાપને તે બધાના દોષો આઝાબો લાગે. અથવા એમબી તરજુમો હોય કેઃ તે બચ્ચાંના નહી દેખીતા થવાથી યા મરવાથી (અને આતશ-પાણી વરસાદને અભડાતોવાળા કરીને જમીનમાં દટાવાથી) તે બધાનો આઝાબ તે ગુનાહ કરનાર છીનાલવા ઇરાની બાપને લાગે. હયાં તે બાપ બચ્ચાંને મારે છે યા બચ્ચું કુદરતી મરી જાય છે તેની ઇબારત ગુચવણ ભરેલી છે.

ત્યારે ઉપલા ૧૭ થી ૨૦ વાકયોના લખાણમાં તો કહે છે કે અનીતી કરનાર પોતાના અઇરીચીથ્રને એટલે બરજીસ વર્ણના અને મઝદયસ્નિ દીન પાળવા લાયકના ચીથ્રને, તે ચીથ્ર-બુનમાંથી ઉગતા ફરઝંદને તે વર્ણમાંથી એટલે બરજીસી જીરમમાંથી ઉતારી પાડી મઝદયસ્નિ દીનની બહાર ફેંકી દે છે. પરકોમ સાથે વ્યભીચાર કરનારના ફરઝંદો વર્ણ જીરમ ઉતરી પડી દીનની બહાર ફેંકાય એમ કહે છે.

**હયાં તે બચ્ચાને દીનમાં લેવું કે નહી તેવી કંઇબી હકીકત છેજ નહિ. વર્ણ ઉતરી પડીને દીનમાંથી બહાર ફેંકાયલા તે બચ્ચાંને દીનમાં લેવું કે નહિ, જો લેવું હોય તો તે કઇ રીતે લેવું, એવું કશુંબી ત્યાં લખેલું નથી.**

## પોતાની જાત સાથે આડા વહેવાર રાખીને થયલા ફરઝંદને નહી પાળવાનો, તેનો ઇનકાર કરવાનો ગુનાહ-નહિ ઇનકાર કરવાની ખુબી. એવા વહેવારના બચ્ચાંમાંથી ખાનદાની નીકળી જાય છે તે ઉપર.

**૨૧ મું વાકય:** જો ભલી દીનના મર્દ ઓરત બુરી રીતે સંભોગ કરે અને જનાકારીને લીધે ફરઝંદ જન્મે, તે ફરઝંદ ઉમરે પુગે, અને પછી જો તે શખ્સ તે તેનું પોતાનું કામ નથી એવું કહે, બેગાનાનું છે એમ કહે (પોતાના પેટનું નથી એમ તેનો ઇનકાર કરે) તો ઓલાદને ખરાબ કરવાને લીધે (એટલે પોતાની ઓલાદનો ઇનકાર કરવાને લીધે) અને એમ તે બુરી રીતના સંભોગથી થયલા જન્મને છુપાવવાને લીધે (એટલે પોતાની આબરૂને ખાતર જુઠ્ઠું બોલવાને લીધે) તેને ભારી ગુનાહો લાગે છે.

**૨૨ મું વાકય:** એ કામ કબુલ કરવું ખુબી સાથનું છે (એ કામ કરીને) જુઠ્ઠું બોલવું એ ગુનાહભરેલું છે.

**૨૩ મું વાકય:** વળી કહેલું છે કે જનાકારીથી જન્મેલું ખાનદાની-પણામાં નાકબુલ છે.

### મર્દના નુફતા બરબાદ કઇ રીતે જાય. ફરેશા-ગર્દ તેથી દુર જાય.

**૨૪ મું વાકય:** અને જો એવું કરાવે કે હમેલદારી નહી થાય (યાને કાઇ એવી દવા ઓરતને પાય કે જેથી તેણીનું ગર્ભસ્થાન હમેલ ધારણ કરવાને નાલાયક થાય) તો હરએક મરતબે (મર્દને) પોતાનો નુફતો-મની-શોશર બરબાદ કરવાને લીધે-તે કામને વીષેના અવસ્તા નહી ભણાઇ શકવાને લીધે બે તનાપુર (ગુનાહ થાય) છે કે જે (બે તનાપુર) છસો સ્તેર છે. વળી તે ઓરતને બે તનાપુર અને મસ્વરત કરનાર (દવા લાવી આપનાર) ને તથા મદદ કરનાર (વૈદ)ને તેની બરાબર.

**૨૫ મું વાકય:** જો મર્દ વગર (જનાકારી કરનાર મર્દને ન જણા-વતાં) ઓરત જો એ ગુનાહ કરે તો મર્દ બે તોજેશ છે. (યાને તેને તેટલો ગુનાહ લાગુ પડે નહી, જો કે અનીતીનો ગુનાહ તો લાગેજ. પણ મર્દ ઓરત બેઉના નુફતાઓ બરબાદ કરનાર દવાદારૂ લેવાનો ગુનાહ તે મર્દને લાગે નહી).

### કુકર્મ પછી તેવી અનીતીવાળું હમદીન જોડું બીજા પાસે પાણી નખાવીને નાહે-પોતે પાણીને અડે નહિ એ માટે.

**૨૬ મું વાકય:** અને જો પોતાનું અથવા તે જીઆંગાર ઓરતનું આલુદગીભરેલું બદન કાયદાસર બીજા શખ્સથી ધોય (યાને બીજા તેઓને નહવડાવે, પાણીને વાસણને તેઓ અડે નહી) તોપણ દરેક મરતબે (દરેક કુકર્મ વખતે) તે જીઆંગાર ઓરતના પોતાના બદન ઉપર આલુદગી લઇ જવાને લીધે (એટલે દરૂજીએ બુઝીનો પાસ રહેવાને ધાધે) ૫૦ સ્તેર (ગુનાહ) છે-તેમ (કુકર્મથી) પોતાના શરીરને આલુદગી કરવા માટે (એટલે દરૂજીએ બુજી થવા માટે) પચાસ સ્તેર (ગુનાહ છે).

### જો કુકર્મ પછી તેઓ (હમદીન જોડું) પોતે પાણીને વાસણને અડીને નાહે તે માટે.

**૨૭ મું વાકય:** અને જો પોતાની અથવા તે જીઆંગાર ઓરતની આલુદગી (દરૂજીએ બુજી) પાણીથી ધોય (યા પોતે જાતે નાહે) તો દરેક કુકર્મ વખતે ૩૦૦ સ્તેર (ગુનાહ) છે.

## તે જોડામાંની બાઇ પારકી હોય તો ઉપરના ૨૬–૨૭ માંના સંજોગો માટે કેટલો વધુ ગુનાહ.

**૨૮ મું વાકય:** જો ઓરત બદદીન જુદદીન હોય તો (ઉપર) લખેલા ગુનાહો વતરેગે, તે ગુનાહના ઉમેરા તરીકે—જુદદીન ઓરતથી • મેળવેલી તે બુરી રામસ્નીને લીધે પચાસ સ્તેર ગુનાહ છે.

**૨૯ મું વાકય:** અને તે પછી (કીધેલો) બીજો ગુનાહ અથવા ગુનાહથી ગુનાહ (વધેલા ગુનાહ) અતીસ્ય અને ઘણોજ ભારી છે. તેનું પેવંદ (સંબંધ) છેક **'અન આપુહલગાની'** પુલ નહી પસાર કરી શકાય એવી હાલત (તનાસકો) લગી છે.

**૩૦ મું વાકય:** તે ઉપરથી તે (શખ્સ) ભયભરેલો આલુદગીવાળો થાય છે.

## માનુશચહેરની એ ગુનાહો બાબેની પ્રાયશ્ચિતની સલાહો.

**૩૧ મું વાકય:** પ્રાયશ્ચિતને વાસ્તે, મારી ચાહવા સાથનો પસ્તાવો કરવો.

**૩૨ મું વાકય:** તે પસ્તાવો કરવા પછી ભારી અસ્રુસ્તી (નાફરમાની ગુનાહ)થી પાછા ફરવું.

**૩૩ મું વાકય:** અને દરેક મરતબે એ બદકારી જે કીધેલી હોય તે ગુનાહોની ગુજારેશ કરવાને વાસ્તે દીનના બુઝોર્ગ કાયદા મુજબ ઘટતી રીતે, અને ફરઝંદની ઉમેદથી પોતાની મોહરદાર સાથે હકદાર સંબંધ કરવો અથવા બીજાઓ (જેઓને બનાવ નહી હોય તેઓ)નો કરાવવો.

**૩૪ મું વાકય:** ભારી ગુનાહથી ધરાવેલા ભયને લીધે ભલી દીનનાઓના બચ્ચાં કે જેઓને દુધ આપનાર કોઈ નહી હોય તેઓને ઘટતી રીતે ધવડાવનારીઓ પાસે ઉધરાવવા.

**૩૫ મું વાકય:** વાલી વગરના બચ્ચાંઓનું વાલીપણું કરવું.

**૩૬ મું વાકય:** જેઓની પરવરેશ નહી થતી હોય તેઓની પરવરેશ કરવી.

**૩૭ મું વાકય:** દીનના કાયદા મુજબ પેદાયશની પરવરેશ કરવી.

**૩૮ મું વાકય:** બુરી ખસલતના મર્દ ઓરતને, શીખામણ બક્ષેશ આપીને અથવા ધાસ્તી ભય દેખાડીને અથવા કોઇબી ઉપાય કરીને તે બદ ખસલતથી અને બુરા તરીકાથી પાછા ફેરવવા.

**૩૯ મું વાકય:** ખેતુઓદાદ તથા પોતાની નઇઅતે તમામ દીનને લગતા કામો અને દુવાઝદેહ હમાયસ્ત અને પાણીઓની આરાધના તથા આતશોના 'જોરો' ફરમાવીને કરાવવા.

**૪૦ મું વાકય:** ભલી દીનનાઓને માથેના સંકટો દુર કરવા અને તેઓને બુરી દીનના થવાથી પાયદાર રાખવા (સંભાળવા).

**૪૧ મું વાકય:** અને જેમ ઉપાય થાય તેમ તે ગુનાહોની ગુઝારેસ્ન કરવી એ (રૂવાનને) વધારે મદદે આવનારૂં છે.

માનુશચહેરની આ પુરશેશ અહિંયાં પુરી થાય છે. હવે આ લખાણ ઉપરની શરેહ હવે પછીના વજરકર્દ દીનીના દ્રષ્ટાંટ આપ્યા પછી કરીશું.

## 'વજરકર્દ દીની' કેતાબ સફે ૫૬: એરવદ સાહેબે બતાવેલી શહાદત.

એક (બાબદ) આએ છે કે કોઈ બેહદીન મર્દનો જુદદીન ઓરત સાથ સંબંધ થવાથી (તે ઓરતને પેટે) છોકરો જન્મે તો તે બાપની ફરઝ છે કે મોહબત સાથે તે છોકરાની પરવરશી કરે અને (તે છોકરો) **આખરૂ મિન્ હપ્ત્ શન્ત્ બના ઝક મદમ દીન્ મહેસ્ત અસ્તોબાન્ વાદૂનેત્** સાત વર્ષનો થયા પછી મઝદયસ્નિ દીન ઉપર તેને ઉસ્તવાર કરે. **વ શપીક્ વ કૂસ્તીક્ બના યહબૂનેત્** અને સુદરેહ કુસ્તી તેને આપે (પહેરાવે) **વ મિન ચબ્ન વ ખાસ્તક ઇ અબૂ પવન્ ઝક્ પુસર બહર-ઇ અરકુનેત** બાપની મીલકત અને દોલતમાંથી તે છોકરાને હીસ્સો બક્ષે. **વ હત અબૂ પુસરી ઝકાએ બઇન ગેતી લા યખ્સૂનેત** અગર જો તે મર્દનો બીજો કોઈ છોકરો દુન્યામાં હૈયાત નહી હોય તો **બના પવન્ ઝક્ બેન્મન્ આખરૂ મિન્ ઝક્ અમત બઇન દેન યાતૂનેત્ પુહલ-વઝાર વઝ્ લૂન્તન તોબાન.** પેલો છોકરો દીનમાં આવ્યા પછી તેનેથી તે બાપ પુલગુઝાર થઇ શકે.

## દાદેસ્તાને દીનીકની ૭૭ મી પુરસેશ અને વજરકર્દ દીનીની શાહાદતની ઉપર શરેહ અને સાર.

હવે આ બે દાખલાઓ (૧) દાદેસ્તાને દીનીકની ૭૭ મી પુરશેશનો જવાબ જે રદ ઉસ્તાદ દસ્તુર માનુશચહેર આપે છે તેનો દાખલો અને આ વજરકર્દની કેતાબમાંના આ દાખલા ઉપર શરેહ કરીએ. આ શરેહ હમોએ જે શરેહ વંદીદાદ હા ત્રીજા માટે કીધી છે તેનાજ સંબંધની તેના વધારા યા ઉતારા તરીકેનીજ છે.

આપણે દસ્તુર માનુશચહેરના ૧૭ મા વાકયમાં જે વાંચ્યું તેનો તાત્પર્ય આ છે કે પેલા અનીતીએ ચાલનાર બહેદીનનું અનીતીવાળી પરઓરતને પેટનું બચ્ચું તે બેહદીનના અનીતીની વાસ્નાવાળું શરીર જે અનીતીથી અભડાયું છે તે શરીરમાંના મંદ પડેલા અઇર્ય ચીથ્ર એટલે ઈરાની મઝદયસ્નિવાળું બુનક જે પરઓરત સંગથી તે ઓરતની અનઆઇર્ય ચીથ્રથી વાસ્નાથી બદલાતું જઇને ખુદ અનઅઇર્ય થતું રહે છે, તેવા તે બુનમાંથી પેદા પડે છે. એમ તે બચ્ચું ઈરાની મઝદયસ્નિપણાવાળી–તેવી બુનકની ગતી રાખનારી મની શોશર જે પરઓરત સંગથી તે ઓરતના ગર્ભસ્થાનમાં પડે તે ઓરતના અનીતીપણાથી બદલાઇને ખુદ અનઅઇરી તરીકે એટલે પરજાતની રીતની થઇને બદલાઈ રહે છે, તેમાંથી પેદા પડે છે. આથી તે બચ્ચું કેવળેજ મઝદયસ્નિ કહેવાય. માનુશચહેર કહે છે તે બચ્ચાંને તે બેહદીન ગોયા મઝદયસ્નિપણામાંથી હલકી વર્ણમાં વટલાવી નાખે છે. દસ્તુર માનુશચહેર એવા તે પરવર્ણમાં વટલાઈ જતાં બચ્ચાંને એટલે અઇર્ય ચીથ્રમાંથી અનીરી ચીથ્રમાં બદલાઈ જતા બચ્ચાંને એટલે અઇર્ય ચીથ્રમાંથી અનઅઇર્ય ચીથ્ર તરીકે થઇ જતા બુનમાંથી પાકતા બચ્ચાંને અસલ બાપ જેવું અઇર્ય ચીથ્રનું કરવા માટેની રીતીઓ હસ્તી ધરાવે છે કે કેમ અને જો હસ્તી ધરાવતી હોય તો તે રીતીઓ કઇ છે કેવી છે કેટલી છે તે બધા વીષે જરાબી કંઈ ઇશારો વટીક કરતા નથી. તેવો જો સવાલ પુછયો હતે તો તે બધાની સમજ તેવણ આપતેજ. પણ તે બેહદીન સાહેબે એવો સવાલજ પુછયો નથી. પણ દસ્તુર માનુશચહેર ૨૩ ના વાકયમાં વધુમાં એમ કહે છે કે એવા અનીતીના સંબંધથી થયલા છોકરામાં ખાનદાની રહેતી નથી. એટલે બુનક પાસબાનીનો ઝલ્વો તેઓમાં રહેતો નથી એટલે તે બચ્ચું ખાનદાનને દીપાવે તેવું રહેતું નથી. માટે ખાનદાનની અસકયામત સાથે તેનો સંબંધ ઘણો રહેતો નથી. એવા ફરઝંદો દીન કે દુન્યાને જેબ આપે તેવા થતા નથી. એરવદ અંકલે-

સરીઆ આ માનુશચહેરના જવાબમાંથી તક કાઢે છે કે જ્યારે એવણ એમ કહે છે કે તે અનીતીનો બેહદીન પોતાના અશરીના ખુનને અનઅશરીનું કરી નાખે છે તો પછી વાજેબ છે કે તે બચ્ચાંની નવજોતી કરે કે જેથી તે બચ્ચું પછી અશરીનું થાય. એતો એક આ એરવદ સાહેબની તર્ક થઈ તે ખરી હોય કે ખોટી તે તો આપણે બહેસ્તમાં ગયલા દસ્તુર માનુશચહેરને પુછીએ ત્યારેજ માલમ પડે. પણ એરવદ સાહેબે જે વજરકર્દ દીની નામની કેતાબનો દાખલો આપ્યો છે તે તો તે બચ્ચાંને દીનમાં લેવાને સીધી હીમાયત કરે છે. આ હીમાયત જેવીજ તર્ક એરવદ સાહેબ માનુશચહેરના જવાબમાંથી કાઢે છે.

હવે હમારા વંદીદાદની ત્રીજી પરગર્દના લખાણમાંના ખુનની વીગત વાંચશો તો માલમ પડશે કે તે પરઓરતના ફરઝંદમાં બાપના ખુનકની અશર્ય ચીથ્રની વજે માતાના અનઅશર્ય પોષણમાંથી ઢંકાઈ જાય છે. કદીમ ઇરાનમાં દીનમાં લેવા માટેના ત્રણ વર્ગોના ત્રીજા વર્ગમાં આવાઓ આવતા હતા. તે ફરઝંદમાંના દબાયલા અશર્ય ચીથ્રને પેલી માતાના અનીરીના એટલે અશર્ય-ચીથ્ર વગરના પોશણમાંથી છોડવવા માટે તે વખતે ક્રીયાઓ હતી અને તેવાઓના સંસાર ચલાવવા માટેના ખાસ કાયદાઓ હતા. આવા ખાસ કાયદા તેવાઓ માટે આપવાનું કારણ શું હશે તેનો ભેદ દસ્તુર માનુશચહેરે ખોલેલો છે, કે એવાઓમાં ખાનદાની રહેતી નથી; એટલે ખરા ઇરાનને એટલે મઝદયસ્નિ ઝરથોસ્તિપણાને—આરમઇતીની ખસલત–ગુણોવાળી શકિતઓને દીપાવે તેવા ઝમકવાલા, ઉપર કહેલા ઇરાનને રાખે તેવી શેહજોરીવાલા તેઓ રહેતા નથી. આવા વર્ણશંકર બચ્ચાંને ઝરથોસ્તી વર્ણમાં શહેનશાહતના વખતોમાં કઇ રીતે લેતા હતા—લેવા માટેની રીતી શું હતી તેને માટે નીચલી વીગત આપી છે.

આવા ફરઝંદોને **સીશોઇ**ની ક્રીયામાંથી એકથી છ બરસ્તુમ લગીમાં ચલાવતા હતા. જો તે ફરઝંદની પરજાતની ઓરતને તે બેહદીન ધણી દીનમાં લઇને પરણ્યો હોય તો પછી તેવાના ફરઝંદને એક બરસ્તુમ કહેતાં છ મહીના લગી સીશોઈની ક્રીયામાંથી ચલાવતા હતા. કદીમ ઇરાનમાં **આમ વર્ગ** કદીબી પરઓરતને પરણતા હતાજ નહી, માટે પરઓરતને દીનમાં લેવાનું જરાબી હતું નહી. પણ શાહોના બાબમાં અમુક રાજદવારી ગુંચોને લીધે એમ થતું હતું. એમ ત્યારે પારકી દીનની બાઇઓ દીનમાં આવી હોય તેવા દાખલાઓ આંગળી ઉપર ગણાય તેટલા છે. આ બાઇને દીનમાં લેવા તેણીનેબી સીશુઇ-

માંથી ચલાવતા હતા અને પછી નવરાત્રીના નાહનોમાંથી ચલાવતા હતા. તે કદીમ જમાનામાં દીનની હાલત ઘણી દરસ્ત હતી. મોટા દીન-દસ્તુરો અને મગવ અંજુમનો જાહેરમાં હતા. જેઓની દસ્તુરીનું ચલણુ કહેતાં જેઓની દીન માટેની દોરવણી, શાહની જાહેર કારોબારની રાજગીરી સાથે હાથમાં હાથ મેળવીને ચાલતી હતી. તે વખતે બધું દીનના કાયદા પ્રમાણેજ થતું હતું, માટે દીનમાં લેવા માટેની રૂઢી માટે કોઇનેબી જરા શક કે સંદેહ રહેતોજ નહિ.

આજે તો જેઓ જુદદીનોને દીનમાં લેવાની હીમાયત કરે છે તેઓ ઉપરના મામલાથી ઉલટાજ છે. તેઓ દીનની યસ્ન-પાવમહેલ અને તેના અધીકારને માનતાજ નથી. પાવમહેલની હસ્તી, તેની પવીત્રાઈ, તેનો મીનો સાથનો સંબંધ, તેના પાવીકતોની તલેસમો, તે તલેસમોને સહીસલામત રાખવાના કાયદાઓ વીગેરે કંઇબી માનતાજ નથી. દીની દુરૂજ પરહેઝ તરીકતો, દુર બેસવાની પરહેઝી, સરબંદીની અગત્યતા, શરીરના બાલને કાયદેસર રાખવાની અગત્યતા, મોબેદ સાહેબોને દાઢી વીગેરે રાખવાની અગત્યતા, નીરંગની અગત્યતા, નીરગ દીનની ક્રીયા, નીરંગ દીનનો નીરંગ, નવજોતના કાયદાઓ જેવાકે સાતથી અગીઆર વર્ષેજ નવજોત થાય-એવું કંઇબી આ સાહેબો માનતાજ નથી અને માનવા માંગતાજ નથી. એમ છે માટેજ આવા સાહેબોની દીનમાં લેવાની હીમાયત સામેનો વીરોધ દીન પર દીન વધતોજ જવાનો કે જેનો છેડો આવશેજ નહી. કેમકે મીયાં અને મહાદેવ બેઉને મેળવી શકાય એમ નથી. રેવાયતોમાંની મુળ અગ્રપદની માતુશચહેરની રેવાએતનો જવાબ શું કહે છે અને વજરકર્દની કેતાબ શું કહે છે અને આ સાહેબ શું કહે છે. તે આગળાઓ અને આ હાલનાઓ વચ્ચે આસ્માન જમીન જેટલું છેટું છે; છતાંબી તે આગળાઓની શહાદત હાલનાઓ લાવે છે. એબી આજના હાશેમી જમાનાનો રંગજ છે.

રખાત તરીકેની પરઓરતના મઝદયસ્નિ ફરઝંદના અઇરયીશ ઉપર અને તેના આતરે વોહુ-ફ્રયાન ઉપર આઝાબ રહે છે. આવી બાઇઓના અઇરયીશ ઉપર અને આતરે વોહુ ફ્રયાન ઉપર આઝાબ પડેલા ફરઝંદમાંથી તે આઝાબને ઉંચકવા છ બરસ્નુમ એટલે ત્રણ વરસ લગી તે ફરઝંદને સીશોઇની ક્રીયામાંથી ચલાવીને પછી કાયદેસરની નવજોત ખુપના સાહેબોથી કરાવતા હતા. આ વખતે તે ખુપના સાહેબનું નાહન તુટતું હતું. માટે તેવણને ફરીથી નાહન લેવું પડતું હતું. પછી તે બચ્ચાંની નવજોત કરીને છ છ મહીને નવ રાત્રીના નાહનો આપતા હતા. આવા બચ્ચામાં ખાનદાની નહી હોવાને લીધે તેઓના વર્ગ માટેના નોખા

દરેહમહેરો-તેમ દોખમાઓ રહેતા હતા. આજે તો દરેમહેર જાણીતી છે. પણ ઘણા આગળા જમાનામાં દરેઆવાં-દરેબહેરામ એમ અનેક દરેહો રહેતી હતી. જે બાઇ જે કુદરતી વર્ણની હોઇને દીનમાં આવી હોય, તેને માટે તે વર્ણને લગતા સૈયારાની દરેહો ઉભી કરવામાં આવતી હતી. હખમની શહેનશાહતને છેડે જ્યારે સીકન્દરના જમાનામાં ઘણા મોટા એવા ફેરફારો થયલા હતા ત્યારે એવી દરેહો ઘણી થયલી હતી. આ દરેહો અસ્કાની જમાનામાં જાએજ હતી. આ દરેહોનો વધારો અસ્કાની જમાનામાં તે વખતના ગ્રીકોના અભડછેડથી થયલો; એટલે તે ગ્રીકોને દીનમાં લેવાની પડેલી ફરજથી થયલો હતો. આ બધી દરેહોને સાસાની શહેનશાહ અરદેશીરે રદ કીધી હતી. કેમકે ત્રણ પેઢીઓ પછી તે વર્ણશંકરો એટલે અસ્કાનીઅન જમાનના અને સીકન્દરના વખતના દીનમાં આવેલાઓ ખરા મઝદયસ્નિ ઝરથોસ્તિ થઈ શકેલા હતા. એમ ત્યારે દીનમાં આવેલાઓના ત્રણ વર્ગો હતા. ઉપર કહેલા રખાતના તેમ અન્ય વર્ણના દીન ઉપર ફેદા થયલાઓ ત્રીજો છેલ્લો વર્ગ કરી જીંદગી ગુજારતા હતા અને અમુક પહેડી પછી વર્ગો કુદાવી અનજુમનમાં એક થતા હતા. તે દીનમાં આવેલાઓ ત્યારે ઝરતોસ્તી અનજુમનની સાથે તેમ નોખા રહીને વધતા હતા. સીરફ નવજોતી કીધી તેથી કંઇ તેવા બચ્ચાંનું અધર્યચીથ્ર ખીલી શકતું નથી. આજે સાંજે નવજોત કરે, નવજોત કરનારાના ઠેકાણા હોય નહી અને કાયદેસરના નાહનના નાહવાના ઠેકાણા હોય નહી, તેવા વખતે આવી જાતના બચ્ચાંમાંનું **અધર્યચીથ્ર** ખીલતું નથી અને તેઓ દીન ઉપરની ફેદાગીરી કુદરતી રીતે બતાવી શકતા નથી. એવા બચ્ચાંઓથી તે તે ખાનદાન પોતાની આગળી ઇજ્જતમાં આબરૂમાં ઉતરી પડે છે. નવજોત કરવી કરીને આજનું બોલવું અને અગાઉના બોલવામાં આસ્માન જમીન જેટલો ફરક છે. અગાઉની નવજોત કરવી-સુદરેહ કુસ્તી પહેરાવવો તેમાં હમો ઉપર કહી ગયા છીએ તેવી બધી સીશુઇની રીતીઓ-ખરી સહવારની ખુપના સાહેબો મારફતે થતી નવજોતો અને પછીના નેહશબવાલાના નાહનો-આ બધું આવી જતું. આજની નવજોતી તો ખરેજ નવજોતીના નામનીજ એક ફારસ જેવીજ છે જે ઉપર વધુ બોલવામાં કંઈ માલ નથી કેમકે તેથી કંઇ ફાયદો થવાનો નથી.

## કીયા માટેના ફરમાયશને થવા માટેની સમજ.

વજરકર્દ દીની કેતાબમાં આપણે વાંચ્યું કે તે બચ્ચું નવજોતી પછીથી બાપના પાલક તરીકે થઇ શકે અને કીયાઓ કરવાની ફરમાયેશને થઇ બાપને

પુલગુઝાર કરાવી શકે. ક્રીયાઓ જે થઈ રહે છે તેના દીબાચામાં શું કહે છે? બધી ક્રીયાઓના તે દીબાચામાં આવા મુરાદી મીથ્રો-દુઆઓ આવે છે કે:

**'હુમત-હૂખ્ત-હુવર્‌શ્ત-હુમનશ્ને, હુગવશ્ને, હુકુનશ્ને, નામ-ચેશ્તી અનઓશ રવાંન્ રવાંન્ ઇ (ફલાન-ફલાન) અએદર્ યાદ્ બાદ્. ફરમાયશ્ને (ફલાન ફલાન બહેદીન) માજદયસ્નિન બેરસાદ્. નીરંગ ફીરોઝગર બાદ..............ઇન ક્નૂમઇને ફલાન ફલાન યઝત બેરસાદ...........અઝ હમા પદીરફતાર બાદ........... નામ ચેશ્તી અનુશેહ રવાન ઝાદાન ફરરોખતુમ.............. અનુશેહ રવાંન રવાંન ઇ ઝરથુશ્ત્ર સ્પિતમાન અષો ફરોહર અએદર યાદ બાદ... ........અનુશેહ રવાંન રવાંન ઇ (બહેશ્ત બહેરેહ ફલાન બીન ફલાન) અએદર યાદ બાદ. હમા ફ્રવષ-ઇ અશોઆંન્ અયોકર્દઇહા ચેહારૂમ દહુમ સીરોજ સાલ-રોજ અજ ગયોમર્દ અંદા સઓષ્યઓસ્ અએદર્ યાદ્ બાદ્. હસ્તાંન્ બુદાંન્ બેદાંન્ જાદાંન્ અજાદાંન્ આ-દહી ઉજદહી દહમ નર્ નારીક્ અવર્નાઇ પુર્નાઇ હરકે અવર્ ઇ જમીન્ પખઇરિ ઉ વેહદીની ગુદારાન્ શુદ્ હસ્ત્ હમા ફ્રવષ્ અશોઆંન્ અયોકર્દઇહા એજ ગઓમર્દ અંદા સઓષ્યઓશ અએદર્ યાદ્ બાદ્ ............**

તરજુમો:—

| | |
|---|---|
| હુમત=યઝતોની મનશ્ની અષવનોની મનશ્ની જેથી હસ્તીનું જગત થઇને ટકી રહે છે | યઝતો કરે છે તેવી રીતની |
| હુખ્ત=યઝતોની ગવશ્ની પરમ સત્ય જેથી નીસ્તીનું જગત થઇને ટકી રહે છે. | |
| હુવરશ્ત=યઝતોની કુનશ્ની રાદી કામો તરીકતો જેથી ગેતી થઇને ટકી રહે છે. | |

ભલી મનશ્ની, ભલી ગવશ્ની, ભલી કુનશ્ની જગતના લોકોમાં વ્યાપે; આ ખાનદાનના લોકોમાં વ્યાપે; ફલાના ફલાના ગુજરેલા બહેશ્ત બહેરેહ રૂવાનની યાદ હયાં થઇ રહો એટલે તે રૂવાનની યાદ થવે તે રૂવાન ઉપરનો જે કંઇ સઝાનો એઝાબ હોય તે જલ્દીથી તુટશે એમ દુઆ થઈ રહે છે તે આમીન થશે. ફલાન ફલાન મઝદયસ્નિની એટલે ફલાન ફલાન જે બુને અઇર્યચીથ્ર-વાળો છે તેની રજાચીઠ્ઠીથી હું આ ક્રીયા કરૂં છું.

આ દીબાચો ભણીને જે કશ ઉભો કરવા માગુ છું તેમાં 'નીરંગ'

એટલે કુદરત આવીને વસજો અને એમ તે કશ સાથની નીરંગ=કુદરત ઉભી થઇને આ ક્રીયા કરવાના કામમાં ફીરોજગરી આપજો. આવા ઉભા થયલા કશ-નીરંગને જોરે હમારૂં બધું અએ દાદાર તારી હજુરમાં કબુલ થજો. પેગામ્બર સાહેબનું રૂવાન જે ફ્રવષિને મળીને સંપુર્ણું થયું છે તેવણુની તેમ બીજા અશો નરોની દુઆ આ ક્રીયામાં ઉતરજો. તેઓની દુઆ હેઠળ આ ગુઝસ્તે રૂવાનને આશીશો મળજો. તે ગુઝસ્તે રૂવાનની જે યાદ અહીંયાં થઈ રહે છે તેની મતલબ પાર પડજો.

ગઇઓમર્દથી તે છેક સઓષ્યોશ લગીના બધા અશોનાંમ તબકકાના રૂવાનોને લગતી ફ્રવષિઓની યાદ, ચહારૂમના, દહમના, સીરોજના, વરસીના, રોજગારના હીંગામોની યાદ-તે બધા સામટાની યાદ અહીંયાં થઈ રહો એટલે તે બધી ફ્રવષિઓ અને તે બધા હીંગામોની મકસુદ પાર પડયાજ કરો. તે બધી ફ્રવષિઓ પોતાની હીફાજતના રૂવાનોને એજાબમાંથી છોડવે તેવી મદદ હમારા ઉભા થયલા આ કશની નીરંગથી, હમારી ઉભી થયલી આ પાવીથી, અને તેમાં થઈ રહેલા આવા બુલંદ મીથ્રોથી તેમાં ઉતરી રહેલા આશીશોથી તે ફ્રવષિઓને મળજો.

હાલ જીવી રહેલા, ભુતકાળના જીવી ગયલા ભવીષ્યમાં થનારા, જન્મેલા, પછીથી જન્મવાના, આ જગતના પેલી જગતના, દહમ નર, દહમ નારીઓ એટલે નીખાલસ પાક અશો નર-નારીઓ જેઓ દુશમનો વટીકને દુઆઓથી નવાજે છે તેઓ તેમ વળી બાલી ઉમ્મરના જુવાની ઉમ્મરે પુગેલા-આ બધાઓ જેઓ ગઇઓમર્દથી તે સઓષ્યોશ લગી આ ગેતી ઉપર **'પઅઇરી'** અઇરી ચીથ્રના થઈ, બુનકમાં અઇઅર ચીથ્રને ખીલવીને પછી ભલી દીનના થઇને ગુજરેલા હોય તેઓની ફ્રવષિની અહીંયાં યાદ થજો એટલે તે ફ્રવષિઓ તે બધાના રૂવાનોને આગળ ચલાવે.

**અહિંયાંથી શું દેખાય છે?** ક્રીયાની શરૂઆતના આ દિબાચાના લખાણમાંથી શું દેખાય છે? દેખાય છે કે જે કોઈ ફ્રરમાયશ્ને હોય તે **બેહદીન મઝદયસ્નિ પ અઇરી** હોવો જોઇએ એટલે ભલી દીનનો મઝદયસ્નિ બુનનો અઇરીચીથ્ર સાથનો હોવો જોઇએ. એમ હોય તોજ તે શખ્સ ફ્રરમાયશ્ન તરીકે થઈ શકે છે એટલે ગુજરેલાની ક્રીયા કરવાની રજાચીઠી મુબેદને આપી શકે છે અને મુબેદ તેને લેવા બંધાયલો છે. એમ ત્યારે ક્રીયા કરાવનાર જયાં લગી **અઇરી-ચીથ્ર**નો હોય નહી-મઝદયસ્નિ હોય નહી ત્યાં લગી તે ફ્રરમાયશ્ન થાય નહી અને

ત્યાં લગી તે પોતાના બાપની ક્રીયા કરાવવાનો અધીકાર મોબેદને આપે નહી. મોબેદનો અધીકાર જે તે ગુઝસ્તે રૂવાનને દુઆ પુગાડવાનો છે તે અધીકાર પાવમહેલમાં ત્યારેજ ચાલે કે જ્યારે તે મોબેદને પોતાના અધીકારને ચલાવવા માટેનો ફરમાયસ્ને-બલામણુ કરનાર રજાચીઠ્ઠી આપનાર અષ્ઠરચીથ્રનો હોય. એમ ત્યારે અષ્ઠરચીથ્રવાળાથીજ બાપનો પાલક થવાય. એક વર્ણશંકર બચ્ચામાં અષ્ઠરિચીથ્રના બહાર-ઝલ્વાનું ખીલવું ઉપર કહ્યું છે તેજ રીતે થાય કે જ્યારેજ તે બચ્ચું આઝાદ થઇને પોતાની દીન ઉપરનો હક ભોગવી શકે. ત્યારે વજરકર્દ દીનીની કેતાબમાં મઝદયસ્નિ ખુનના પણુ પરઓરતના પેટે પાકેલા બચ્ચાંને દીનમાં લઇને સુદરેહ પહેરાવવા કહે છે તેમાં ઉપર કહેલી બધી યસ્ન આવી જાય છે. ખાલી ગમે તેમ સદરો શરીર ઉપર ઓરંગાવ્યો તેમાંથી તે પરઓરતના પેટના બચ્ચમાં **અષ્ઠરી** થવાનો ભેદ ઉભો થતો નથી. ત્યારે વર્ણશંકર બચ્ચાંઓને ઉપર કહ્યું છે તેમ **દીનમાં લેવાય. પણુ તેઓ માટે અલાહેદી દરેહો અને અલાહેદા દોખમાઓ રહે.** તેઓ દીનની મ્યઝદ ખાઈ શકે. તેઓ મઝદયસ્નિ પ્રજાનો બીજો આરથીક લાભ લઇ શકે. તેઓની મરણુની ક્રીયા બધી મઝદયસ્નિ રેવાજેજ અને કુલ અંજુમન સાથે થઈ શકે. તેઓના નામો નામગ્રવહણુમાં આવી શકે. ત્રણુ પહેડી પછી તેઓની ઓલાદ મઝદયસ્નિમાં ભેળાઈ જઇ શકે.

પણુ જો આવું બચ્ચું કે જેમાં અષ્ઠરિચીથ્ર પરજાતની માયતું અનીરીનું એટલે અષ્ઠરિની હાલતથી દુરતું પોશણુ પામીને **અનઅષ્ઠરિ** થઇને બીજી દીનમાં રહીને બીજી દીનની ક્રીયાઓ પામીને ગુજર્યું હોય તો તે ગુજરનારના ખુનમાં **અષ્ઠરીચીથ્ર** રહેતું નથી અને તેની ઓલાદમાં મઝદયસ્નાનની જરાબી ખુઈ રહેતીજ નથીજ.

દસ્તુર માનુશચહેર પોતાની ૭૭ મી પુરશેશમાં જવાબમાં એમજ કહે છે કે પરઓરતના પેટમાં પાકેલો મઝદયસ્નિ ખુનનું ફરઝંદ મોટી ઉમર પછીથી પોતામાં **અષ્ઠરી** થવાનો ભેદ અને હક રાખતો નથી. જો તે પોતે તેવી **અષ્ઠરી** ગતી નહી રાખે તો પછી તેના પેટના બચ્ચાં કે જેઓબી અન્ય વર્ણની માતાનાજ હોય તેઓમાં પછી **અષ્ઠરીચીથ્ર** ક્યાંથીજ આવે.

ત્યારે દસ્તુર માનુશચહેરના જવાબ પ્રમાણે વાસ્દાના બધાઓમાં **અષ્ઠરી-ચીથ્ર** રહેતું નથી. દસ્તુર માનુશચહેર કહે છે કે જુવાન ઉમ્મરનું એટલે નવજોતની ઉમર વટાવે તેવું એટલે ઇનિઝાલ થાય તેવું એટલે પરણી શકે

તેવી હાલતનું જે કોઈ મઝદયસ્નનું પરઓરતને પેટનું બચ્ચું થાય તેમાં અહરીચીથ્ર અનીરીમાં બદલાઈ જાય છે.

**વજરકર્દની દીની કેતાબ** પ્રમાણે આવા પરઓરતને પેટના બચ્ચાંને દીનમાં કહેલી ઉમ્મરેજ એટલે સાત વર્ષની ઉમ્મરે સુદરેહ કુસ્તી આપવા. ત્યાં કહે છે કે સાતમું વર્ષ તે બચ્ચાંનું થાય ત્યારે સુદરેહ પહેરાવવો. એટલે ત્યાંબી સાતથી વધુ વર્ષના તેવા બચ્ચાંને નવજોતીમાંથી મના કીધેલું છે.

## ગુઝશ્તે જમાનાની કેટલીક હકીકતો-તેમાં સમાયલા કુદરતી ભેદો. એક નવી દીન કઇ રીતે ઉગે છે. દીનના પડવાનો અને પાછા ઉગવાની હકીકતી સમજ. મિથ્રના જરથોશ્તી થવાની વીગત.

જ્યારે સાતથી વધુ વરસની ઉમ્મરના બચ્ચાંને નવજોતીમાંથી મના કીધેલું છે તોપછી પરઓરતને કેટલાક ઇરાની શાહો પરણેલા હતા તેઓની નવજોત કઈ રીતે કયે હીસાબે કઇ સત્તાથી થઇ હશે? એવી મોટી ઉમરની કીધેલી નવજોતો નવજોતો કહેવાયજ નહી કેમકે તે બાઇઓ ફ્રમાયશ્ને થઈ શકેજ નહી કેમકે તેઓ જે ચીથ્રથી પેદા થયલા તેમાં અહરીચીથ્ર હતુંજ નહી. એવી બાઇઓ મીથ્રને કાયદેસરની મઝદયસ્નિ કહેવાય. તેઓ પોતાના ધણી ઉપરના જાનફેશાનીના મીથ્રથી અને તે ધણીના સર્વસ્વ ઉપરના જાન-ફેશાનીના મીથ્રથી-ધણીની મઝદયસ્નિ દીન ઉપરના પોતાના જાનફેશાનીના મીથ્રથી, પોતાના આતરે વોહુક્રયાનની ગતીમાં ફેરફાર કરી શકે છે. આવા ફેરફારને જોમ આપવા માટે સીશોઇની અને બીજી યસ્નો રહે છે. આતરે વોહુક્રયાનમાંના મીનોકરકોની ગતીને સચેત કરી શકાય તોપછી તે બાઇના અનાસરોમાં અઈરપણું આવતું જાય અને તે બાઇના ગર્ભસ્થાનની ગરમીની વાસ્નામાં અને તે બાઇના ખુનો કહેતાં ઇંડાઓમાં અહરનો ભેદ ઉગતો જાય. આ અહરનો ભેદ કઈ રીતે ઉભો થવા પામે તેની સમજ નીચે આપી છે.

કોઇબી ઇનસાન જો મીથ્રથી પેગામ્બરની દીન ઉપર ફેદા હોય અને રાતોદીન તે દીનની ઉપર હઝારો નેમાઝ કર્યા કરે અને તે દીન અને તે દીનના દસ્તુરો ઉપર પોતાનો જાન કુરબાન કરે તો કુદરતી કાયદે તેના આતરે વોહુ-ક્રયાનમાં આતરે મીનોકરકો સચેત થઈ શકે. જ્યારે અને જ્યાં આતરે મીનોકરકો સચેત હોય થાય ત્યારે અને ત્યાં કવએમ ખરેનો આકર્ષાય. જ્યારે કવએમ ખરેનો તે આતરે મીનોકરકોની સચેતીવાળા વોહુક્રયાન તરફ આકર્ષાય

ત્યારે મઝદયસ્નિપણું તેનામાં આવતું જાય; અને તેના અનાસરોમાં **અઇરને** ભેદ જન્મ પામે, અને તેના મરણ પછી તેના અનાસરોને દહમ યઝત પોતાના ઇલાકામાં લઈ શકે છે. પણ આવો માણુસ કે બાઈ જેના બગોબખ્તમાં મોટી ઉમ્મરે દીન ઉપર ફેદા થવાનું યા કોઈ મઝદયસ્નિ ઉપર ખાસ પ્રેમથી ફેદા થઇને દીનમાં જઇને પરણુવાનું હોય તો તેઓના રૂવાનોની રય ૭૩ અસ્પંદોની ઉપરની કુદરતી હોવી જોઇએ. તેઓ રૂવાનને બરજીસી પણ તનોમંદ હાલતે ઉતરતી વર્ણુના જન્મેલાજ હોય.

જ્યારે જ્યારે કોઈ નવી દીન ઉભી થવાની હોય યા કોઈ પડેલી દીન પાછી નવી તાઝે થવાની હોય ત્યારે તે નવી દીનને લગતા કે તે પડેલી દીનને લગતા રૂવાનો જેઓ અન્ય રીતની તનોમંદ હાલતમાં હોય તે રૂવાનો ખુદ તે જીવતા શરીરોમાં નીમહોશમાં આવીને તે તે તનોમંદ હાલતના મનને તે નવી દીન તરફ અથવા તે પડેલી દીન તરફ ખુબ જોશથી આકર્ષાવે છે. આ વખતે તે નવી દીનનો સઓષ્યંત યા જુની દીનનો ઉંચકનાર રાયનીદાર દુઆનો જે કશ ઉભો કરીને મારે છે તે કશમાં આવતાંજ તે બધાઓના મનમાં તે તે દીન માટેનો જુસ્સો એવો ખીલે છે કે તેઓ તે દીન માટે પોતાનો જાનબી અર્પણ કરે. એમ ત્યારે મીથ્રના જોમથી મઝદયસ્નિ થવાય તે બાબદ નોખી છે. જે કોઈ બાઈ દીન ઉપર ફેદા થઇને કોઈ મઝદયસ્નાન સાથે પરણુવા માંગે તો તે બાઇમાં **અઇરચીથ્ર** થતું આવે ખરૂ, પણ તેનાથી ફ્રમાયસ્ન નહી થવાય, તેનાથી આતશબહેરામ અગીઆરીમાં નહી જવાય. તે પોતાનો આતરે દાદગાહ રાખે. શહેનશાહોની પરજાતની ઓરતો એવી રહેતી હતી. આવાઓના ફરઝંદોમાં અઇરિચીથ્ર એક બરસ્તુમની સીશુઇથી ઝળકી નીકળતું હતું, છતાં તેઓમાં ખાનદાની કમ રહેતી હતી.

ગુઝસ્તે જમાનો કે જે ઇરાની શહેનશાહતનો હતો તેમાં આવું બધું થતું હતું. હવે પછીથી કે જ્યારે બહેરામે વરજાવંદ આવીને એક નવો કશ મારશે ત્યારે તે સઓષ્યંતની દુઆ તેવા બરજીસી રૂવાનવાળા પણ બીજી વર્ણુમાં ઉતરી પડેલી તનોમંદ હાલતમાંના માનવો માટે કારગર થશે અને તે સઓષ્યંત પોતાના અધીકારથી તેઓમાં અઇરિચીથ્ર ઉગાડીને તેઓને દાનમાં ચલાવશે.

આજે એવી બાબદો આપણુે માટે નથી. જો કોઈ અન્ય વર્ણુનો દીન ઉપર ફેદા હોય તો તેને પેગામ્બર ઉપર અને દીન ઉપર નેમાઝ કરતાં કોણ અટકાવી શકે છે? તેને અવસ્તા ખાની કરતાં કોણ અટકાવી શકે છે? તેનો ખોદા કે જે તેની ઉપર છે તેની આગળ-તેનું રૂવાન કે જે તેના શરીરમાં

નીમહોશમાં છે તેની આગળ અને આ જગતનો દેખીતો મોટો બગ ખુરશેદ યઝત આગળ અને ઝરથોસ્તિ દએનના બધી પાવમહેલની પાક સંસ્થાઓ આગળ તે મઝદયસ્નિ દીનનો એકરાર કરે તો તેને કોણ અટકાવી શકે છે? પછી તેના આતરની ફેરવાતી ગતીમાં એટલે તેના આતરે વોહુક્રયાનની ફેરવાતી ગતીમાં એટલે મીનોકરકો સચેત થયલી ગતીમાં જેમ જેમ કવએમ ખરેનો આવતો રહેશે તેમ તેમ તેની આગળ તે કવએમ ખરેનોની મીનો બરકકતથી ઝરથોસ્તિપણામાં આગળ વધવાનો રાહ દેખાઈ આવશે. એવાઓને રડયા ખડયાં જેવા પારસીઓ પાસે ગમે તેવી કામચલાઉ, નહી નવજોત જેવી નવજોતી કરાવવા જવાની ખાસ શું જરૂર છે. મીથ્રથી ઝરથોસ્તી થઈ શકે છે–તેઓને તો ઝરથોસ્તી દીનના કેહર્પ સાથે કામ છે જે કેહર્પને તે મીથ્રથી પુગી શકે છે.

સાહેબો, મઝદયસ્નિ દીન પડી ત્યારે ૩૩ કરોડ લોકો મઝદયસ્નિ હતા. તેઓ ધીમે ધીમે ઝમાનાના ઝુલ્મથી ગેરમઝદયસ્નિ થયા હતા. ઝમાનો એટલે તેઓના બુરા કેશાશો ભોગવાવનારી આસ્માનની ગતી. હવે ૧૩૦૦ વર્ષમાં તેઓ ઉપર કહ્યું તેમ અન્ય વર્ણની ગતીના શરીરો ધારણ કરી તેવા શરીરોમાં પોતાના નીમહોશ ગતીના બરજીસી રૂવાન સાથે ઉતરશે. કેટલાકો તો ઉતરીને, ઉપર કહ્યું તેમ, મીથ્રના ઝરથોસ્તી થઈ ગએલા છે અને કેટલાકો થઈ રહયા છે અને બીજાઓ નઝદીકના ૫૦ વર્ષમાં ઝરથોસ્તી થઈ રહેશે. શું તેઓ તે વખતે કોઈ પારસી મોબેદોની પાસે રડી ખડી સાંજની નવજોત કરાવવા જવાના છે કે?

ત્યારે દીનમાં લેવાની મીનો સત્તા જે શહેનશાહતના જમાનામાં હતી તે આજે હોય નહી. તે સત્તા તો સઓષ્યંતોની છે તે આજે હોય નહી. છતાંબી જો જેમ આજથી સો વર્ષ ઉપર હીન્દમાં થતું હતું તેમ બધી અંજુમન દીન દસ્તુર એક થઇને કોઇને દીનમાં લે તો તેમાં કુદરતનોજ ભેદ આવેલો કહેવાય? તે વખતે જેઓ તે કામની સામે હતા તેઓ મુગા રહેતા હતા, કેમકે તેઓના જીવને નેહ હતી કે દીનદસ્તુરો ગટરના પાણીને પોતાના કુવામાં આવવા દેશે નહીજ. તે પાણીને અનેક વખત ફીલતર કરીને તેઓને માટે જુદા ટાંકા બાંધશે. જે કોઈ અસલ કુવાનું પાણી પીએ છે તેઓ તો તેજ પાણી પીસે. પેલા ફીલતરના પાણીને તેઓ અડશેબી નહી. અત્યાર લગીમાં કાચ વસ્તારા વખતે પુછતા હતા કે 'માએ જો જો કે પર હોય નહી–પર હમોને જોઇએ નહી.' એમ અગાઉ જેઓને એ વાત ગમતી હતી નહી તેઓ દુર રહી શકતા હતા, અને દુર રહેવાની દરકાર લેતા હતા. ત્યારે રેવાયતોમાં જે કાંઇ છે તે તો આવી બધાની સમંતીની હમ

મીથ્રની બાબદો છે જેને આજના માહે માહેની ફાટફુટો સાથના મામલાની સાથે વાસ્તો નથી. જ્યારે કોમમાં જરાબી વીરોધ થયો કે પછી એ કોમ ઉપર ઢાંકણું દેવાનું છે. કેમકે કોમના મીથ્રની સામે થવાથી તે કોમ અંદર આવતાઓમાંબી અઇરિયીથ ખીલી શકેજ નહી. એક તો નવજોતની ઉમ્મર નહી બીજુ નવજોતના કાયદા સાચવે નહી, ત્રીજુ નવજોત કરનાર મોબેદના ઠેકાણા નથી, ચોથું નવજોત માટેના આલાતો નહી, પાંચમું નવજોતની ખરી રીતી નહી અને વળી સૌથી મોટું કોમનો મીથ્ર સામે ચાલે એટલે પછી એ તો એવું થયું કે પરકોમનો કચરો—પરકોમનો અભડાત ટુંકમાં ગટરના પાણી પીવામાં આમેજ થયા એટલે નાશનો દેવ સામેજ ઉભેલો કહેવાય. અઇરયીથને બચ્ચાંમાં કાયમ મુકામ કરવું એવી બાબદ આજે વટલાવવાના સવાલના હીમાયતીઓ સમજતા નથી, સમજવા માંગતા નથી, માનતા નથી.

## કેતાબનો છેડા—છેલ્લી ટીકાઓ.

હમોએ એરવદ સાહેબની ચોપડીના મતોની ઉપરનું વીવેચન હ્યુમની હકીકતી સમજ મુજબ પુરૂ કીધું છે. તે વીવેચનમાં આટલું જોયું કે આખા ગાથાની શહાદતો જે આપી છે તેમાં દીનમાં લાવવાનો એક કાળો શબ્દબી નથી. પણ વંદીદાદમાંની ત્રીજી પરગર્દમા દીનમાં લાવવાની હકીકત દેખાય છે, રેવાયતોમાં તેવી હકીકત છે. હમોને લખતાં ઘણું દુખ થાય છે કે જે સાહેબોએ વંદીદાદ ઉપર ચુંથણા પાડયા છે અને પાડે છે—ઇથોતેર રેવાયતોને હસી કાઢે છે તે સાહેબોને આ સવાલમાં તેજ ચીજોનો આસરો લેવો પડયો છે. જો તમો સાહેબો ખરેખરજ વંદીદાદને ઝરથુસ્ત્રનો નહી ગણુતા હો—રેવાયતને અણુસમજુ ગણુતા હો—ક્રીયા માર્ગને કોટલુ ગણુતા હો, તો પછી તમોને આ ચીજો ઉપર આધાર રાખવાનો શો હક છે?

તમારો ધર્મ તો સીરફ ગાથાનો—તેબી ગાથાના ચોકસ હાઓનોજ. આખા ગાથામાં તો દીનોની ખુબી ગવાઇ છે. ત્યાં દીનમાં લેવા જેવું કંઇજ નથી. તો પછી તમારે ગાથાનાજ હોકમ પ્રમાણે ચાલીને કોઇને દીનમાં લેવા ભલામણ કરવી જોઇએ નહી. જે સાહેબોને યઝશ્ને હોચપોચ લાગે છે, ઢંગઢડા વગરની લાગે છે તો તે સાહેબો તેમાંથીબી આધાર કાંય શોધતા હશે?

હમોએ તો રાહે રાસ્તીથી, જેમ દીનમાં છે તેમજ, જે કંઈ હતું તેમજ ખુલ્લે ખુલ્લું કહયું છે. હમોએ પહેલવી લખાણોનો વીરોધ કીધોજ નથી.

પણ હમો તો જમાનાને અનુસરતું અને કોમને ફાયદો કરનારૂં શું છે તેનીજ હીમાયતી કીધી છે.

હમો ફરીથી દસ્તુર માનુશચહેરની ઝબાનમાં કહીએ છીએ કે માઝદ-યસ્નિ દીન ઉપર એક અનીતીમાન ગુનાહગાર માનવ કારી ઘા કરે છે; મઝદ-યસ્નિ દીનની જે મોટી ફરજો છે તે ફરજો બજાવવામાં તે માણસ પાછળ પડે છે. એમ પોતાને દીનથી દુર લઇ જાય છે; પોતાની મની પરઓરતમાં મુકી ફરશો–ગર્દ માટે જે કંઇ અવઝાર તેને મલ્યા છે તે અવઝારોનો નાશ કરે છે એટલે ફરશો–ગર્દની લગામ જે તેને મળેલી છે તે લગામને તે શખ્સ અહીરીમનને સોંપે છે.

જ્યારે માનવ એમ દીન તરફથી ફરી જાય છે, દીન તરફ બેવફા થાય છે, દીનને ફોડી મારે છે અને કુદરતની કાળી બાજુને સફેદ બાજુ ઉપર ફાવવા દે છે–(ખરેજ પરઓરતમાં પાકેલુ બચ્ચું આવા ભાવોનોજ નતીજો છે) ત્યારે અને ત્યારેજ આખી અનજુમને–બધા દીનદસ્તુરોએ–કુલ શહેરીઓએ પોતપોતા વચ્ચેનો ભેદ દુર કરી ફરશો–ગર્દની નેમને યાદ રાખી, કાળી કુદરત સફેદ કુદરત ઉપર સરસાઇ નહી ભોગવે તે યાદ રાખી, આખી કોમની આર-થીક અને બીજી હાલતોનો શુમાર જોઈ, તે બધાનો બચાવ થાય તેમ ઇલાજો લઇને પછી અને પછીજ એકમતીથી દીન ઉપર આજાબ મુકતા તે ધર્મ-સંકટનો ઉકેલ કરવો કે જેમાં ખરેજ દીન દોસ્તી થશે.

## સાર.

(૧) પરઓરતના ઓદાનથી પાકેલુ મઝદયસ્નિ બચ્ચું સાતથી નવ વર્ષ પછીથી પોતાના મઝદયસ્નિ બાપની ઓકાદને છોડી દે છે, જો કે ઓલાદ તરીકે તે રહે છે. ઓકાદ એટલે તે બાપના બુનમાંનું અહરિચીથ્ર કહેતાં મઝદયસ્નિ ચીથ્ર એટલે મઝદયસ્નિ અસરો એટલે પારસીપણું. આ સીધાંત ખુદ દસ્તુર માનુશચહેર સમજાવે છે.

(૨) આવું બચ્ચું મોટું થતાંજ તે ગેરમઝદયસ્નિજ કુદરતી કાયદેજ થઇ રહે છે. પછી અન્ય દીનની તલેસમની આણુ લે એટલે પુર્ણ રીતનું તે અન્ય વર્ણનું થાય છે.

(૩) આવાઓની ઓલાદ ગેરમઝદયસ્નિજ રહે અને તેમાં અહરચીથ્રની જરાફબી બુય રહેજ નહી.

(૪) પરઓરતના ઓદાનમાં પાકેલા મઝદયસ્નિ બાપના ફરઝંદો ખુનક પાસબાનીની ઝમક રહીતના એટલે ખાનદાનીની શકિત વગરના રહે. તેઓથી દીનને ફાયદો થઈ શકેજ નહી એટલે **કાંમ અંજામ બેદ ચુન અહુરમઝદ ખોદાય પ દામાને ખીશ** જેમ દાદાર પોતાની પેદાશને ફરશોગર્દ તરફ મુકિત તરફ લઈ જવાનું કામ સરંજામ કરી રહે છે તેમ તું થજે કરજે,–**કેરદાર બેદ ચુન અહુરમઝદ ખોદાય પ દામાને ખીશ** જેમ દાદાર પરદુખભંજનની રીતે પુર મહેરથી પોતાની પેદાશ તરફ વર્તે છે તેમ તું વરતી રહેજે;–દીનની આવી દુઆઓનો તે ભાગીદાર થઈ શકેજ નહી. **નર અપો ફરઝંદ જાયાદ કે અઇરાન દારાદ નાંમ બરાદ દુશમન જનાદ વ દુદ અફ્રોઝાદ વ દરૂદ:** અશો ફરઝંદો જન્મ પામો કે જેઓ ઇરાનને રાખે–નામને બાલા કરે દુશમન અહીરીમનને મારે અને દુદ ખાનદાનને વધારે–ખાનદાન ઉપર આશીશો ઉતારે વધારે–એવા ફરઝંદોને તે જન્મ આપી શકેજ નહી.

(૫) તદદન પારકાઓ તદદન બહારનાઓ જેઓ દીન ઉપર ખરા ફીદા હોય તો તેઓ પોતાના બરજીસી રૂવાનોની નીમહોશની હાલતનો નતીજો દેખાડે છે, જેઓ પોતાના નાદમાંજ રહે છે. તેઓને સુદરેહ કુસ્તી પહેરવાની દરકાર રહેતી નથી. તેઓ પોતાના મીશ્રમાં દીન તરફ જાનફેશાની બતાવી રહે છે. આવાઓની દીન તરફની જાનફેશાનીમાં રહેલી સચ્ચાઇને કુદરતી સચ્ચાઇનો ટેકો છે. તેઓ કદીબી નવજોતીમાં આવવાની–દીનમાં આવવાની ઉમેદવારી કરેજ નહી. તેઓ પોતાના શરીરના મીનોકરકો સચેત થએલા આતરે વોહુફ્રયાનને આતરે દાદગાહ ગણી પોતાની અંદરજ પોતાનું આતરે વરેહરાન કરીને ત્યાંથી યઝતોને મળવાની ઇંતેજારી કરે છે. તેઓ મીશ્રના ઝરથોસ્તીઓ તરીકે કુદરતમાં જાહેર થાય છે.

(૬) એ ઉપરાંતના બીજા કોઇબી દીનમાં આવવા માંગે તો તેઓમાં દુન્યવી સ્વાર્થંજ હોય કે જેઓની સાથે મઝદયસ્નિ આલમને કામજ નથી.

(૭) જે સાહેબો પાવમહેલ–યસ્ન–પાવીકત–દ્રૂજ પરહેઝ–તરીકતો–તરો–આલાત–સુદરેહ કુસ્તીનો આલાત–દુર બેસવાની અને સરબંદી અને નખ બાળ વીગેરેને લગતી દ્રૂજ પરહેઝ હીકમતોને–ટુંકમાં દએવ–ઘટતીને દુર કરવાના કાયદા નામે વીદએવો દાતને માનતા નહી હોય તે સાહેબોએ તો તેઓનો

આધાર લઇ દીનમાં લેવાની વાત નહી કરવામાં તેઓની સચ્ચાઈ રહેલી ગણાય. જો ઉપલી તરીકતી ચીજો ઉપર રીઘા થઇને પછી પોતાની તેવી તરીકતોની માન્યતા પ્રમાણે તેઓ વરતે તો કુદરત તેઓને મદદ કરે અને આવા વીરોધના ભોગો તેઓ થઈ પડે નહી. આવી માન્યતા વગર જેઓ દીનમાં લાવવા માંગે છે તેઓ પારસી પ્રજાનો નાશ લાવે છે, પારસીપણાનો નાશ લાવે છે–પારીહાઓ ઉભા કરે છે.

(૮) ગાથામાં અવસ્તામાં–યઝશ્નેમાં–વીસપર્દમાં દીનમાં દાખલ કરવાનો એક કાળો હરફ્બી નથી.

# વધારો.

**યજશ્નને હા ૧૯ અને હા ૨૦ના તરજુમાઓ, તેઓ માંહે આવતા પન્ચ તકએષ અને થ્રાયો તકએષના અર્થો, તે અર્થ માંહે રહેલા ઉંડા ભેદો. દીનો દાદારે કીધી છે,–માનવ જાતની ઉન્નતી માટે છે તેની હકીકત –ઉંડી મઅની. વર્ણો વર્ણોની દીનો અકસ્માત નથી. પણ દાદારની યોજના મુજબના પરિણામો છે વીગેરે બાબદ ઉપર.**

**તકએષ શબ્દનો અર્થ. તકએષ શબ્દ અવસ્તામાં કયાં અને કેટલા શબ્દો સાથે વપરાય છે? તે બધા શબ્દોમાં એકનો એકજ અર્થ દીન તરીકેનોજ છે; પણ ભાગ તરીકેનો અર્થ કેડેબી નથી તેની સમજ.**

પન્ચ તકએષ વીષે આપણે વાંચી ગયા છીએ; પણ થ્રાયો તકએષનો ભેદ જોયો નથી. આ બાબદ તદદન નવી છે. અને તેઓ વીષેની ક્ષુમની વીગતોની ઉપર વાંચનારે પુખ્ત વીચાર ચલાવવાનો છે. આ બાબદને વટલાવવાના સવાલ સાથે પુર્ણ રીતનું લેવું દેવું છે. આ પન્ચ તકએષ અને થ્રાયો તકએષ શબ્દો હા ૧૯ અને હા ૨૦ મો આવે છે. તે હાઓના તરજુમાઓ જોઇએ તે પહેલાં **તકએષ** શબ્દનો અર્થ જોઇએ. પછી આ બે હાઓમાં આવતા તે **તકએષ** શબ્દો માંહેલી હકીકતી મઅની જોઇએ.

તકએષ શબ્દનો ફારસી આકાર **કિશ** છે. **કિશ** શબ્દનો અર્થ દીન–કાયદા તરીકેનો જાણીતો છે. **કિશ** શબ્દનો અર્થ **આઇન** તરીકેનો જાણીતો છે. આ **કિશ**, **આઇન** શબ્દોમાં **દીન**, **દીનના કાયદા**, **દીનની તરીકતો**, **રસમો** એવા અર્થો છે. આ અર્થો એકના એક અથવા એકબીજાની સાથે સંબંધ રાખી મલીને રહેલા હોય છે. કેમકે દીન હોય તો તેના કાયદાઓ હોય તેમ તેની તરીકત રસમ હોય. એજ–એવોજ અર્થ તકએષ શબ્દના મુળના અર્થમાંથી નીકળે છે. **તકએષ** શબ્દ અવસ્તા **ચિશ** ઉપરથી છે અથવા **ચશ** ઉપરથી છે. **તકએષ** શબ્દમાં ત્યારે કિષનો જે આકાર છે તે **ચિશ–ચશ** ઉપરથી છે અને આગળનો **'ત'** શબ્દ અવસ્તા **અઇતિ** ઉપરથી છે. **અઇતિ** શબ્દનો અર્થ સંસ્કૃત **અતિ** એટલે ઘણું–વધારેનો

**આવે તેમ વળી પાછુ વીગેરે ઈત્યાદી** એવોબી આવે. એટલે જે કંઈ **અતિ વધારે** છે અને પાછું પાછળનું આગળનું વધુ દેખાડે તે એટલે આગળ પાછળનો ભેદ ખોલે તે. **ચિશ** શબ્દનો અર્થ દેખાડવું-આપવું જોવું-તપાસવું-ખુબી પીછાનવી-ચાખવું એમ થાય. તેમ **ચશ** શબ્દનો અર્થબી ચાસ્ની કરવી, જોવું, તપાસવું ઈલ્મ શીખવો હાંસલ કરવું એમ થાય. એમ ત્યારે **તકએષ** શબ્દના **અઇતિ** અને **ચિશ-ચશ** મુળોમાં અતી વધારે રીતે એટલે સરસ રીતે આગળ પાછળ વીગેરેનો ભેદ અતી સરસ રીતે **ચશ-ચિશ** દેખાડનાર, શીખવનાર એટલે જ્ઞાનની ચાસ્ની કરાવી આગાહ કરનાર,-કુદરતનો ભેદ બતાવનાર શીખવનાર, ચખાડનાર-એવા અર્થો છે. આવા શબ્દ અર્થો ઉપરથી તકએષનો અર્થ દીન-દીનના કાયદાઓ, દીનની તરીકતો, દીનના કલામો-શીખામણો વીગેરેનો થઈ શકે. ટુંકમાં તકએષનો અર્થ **કિશ, દીન, આઇન**નો થાય. પણ એ શબ્દનો અર્થ **ભાગ** તરીકેનો થાય નહી. **પન્ચ તકએષ** અને **થ્રાઓ તકએષ**ની પછવાડે રહેલી હકીકતોથી નીરદોશ રહેલા વીદવાનો **તકએષ**નો અર્થ કવીતાની લીટી તરીકે કરે છે તે બરાબર નથી. તેઓ **યથા અષેમ**ના ત્રણ પદો છે તે પદો માટે તકએષ શબ્દને લેવા પ્રેરાય છે. પણ તેમ નથી. યથાના કલામ અસલ પાંચ પદો હશે, પછી ત્રણ યથા હશે એમ તેઓની તર્ક દોડે તે દરોસ્ત નથી.

આ **તકએષ** શબ્દ અવસ્તામાં અનેક બીજા શબ્દોની સાથે આવે છે. ઉપર આપણે **પન્ચ તકએષ, થ્રાયો તકએષ** શબ્દો જોયા. બીજો શબ્દ **થ્રિતીમ-તકએષેમ** તરીકેનો એજ હા ૧૯ ના તેરમાં ફકરામાં આવે છે જેમાં ત્રીજી તકએષ એટલે ત્રીજી વર્ણની દીનના માંધ-કાયદા એમ અર્થ થાય છે. **થ્રિતીમ** શબ્દ **થ્રિત્ય** એટલે ત્રીજુ ઉપરથી ૧/૨ નો આકાર છે. **તકએષ** શબ્દ એ ઉપરાંત **અદૅરતો તકએષ** તરીકે આવે છે જેમાં દીન કાયદાને માન નહી આપનારનો અર્થ છે. એ શબ્દ વંદીદાદ પરગર્દ ૧૬ ફ. ૧૮ માં તેમ વંદીદાદ પરગર્દ ૧૭ ફ. ૧૧ માં આવે છે. એ ઉપરાંત **તકએષ** શબ્દ **અન્યો તકએષ** તરીકે એટલે જુદી દીન, મઝદયસ્નિ નહી હોય તેવા કાયદાવાળા તરીકે વંદીદાદ પરગર્દ ૧૨ ફ. ૨૧ માં અને વંદીદાદ પરગર્દ ૧૫ ફ. ૧૨ માં આવે છે. અહીંયાં અન્ય વર્ણની દીન કે જેમાં દએવની બુરી અસર પેઠેલી છે તેવી દીન-કાયદાનો અર્થ આવે છે કેમકે તે તકએષના પુજારીને પરગર્દ ૧૨ ફ. ૨૧ માં ઉતરી પડેલા દરવંદ અને આશમોઘ તરીકે લખેલો છે. તેવો દરવંદ જીવતા જીવત રીમની પાંથરે પણ તેના ગુજર્યા પછીથી તેનું શબ એક

બાસ્તે કુસ્તીઆનના શબ જેટલું રીમની પાંથરતું નથી તેનો ભેદ આવે છે. વંદીદાદ ૧૫ મી પરગર્દ ફકરા બેમાં અન્ય તકએષનો જે ઇસારો છે તે ઉપરના પરગર્દ ૧૨ ફ. ૨૧ થી જુદોજ છે. ત્યાં કહે છે કે અષવન નરને જે કોઇ અન્ય તકએષને લગતી ચીજ–વાસ્ના જે તે અષવનની અષોઈ તોડે તેવી હોય તે આપે તો તે મોટો તનાફુર ગુનાહ થાય એટલે ચીનવત નહી પસાર કરાવે તેવો ગુનાહ થાય. અહીંયાં અષવન નરને તેવી અભડાયલી દીનથી ખરડીને ઉતારી પાડવાનો ભેદ આવે છે કેમકે તે અન્ય દીન દેવથી અભડાયલી હોય એટલે અષવનનો પેવંદ રાખવાનો નાલાયક ઠડે. **અહિંયાં ત્યારે અન્ય તકએષનો અર્થ જુદદીન કે જેણે મઝદયસ્નિપણાનું મધ્ય ખોહયું હોય તે છે. પણ જો તે બીજી પેટાદીન મઝદયસ્નિ મધ્ય સાથેજ પોતાની મધ્ય રેશા (આઇન તરીકેના કાયદાઓ) જોડી રાખીને રહી હોય તો તે પૈટાદીનને અપર–તકએષ તરીકે ઓળખે છે. અપર-તકએષ** અને **અન્ય તકએષ** જુદદીન વીષેની હકીકતો આ કેતાબમાં આવેલી છે. પન્ચ તકએષોમાંની તકએષો જ્યારે મઝદ-યસ્નિ મધ્ય સાથે જોડાઇને પેટા દીનો તરીકે થઇને અશો ઝરથુશ્ત્રની અગાઉ હતું તેમ મળી રહીને સામાન્ય આકાર કરતી હોય ત્યારે તે મળેલા આકારને **પઓઇર્યો તકએષ** કહે છે. જ્યારે તેઓ પછીના જમાનામાં મઝદયસ્નિ મધ્યનો સંબંધ રાખી છુટી પડે ત્યારે તેઓ **અપર–તકએષ** તરીકે ઓળ-ખાય છે. વળી એ તકએષ શબ્દ **અર્શ તકએષ બવાહિ યથ રજુશ** એટલે રસ્નુ જેવા સાચ્ચી આઇન કાયદા તરીકેનો થાય–એમ આફ્રિને પેગામ્બર ઝરથુસ્ત્રની બંદગીમાં આવે છે. વળી તકએષ શબ્દ **અષો તકએષો** તરીકે મહેર યસ્તના ૮૪ મા ફકરામાં આવે છે, જે **અષો તકએષો** શબ્દ દ્રિગુને-દરવીશને લાગેલો છે, જે શબ્દ ત્યાં દીન પ્રમાણેની અષોઇના કાયદા પાળવાનો ભેદ બતાવે છે. વળી એ તકએષ શબ્દ **અહુર–તકએષ** તરીકે આપણે દરરોજ ભણતી વખતે બધી ક્ષ્તુમનોમાં પઢીએ છીએ. **પઓઇર્યો તકએષ** અને **અપર તકએષ** શબ્દોની વીગત ઉપર કહી છે જેની સમજ આ ચોપ-ડીમાં આપેલી છે.

કહેવાની મતલબ એ છે કે તકએષ શબ્દ બધેબધજ દીન–આઇન કાયદા કાનુન રસમ તરીકેના જુદા જુદા અર્થેજ આવે છે. પણ કવીતાની લીટી–પદ તરીકે કેથેબી આવતોજ નથી. તકએષ શબ્દની આટલી ટુંક વ્યાખ્યા કીધા પછી હવે યજસ્નેના હા ૧૯ અને ૨૦ નો તરજુમો કરીશું.

તેઓમાં આ પન્ચ-ત્ક્એષ, થ્રિતીમ-ત્ક્એષ, થ્યાઓ-ત્ક્એષ બોલો આવે છે તેઓની જગા જોઇશું. પછી તેઓ વીષેની ક્ષ્નુમીક હકીકતનો ઘણો ટુંક ચીતાર આપીશું કે જે ઉપરથી દીનમાં લેવાની વીગતની બાબદના અપવાદ તરીકેના ઉંડા ભેદોની સમજ આવી શકે. તેવું કામ મોટા દીન આગાહ-કુદરત સાથે મળેલા-રોશન ઝમીર (સુચા મનંઘ્રહ)વાળા દીન-દસ્તુરોનું તેમ સઓષ્યંતનું કાંય છે તેની સમજ પડી શકે.

## હા ૧૯

**(૧) પેરેસત[1] જરથુશ્ત્રો[2] અહુરેમ મજદાંમ[3] અહુરમજદ[4] મઇન્યો[5] સ્પેનિશ્ત[6] દાતરે[7] ગએથનાંમ[8] અસ્તવઇતિનાંમ[9] અષા-ઉમ[10] ચિત્[11] અવત્[12] વચો[13] આસ[14] અહુરમજદ[15] યત્[16] મે[17] ફ્રા વઓચો.[18]**

તરજુમો

ઝરથુસ્ત્રે[2] ‖ અહુરમઝદને[3] ‖ પુછ્યુ[1] (કે) ‖ હાડમંદ[9] ‖ સંસ્થાઓના -સૃષ્ટીના[8] ‖ અએ પેદા કરનાર[7] ‖ અષો[10] ‖ મીનો-અણદીઠમાં રહી કામ કરનાર[5] ‖ ઘણીજ વૃધ્ધી કરનાર[6] ‖ અહુરમઝદ[4] ‖ કયો[11] ‖ તે[12] ‖ વચન-માંથ્ર[13] ‖ હતો[14] ‖ જેને માટે[16] ‖ અએ અહુરમઝદ[15] ‖ મને[17] (ઝર-થુસ્ત્રને) ‖ તેં તારી સત્ય ઝબાનથી જાહેર કીધેલું.[18] ‖

**(૨) પર[19] અસ્મૅમ[20] પર[21] આપૅમ[22] પર[23] જાંમ[24] પર[25] ગાંમ[26] પર[27] ઉરવરાંમ[28] પર[29] આતરૅમ[30] અહુરહે મજદાઓ[31] પુથ્રેમ[32] પર[33] નરૅમ[34] અષવનૅમ[35] પર[36] દએવાઇશ્ચ[37] ખ્રફ્સ્ત્રા-ઇશ[38] મષ્યાઇશ્ચ[39] પૅર[40] વીસ્પૅમ[41] અહૂમ[42] અસ્તવનતૅમ[43] પર[44] વીસ્પ[45] વૅાહૂ[46] મજદદાત[47] અષચિથ્ર.[48]**

(કે જે) વચન માંથ્ર[13] ‖ આસ્માનની[20] ‖ અગાઉથી[19] ‖ પાણીઓની[22] (આસ્માનના શુભ ચલનની-એટલે આસ્માનના ફરવાની અને તેથી થતાં નીસ્તીના જગતની) ‖ અગાઉથી[21] ‖ જમીનની[24] ‖ અગાઉથી[23] ‖ ગોસ્પંદી સંસ્થાઓ-તેવા જગત અને તેવી વ્યકિતઓની[26] ‖ અગાઉથી[25] ‖ ઉરવર-ઝાડપાન એટલે આશીશો રાખતી જાતજાતની ઉરવર જેવી સંસ્થાઓની[28] ‖ અગાઉથી[27] ‖ અહુરમઝદના[31] ‖ પુથ્ર ફરમાન બરદાર[32] ‖ આતશની[30] ‖ અગાઉથી[29] ‖ અષો[35] ‖ નરની[34] ‖ અગાઉથી[33] ‖ દેવોની[37] ‖ ખરફ્સ્ત્ર

સ્વાર્થી[38] ‖ માણસોની[39] ‖ અગાઉથી[41] ‖ તમામ[42] ‖ હાડમંદ[43] ‖ દુન્યાની[47] ‖ અગાઉથી[40] ‖ બધા[45] ‖ મઝદદાતના એટલે સૃષ્ટી રચના થવા માટે જોઇતા કાયદાથી ઉભા થયલા[47] ‖ વોહુચિથ્રની[46] (એટલે સ્વાર્થી મતીને પરદુખભંજની કરવા માટેના સુક્ષ્મ) બીજે તોખ્મોની ‖ અષચિથ્રની[48] (એટલે ગેરબંદોબસ્તવાળી હવસી મતીને વ્યવસ્થીક કરવા માટેના સુક્ષ્મ બીજોની) ‖ અગાઉથી[44] (ઉભો થયો હતો). ‖

**(૩) આઅત[49] મ્રઓત[50] અહુરો મજદાઓ[51] બઘ[52] અએષ[53] આસ[54] અહુનહે વઇરૂયેહે[55] સ્પિતમ[56] જરથુશત્ર[57] યત[58] તે[59] ફ્રાવઓ ચિમ.[60]**

ત્યારે[49] ‖ અહુરમઝદે[51] ‖ કહ્યું[50] (કે) ‖ અએ સ્પિતમ[56] ‖ ઝરથુસ્ત્ર[57] ‖ અહુનવઇર્યનો[55] ‖ અધીકારી શકિતરૂપ યઝતી ભાગ.[52] ‖ તે[53] ‖ હતો[54] ‖ જેને વીષે[58] ‖ તુંને[59] ‖ મેં વચ=મારી સત્ય જબાનથી–માંથ્ર તરીકે જાહેર કીધું હતું.[60] ‖

**(૪) પર[61] અસ્મેમ[62] પર[63] આપેમ[64] પર[65] ઝમ[66] પર[67] ગાંમ[68] પર[69] ઉરવરાંમ[70] પર[71] આતરેમ[72] અહુરહે મજદાઓ[73] પુથ્રેમ[74] પર[75] નરેમ[76] અષવનેમ[77] પર[78] દએવાઇશ્ચ[79] ખ્રફ્સ્ત્રાઇશ[80] મશ્યાઇશ્ચ[81] પર[82] વીસ્પેમ[83] અહૂમ[84] અસ્તવનતેમ[85] પર[86] વીસ્પ[87] વોહૂ[88] મજદદાત[89] અષચિથ્ર.[90]**

આસ્માનની[62] ‖ અગાઉથી[61] ‖ પાણીઓની[64] ‖ અગાઉથી[63] ‖ જમાનની[66] ‖ અગાઉથી[65] ‖ ગોસ્પંદી પેદાશની[68] ‖ અગાઉ[67] ‖ ઉરવરની[70] ‖ અગાઉ[69] ‖ અહુરમઝદના[73] ‖ પુથ્ર[74] ‖ આતશની[72] ‖ અગાઉ[71] ‖ અષો[77] ‖ નરની[76] ‖ અગાઉ[75] ‖ દએવ[79] ‖ ખરફસ્તર[80] ‖ માણસોની[81] ‖ અગાઉ[78] ‖ તમામ[83] ‖ હાડમંદ[85] ‖ જગતની[84] ‖ અગાઉ[82] ‖ મઝદદાત પ્રમાણે થઇ કામ કરી રહેલા[89] ‖ તમામ[87] ‖ વોહુચિથ્ર[88] ‖ અષચિથ્રની[90] ‖ અગાઉ[86] ‖ (આ અહુનવઇર્યની શકિત નામે બગ અહુનવઇર્ય હતો). ‖

**(૫) ફ્રા[91] મે[92] બ્રવ[93] અહુનહે વઇરૂયેહે[94] સ્પિતમ[95] જરથુશત્ર[96] અનપયૂખ્દ[97] અનપિયૂત[98] સ્રાવયમ્ન[99] સતેમ[100] પઇતિ[1] અન્યએષાંમ[2] રથ્વાંમ[3] ગાથનાંમ[4] અનપ્યૂખ્દનાંમ[5] અનપિષુતનાંમ[6] સ્રાવયમ્નનાંમ[7] આઅત[8] અઇપ્યૂખ્દ[9] અઇપિપૂત[10] સ્રાવયગ્ન[11] દસ[12] પઇતિ[13] અન્યે[14] રતવો.[15]**

અએ સ્પિતમ[૯૫] ॥ ઝરથુસ્ત્ર[૯૬] ॥ મારી[૯૨] ॥ અહુનવઈર્યની[૯૪] ॥ બગ-યઝતી શકિત[૯૩] ॥ તે એટલે તેનો વચ કલામ[૯૧] (બગ અહુનવઈર્યનો તે) ॥ વચમાં બોલ્યા વગર[૯૭] ॥ વચમાં મુકી દીધા વગર[૯૮] ॥ ભણાયલો[૯૯] (થાય તો) ॥ બરવકતના મોકાસરના[૩] ॥ ગાથાઓમાંના[૪] ॥ પ્રત્યેક[૨] ॥ સો વખત[૧૦૦] ॥ કંઇબી વચમાં બોલ્યા વગર[૫] ॥ વચમાં મુકી દીધા વગર[૬] ॥ ભણવાની[૭] ॥ બરાબર[૧] (થાય) ॥ પણ[૮] ॥ વચમાં કંઇ બોલી[૯] ॥ વચમાં કંઈ ભણવાનો શબ્દ મુકી દઈ[૧૦] ॥ (તે અહુનવર) ભણાયલો[૧૧] (થાય તો) ॥ બરવકતના સરદારો[૧૫] ॥ પ્રત્યેક દરેકો[૧૪] ॥ (ની) ॥ દસ[૧૨] ॥ (બંદગી-યસ્ત નિયાયસ્ન) ॥ બરાબર[૧૩] (થાય). ॥

**(૬) યસ્ચ[૧૬] મે[૧૭] અએતહ્મિ[૧૮] અંઘ્રહુવો[૧૯] યત્[૨૦] અસ્ત-વઇતિ[૨૧] સ્પિતમ[૨૨] જરથુશ્ત્ર[૨૩] બઘાંમ્[૨૪] અહુનહે વઇરયેહે[૨૫] મરાત્[૨૬] ફ્રાવા[૨૭] મરો[૨૮] દ્રેનજયાત્[૨૯] ફ્રાવા[૩૦] દ્રેનજયો[૩૧] સ્રાવયાત[૩૨] ફ્રાવા[૩૩] સ્રાવયો[૩૪] યઝાઇતે[૩૫] થ્રિશ્ચિત્[૩૬] તરો[૩૭] પૅરૅતૂમ્ચિત્[૩૮] હે[૩૯] ઉરૂવાનૅમ[૪૦] વહિશ્તૅમ[૪૧] અહૂમ[૪૨] ફ્રપારયેનિ[૪૩] અજેમ[૪૪] યો[૪૫] અહુરો મજદાઑ[૪૬] આ વહિશ્તાત્[૪૭] અંઘ્રહુઑત્[૪૮] આ વહિશ્તાત્[૪૯] અષાત[૫૦] આ વહિશ્તએઇબ્યો[૫૧] રઑચેબ્યો.[૫૨]**

આ[૧૮] ॥ હયાતી-જગત[૧૯] ॥ જે[૨૦] ॥ હાડમંદ (છે જે) માં[૨૧] ॥ જે કોઇ[૧૬] ॥ અએ સ્પિતમ[૨૨] ॥ ઝરથુસ્ત્ર[૨૩] ॥ અહુનવઈર્યની[૨૫] ॥ શકિતને[૨૪] (જે મારી આગળ નાનો ભાગ છે તેને-તેના વચ-માંથ્રને) ॥ **મર**ની રૂઢીએ ભણે, મીનોઇ બાબદની ગણત્રી કરતો યાદ કરતો ધીમે ધીમે ભણે[૨૬] ॥ યાતો[૨૭] ॥ મીનો વૃધ્ધીને યાદ કરતો જઇ[૨૮] ॥ સડસડાટ ભણ્યો જાય[૨૯] ॥ યાતો[૩૦] ॥ સડસડાત ભણતા જઈ[૩૧] ॥ ગાઈ રહે[૩૨] ॥ યાતો[૩૩] ॥ માંથ્રો ગાતા ગાતા[૩૪] ॥ યઝ થઈ રહે-મળી રહે-સ્તુતી કરતો રહે[૩૫] (તો) ॥ ત્રણ વખત[૩૬] (થ્વાષના ત્રણ ભાગો પુરા કરાવી-એમ એક થ્વાષ ખદાત પુરો કરાવી) ॥ પુલને[૩૮] ॥ કુદાવી પેલી તરફ[૩૭] ॥ વહીસ્તેમ[૪૧] ॥ અહુમના પાહલુમ અહવામના બહેસ્ત તરફ[૪૨] ॥ તે[૩૯] (જે) ॥ રૂવાન[૪૦] (તરીકે છે તેને પણ તે કે જે તન તરીકે છે તેને નહી) ॥ પાર કરાઉં છું[૪૩] ॥ હું[૪૪] (જે) ॥ અહુરમઝદ[૪૬] (છું તે) ॥ વહિસ્તેમ અહૂમની ઉત્તમમાં ઉત્તમ[૪૭] ॥ (પાહલુમ અહવાંમની ઉત્તમમાં ઉત્તમ) ॥ આ હયાતી તરફ,[૪૮] ॥ ઉત્તમમાં ઉત્તમ[૪૯] ॥ અષ તરફ[૫૦] ॥ ઉત્ત-મમાં ઉત્તમ[૫૧] ॥ રઓશનીઓ જે જ્ઞાનની તેમ જગતને મોક્ષ અપાવવા માટેની છે તે તરફ[૫૨] (દોરવીશજ).

**(૭) યસ્ચ[૫૩] મે[૫૪] અએતહ્મિ[૫૫] અંઘ્હુવો[૫૬] યત્[૫૭] અરત-વઇતિ[૫૮] સ્પિતમ[૫૯] જરથુશ્ત્ર[૬૦] બગાંમ[૬૧] અહુનહેવઇર્યેહે[૬૨] દ્રેન-જયો[૬૩] અપરઑઠયેઇતિ[૬૪] યત[૬૫] વા નએમેમ[૬૬] યતવા[૬૭] થ્રિશૂમ[૬૮] યતવા[૬૯] ચથ્રુષેમ[૭૦] યતવા[૭૧] પંખ્તંઘ્હેમ[૭૨] પઇરિ[૭૩] હિમ[૭૪] તનવ[૭૫] અજેમ[૭૬] યો[૭૭] અહુરે મજદાઑ[૭૮] ઉરવાનેમ[૭૯] હચ[૮૦] વહિશ્તાત્[૮૧] અંઘ્હઓત[૮૨] અવવઇત્ય[૮૩] બાંજસ્ચ[૮૪] ફ્રથસ્ચ[૮૫] પઇરિ–તનુવ[૮૬] યથ[૮૭] ઇમ[૮૮] ઝાઑ[૮૯] અસ્તિચ[૯૦] ઇંમ[૯૧] ઝાઑ[૯૨] અવઇતિ[૯૩] બાંઝો[૯૪] યવઇતિ[૯૫] ફ્રથસ્ચિત્.[૯૬]**

જે કોઇ[૫૩] ‖ હયાતી જગત[૫૫] ‖ જે[૫૭] ‖ હાડમંદ[૫૮] (છે તે) માં ‖ અએ સ્પિતમ[૫૯] ‖ જરથુસ્ત્ર[૬૩] ‖ અહુનવઇર્યની[૬૨] ‖ શકિત[૬૧] (જે મારી આગળ નાના ભાગ જેવી છે તેના માંથ્ર)ને ‖ સડસડાટ ભણતી વખતે[૬૩] ‖ કાંતો[૬૫] ‖ અરધે ભાગે[૬૬] ‖ કાંતો[૬૭] ‖ ત્રીજે ભાગે[૬૮] ‖ કાંતો[૬૯] ‖ ચોથે ભાગે[૭૦] ‖ કાંતો[૭૧] ‖ પાંચમે ભાગે[૭૨] ‖ ઓછો કરે[૬૪] (તો) ‖ હું[૭૧] ‖ જે[૭૭] ‖ અહુરમઝદ[૭૮] (છું તે) ‖ તેને[૭૪] (તેના તનુને કેહર્પને) ‖ (તેના) રવાનને[૭૯] ‖ જેટલી[૮૭] ‖ આ[૮૮] ‖ જમાન[૮૯] (છે) ‖ તેટલી[૮૩] ‖ લંબાઇએ[૮૪] ‖ પહોળા-ઇએ[૮૫] ‖ (તેટલા વીસ્તારે) ‖ બહેસ્તી[૮૧] ‖ હાલતથી દુર[૮૨] ‖ તરફ તેટલે દુર[૮૦] ‖ લઈ જાઉં છું[૭૩.૭૫.૮૬] ‖ આ[૯૧] ‖ જમીન[૯૨] ‖ જેટલી[૯૩] ‖ લાંબી[૯૪] ‖ તેટલી[૯૫] ‖ પહોળી[૯૬] ‖ છે.[૯૦] ‖

**(૮) ફ્રચ[૯૭] અએતત્[૯૮] વચો[૯૯] વઑચે[૧૦૦] યત્[૧] અહુમત્[૨] યત્[૩] રતુમત્[૪] પર[૫] અત્રંગહે[૬] અપ્નો[૭] દાઑંઘ્હોઇત[૮] પર[૯] આપો[૧૦] પર[૧૧] ઝેમો[૧૨] પર[૧૩] ઉરવરયાઑ[૧૪] પર[૧૫] ગેઉશ[૧૬] ચથ્વર્–પઇતિ-શતનયાઑ[૧૭] દાઑંઘ્હોઇત્[૧૮] પર[૧૯] નર્શ[૨૦] અષઑનો[૨૧] બિપઇ-તિશતાનહે[૨૨] ઝંથાત્[૨૩] પર[૨૪] અવંગહે[૨૫] હૂ થ્વર્શતો–કેહર્પય[૨૬] અપે[૨૭] અમેષનાંમ સ્પેન્તનાંમ[૨૮] દાહીમ.[૨૯]**

આ[૬] ‖ આસ્માનના મધ્યના[૭] ‖ નેમેલી ખેરદ–ડહાપણ સાથે પેદા પડીને ખીશકારી કરવાની[૮] ‖ અગાઉ[૫] ‖ પાણીઓની આસ્માનોના ફરીને નતીજો લાવવાની–ગરદુને ગરદાન કરવાની[૧૦] ‖ અગાઉ[૯] ‖ જમીનની[૧૨] ‖ અગાઉ[૧૧] ‖ ઉરવરોની[૧૪] ‖ અગાઉ[૧૩] ‖ ચોપગાં[૧૭] ‖ ગોસ્પંદોના[૧૬] ‖ નેમેલી ખેરદ સાથે ઉભા થઇને મીથ્ર કરવાની[૧૮] ‖ અગાઉ[૧૫] ‖ બેપગાં[૨૨] ‖ અષો[૨૧] ‖ નરના[૨૦] ‖ જન્મની[૨૩] ‖ અગાઉ[૧૯] ‖ અમશાસ્પંદોની[૨૮] ‖ મરજીમાં[૨૭] (છે

તેમ એટલે મરજી પ્રમાણે મેળવેલી) ॥ આ[૯૫] ॥ અહૂની જાતના બનેલા અહૂનો જલ્વો દેખાડવા માટેના ખુબસુરત કેહર્પોની[૯૬] ॥ પેદાએશની[૯૬] ॥ અગાઉ[૯૪] ॥ આ[૯૮] ॥ માંથ-વચન[૯૯] ॥ જે[૧] ॥ અહુથી વીચારાયલો-અધી-કારી થયલાઓના ધ્યાનમાં રમી રહેલો છે તે[૨] ॥ જે[૩] ॥ રતુ એટલે નાયબોથી વીચારાયલો, નાયબોના મનમાં રમી રહે છે તે[૪] ॥ જાહેરમાં[૯૭] ॥ બોલ્યો હતો.[૧૦૦] ॥

**(૯) ફ્રા મે[૨૯] સ્પન્યાઓ[૩૦] મનિવાઓ[૩૧] વચચ[૩૨] વીસ્પાંમ[૩૩] અષઓનો[૩૪] સ્તીમ[૩૫] હઇતીમ્ચ[૩૬] બવઇન્તીમ્ચ[૩૭] બૂષ્યેઇન્તીમ્ચ[૩૮] શ્યઓથ્નો-તાઇત્ય[૩૯] શ્યઓથ્નનાંમ[૪૦] અંઘ્રહેઉશ[૪૧] મજદાઇ.[૪૨]**

મઝદા[૪૨] (ની મુરાદ બર લાવવા ફ્રશો-ગર્દ લાવવા) માટે ॥ દુન્યાના-હયાતીના[૪૧] ॥ કામોના-ચાલ ચલણના, ભલી પધ્ધતીના કૃત્યોના, તરીકતના[૪૦] ॥ નમુના તરીકે[૩૯] ॥ મને[૨૯] (હું ઝરથુસ્ત્ર જે જગતની વૃધ્ધી માટેનો રસ્તો બતાવવા માંગુ છે તેને) ॥ બે મીનોમાંના[૩૧] ॥ વધારે ડાહયા વૃધ્ધી કરનાર[૩૦] (સ્પેનામીનોએ) ॥ બધી[૩૩] ॥ અષોઇવાળી[૩૪] ॥ પેદાએશ[૩૫] (જે) ॥ હસ્તી તરફ જવા માટે જીવી રહેલી છે તેને, હસ્તી તરફ જીવતા જીવત જઇ રહી છે તેને તેમ[૩૬] ॥ હસ્તી તરફ જવા માટે જીવી ગયલી-ભુતકાળમાં જીવીને હસ્તી તરફ જઈ રહેલી હતી તેને[૩૭] (તેમ) ॥ ભવીષ્યના વખતમાં ફ્રશો-ગર્દ થશે તેવી દુરની વૃધ્ધીની હાલત માટે એટલે ભવીષ્યને લગતી હાલત તરફ જઇ રહેલી છે-જઈ રહેલી હતી તેને[૩૮] ॥ (એટલે તેઓની નમુનેદાર કારદા-નીઓને) ॥ કહી સંભળાવી-તેઓ વીષેના મીથ્ર જાહેર કીધા.[૩૨] ॥

**(૧૦) અએતત્ચ[૪૩] અએષાંમ[૪૪] ઉખ્દનાંમ[૪૫] ઉખ્દાતેમેમ[૪૬] યાઇશ[૪૭] યવ ક્રચ[૪૮] વઓચે[૪૯] ક્રૃચ-સ્રુયે[૫૦] ક્રૃચ-વખ્શયેઇતે[૫૧] અસ્તિ[૫૨] જી[૫૩] અન[૫૪] અવવત્[૫૫] ઉખ્દત[૫૬] યથ યત[૫૭] દિત[૫૮] વીસ્પો[૫૯] અંઘ્રહુશ[૬૦] અસ્તવાઓ[૬૧] આસખ્શત્[૬૨] સંસ્કાંસ[૬૩] દદશનો[૬૪] ની[૬૫] પઇરિ[૬૬] ઇરિથ્યાંસ્તાતત્[૬૭] હરઇતે.[૬૮]**

જેઓ[૪૪] ॥ ધ્વની કાઢે છે-નાદ કાઢે છે તેવા નાદો કાઢનારી મારેફ-તોમાં[૪૫] (જેમકે બંદગી-માંથ આલાતોમાં) ॥ જેઓને[૪૭] ॥ કદીબી[૪૮] ॥ મેં જાહેર કીધા હતા[૪૯] ॥ જાહેર કરૂં છું[૫૦] ॥ જાહેર કરીશ[૫૧] ॥ તેઓમાં[૪૪] (તે બધામાં) ॥ તે એટલે તે અહુનવર ને માંથ.[૪૩] ॥ સઉથી સરસ રીતે નાદ કાઢી કામ કરી રહે છે-અસરકારક છે[૪૬] ॥ કારણ કે[૫૩] ॥ તે (કલામની) સાથે[૫૪] ॥ એટલી બધી[૫૫] ॥ તારીફ વખાણ[૫૬] ॥ રહી છે[૫૨] ॥ કે જેટલી

બધી[૫૭] ‖ ખરેખરની[૫૮] ‖ આખી[૫૯] ‖ દુન્યાની[૬૦] ‖ જડ-હાડમંદ[૬૧] (હાલત) વીષે (વીખ્યાતી છે). ‖ ખંત રાખેલો[૬૪] (થઇ) ‖ જે કોઇ શીખે છે-શીખવે છે[૬૨] ‖ તે શીખેલો માટે ભણનારો[૬૩] (થઇ) ‖ ખંત રાખેલો થઇ[૬૪] (ભણે તો) ‖ મોત મેળવેલો થવાથી[૬૭] (એટલે જન્મ મરણના ફેરાથી) ‖ (તેની) ‖ પકડમાંથી[૬૬] ‖ હેઠો પડી છુટો થઇ[૬૫] ‖ બચે છે.[૬૮] ‖

**(૧૧) અએતત્ચ[૬૯] ના[૭૦] વચો[૭૧] ફ્રા વઍાચે[૭૨] સખ્શૅમ્ચ[૭૩] હિરમાઇરીમ્ચ[૭૪] યથન[૭૫] કહ્માઇચિત્[૭૬] હાતાંમ[૭૭] અષાત્[૭૮] હચ[૭૯] યત્[૮૦] વહિશ્તાત્.[૮૧]**

વળી[૭૫] ‖ હસ્તીમાં જવા લાયકના હાલ જીવતાઓમાંના[૭૭] ‖ કોઇને-બી[૭૬] ‖ તે ખાસ[૮૦] ‖ ઉત્તમમાં ઉત્તમ પરદુખભંજની[૮૧] ‖ અશોઇ પાળવાને-પાંથરવાને લીધે-પાળવાને પાંથરવાને માટે[૭૮ ૭૯] ‖ આ[૬૯] ‖ માંથ્ર અહુન-વર[૭૧] ‖ શીખવવા કાબેલ[૭૩] ‖ યાદ કરાવવા-અમલ કરાવવા કાબેલનો[૭૪] ‖ હમુને હમારી[૭૦] (આગળ) ‖ દાદારે જાહેર કીધો હતો-જાહેર કરવામાં આવ્યો હતો[૭૨] ‖ અથવા બીજી રીતે એમબી થઇ શકે ‖ હસ્તીમાં જવા લાયકના નરમાંના[૭૭] ‖ કોઇનેબી[૭૬] ‖ તેં ખાસ[૮૦] ‖ ઉત્તમ[૮૧] ‖ અષોઇ પાળવા પાંથર-વાની રૂયે[૭૮-૭૯] ‖ આ[૬૯] ‖ માંથ્ર અહુનવર[૭૧] (જે) ‖ આપણી[૭૦] (અગા-ઉથી) ‖ જાહેર થયલો છે[૭૨] ‖ તે શીખવવા કાબેલનો[૭૩] ‖ યાદ કરાવવા અમલ કરાવવા કાબેલનો[૭૪] (છે). ‖

**(૧૨) યથ[૮૨] ફ્રા ઇદ[૮૩] આશ્રચૉાત્[૮૪] યત[૮૫] દિમ[૮૬] અહૂમ્ચ[૮૭] રતૂમ્ચ[૮૮] આ દદત્[૮૯] ઇથ[૯૦] દિમ[૯૧] પર ચિનસ્તિ[૯૨] યિમ્[૯૩] અહુરૅમ મજદાંમ[૯૪] મનસ[૯૫]-પઍાઇરૂયએઇબ્યો[૯૬] દામબ્યો[૯૬-a] યથ[૯૭] ઇમ[૯૮] વીસ્પનાંમ[૯૯] મજિશ્તૅમ[૧૦૦] ચિનસ્તિ[૧] અથ[૧-a] અહ્માઇ[૧-b] દામાંન્[૧-c] ચિનસ્તિ.[૧-d]**

એવી રીતે[૮૨] ‖ અહિંયાં[૮૩] (ગેતીમાં) ‖ (તે માંથ્રને) ‖ જે કોઇ ભણે-અમલ કરે[૮૪] ‖ તો[૮૫] ‖ તેને[૮૬] (ઝરથુસ્ત્રને) ‖ (ગેતીમાં) અહુ=મુળ શાહ[૮૭] ‖ સરદાર-દાદારનો ગુમાસ્તો[૮૮] (તરીકે) ‖ ઠેડવે છે.[૮૯] ‖ અને તેથી વળી[૯૦] ‖ તેને[૯૧] ‖ કે જે[૯૩] ‖ અહુરમઝદ[૯૪] (છે તે)ને ‖ સપ્પર પહેલી જુતના જુતકાળ નામે પરાના કાળની પેદાયશ માટે[૯૬] ‖ મુળ વીચાર તરીકેનો, પુગવા માટેની નેમ તરીકે[૯૫] ‖ કબુલ રાખે છે[૯૨] ‖ જેમ[૯૭] ‖ તેને[૯૮] (દાદારને) ‖ કુલ પેદાશમાં[૯૯] ‖ મોટામાં મોટા[૧૦૦] ‖ કબુલ રાખે છે[૧] ‖

તેમ[૧૦] ॥ તેને માટે[૧૦] (દાદાર માટે) ॥ પેદાયશને[૧૦] (થયલી) ॥ કબુલ રાખે છે.[૧૦] ॥

**(૧૩) યથ[૧] મજદાઓ[૩] હુજીતીશ[૪] વંઘ્રહેઉશ[૫] ઇદ[૬] થ્રિતીમ[૭] ૮કએષમ[૮] આદ્રેનજયેઇતિ[૯] દજદ[૧૦] મનંઘ્રહે[૧૧] પર[૧૨] ઇમ[૧૩] ઇદ[૧૪] મનંઘ્રહે[૧૫] ચિનસ્તિ[૧૬] યથ[૧૭] ક્રદ્દખ્શતારેમ[૧૮] મનંઘ્રહે[૧૯] મનંઘ્રહે[૨૦] અએતવઇત્યઅ[૨૧] ઇમ[૨૨] કારયેઇતિ[૨૩] શ્યઓથ્નનાંમ[૨૪] ઇદ[૨૫] અહૂમ[૨૬] કારયેઈતિ.[૨૭]**

જેમ જેમ[૧] ॥ અહીંયાં[૬] (હયાતીની વરજીશી—અમલમાં) ॥ ત્રીજી[૭] ॥ ૮કએષ—પેટાદીનને[૮] (લગતા સ્લોકો) ॥ (તે ૮કએષનો રાઇનીદાર કે બીજો કોઈ અમલદાર) ભણ્યો જાય છે[૯] ॥ (તેમ તેમ) ॥ મઝદા[૩] ॥ ભલી નેઆમતો, જીંદગી ભલાઇની થવાના સાધનો[૪] (અને) ॥ ભલા[૫] (નીશ્કામ વૃત્તીના) ॥ મનની[૧૧] ॥ બક્ષેશ[૧૦] (યઝતી ગતી) ॥ તે બેઉને[૧૩] (એટલે ત્રીજી ૮કએષના રાએનીદારને તેમ બીજા કોઇ બરજીસી અમલદારને) ॥ મનને માટે મનની—વીચારની શુક્ષ્મતાને માટે[૧૫] ॥ કબુલ રાખે છે[૧૨.૧૬] (ડેડવી આપે છે) ॥ જેમ જેમ[૧૭] ॥ મનને માટે[૧૯] (મનની કેળવણી માટે) ॥ (તે વીદ practice) રાહબર થાય છે—રસ્તો દેખાડે છે[૧૮] ॥ (તેમ તેમ) ॥ આ બધાથી[૨૧] (આ વીરવેશથી) ॥ મનના[૨૦] ॥ કામોની[૨૪] ॥ આવી[૨૨] ॥ ખેતી કરે છે[૨૩] ॥ (અને એમ) ॥ આ હાલની[૨૫] ॥ હયાતીને[૨૬] ॥ ખેડે છે.[૨૨] ॥

**(૧૪) યત[૨૮] હિમ[૨૯] દામઅ્યો[૩૦] ચિનસ્તિ[૩૧] મજદ[૩૨] ઇથ[૩૩] તેમ[૩૪] યત[૩૫] અહ્માઇ[૩૬] દામાંન[૩૭] ક્ષથ્રેમ[૩૮] અહુરાઇ[૩૯] ચિનસ્તિ[૪૦] તત[૪૧] મજદ[૪૨] તવ[૪૩] ક્ષથ્રેમ[૪૪] દ્રેગુઅ્યો[૪૫] વાસ્તારેમ[૪૬] ચિનસ્તિ[૪૭] યથ[૪૮] ઉર્વથેમ[૪૯] સ્પિતમાઇ[૫૦] પન્ચ[૫૧] ૮કએષ[૫૨] વીસ્પેમ[૫૩] વચો[૫૪] ક્રવાકેમ[૫૫] હુઉરૂમ[૫૬] વચો[૫૭] અહુરહે[૫૮] મજદાઓ.**

પછી જ્યારે[૨૮] ॥ તેને[૨૯] (દાદારને) ॥ કુલ સૃષ્ટી માટે[૩૦] ॥ કબુલ રાખે છે[૩૧] (ત્યારે) ॥ મઝદા[૩૨] ॥ તેને માટે[૩૪] ॥ એવી રીતે[૩૩] ॥ હમારે માટેનો હસુને લગતાનો[૩૬] (હસુને મળેલો) ॥ અહુરાને લગતો[૩૯] (અહુરા તરફનો) ॥ તે[૩૫] ॥ રાદી અધીકાર[૩૮] ॥ તે બધી સૃષ્ટીને[૩૭] (વૃધ્ધીએ લઇ જવા માટે) ॥ કબુલ રાખે છે ડેડવી—રાખે છે.[૪૦] ॥ તારા[૪૩] (તું માંથ્રના ભણનારના) ॥ તે[૪૧] ॥ અધીકારને[૪૪] ॥ મઝદાએ[૪૨] ॥ દુરેગુ માટે (ના) અષોઇમાં તુરતના દાખલ થયલા દુરવીશો માટે[૪૫] (ના) ॥ (તેઓની હાજતો પુરી પાડનારા) ॥

વસ્ત્ર-પોશાણ પુરા પાડનાર ઉસ્તાદોને[49] ‖ એટલે એવી રીતના[48] ‖ સ્પિતમ ઝરથુસ્ત્રના કામને ચલાવવા માટેના[50] ‖ દોસ્તોને[46] ‖ આપવા ઠેડવેલો છે[47] ‖ તમામ બધા[53] ‖ વચો-માંથો કલામો[54] ‖ નસીહત આપનાર[55] ‖ સંપુર્ણ -રક્ષણ કરનાર[56] (ભણવા માટેના અમુલ્ય છે) ‖ અહુરમઝદની[58] ‖ વાણી-ઓ[57] (તેઓ છે) ‖ દીનો-આઇનો[52] ‖ પાંચ[51] (છે એમ) ‖ નસીહત આપનારી[55] (તે વાણીઓ છે) ‖

**(૧૫) વહિશ્તો[59] અહુરો મજ્દાઓ[60] અહુનૅમ-વઇરીમ[61] ફ્રા-શ્રઓત[62] વહિશ્તો[63] હામો[64] કારયત[65] હિથ્વત[66] અકો[67] અબવત[68] અન્તરૅચ[69] દ્રવન્તૅમ[70] આશ્રૂત[71] અય[72] અન્તરૅ ઉખ્તિ[73] નોઇત[74] ના[75] મનાઓ[76] નોઇત[77] સેંઘ્રહા[78] નોઇત[79] ખ્રતવો[80] નએદા[81] વરના[82] નોઇત[83] ઉખ્દા[84] નએદા[85] શ્યઓથના[86] નોઇત[87] દએના[88] નોઇત[89] ઉરવાંનો[90] હચઇન્તી.[91]**

ઉત્તમમાં ઉત્તમ[59] (ખીશ્કારી કરવા ઉત્તમમાં ઉત્તમ) ‖ અહુરમઝદે[60] ‖ અહુનવરને[61] ‖ પઢયો[62] (સૃષ્ટી રચનાનો મીશ્ર કરી વચ કાઢયો પછી) ‖ ઉત્તમમાં ઉત્તમ રીતે[63] (યસ્નની રીતે મીશ્ર પછીના માંથ પછીના યસ્નની રીતે) ‖ હામોઇવાળી[64] (એકરસ થઇને મળી જવા જેવી) ‖ ખીશ્કારી કીધી[65] (એટલે કીધેલી સૃષ્ટીમાં તેવણ મલતા રહયા) ‖ તુરતજ[66] (થતી સૃષ્ટી તેવણમાં મલવા લાગી કે તે માંહેલો દએવ અજ્ઞાનતાનો દોર છુટો થવા લાગો કે તુરતજ) ‖ તે બુરા દેવે[67] (જે તેવણમાં મલ્યો નથી તેણે) ‖ અંદરથી[69] (તે ઉભી થઇને દાદારમાં મલતી સૃષ્ટીમાંથી) ‖ જતો રહયો-બહાર પડયો[68] ‖ આ[72] ‖ થયલી મુનાદીથી-બોલાયલો અહુનવરના હોકમથી[73] ‖ તે દરવંદને[70] ‖ જાહેર થયું[71] (કે પોતે તેમ બીજો જે દાદારને મળે છે તે બેઉ એકજ મુળમાંથી છે તેવા) ‖ આપણા બેઉના[75] ‖ વીચારો[76] ‖ તરબ્યત[78] ‖ જાતી અંદરની અકકલ[80] ‖ વર્ણ-એતેકાદ[82] ‖ સામટી માન્યતાના બોલો[84] ‖ કરણી[86] ‖ દએના-અંતકરણનો પ્રભાવ[88] ‖ રૂવાનો-નુરી તત્વો[90] ‖ સાથે જાય મળે[91] ‖ નહી.[89] ‖

**(૧૬) અએતત્ચ[92] વચો[93] મજ્દાઓ-ઉખ્તૅમ[94] થ્રિ-અફ્સૅમ[95] ચથ્રુ પિશ્તરૅમ[96] પન્ચ રતુ[97] રાઇતિ[98] હન કૅરૅથૅમ[99] કાઇશ[100] હે[1] અફ્સમાંન[2] હુમતૅમ[3] હૂખ્તૅમ[4] હ્વર્શતૅમ.[5]**

મઝદાની બોલેલી[94] ‖ આ[92] ‖ વાણી માંથ[93] ‖ ત્રણ બેતો (પદોવાળી

છે). ચાર વર્ગોને[66] (માટે છે). ॥ પાંચ સરદારોને[67] (માટે છે). ॥ રાદીપણુા-વાળુ[68] ॥ (તેનું) ભણતર સ્તુતી સંપુર્ણતાવાળી છે[69] ॥ તેની[1] (તે ભણવાની) ॥ એતો[2] ॥ કઇ[100] (છે? તેઓ) ॥ હુમતને લગતી યઝતોની ખીસ્કારીને લગતી છે–તેવી હાલતે પુગેલા અષવનને લગતી છે[3] ॥ હુખ્તને લગતી એટલે યઝતોની ખીસ્કારી જે નીસ્તીમાં ચાલે છે તેને લગતી છે અને તેવી હાલતે પુગેલા અષવનો અને પરમ સત્યને લગતી છે[4] ॥ હવરસ્તને લગતી એટલે યઝતોની ગેતીમાં ખીસ્કારીને લગતી–તેવી ખીસ્કારીને લગતી તરીકતો માટે છે.[5] ॥

**(૧૭) કાઇશ[1] પિશ્ત્રાઇશ[7] આથ્રવ[8] રથએશતાઓ[9] વાસ્ત-રૂયો ફ્ષુયાંસ[10] હૂઇતિશ[11] વીસ્પય[12] અરૅન[13] હચિમ્ન[14] નઇરે[15] અષઓને[16] અર્શ્ મનંધ્રહ[17] અર્શ્ વચંધ્રહ[18] અર્શ-શ્યઓથ્ન[19] રતુશ મરૅત[20] દએનો સાચ[21] યેંગ્હે[22] શ્યઓથ્નાઇશ[23] ગએથાઓ[24] અષ ફ્રાદૅન્તે.[25]**

વર્ગો[7] ॥ કયા[8] (છે? તેઓ) ॥ અથોરનાન[8] (ને લગતા એટલે રજેરજના આતશને તેજ રાખી તેને તેજાતે પુગાડનારને લગતા) ॥ રથેસ્તાર[9] (ને લગતા, બુરાઇ જે આરમઇતીની તદબીરથી સુધરે નહી તેને મારીને સુધાર-નારને લગતા) ॥ (તન–મન–રૂવાનને) આબાદ કરતા ખેડુત[10] (ને લગતા, સ્પેન્ત આરમઇતીની રૂઢીએ તેને સમજાવીને સુધારનારને લગતા છે). ॥ ભલી કારીગરી કરનાર[11] (ને લગતા છે–જનસમજ કે બીજી હેઠળી સમજની કારીગરી કરવા, તે બધી સમાજોને તેઓને લગતો ભાગ આપી તેઓનું ભલુ કરવાને લગતા–ખરા શહેરીપણાવાલાને લગતા રહે છે) ॥ આ બધામાં[12] (જેઓ) ॥ અષોઇ-વાળા[13] ॥ નર (હોય છે તેઓને) માટે[15] ॥ વીચારની સચ્ચાઇને લીધે[17] ॥ બોલની સચ્ચાઇને લીધે[18] ॥ કર્મની સદગતીને લીધે[19] ॥ ફરજ અને કારતી[13] ॥ લાગુ પડેલા[14] (રહે છે) ॥ ઉસ્તાદનું સ્મરણ કરનારો હોકમ ઉઠાવનારો[20] ॥ દીનને શીખી શીખવનાર દીનચાશીદાર[21] ॥ (તેઓમાંનો તે અષવન રહે છે) ॥ જેના[22] (જે અષવનના) ॥ કામોથી વર્તણુકોથી[23] ॥ હાડમંદ જગત[24] ॥ અષોઇ તરફ વધી રહે છે–અષોઇમાં વધે છે.[25]

**(૧૮) કય[26] રતવો[27] ન્માન્યોં[28] વીસ્યો[29] જન્તુમો[30] દખ્યુ-મો[31] જરથુશ્ત્રો[32] પુખ્દો[33] આઓંધ્રહાંમ[34] દખ્યુનાંમ[35] યાઓ[36] અન્યાઓ[37] રજોઇત[38] જરથુશ્ત્રોઇત[39] ચથ્રુ રતુશ[40] રઘ[41] જરથુ-**

**શત્રિશ[42] કય[43] અંગહાઓ[44] રતવો[45] નમાન્યસ્ચ[46] વીસ્યસ્ચ[47] જન્તુમસ્ચ[48] જરતુશ્ત્રો[49] તુઇરૂયો.[50]**

સરદારો[37] ‖ કયા[38] (છે કોણ છે?) ‖ નમાન-ઘર મધ્ય બરજીસી વર્ણના તેમ બીજી વર્ણના મધ્યના[28] ‖ મહોલ્લાના એટલે રખડાતમાં પડેલાઓના[29] ‖ કસબાના એટલે મરણ પછીની હાલતનાઓ[30] ‖ શહેરોના, તાલીમો તરબ્યત લેનારા આપનારા[31] (આમ ચાર સરદારો થયા. પાંચમો કયો છે?) ‖ પાંચમો[33] (સરદાર) ‖ ઝરથુસ્ત્ર[32] (છે જેવણ) ‖ આ[34] ‖ મુલુકો[35] ‖ જેઓ[36] ‖ ઝરથુસ્ત્રના[39] ‖ રય, રયથી દુર ગયલા[38] ‖ જુદા[37] (છે) ‖ તે[34] (જુદા ગયલા) ‖ મુલુકોના[35] (સરદાર છે) ‖ ઝરથુસ્ત્રના[47] ‖ રય-રયના[41] ‖ ચારજ સરદાર[40] (હોય) ‖ તે બધા-આ બધા[44] (એટલે તે ચારજ) ‖ સરદારો[45] ‖ કયા[43] (છે માટે કહે છે કે તેઓ) ‖ નમાનના[46] ‖ વીસના[47] ‖ જન્તુના[48] ‖ ચોથાનો[50] (ચોથા વર્ગનો સરદાર) ‖ જરથુસ્ત્ર[49] (છે). ‖

**(૧૯) કત્[51] હુમતૅમ[52] અપવનૅમ[53] મનસ[54] પઓઇરૂયો[55] કત્[56] હૂખ્તેમ[57] માંથ્રો સ્પૅન્તો[58] કત્[59] હુવરૂશ્તૅમ[60] સ્તઓતાઇશ્ચ[61] અષ પઓઇરૂયાઇશ્ચ[62] દામેબીશ.[63]**

હુમત[52] ‖ તે શું?[51] ‖ (કહે છે કે હુમત તે) ‖ સપ્પર પહેલે[55] (એટલે સૃષ્ટી થઈ તેની પરા આગમચનો ભુતના ભુતકાળનો) ‖ અષોઇના કેહર્પવાળો[53] ‖ વીચાર[54] (એટલે અહુરાનો મીથ્રબરીન જે સૃષ્ટી માટે થાય છે તે, જે યઝતોમાં ઉતરે છે તે) ‖ હૂખ્ત[57] ‖ તે શું[56] ‖ માંથ-સ્પેન્ત[58] (આશીશે-હહમ આક્રિતી જે પાર પાડે તે એટલે સત્ય એટલે નીસ્તીનું મુળ પાયો જેની ઉપર નીસ્તી ઉભી થઈ છે તે એટલે યઝતોની નીસ્તી માટેની ખીશ્કારી) ‖ હવરસ્ત[60] ‖ તે શું[59] ‖ અષોઇમાં આગળ વધેલી, આગળ પડતી[62] ‖ સૃષ્ટીથી-તે માંહેલી વસ્તીથી વ્યકિતઓથી એટલે યઝતો અને અષવનોથી[63] (થયલી) ‖ સ્તુતીથી-માનપુર્વકની ખીશ્કારીથી[61] (થતી જાતજાતની ચલાવતો, જડ ગેતી ઉભી કરવાની ચલવલો). ‖

**(૨૦) મજદાઓ[64] ક્રા ગ્રઓત[65] ચિમ[66] ક્રા ગ્રઓત[67] અષવનૅમ[68] મઇન્યઓમ્ચ[69] ગએથીમ્ચ[70] ચ્વાંસ[71] ક્રા ગ્રઓત[72] ક્વાકૅમ[73] વહિશ્તો[74] ખ્શથ્રેમ્નો[75] સ્વનૅતૅમ[76] અષવનૅમ[77] વહિશ્તૅમ્ચ[78] અવસો ખ્શાથ્રૅમ્ચ.[79]**

મઝદાએ[64] ॥ (અહુનવરને) ॥ જાહેર કીધો[65] ॥ કોણને–કોણ આગળ[66] ॥ જાહેર કીધો[67] ॥ અષોઇવાળા અષોઇનું કેહપ રાખતા[68] ॥ મીનો–અણદીઠને લગતાને–લગતા આગળ[69] ॥ ગેતીના દેખીતાઓને–દેખીતા આગળ[70] (જાહેર કીધો) ॥ કઈ પદવીમાં રહીને[71] ॥ તે વાણીને[73] ॥ જાહેર કીધી[72] ॥ ઉત્તમમાં ઉત્તમ[74] ॥ સત્તા ધારણ કરનાર તરીકે[75] (જાહેર કીધો) ॥ કોણને[76] (તે વાણી શીખવી) ॥ ઉત્તમમાં ઉત્તમ[78] ॥ અષોનર[77] (જે) ॥ મનના ધ્રાટા મુજબ નહી પણ અહુનવઇર્યના હોકમ મુજબ ચાલી ચલાવવાની સત્તા રાખે છે તે[79] (નો એટલે દાદારની ઇચ્છાવાળો અધીકારીને). ॥

**(૨૧) બઘાંમ[80] અહુનહે વઇરૂયેહે[81] યજમઇદે[82] અહુનહે વઇરૂયેહે[83] યજમઇદે[84] ફ્રસ્રઑથ્રેમ્ચ[85] ફ્રમરથ્રેમ્ચ[86] ફ્રગાથ્રેમ્ચ[87] ફ્રાયરતીમ્ચ.[88]**

**યેંઘહે હાતાંમ આઅત યેસ્ને પઇતી વંઘહો,**
**મજદાઓ અહુરો વએથા અષાત હચા,**
**યાઓંઘહુાંમ્ચા તાંસ્ચા તાઓસ્ચા યજમઇદે.**

અહુનવઇર્યની[79] ॥ શકિત જે તે સાહેબ આગળ નાના બાગ જેવી છે તેને[80] ॥ યાદ કરી એકતાન થઇએ છીએ.[82] ॥ અહુનવઇર્યના[83] ॥ કુદરતમાં ચાલતા ગાયન–નાદ સાથે, તે ગાયનને સમજી શકાય તેવી રીતના યથાના કલામના ભણવાની સાથે[85] ॥ તે અહુનવઇર્યના કલામના મરના ભેદ પ્રમાણેના ભણવાની સાથે.[86] ॥ (તે અહુનવઇર્યના કલામના) કેરાહતની રૂઢીથી ભણવાની સાથે[87] ॥ ખુદ તે બધ અહુનવઇર્ય સાથે એકતાન થઇને પછી તે બધ અહુનવઇર્યના નાદ અહુનવર સાથે હમકલામ થઇ રહેવાય તેવી રીતના ભણવાની સાથે[88] ॥ એકતાન થઇએ છીએ[84] ॥

યેંઘહે હાતાંમ (વાણીને દુઆને પાર પાડીશું જ) ॥

## હા ૨૦

**(૧) ફ્રા અઑત[1] અહુરો–મજદાઑ[2] અષેંમ[3] વોહૂ[4] વહિશ્તેંમ[5] અસ્તી[6] પર[7] અઘાઇ[8] વોહુ[9] વહિશ્તેંમ[10] ચિનસ્તિ[11] યથ[12] ખ્અએતવે[13] ખ્અએતાતેંમ[14] વોહૂ[15] વહિશ્તેંમ[16] અસ્તી[17] અથ[18] ફ્રઅએષેંમ[19] કારયેઇતિ.[20]**

અહુરમઝદે[૬] ॥ જાહેર કીધું[૭] (કે) ॥ અષેમ વોહુ વહિસ્તૅમ અસ્તી (એટલે) ॥ અષોઇ[૩] ॥ ભલી ગોસ્પંદી[૪] (પરોપકારી છે) ॥ સરસમાં સરસ[૫] (એટલે બહમનને લગતું પરદુખભંજની કામ કરવામાં સૌથી ઉત્તમ) ॥ છે[૬] ॥ જેમ[૧૨] ॥ દરૂજરહીત રહેલા માટે–બુરાઇથી અલગા–સ્વતંત્ર થયલા માટે[૧૩] ॥ સગાઇ[૧૪] (દાદાર સાથેનો રાદ પેવંદ) ॥ કબુલ કરાવી આપે છે[૧૧] ॥ (તેમ તેવીજ રીતે તે અષ) ॥ દુરના[૭] (એટલે પોતાના સીલસીલામાં નહી હોય તેવા) ॥ તેને માટે[૮] (એટલે તે દુરનાને માટે) ॥ ઉત્તમમાં ઉત્તમ રીતે બહમનનું કામ કરી રહેતી[૧૦] ॥ નેઆમત–યઝતી અકકલ[૯] (પરમાર્થની અકકલ વૃત્તી) ॥ કબુલ કરાવી આપે છે[૧૧] (આણી આપે છે કે જે પછીથી અષોઇને તેઓ મેળવી રહે; માટે કહે છે કે) ॥ ભલી નેઆમત[૧૫] (યઝતી પરમાથી નીશ્કામ વૃત્તી=ભલાઇ) ॥ ઉત્તમમાં ઉત્તમ[૧૬] (બહમનનું કામ કરવામાં બેનમુન) ॥ છે[૧૭] (કે જેથી તેવી નેઆમત રાખનાર) ॥ એવી રીતે[૧૮] ॥ દીનને–દીનના કાયદાઓને આઇનિ–તરીકતોને[૧૯] ॥ અમલમાં લાવે છે[૨૦] (અને એમ અષોઇનિ મેળવી શકે છે). ॥

**(૨) ઉશ્તા[૨૧] અસ્તિ[૨૨] ઉશ્તા[૨૩] અહ્માઇ[૨૪] ઉશ્તતાઇત્ય[૨૫] વીસ્પૅમ[૨૬] અષવનૅમ[૨૭] વીસ્પાઇ[૨૮] અષઑને[૨૯] પર ચિનસ્તિ[૩૦] યથના[૩૧] સ્તાઇત્ય[૩૨] વીસ્પૅમ[૩૩] અષવનૅમ[૩૪] વીસ્પાઇશ[૩૫] અષઑને[૩૬] પર ચિનસ્તિ.[૩૭]**

પછી જાહેર કીધું કે ઉસ્તા અસ્તિ ઉસ્તા અહ્માઇ એટલે (અષની શકિત) ॥ પરમ સુખ હંમેશગીનું સુખ[૨૧] ॥ છે[૨૨] (લાવી આપે છે) ॥ આવું પરમ સુખ[૨૩] ॥ તેનેજ[૨૪] (મળશે કે જે) ॥ બધા[૨૬] ॥ અષવનોને[૨૭] ॥ હમેશગીનું સુખ આવી મળવાની દરોસ્ત હાલતમાં[૨૫] (રાખવા) ॥ કબુલ કરે છે[૩૦] (આણી આપે છે અને) ॥ (જરા ઉતરતી ગતીના પણ રાસ્તીના રસ્તા ઉપરના) બધા[૨૮] ॥ અષવનો માટે[૨૯] (બી તેવી હાલત લાવી આપવા) ॥ કબુલ રાખે છે[૩૦] ॥ કે જેથી[૩૧] ॥ બધા[૩૩] ॥ અષવનોને[૩૪] ॥ (બીજા) બધા[૩૫] (ઉતરતી ગતીના) ॥ અષવનો તરફ[૩૬] ॥ ઉસ્તવારીથી સાથે જોડવા–રદ પેવંદમાં લાવવા[૩૨] ॥ કબુલ રાખે છે.[૩૭] ॥

**(૩) હુયત[૩૮] અષાઇ[૩૯] વહિશ્તાઇ[૪૦] અર્ષૅમ[૪૧] પર ચિનસ્તિ[૪૨] વીસ્પૅમ[૪૩] માંથ્રૅમ[૪૪] વીસ્પૅમ માંથ્રાઇ.[૪૫] યથ[૪૬] અષાઇ[૪૭] ક્ષથ્રૅમ[૪૮] ચિનસ્તિ[૪૯] યથય[૫૦] જ્બયેન્તે[૫૧] અષઑને[૫૨] અર્ષૅમ[૫૩] ચિનસ્તિ[૫૪]**

**યથચ[55] ક્ષ્માવૅાય[56] અષૅમ[57] ચિનસ્તિ[58] યત્[59] સઑાષ્યન્તઍઇ-બ્યો.[60] થ્રાયો[61] તકૅએષ[62] વીસ્પૅમ[63] વચો[64] ફ્રવાકૅમ[65] હુઉરૂમ[66] વચો[67] અહુરહે મજદાઑા.[68]**

(પછી જાહેર કીધું કે હ્યત્ અષાઈ વહિસ્તાઈ અષેમ એટલે) || ત્યારે તો લાજમ છે કે[38] || અષવહિસ્તની ગતી મેળવવા માટે[39-40] || આઝાદગી-હવસરહીતની હાલત[41] (મેળવવી જોઇએ. આવા શખ્સનું લક્ષણ શું છે?) || બધા માંથ્રોના ભણુનારા માટે[45] || બધા[43] || માંથ્રોને[44] || મેળવી અપાવવા-માંથ્રો સાથે ભેગા કરવા કબુલે છે[42] (કે જેથી તેઓબી આઝાદ થાય) || જે પછીથી[46] || આઝાદગી-અષોઇ મેળવવા માટે[47] || માનો અધીકાર[48] (મેળવી અપાવવા) || કબુલે છે[49] || એવીજ રીતે[50] || માંથ્રોથી મદદ માંગ-નાર[51] || અષવનો માટે[52] || આઝાદગી-અષોઇ[53] (ની સામગ્રીઓ મેળવી અપાવવા સગવડ કરી અપાવવા) || કબુલે છે[54] || એવીજ રીતે[55] || તમો[56] || સઑષ્યંતો માટે[60] || અષની ગતી[57] || કબુલે છે-તૈયાર કરી રાખે છે[58] (દુઆ કરીને વધારે છે) || બધા[63] || માંથ્રો-કલામો[64] || નસીહત આપનારા[65] || સંપુર્ણ રીતના-હીફાજત આપનાર માટે ભણુવા લાયકના[66] (છે તેઓમાંનો) || અહુરમઝદનો[68] || (આ) માંથ્ર[67] || ત્રણે[61] || દીનો[62] || (વીષેનો ભેદ ખોલે છે કે પાંચ તકૅએષોની દરેક તકૅએષ સાથે બીજી બે ગુપ્ત તકૅએષો રહી છે, જેઓ 'થ્રાયો તકૅએષ'નો ભેદ ઉભો કરે છે. આ બે ગુપ્ત તકૅએષો શું કરે છે? એક તકૅએષમાંથી બીજી તકૅએષ ઉપર જવાના બે પગ-થીઆ તરીકે તે બે ગુપ્ત તકૅએષો કામ કરી રહી છે; તેમ વળી કોઈ એક તકૅએષમાંથી તેનેથી છેટેની એટલે વૃધ્ધી લંબાવતી તકૅએષમાં ટુંકમાં જેને ઉતરતી તકૅએષ કહે છે તેવી ઉતરતી તકૅએષમાં-પોતાની તકૅએષથી વધુ જડતા-વાળી તકૅએષમાં ગબડતી વખતે, તે ગબડનારને તે બેઉ ગુપ્ત તકૅએષો ગબડતા અટકાવી-ઉંચકીને તેને પોતાની અસલ તકૅએષમાં લાવી મુકી શકે છે. આમ જેમ પન્ચ તકૅએષનો ગુહય ભેદ છે જે વર્ણોની રચના બતાવે છે તેમ **થ્રાયો તકૅએષ**નો ભેદ છે જે મુકિત માર્ગનો ભેદ બતાવે છે).

**(૪) મજદાઑા[69] ફ્રાગ્રઑાત[70] ચિમ[71] ફ્રાગ્રઑાત[72] અષવ-નેમ[73] મઇન્યઑામ્ચ[74] ગએથીમ્ચ[75] ત્વાંસ[76] ફ્રાગ્રઑાત[77] ફ્રવાકૅમ[78] વહિસ્તો[79] ખ્શયમ્નો[80] ત્વન્તૅમ[81] અષવનૅમ[82] વહિશ્તૅમ્ચ[83] અવસો[84] ખ્શથ્રૅમ્ચ.**

**(૫) બધાંમ્[૮૫] અષહે વહિતરહે[૮૬] યજમઇદે[૮૭] અષહે-વહિશ્તહે[૮૮] યજમઇદે[૮૯] ફ્રસ્રઓથ્રેભ્ય[૯૦] ફ્રમરૅથ્રેભ્ય[૯૧] ફ્રગાથ્રેભ્ય[૯૨] ફ્રયસ્તીભ્ય.[૯૩]**

મઝદાએ[૬૯] (અષેમનો કલામ) ‖ જાહેર કીધો[૭૦] ‖ કોણુને-કોણુ આગળ[૭૧] ‖ જાહેર કીધો[૭૨] ‖ મીનોઇને લગતા[૭૪] ‖ ગેતીને લગતા[૭૫] ‖ અષવનો આગળ[૭૩] ‖ (જાહેર કીધો) ‖ કયા અધીકારમાં-પદવીમાં[૭૬] (રહીને) ‖ નસીહત આપનાર તે કલામને[૭૮] ‖ જાહેર કીધો[૭૭] ‖ ઉત્તમમાં ઉત્તમ[૭૯] ‖ અધીકારી રાજકર્તા તરીકે રહી[૮૦] ‖ (જાહેર કીધો) ‖ કોણુ માટે[૮૧] (જાહેર કીધો) ‖ ઉત્તમમાં ઉત્તમ રીતે[૮૩] ‖ અહુરમઝદની મરજી પ્રમાણે ચાલીને અધીકાર રાખનાર[૮૪] ‖ અષવન[૮૨] (માટે જાહેર કીધો). ‖

અષવહીસ્તની[૮૬] ‖ શકિતવાળા ભાગ સાથે[૮૫] ‖ એકતાન થઇએ છીએ[૮૭] ‖ અષવહીસ્તના[૮૮] ‖ કુદરતમાં ચાલતા અષેમ વોહુના ગાયન સાથે, તે ગાયનને સમજી શકાય તેવી રીતના અષેમ વોહુના ભણુવાની સાથે[૯૦] ‖ તે અષના કલામના મરના ભેદ પ્રમાણેના ભણુવાની સાથે[૯૧] ‖ (અષેમ વોહુના તે કલામને) કેરાહતની રૂઢીથી ભણુવાની સાથે[૯૨] ‖ ખુદ તે અષવહીસ્ત સાથે એકતાન થઇને પછી તેવણુના કલામ અષેમ સાથે હમકલામ થઈ રહેવાય તેવી રીતના ભણુવા સાથે[૯૩] ‖ એકતાન થઇએ છીએ.[૮૯] ‖

**સૃષ્ટીની ઉસુલની ગાથા હા ૩૦-૩ માં જણાવેલી સામસામી જોડ;-તેમાંથી થતી બઓદ઼ ધ્રહ અને ઉરવાનની પ્રગતી; તેઓના જોડાણુથી થતું અહુરાના માંથ્ર-સ્પેન્તવાલા રૂવાનનું અને યઝતોનું પ્રગતીકરણ; તેઓના આકર્ષણુથી થતું દએવ વી-દાતુ સાથના રૂવાનમાંથી ગેતીના માનવનું-હેવાન-ઝાડપાન ખનીજનું પ્રગતીકરણ; તેઓની પાંચ વર્ણ. તે પાંચ વર્ણો માટેની પાંચ મુળ દીનો. તે બધાને ગેતીમાં લાવીને ચલાવનાર અષો ઝરથુશ્ત્ર. જગતની બધી ઇનસાન-હેવાન-ઝાડપાન ખનીજની દુન્યાઓમાં પાંચ જીરમો વર્ણો; તે વર્ણોને આગળ ચલાવનાર પાછળ જતા અટકાવનાર શ્રાય રક-એષ વીગેરેના ભેદોની સામાન્ય સમજ.**

સૃષ્ટી જ્યારે પરાના જુતના જુતકાળમાં જાહેર થઈ ત્યારે જે મોટા

બનાવો તે વખતે બનેલા હતા, તેઓમાં એક બનાવ જુઝની-સામસામી ગતીવાળી બે ચીજોની એક જોડ ઉભી થવાનો હતો. પરાના કાળમાં થયલા આ બધા મોટા બનાવોને ગાથા હા ૩૦-૨ માં **'પરા મજે યાઓંઘ્રહે'** તરીકે ઓળખેલા છે. આ સામસામી બે ચીજોની એક જોડની હયાતી વીષે પછી એજ હા ૩૦ ના ૩-૪ ફકરામાં ભેદો આવે છે તેમ બીજે ઠેકાણેબી આવે છે. આ સામસામી હયાતીઓને **હસ્ત** અને **હુવીઅત** તરીકે ઓળખે છે, જેમાંથી **ઉરવનં** અને **બઑદંઘ્રહુ**ની પ્રગતી થઇ છે. ઉરવાનમાં **દએવ** ફરેબ અજ્ઞાનતા આવી છે; જ્યારે **બઑદંઘ્રહુ**માં ખરી બુધ્ધી આવી છે. આ બેઉ જોડ તરીકે જાહેર થાય છે જેઓને ગાથા હા ૩૦-૩ માં **યેમા** એટલે જોડ તરીકેના કહયા છે; જેઓ જોડ છે છતાં વીચાર-બોલ-કામમાં સરખા ઉતરતા નથી સામસામે છે. ઉરવન તે અહુની સત્તા સ્વીકારતું નથી. પણ **બઑદંઘ્રહુ** તે અહૂની સત્તાને માથે ચઢાવે છે. ઉરવાન સાથે ત્યારે ફ્રવષિ કહેતા દાદારનું ડહાપણ તે વખતે ઉગ્યું ન હતું; જ્યારે **બઑદંઘ્રહુ** સાથે ફ્રવષિ અસલથીજ રહેલી છે.

જ્યારે દાદારના ડહાપણ-ફ્રવષિની કરામતથી માંથ્ર-સ્પેન્તના આશીશો રૂવાન ઉપર ઉતર્યા હતા ત્યારે તે રૂવાનનો મોટો ભાગ **બઓદંઘ્રહુ** સાથે **હામો** એટલે મળેલો થઇ જઇને ફ્રવષિ એટલે અહુના મહા ડહાપણ સાથે **હમરાહ** થયો છે. આવા રૂવાનને માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન કહે છે જેને **અહુરમઝદ** તરીકે ઓળખે છે. આ અહુરમઝદને રૂવાનના બીજા નહી સુધરેલા ભાગને દએવ-અજ્ઞાનતા રહીતનો અને દાદારના ડહાપણ ફ્રવષિવાળો કરવાનો અધીકાર મળે છે. એમ તે ઉરવાન જે **બઓદંઘ્રહુ**ને મળીને ફ્રવષિ સાથે હમરાહ થયું છે તેમાં અહૂ આવી વસે છે. આ અહૂ આવી વસેલા રૂવાનને માંથ્ર-સ્પેન્તનું અહુરાનું રૂવાન કહે છે, કેમકે માંથ્ર-સ્પેન્તના આશીશોથી તે તેવું અહૂ વસેલું થયું છે, જેને ટુંકમાં અહુરા મઝદા કહે છે. અહુરા મઝદા પછી બીજા નહી સુધરેલા રૂવાનના ભાગને ફ્રવષિનો હમરાહ કરાવી **બઓદંઘ્રહુ** સાથે મેળવી રહે છે, જેઓને ૩૩ અહુ+૩૩ રતુ કહે છે એટલે યઝતો કહે છે. છેલ્લે રૂવાનનો જે ભાગ માંથ્ર-સ્પેન્તના આશીશ લઇને **બઓદંઘ્રહુ** લઈ ફ્રવષિનો હમરાહ થતો નથી, તે રૂવાનને **દએવ વિદાતુ સાથનું રૂવાન** કહે છે.

આ **દએવ વીદાતુ સાથના રૂવાન**ને સુધારવા એટલે તેના દએવને રોશન **બઓદંઘ્રહુ**નો કરવા **બુનદહિશ્ન** સષ્ટી રચના થઇ છે; એટલે

હસ્તીનું જગત અને નીસ્તીનું જગત થયા છે. હસ્તીના જગતમાં સાત આસમાનો છે. નીસ્તીના જગતમાં સાત ભુવનો છે. આ ભુવનોમાં ગેતીના જેવા અનેક મરકઝો છે. આપણને તો ગેતી સાથેજ કામ છે. આ બેઉ જગતમાં પેલું દએવ વીદાતુ સાથનું રૂવાન ઉતરીને પોતાની હુવીઅતના નતીજામાં ઉભા થયલા દએવને સુધારીને પાર પડશે. આ કઇ રીતે થશે? પહેલા જાણવું કે અહૂ વસેલું માંથ-સ્પેન્તનું રૂવાન જે **બઓઇદંઘ્રહુ** સાથે મળેલું થઇ ફ્રવષિ એટલે અહૂના ડહાપણથી દોરવાઇ રહે છે તેણે એટલે અહુરા મઝદાએ પોતાની આસપાસ પોતાની અમર ગતી પાંથરેલી છે તેને નવ અને આઠમું આસ્માન કહે છે. તે આસ્માનો ગોયા દાદારના કેહર્પ અને કપડા તરીકે છે. આ આસ્માનો ઉપર, ઉપર કહેલા રૂવાનો સુધરીને યઝતો થયા. આજ આસ્માન ઉપર આ દએવ વીદાતુ સાથનું રૂવાન, તે બધા સુધરેલા યઝતી રૂવાનોના રહેઠાણ નામે દામિસ્પેન્તના કપની બહાર સુધર્યા વગરનું જાહેર થયું. આ દામિસ્પેન્તના કપમાં અહૂએ **ઉરવર** ઉગાડેલું છે જેનો છાયો તે યઝતો ઉપર પડતો હતો પડે છે; જે યઝતો ફ્રવષિની નવ લેના-દાદારના પુરડહાપણ અને મહાજ્ઞાન સાથે એકતાન થઇ રહેતા હતા; જ્યારે તે દએવ વિદાતુનું રૂવાન કપની બહારના શક વ શુબેહના-અજ્ઞાનતાના સખત તડકામાં તપતું હતું અને ફ્રવષિની ખુબસુરતી મેળવી શકેલું નહી. આ રૂવાનના દએવે અહીંયાં ફ્રવષિની ખુબસુરતીને જોઈ અને તે ફ્રવષિને લઇને તેણીની ગતીએ પુગવા માંગ્યું; એટલે આ દએવે મુકિત માંગી અને દાદારને તાબે થયું. તે દએવ જે તે રૂવાન સાથે છે તેની અરજી ઉપરથી તે દએવ સાથના રૂવાનને તે દએવ સુધ્યા દાદારે બસીત કીધા. તેઓના અણહદ ભાગો થયા. તેઓમાંના ઉત્તમ ભાગોમાં દાદારે ગોયા પોતાનો દમ ફુકીને તેઓને નેજાતે પુગાડયા, જેઓને **સ્તર** સેતારાઓ કહે છે, જેઓએ પછી તે આઠમા આસ્માન ઉપર જગા લીધી છે એટલે દાદારના કપડા ઉપરના સણગાર તરીકે તેઓ થયા છે. આ સ્તરોનો ઉતરતો ભાગ હવે સુધરવાનો રહયો. તે એવો હતો કે પેલા સેતારાના રૂવાનો માફક સુધરે નહી એટલે દાદારના સણગાર તરીકેનો થઈ રહે નહી; કેમકે તે એબયલ હતો. આ રૂવાનો માટે હસ્તી અને નીસ્તીની દુન્યા થઇ છે, કે જેઓની ઉપર આ સ્તરોની પાસબાની રહે છે. આ સ્તરો આ હસ્તી-નીસ્તીના જગતને ટેકવીને તે માંહેલા પેલા એબીયલ રૂવાનોને દાદારના સણગાર માટેના કરવા માંગે છે, કે જેને માટેજ આ એબીયલ રૂવાનોને પાંચ વર્ગમાં વહેંચ્યા છે. આ એબીયલ રૂવાનો પોતે પેલા દાદારના કપડાના શણગારરૂપ થયલા સ્તરોની આગળ કાળા બીન્દુ તરીકે દેખાતા હતા એટલે

તેઓ આઠમાં આસ્માન ઉપર કાળા બીન્દુ તરીકે હતા. તેઓને ચલકતા કરવા માટે એટલે સુધારવા માટે પેલા તેઓને લગતા **સ્તરો**ની ગતીથી દાદારે તેઓ માટેનો **બગોબખ્ત** ઉભો કીધો એટલે તેઓને પાંચ વર્ણોમાં વહેંચી, તેઓને અમુક રૂચતી ગતી અપાવીને તેઓના ભાગલા કરાવીને તે ભાગલાને ચલાવનાર **ખોદા** કહેતાં નેગાહબાન ઉભા કીધા. આવા ઉભા થયલા નેગાહબાનોને **બગો-બખ્ત** કહે છે જેઓ હવે તે વહેંચાયલા રૂવાનોને આગળ ચલાવશે. આવા નેગાહબાનોએ (ખોદાઓએ એટલે બગોબખ્તે) તેઓને એટલે તે પાંચ વર્ણમાં વહેંચાયલા એબીયલ રૂવાનોને પછી પેલા હસ્તીના સાત આસ્માનોના અમુક અમુક આસ્માન ઉપર ઉતાર્યા છે. તેઓને બગોબખ્તથી મળેલી રૂચતી ગતી જે જે આસ્માન ઉપર હતી તે તે આસ્માન ઉપરજ તેઓને ઉતારેલા હતા. પહેલી મુળ વર્ણના રૂવાનોને **૬-૫-૧** આસ્માનો ઉપર ઉતારેલા છે કેમકે તેઓને મળેલી રૂચતી ગતી=ઝરવાન તે આસ્માનો ઉપર હતી. બાકીના ચાર વર્ણના રૂવાનોને બીજા ચાર આસ્માન ઉપર ઉતારેલા હતા કે જ્યાં તેઓને મળેલી રૂચતી ગતીના હીસ્સા-ભાગલા જેવીજ ગતીઓ રહેલી હતી. આ રૂચતી ગતી-તેનું તે રૂવાનોને મળવું-તેની રૂચતી ગતીનું તે આસ્માન ઉપર આવવું -આ બાબદ ઇલિમ્યતની છે જેને ખોલવાની અહીંયા જગા નથી. આવા દરેક આસ્માન ઉપર ઉતરેલા તે બધા રૂવાનો એટલે વર્ણનો ભેદ રાખતા તે તે આસ્માનો ઉપરના તે તે વર્ણના રૂવાનો દસેમેના કાયદે પોતાની કાળાસ-દએવને બહાર કાઢીને સુધારી રહે છે. તે કાળાશ-દએવ પછી તે રૂવાનના ચલકતા તન ગએથા તરીકે થઈ રહે છે. એમ તે **કાળાસને**-દએવને દસેમેની રૂહીએ તેઓનો બગોબખ્ત સુધારે છે જેની કુંચી સમજ આમ છે. દરેક આસ્માન ઉપરના તે તે વર્ણના રૂવાનોમાંના દરેકના દસ ભાગો થઇ રહે છે. રૂવાનના ભાગો તો થાય નહી કેમકે નુર તો અખંડજ રહે. પણ રૂવાન સાથના દએવના ભાગો થાય એટલે તે કાળાશ જે ખંડ છે તેના ભાગો થાય. નવ ભાગોમાં નીખાલસ રૂવાન તરી આવવે તે નવ ભાગોનું રૂવાન દએવની ગતી છોડી રોશનીનું થઇ ગવનું પરદુખભંજની થઈ રહે છે જેઓને ગવચિથ્રના રૂવાનો કહે છે. પછી છેલ્લો દસમો ભાગ જે રહે છે તેમાં દએવીક ગતી વધુ રહે છે જેથી તે સુધરતો નથી. પણ પછી આ ૧/૧૦ ના રૂવાનને પાછા દસ ભાગે વહેંચે છે, જ્યારે નવ ભાગના રૂવાનમાં તે દએવીક ગતી આવે છે કે જે જલદીથી સુધરી રહે છે, એટલે તે દએવીક ગતી રોશન ગએથારૂપ થઈ રહે છે-ચલકી રહે છે. પણ છેલ્લે દસમો ભાગ તદદન સુધર્યા વગરનો રહે છે કે જેની કાળાશ હસ્તીમાં ધોવાઈ શકાતી નથી. આમ હસ્તીના તે આસ્માનો ઉપર તે પાંચ

વર્ણોના રૂવાનો હમેસેનના સિધાંત ઉપર સુધરી રહે છે એટલે પોતાની હમેવીક ગતીને રોશનીની કરી રહે છે, જેઓને અપોઝવાળા ગએથાઓ તરીકે ઓળખે છે. યઝતો તેમ તેઓને લગતા સ્તરો આ કામમાં તેઓના બગોબખ્તને મદદ કરે છે.

હસ્તીના આ આસ્માનો ઉપર જે રૂવાનો પોતાના હમેવને સુધારી રહે છે રોશનીનો ગએથારૂપનો કરી રહે છે તેઓ હસ્તીમાંજ રહે છે.

પણ આ બધા આસ્માનો ઉપરના રૂવાનોનો છેલ્લો ૧/૧૦ ભાગ જે હસ્તી ઉપર તેઓના બગોબખ્તથી યઝતોની તેમ તેઓને લગતા સ્તરોની મદદ મેળવ્યા છતાંબી સુધરતો નથી, જેની કાળાશ હસ્તીના આપથી ધોવાતી નથી રોશન થતી નથી, તેઓને પછી તેઓનો બગોબખ્ત નીસ્તીમાં અને ગેતીમાં ઉતારે છે. આપણે ગેતીની વાત લઇએ. ગેતીની ઉપર ત્યારે પેલા હસ્તી ઉપર નહી સુધરી રહેલા ૧/૧૦ રૂવાનો દરેક આસ્માન ઉપરથી ઉતરે છે. એટલે સાત આસ્માનોમાં પાંચ વર્ણો છે, તે બધા પાંચ વર્ણોના રૂવાનો ગેતીની ઉપર ઉતરી તનોમંદ હાલત ધારણ કરી રહે છે. આ તનોમંદ હાલત જ્યારે રોશની જેવી ગએથારૂપની થશે ત્યારે સુધારો થઇ રહેશે. તે રૂવાન સાથનો જે હમેવ છે તેની અંદર હાદાર ગવને ઉતારીને તનોમંદ વ્યકિત કરે છે જે વ્યકિત તો જડ રહે છે. આવી જડ વ્યકિતને કરવાની એ મતલબ છે કે તે જડ તનોમંદ વ્યકિત સુધરીને રોશનીની ગએથારૂપની થઇને પુર અંબોઇ મેળવીને રૂવાન જેવી થઇ રવાનમાં મળે કે જેથી પછી રૂવાનને મુકિત મળે. એમ ત્યારે ગેતીમાં જેટલી વ્યકિતઓ છે, તનોમંદ હયાતીઓ છે, તે બધાના રૂવાનો આ પાંચ વર્ણને લગતા છે. તે બધાને લગતા સ્તરો છે અને તે બધાઓને તેઓને લગતો બગોબખ્ત ચલાવી રહે છે. બગોબખ્તને તેઓના સ્તર સાથે સંબંધ છે જેની ઉપર યઝતોની નેગાહબાની છે, જેઓ પાયૂ ધ્વૈરેસ્તાર તરીકે છે, જેઓની વચમાં ધનામીનની આડ રહે છે. આવી સામસામી ગતીમાં રહીને તેઓ ગેતીની ઉપર જન્મ મરણ કરીને તેઓને જે ફુલમુખ્તારી આપેલી છે તેનો સદઉપયોગ કરી, તેઓ પાંચમા વર્ણમાંથી ચોથામાં, ચોથી વર્ણમાંથી ત્રીજીમાં અને ત્રીજી બીજીમાંથી બીજી પહેલી મુળ વર્ણમાં જઇને તનને રૂવાન જેવું કરી રૂવાનમાં મેળવશે. કદી એમબી બને કે પાંચમી વર્ણ એકદમ પહેલીમાં જાય તેમ બીજી ચોથી કે ત્રીજીબી એકદમ પહેલીમાં જાય.

જેવી રીતે માનવ રોશન ફુલ મુખ્તારી કરી, પોતાના વર્ણની દીનની તરીકત પાળે. તેમ તે પોતાની ઉપરની કે એકદમ ઉપરની વર્ણમાં જાય. ત્યારે

આ પાંચ વર્ણના રૂવાનોને ચલાવવા, ગેતીમાં પાંચ મુળ દીનો થઈ છે, જે દીનોને ચલાવનાર યઝતોને **ગાથા** કહે છે. આમ ચાર **ગાથા**ઓ એટલે દીનોને ચલાવનારી ચાર યઝતી શકિતઓ ચાર વર્ણોની દીનો માટે છે અને પાંચમો **ગાથા** જેને **ઝરથુશ્ત્ર ગાથા** કહે છે, તે પહેલી મુળ વર્ણ માટે છે તેમ બીજી ચાર વર્ણના **ગાથા**ઓના સરદાર ચલાવનાર તરીકેબી છે. એમ ત્યારે ગેતીમાં પાંચ મુળ ધર્મો માનવની પાંચ મુળ વર્ણો માટે થયા છે. આપણે ઉપર જોઇ ગયા છીએ કે દએવ વીદાતુ સાથનું રૂવાન મોટે ભાગે હસ્તીમાં સુધર્યું છે. પણ તેનો ૧/૧૦૦ થી ૧/૧૦૦૦ ભાગ હસ્તીમાં સુધરતો નથી તે નીસ્તીએ અવ્વલમાં એટલે નીસ્તીના અદ્રશ્ય અને ઉંચ્ચે દરજ્જેની દુન્યાઓમાં સુધરીને અરદાફ્રવષના મંડળમાં જોડાઇ રહે છે એટલે મુક્તિ પામીને નીસ્તીની પાસબાન ફ્રવશીઓને મળે છે. પણ આ ૧/૧૦૦ થી ૧/૧૦૦૦ માંનો ૧/૧૦ ભાગ ગેતીમાં ઉતરે છે; એટલે ૧/૧૦૦૦ થી ૧/૧૦૦૦૦ ભાગો પાંચ વર્ણના માનવ તરીકે ગેતીમાં ઉતરે છે. ૧/૧૦૦૦૦ થી ૧/૧૦૦૦૦૦ ભાગો ગેતીમાંના જાનવરો તરીકે ઉતરે છે. ૧/૦૦૦૦૦ થી ૧/૧૦૦૦૦૦૦ ભાગ ગેતીમાંના નબાતાત તરીકે ઉતરે છે. છેલ્લો ૧/૧૦૦૦૦૦૦ થી ૧/૧૦૦૦૦૦૦૦ ભાગ જમાદાત ખનીજ તરીકે ગેતીમાં ઉતરે છે. આ બધામાં માનવનું રૂવાન મુળ છે કે જેની કારદાનીથી બીજા ઉતરતા રૂવાનો સુધરતા જશે. એમ ત્યારે ૧/૧૦૦૦ થી માંડીને ૧૦૦૦૦૦૦૦ ભાગના રૂવાનો એટલે તદ્દન હેઠલા રૂવાનો ગેતીમાં પોતપોતાના આસ્માનો કે જ્યાંથી તેઓ ૧/૧૦ ના ધોરણે વહેંચાતા વહેંચાતા ઉતર્યા છે, તેઓ તનોમંદ હાલતો ધારણ કરીને તે તે આસ્માન ઉપરની વર્ણની દીનમાં જન્મીને, તે તે દીનની તરીકતો પાળીને વર્ણોમાંની મુળ વર્ણમાં જઇને મુક્તિએ પુગી રહે છે. આવી રીતે ગેતી ઉપર પાંચ મુળ વર્ણો અને તેઓની પાંચ મુળ તકએષો છે, કે જેઓમાંથી પછી અનેક અંતર ફાંટાઓ થયા કરે છે, પણ તે બધા અંતર ફાંટાઓ તેઓની મુળ વર્ણને લગતાજ ગણાય છે. આ બધા પાંચ વર્ણોના રૂવાનો જેઓ ગેતીમાં પોતાના રૂવાનમાંના દએવમાંથી ઉભી કીધેલી તનોમંદ કાયા ધરાવે છે, તેઓના મુળ રહેબર તરીકે પેલા તેઓને લગતા સ્તરો છે કે જેઓ તે વ્યકિતઓનું નસીબ કરાવવામાં ફાળો આપે છે. એ સીવાયના બીજા અનેક રેહબરો છે. સ્તરો પછીના બીજો મુળ રેહબર તે તેના વર્ણની દીન અને તે દીનનો મહાપુરૂષ અને તે મહાપુરૂષના હાથ હેઠળના બીજા અધીકારીઓ છે. ત્યારે મુળ પેલુ દએવ વીદાતુનું રૂવાન જે માનવના રૂવાન તરીકે **દસેમેના** હીસાબથી ઉતરી આવ્યું, તેનો તે દેવ તેના શરીર તરીકે થયો. આ શરીર મરણ જન્મ કરી કરીને અમર થઇને આખરે

તે રવાનમાં મળશે અને પછી પોતાના તેવા સામી જાતીના રવાનને મળશે કે જ્યારે ખએત્વદથ થશે. છેલ્લે પછી પોતાને લગતા સ્તરને મળવા જશે એટલે તેનો ફ્રશો-ગર્દ મુકિત થયલી કહેવાશે.

અહિંયાંથી ત્યારે રવાનોની પાંચ વર્ણ એટલે જીરમો અને તે વર્ણ-જીરમના મુળ પાંચ ધર્મો અને તે પાંચ મુળ ધર્મોના પાંચ પાસબાન યઝતો નામે પાંચ ગએથાઓ અને તે બધા ગાથાઓમાં મુળ પહેલી બરજીસી વર્ણના સરદાર ગએથા તરીકે ઝરથુસ્ત્ર ગાથા છે તેવણ અને તે ગાથા ઝરથુસ્ત્રનો દુત અશો ઝરથુસ્ત્ર છે તે વીગેરેનો સીલસીલો દેખાઇ આવશે અને તે માનવના રવાનને યઝત સાથે અને ખુદ દાદારના રવાન સાથે શો સંબંધ છે તે દેખાઈ આવશે. દાદાર તો અહ્ છે. પણ જે સામસામી જોડી નીકળીને એક થઇને દાદારને પોતામાં વસાવે છે તેથી અહ્નેને તે મુળ રવાન સાથે સંબંધ થાય છે. આ મુળ રવાનમાંથી દએવ વીદાતુનું રવાન નીકળે છે કે જેના ૧/૧૦૦૦ થી ૧/૧૦૦૦૦ ભાગનું રવાન તે માનવનું રવાન છે. એમ માનવના રવાનનો સંબંધ યઝતથી દાદારને પુગે છે.

એમ ત્યારે સૃષ્ટી રચનામાં એટલે હસ્તી-નીસ્તીના જગતોમાં દાદારે અહુનવઇર્ય પ્રમાણે, આ દએવ વીદાતુના રવાનને બસીત કરી પાંચ વર્ણોમાં વહેંચ્યા છે. આ પાંચ વર્ણોના રવાનોની પ્રગતી દસેમેના ૧/૧૦ ને કાયદે થઇ રહે છે. **દસેમે** એટલે સબકો તાલીમ અને દસેમ એટલે દસમું. આ બે અર્થો દસેમે શબ્દને માટે કાંય આવ્યા હશે તેની સમજ હવે આવશે. રવાનની તાલીમ મુકિત તે રવાનના દસેમના=૧/૧૦ ના ઉપર કહેલા કાયદા પ્રમાણે વહેંચાઇ જવાથીજ થાય છે. આ વહેંચાયલાઓ જ્યારે પોતાના દએવને તુરમંદ કરી તેને પોતામાં ઉમેરીને પાછા મળશે ત્યારે તે પાછા મળવાને **ખએત્વદથની** હાલત કહી છે, જેથી તે અખંડ થયલું રવાન પોતાના સ્તરને મળીને, અન્ગ્ર રઓચમાં મળીને યઝતોને મળીને દાદારને મળશે.

એમ ત્યારે માનવના રવાનના પાંચ મુળ વર્ગો થયા છે. તે રવાન પોતાની અંદરની '**રથ**' પ્રમાણે પાંચ વર્ગોમાં વહેંચાયું છે. તે રવાનની અંદરથી બહાર કાઢેલા **દએવ**માં દાદારે પોતાનો તેમ પોતાની યઝતી ગતીવાળા **અપાંમ નેપાત**નો અને **ગેઉશો**નો દમ ફુકીને તેમાંથી માનવની કાયા જોજનના જોજન વર્ષોએ પહેલા આતશની એટલે આતશી તત્વની, પછી બાદની એટલે બાદી તત્વોની, પછી આબની એટલે આબી તત્વોની અને છેલ્લે આજે ખાકની એટલે ખાકી તત્વોની એવી ખુબીવંત બનાવી છે, કે ઉપરના આત-

શના બાદના આબના તત્વોના શરીરો આજે તદ્દન શુધ્ધ બેદા રસીદા થઇ રહયા છે જેઓને કેહર્પં-તેવીષી-ઉસ્તાન-અઝદ તરીકે ઓળખે છે જેઓને અષોઈ મેળવી રહેલા ગએથાઓ કહે છે, જેઓ પોતામાં કુદરતને વસાવીને જડતાના દેખીતા તનને પેદા કરીને જીવ આપીને તે જડ તનની જડતાની ખાસીઅત પ્રમાણેના ભોગવટાઓનો ભાર ખમી રહે છે. ભોગવટાના એજાબ પ્રમાણેની સજા જઝા ભોગવી તે ખાકબી આખરે સુધારશેજ. આવા માનવ જે પાંચ વર્ણના છે, તેઓને ચલાવવા ચાર ગાથા નામના યઝતોએ પોતાના મુખી ગાથા નામે ઝરથુસ્ત્ર ગાથાના અસ્તો-દુત અશો ઝરથુસ્ત્રની મઝ-દયસ્નિ દીન મારફતે મુળ ચાર દીનો ઉભી કરાવી છે. ત્યારે માનવ દરેક કુદરતી રીતે આ પાંચમાંની એક દીનનો અસલ હતો. આ દીનોની વીગત ઉપર આપેલી છે તે ફરીને કહીશું નહી. માનવ જેબી દીનમાં હોય, તે દીનનો જો હુકેરેત થાય, તો તે પોતાની દીનના મધ્યમાં જાય. દરેક દીનના મધ્યમાં મઝદયસ્નિ દીનજ છે. ત્યારે પોતાની દીનના મધ્ય તરફ લઇ જનાર બે ખાસ ગુપ્ત તકએપ તે પાંચમાંની દરેક તકએપ સાથે રહે છે, કે જે બે ગુપ્ત તકએપો તે જાહેર દીનના મધ્યની અંદર કુદરતી રહેલી મુળ બરજીસી વર્ણની દીન નામે મઝદયસ્નિ દીન તરફ લઈ જઇને તે માનવને મુકિત અપાવે.

ત્યારે દરેક દીનની સાથે બે ખાસ ગુપ્ત દીનો તકએપો રહી છે, જેઓ તે દીનના હુકેરેતને મધ્ય ઉપર જવાના બે પગથીઆં તરીકે થઇ રહે છે. આમ તે બે પગથીઆંની ગુપ્ત બે તકએપ અને તે જાહેર દીનોના મધ્યની અંદર આવેલી મઝદયસ્નિ તકએપ--એમ બેને એક ત્રણ થઇને થ્રાયો તકએષનો ભેદ આવે છે. આ થ્રાયો તકએષના ભેદનો ઉપયોગ કરવા માનવે હુકેરેત થવાનું છે. જ્યાં લગી માનવ અષને-આઝાદગીને-હવસરફીતના થવાની હાલ-તને મેળવે નહી એટલે અષેમ વોહુના ભેદને પુગે નહી, ત્યાં લગી તે નર હુકેરેત થાય નહી. આમ અષેમ વોહુના દાદારના **વચ**=માંથ્રમાં **થ્રાયો તકએષનો** ભેદ છે.

જેમ માનવ **હુકેરેત** થઇને પોતાની વર્ણના મધ્ય ઉપર જઇને મુકિત મેળવે છે, કે જ્યારે તેને પેલી બે ગુપ્ત તકએપ એટલે થ્રાય તકએપમાંની બે અણુદીઠ તકએષો તે પોતાની જાહેર દીનના મઝદયસ્નિ મધ્ય ઉપર જવા મદદ કરે છે,-તેમ માનવ **દુઝકરેત** થાય, પાપી હતીનો થઈ અઘોર કર્મ કરે તો તેને પોતાની વર્ણમાંથી છેટેની દુરની વર્ણમાં ઉતરી પડવાના સંભવો રહે છે, કે જે વખતેબી આ થ્રાયો તકએષના ભેદની સાથે રહેલી તે બે તકએષ-તે બે

ગુપ્ત દીનો તેને છેટે જતા અટકાવીને પાછા પોતાની મુળ વર્ણની દીન તરફજ દોરવવા કામ કરે છે. આ ભેદ–કુદરતની ગુહય સચ્ચાઇ સમજવા અમુક સીધાંતો જાણવા જોઇએ.

**થાય તકએપની સમજ. વર્ણો એટલે જીરમોની ગોઠવણીઓ. પાંચ મુળ જીરમો–વર્ણો. તે પાંચ વર્ણોના દરેક વર્ણની વચમાંની બે ગુપ્ત વર્ણોનો ભેદ થાય તકએપમાં છે તેની સમજ. પાંચ વર્ણોના રૂવાનોની રથ જુદા ચહડ ઉતર પ્રમાણની, તેમ તે પાંચ વર્ણોની તનોમંદ હાલતમાંનો મીનો આતશબ્બી જુદી જુદી તેઝીવાળો રહે તે ઉપર. રૂવાન અને તન બેઉમાં રહેલા કુદરતી ભેદો. રૂવાન તો આગાહ છે માટે દાદારના હોકમ સામે જઇને વટલવા જેવું કરે નહિ પણ શરીરમાં તેવી ગફલતી હોય તે વિષેની હકીકતી સમજ.**

અવસ્તામાં જેને વરેન એટલે વર્ણ કહે છે જેઓને ઇલિમ્યતમાં જીરમો કહે છે તેઓ પાંચ છે. તેઓના પાંચ મુળ તકએપ છે. દરેક તકએપની વચમાં બે ગુપ્ત તકએપો ચહડવા ઉતરવાના દાદર તરીકે છે. આ પાંચ તકએપોને બરજીસની (બ્રિસપતીની), તારદની (બુધની), મીરરીખ–હાશમની (મંગળની) ઝોહરાની (શુક્રની) અને કએવાનની (સનીની) તકએપ કહે છે. આ દરેક તકએપો વચમાં ખુરશેદની અને ચંદ્રમાંની ગુપ્ત તકએપો ચહડ ઉતરના પગથીઆ તરીકે છે.

દાદારે આ પાંચે તકએપોને **concentric circles** તરીકે એટલે એક એકમાં સમાતા એકજ મધ્ય ઉપરથી દોરાયલા દાયરાઓ તરીકે રચેલી છે; એટલે તે પાંચેનું મધ્ય તો એકજ છે જે મઝદયસ્નિ છે. દરેક દાયરાની radius મધ્ય રેશા કહેતા મધ્યથી એતરાફની સીધ્ધી લીટી નાની મોટી હોય. પણ તે મધ્ય લીટી–મધ્ય રેશાની ઉપરજ **રવી** અને **ચંદ્ર**ની તકએપોની ખાસકારી ચાલે છે. કોઇબી દાએરા ઉપરનો માનવ પોતાની તે radius મધ્ય લીટી–મધ્ય રેશા ઉપરથી તે લીટી ઉપર કામ કરતી ચંદ્ર અને પછી રવીની તકએપને જોરે મધ્યમાં એટલે મુળ દએનમાં––માનમાં–મઝદયસ્નિપણામાં જઇ શકે છે. ત્યારે દાએરો તે તેની તકએપ બતાવે છે. પેલી radius મધ્ય ઉપરની સીધી

લીટી–મધ્ય રેશા તે તેની દીનની પતમાનની તરીકતો–સવાબો–આઝાદ ગતીના ભલા કર્મો બતાવે છે અને તે મધ્યબીંદુ–મરકઝ કે જેની ઉપરથી તે એકએકની અંદર સમાતા દાયરાઓ દોરાય છે તે મધ્ય શુદ્ધ મઝદયસ્નિ દએન બતાવે છે.

ત્યારે માનવને દાદારે એકજ મધ્યથી દોરાયલા જુદા જુદા,–તે મધ્ય પાસેના–કે તે મધ્યથી દુરના દાએરાઓ ઉપરના એકમાં એટલે પાંચ તકએષો-માંની એક તકએષમાં ઉતારેલો છે. એમ તે પાંચ દાએરાઓની–તકએષોની મધ્ય રેશા radius ના ભેદની તરીકતો સવાબો એવા છે, કે ગમે તેટલી દુરના એટલે મધ્યથી છેટેના દાએરામાંથી–તકએષમાંથી, તે મધ્ય રેશા ઉપર કામ કરતી રવી–મોહોરની બાતેન તકએષોથી મધ્યમાં જઇ શકે અને એકજ જીંદ-ગીમાં એમ પાર પડી શકે. પણ જો માનવ તે મધ્ય રેશાને વળગે નહી એટલે પોતાની દીનની પતમાનની તરીકતો ઉપર રહે નહી, પણ આડકતરી મધ્યથી જુદા મરકઝો ઉપરથી દોરાયલી રેશાઓને વળગે એટલે તરીકતોને છોડી દીએ, અસત્ય અખત્યાર કરે તો પોતાના દાએરા ઉપરજ ભમ્યા કરે અને ઉપર નીચેના દાયરોની મોહનીમાં ખેંચાઇને ગુમરાહ થઇ જાય–થયા કરે અને મધ્ય તરફ જવાનો રસ્તો ચુકે. એમ એક માનવ બરજીસી દાએરા-વર્ણનો હોય છતાંબી–બરજીસિ વર્ણમાં હોવા છતાંબી કર્મને લીધે–કેશાશી અગોળબખ્તને લીધે સાથે સાથ બુધની વાસ્નાબી રાખતો હોય, કે એવીજ રીતે બરજીસ સાથે મંગળની વાસ્નાનો હોય, કે બરજીસ સાથે શુક્રની વાસ્નાનો કે બરજીસ સાથે સનીની વાસ્નાનો હોએ, જો તે તે વાસ્ના પ્રબળ થઈ જાય, તો બરજીસના દાયરા ઉપરથી તે બરજીસ વાસ્નાથી દુરના–છેટેના દાયરામાં, કાંતો બુધ કે મંગળ કે શુક્ર કે સનીના દાએરામાં જઈ પડી ગુમરાહ થાય. આમ ગુમરાહ થવાથી તે મુળ દએનના દાયરા ઉપરથી છેટેના દાયરા ઉપર પડવાની વખતે, ચંદ્રમાંની અને પછી રવીની ગુપ્ત તકએષો આવીને તેને તે વાસ્નામાંથી છોડવવા મથે છે. ચંદ્રમાંની બાતેન તકએષ જો તે કામમાં નીષ્ફળ જાય તો પછી રવીની તકએષ તેને તે વાસ્નામાંથી વધુ દુર કરીને પોતાના દાયરા ઉપર સાબેત કરીપેલી મધ્ય રેશાનો રસ્તો બતાવે છે. જો તે બેઉ બાતેન તકએષો તેના સાબેત કેશાશને લીધે નીષ્ફળ જાય ત્યારેજ તે માણસ જીરમ ઉતરી પડે છે.

આપણે અહીંયાં નોંધ લેવાની છે કે **માનવ**નું રવાન કદી વાસ્ના બદલી શકે નહી એટલે વર્ણ–જીરમ ઉતરી શકે નહી; ન કે ચઢી શકે; કેમકે રવા-નમાં પુરતી રય જાગ્રત થઇ છે. માટે રવાન તો પોતાની વર્ણ બદલેજ નહી.

